# લવાજમ.

લવાજમ સર્વ માટે વર્ષે એકનાં રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે.)

મળવાનું ઠેકાણું:—વસન્ત ઑફિસ.—અમદાવાદ.

---

## નિયમો.

૧ તન્ત્રીની સહીના—ખાસ પોતે લખેલા અગર બીજા પાસે ખાસ લખાવેલા, તેમજ વસન્ત-ઑફિસમાં તૈયાર કરાવેલા અને વસન્ત-ઑફિસની સહીથી પ્રકટ થતા સર્વ લેખો માટે તન્ત્રી જવાબદાર છે. અને તેથી એના ઉપર છાપવા છપાવવાનો હક તન્ત્રીનો રહે છે.

૨ અન્ય સર્વ લેખો માટે તે તે લેખના કર્તા જવાબદાર છે.

૩ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું. તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા બાબતની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૪ કોઇ પણ લખકનું અસલ લખાણ—એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો ઠરાવ કર્યો હોય કે ન હોય—પણ પાછું લેખકને મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇપણ લેખ પૂર્વે પ્રસિદ્ધ થયો છે કે કેમ, તથા અન્ય કોઇ પત્રમાં પ્રસિદ્ધ કરવા મોકલ્યો છે કે કેમ એ અમોને લખી જણાવવું. કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિ તે તન્ત્રીની મુનસફ ઉપર છે.

વ્યવસ્થાપક.

---

# वसन्त

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस . अस्य सर्वाणि भूतानि मधु । यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૭ અંક ૧. [ માસિક ] માઘ. સંવત ૧૯૭૪

## વસંત ફુલડાં.

( હોરી— )

સખિ! લલકાર ફુલના, વસન્તે!
પ્રકૃતિની શૃંગાર લીલાને, રાજ વસન્ત સુહાવે:
વસન્તને ફુલડાં વિલસાવે, ફુલને કોણ ન વધાવે?
સખિ! જયકાર ફુલના, વસન્તે!
ફુલનાં ગુમ્ફન, વેણી મુકુટમાં, ફુલ કર્ણે, ફુલ કંઠે,
ફુલ કંકણ કર, ફુલ કટિ ભૂષણ ફુલ નૂપુર ગ્રન્થે
સખિ! શૃંગાર ફુલના, વસન્તે!

વન વિશ્રામ સમા ગૃહ આશ્રમ, કુસુમલ, વૈભવ યોગે:
રસ, ઉજ્વળ લાવણ્ય પ્રેમામય, સ્હાય અમર આરોગ્યે!
સખિ! સંસાર ફુલના, વસન્તે!
વત્સલ પ્રભુની પ્રાણ વિભૂતિ ફુલવેલ શી ગજાવે!
ઋતુજીવન ચર્યામાં, સદૈવ, યૌવન બલ બહુ લાવે!
સખિ! સહકાર ફુલના, વસન્તે!

વસુન્ધરાની વનસ્પતિમાં લલિત રસાત્મક જ્યોતિ:
સુઘટિત-ઘટના-પર્યાપ્તી એ પુષ્પિત પ્રકૃતિ રહેતી!
સખિ! સુવિહાર ફુલના, વસન્તે!

"લલિત."

# સર વિલ્યમ વેડર્બર્નનો સ્વર્ગવાસ.

ગયા માસમાં સર વિલ્યમ વેડર્બર્નના મૃત્યુ થયાની હકીકત જાણી સ્વદેશ માટે લાગણી ધરાવનાર દરેક હિન્દી જનને ભારે શોક અને ખોટની લાગણી થઈ છે. સર વિલ્યમ ઇંગ્લાંડના એક કુળવાન કુટુમ્બમાં જન્મેલા હતા અને હિન્દુસ્થાનની સેવા એ એમનું બે પેઢીથી કુલવ્રત થઈ પડ્યું હતું. પણ હિન્દુસ્થાનની સેવા એટલે હિન્દુસ્થાનના લોકની સેવા એ મહાન શબ્દાર્થ એ જેવો સમજ્યા હતા તેવો ભાગ્યે જ કોઈ અંગ્રેજ, બલ્કે હિન્દી સરકારી નોકર પણ, સમજે છે; એટલું જ નહિ, પણ પેન્શને ઊતરીને ઇંગ્લંડ જઈને પણ ધન અને સત્તાની તૃષ્ણાથી અન્ય વ્યવસાયમાં ન પડતાં, હિન્દની સેવામાં, ખરા અર્થમાં હિન્દની જ સેવામાં, ધન માન પ્રતિષ્ઠા સર્વનો ભોગ આપીને એમણે પોતાનો ઉત્તર કાળ ગુજાર્યો હતો. એ ઉત્તર કાળ કોઇક અદ્ભુત રીતે હિન્દી પ્રજાના રાજકીય વિકાસના પ્રથમ પર્વ સાથે બરાબર મળી રહે છે. હિન્દી નેશનલ કૉન્ગ્રેસ સ્થપાઈ એ અરસામાં જ સર વિલ્યમ પેન્શન લઇ કૉન્ગ્રેસના કાર્યમાં જોડાયા હતા, અને એ સંસ્થાએ, ત્રીસ બત્રીસ વર્ષની અથાક અને જોરદાર મહેનતથી, મનાવાર રીતે, બ્રિટિશ પ્રધાનમંડળ પાસે હિન્દની સ્વરાજ્ય માટેની લાગણી કબૂલાવી—ત્યાં આ ઉદારચરિત અંગ્રેજે પોતાના ઐહિક જીવનનું કાર્ય પૂરું થયું એમ સૂચવતી રીતે, સ્વર્ગવાસ કર્યો!

પાર્લમેન્ટમાં દાખલ થઇને ગયા સૈકાના છેલ્લા દશકામાં દાદાભાઇ વેડર્બર્ન વગેરે મહાપુરુષોએ હિન્દને અતુલ સેવા કરી છે, અને અત્યારે સ્વરાજ્યની દિશામાં પ્રજાપક્ષને જે કાંઈ ફતેહ મળી છે ને મળે છે તેનો પાયો એજ દશકામાં એ જ પુરુષોને હાથે નંખાયો છે. હિન્દુસ્થાનના બજેટ વખતે તેમ જ પ્રસંગે પ્રસંગે ઉત્પન્ન થતા અનેક પ્રશ્નો વખતે, સર વિલ્યમે આગળ પડીને પાર્લમેન્ટમાં હિન્દી પ્રજાનું દૃષ્ટિબિન્દુ ઉપસ્થિત રાખ્યું છે. તથાપિ હિન્દી ખેડૂત પ્રત્યે એમણે ધરાવેલી હિતસૌઝ એમની સર્વ સેવામાં મુખ્ય ગણાશે. હિન્દુસ્થાનના ખેડૂતને દેવાદાર સ્થિતિમાંથી મુક્ત કરવાને ખેડૂતો માટે નાણાં ધીરનારી પેઢીઓ સ્થાપવાની, અને એમના દેવાનો ફડચો કરવા માટે લવાદ નીમવાની, તથા મહેસૂલનો આકાર ઘટાડવાની સૂચના—પોતે અને મુંબાઇ સરકારમાં અધિકારસ્થાને હતા—ને, વખતોવખત, કરી હતી.. પણ એ સૂચનાનું ગૌરવ જે પ્રથમ સરકારને મન્દ મન્દ રીતે જ ધ્યાનમાં આવેલું તે અત્યારે બહુ સ્પષ્ટ રીતે કબુલાતું જાય છે, અને અત્યારની 'કૉઑપરેટિવ સોસાઇટીઓ', ગામડાની આર્થિક સ્થિતિનાં અન્વેષણ વગેરે પ્રજાહિતની પ્રવૃત્તિનાં બીજ સર વિલ્યમની સૂચનામાં રહેલાં છે.

પ્રજાના સ્વરાજ્યમાં જ સામ્રાજ્યનું બળ રહેલું છે, 'સેક્રેટરિયેટ'ની અમલદારીમાં નહિ: એ સત્ય અંગ્રેજ રાજ્યકર્તાઓને જેમ જેમ સમજાતું જશે તેમ તેમ વેડર્બર્ન જેવા એમના બન્ધુઓની યોગ્ય કદર કરતા તેઓ થશે. અત્યારે તો આ ઉદારાશય પુરુષે બ્રિટિશ સામ્રાજ્યને કરેલી મહાન સેવા હિન્દુસ્થાન જ સમજે છે, અને પ્રભુ પાસે એમનો આત્મા નિત્ય સુખમાં વસજો એમ આશીર્વાદ દે છે.

તન્ત્રી.

# સર વિલ્યમ વેડરબર્ન.

## હિન્દના અનન્ય મિત્ર.

હિન્દના રાજ્યતંત્રના ઇતિહાસનું નવું પ્રકરણ ઉઘડવાની ક્ષણે જ હિન્દના સાચા સલાહકારો એક પછી એક કૈવલ્ય પામતા જાય છે એ એક અતિશય ક્લેશકારક વૃત્તાન્ત છે. ગોખલે-ફીરોજશાહ દાદાભાઇ-વેડરબર્ન-આ પુરુષો હિન્દનું ભવિષ્ય ઘડવામાં આ ક્ષણે કેટલા અગત્યના હતાં તે કોનાથી અજાણ્યું છે? છેલ્લાં બે વર્ષનો ઇતિહાસ તપાસી કોણ કહી શકશે કે તેમની જગ્યા પૂરાઇ છે અથવા જે વખતે મિ. મોન્ટેગ્યુનું રિફોર્મ્સનું બિલ પાર્લામેન્ટમાં રજુ થશે તે વખતે એમની ખોટ આપણને નહિ જણાય? કોન્ગ્રેસનો પાયો નાંખનાર એ દૂર અંદેશી વીરપુરુષોપૈકીના કેટલા બધા અત્યારે કાલાધીન થઇ ગયા છે! અને તેમાંના જેઓ આ ક્ષણે શાન્ત, સત્ય અને સંગીન સલાહથી દેશની આત્મોદ્ધારની પ્રવૃત્તિ અગાસે ઉગ્ર થતી અટકાવવાને હયાત છે તેઓ કેવા એકલવાયા પડી ગયા છે! આ દિવસે દિવસે ન્યૂનો થતા જતા વીરમંડળમાં સર વિલ્યમ વેડરબર્ન કેવો અપૂર્વ ભાગ લેતા હતા તે જેમના જાણવામાં છે તેને આજકાલના સંયોગોમા પડેલી તેમની ખોટ માટે અપાર ખેદ થયા વિના નહિ જ રહે. હિન્દના આત્મોદ્ધારના આ સાચા ગુરુઓની હિન્દને જે ક્ષણે અત્યંત જરૂર છે તે ક્ષણે વિધિ એક પછી બીજાને ખસેડી લઇ એમના અનુયાયીઓના કર્તવ્યભારમાં અસહ્ય વૃદ્ધિ કરે છે. અને જે પરિસ્થિતિમાં તેમને તેમના સાચા નેતાઓના અભિન્નમોહન મંત્રની અને અનુભવનમ્ર દાક્ષિણ્યની પૂરી આવશ્યકતા છે તે પરિસ્થિતિમાં તેમના ભૂતકાલના વચનોના પરિશીલન માત્રથી પ્રાપ્ત થતા ઉદ્બોધનથી જ સંતોષ માનવાનું પ્રાપ્ત થાય છે એ થોડું શોકજનક નથી.

સર વિલ્યમ વેડરબર્નને હિન્દના અનન્ય મિત્ર હતા. પ્રથમ તો આખી સિવિલ સર્વિસમાં જે થોડા આંગળાને વેઢે ગણાય તેટલા ગૃહસ્થોએ હિન્દના હિત માટે સાચી લાગણી રાખીને અને પોતાના વર્ગની અપ્રિયતા વ્હોરી લઇને બ્રિટિશ સામ્રાજ્યને હિન્દમાં પ્રજાસંમત બનાવ્યું છે તેમાંના સર્વોત્તમ ગૃહસ્થોમાંના એ એક હતા. પૂર્વના કાળના મન્રો અને એલ્ફિન્સ્ટન વગેરેના જેવા જ સદ્દાસાફી અને હિન્દની પ્રજાના કલ્યાણને માટે નિર્ભયતાથી કામ કરનારા હાલના કાળમાં હ્યુમ, વેડરબર્ન અને સર હેન્રી કોટનનાં નામો છે. પોતાના વર્ગથી જુદા પડીને પણ રાજસેવાના સમયમાં જનપદહિતકર્તા રાજપુરુષ તરીકે હિન્દી પ્રજાનું અપરિમિત માન પામેલા અને નિવૃત્તિના સમયમાં પોતાના સર્વ સમયનો, અને તનનો, મનનો તથા ધનનો ભોગ અર્પીને હિન્દની પ્રજાના રાજકીય ઉદ્ધારને નક્કર લાવનાર આ પુરુષના ચારિત્રની 'અનન્ય' સિવાય બીજા કોઇ પણ પદથી યોગ્ય તુલના થઇ શકે તેમ નથી. હિંદુસ્થાન તરફથી મળતા પેન્શનની પ્રાપ્તિ પણ હિન્દના હિતમાં જ ખરચનાર અને હિન્દના હકનું રક્ષણ કરવા ઇંગ્લાંડમાં વિવિધ ખાતાઓને ઘરનાં નાણાંની મદદ

આપી હિન્દના શ્રેયને આગળ વધારનાર આ પુરુષની સેવાઓની કિંમત આપણે શી રીતે આંકી શકીશું ? હિન્દમાં જે વખતે તેઓ રાજસેવામાં હતા તે વખતે તેઓ હમેશા 'જનપદહિતકર્તા' જ હતા એ જ એક નાની સૂની વાત નથી. તે માટે જો કે 'પાર્થિવેન્દ્ર' તેમનો ત્યાગ ન્હોતો કર્યો તો પણ દૂર તો રાખ્યા જ હતા અને હુંશીઆર ગણાતા સિવિલિયનોને જે મોટા પદો અને અધિકારો મળે છે તેમાના કોઈ પદો કે અધિકારો મેળવવા સર વિલ્યમ ભાગ્યશાલી થયા ન હતા. જે વખતે કૉન્ગ્રેસ સ્થપાઇ તે વખતથી જ તેઓ કૉન્ગ્રેસના હિતૈષુ હતા અને કૉન્ગ્રેસની પહેલી બેઠકમાં જ હાજરી આપી પોતાની ઉદારતા, નિર્ભયતા અને સત્યનિષ્ઠા તેમણે સિદ્ધ કરી આપ્યાં હતાં. રાજસેવામાંથી નિવૃત્ત થયા પછી મળેલી મુંબઇની સને ૧૮૮૯ ની કૉન્ગ્રેસના પ્રમુખ તરીકે તેમને નીમીને આપણા અગ્રણીઓએ તેમની અનુપમ લોકસેવાની અને તેમના ઉદાર લોકહિતાનુરાગની તુલના કરી, અને ત્યારથી હિન્દના એક સાચા, ભલા અને બાહોશ મિત્ર તરીકે હિન્દના હિતમા કિંમતી ફાળો આપી સર વિલ્યમ હિન્દની કરોડો પ્રજાનો આશીર્વાદ પામી વિદેહમુક્ત થયા ત્યાંસુધી એમના જીવનની એક ક્ષણ પણ એવી ભાગ્યે જ ગઇ હશે કે જે વખતે તેમણે હિન્દનું હિતચિંતન નહિ કર્યું હોય

સર વિલ્યમ વેડરબર્ન એક સાચા અને નિર્ભય લિબરલ રાજપુરુષ હતા. તેમનું રાજ્યજીવન એમના લિબરલ મન્તવ્યોથી રંગાયલું હતુ અને નિર્બલ પ્રજાઓના તથા નિર્બલ સંસ્થાઓના હકનું રક્ષણ કરવા તેઓ હમેશા તત્પર રહેતા ૧૮૮૯ ની મુંબઇની કૉન્ગ્રેસના પ્રમુખ તરીકે તેમણે કહ્યું હતું કે:— *

"I have passed a quarter of a century among you, and during that period of time I have not known what it was to suffer an unkindness from a Native of India During that period I have been in the service of the people of India and have eaten their salt And I hope to devote to their service what still remains to me of active life

ભાવાર્થ —મેં તમારામા પચીસ વર્ષ ગાળ્યા છે. એ ગાળામા કોઇ પણ હિન્દી તરફથી મને કોઇ વર્તનનો અનુભવ થયો નથી. આ ગાળામાં હું હિન્દના લોકોની સેવામાં રહ્યો છું અને મેં હિન્દનું લુણ ખાધું છે. અને હવે મારા પ્રવૃત્ત જીવનની જેટલી મુદત બાકી છે તેટલી મુદત હું તેમની જ સેવામા ગાળવાની આશા રાખુ છુ.

હિન્દુસ્થાનમાંથી હજારો સિવિલ્યનો આ રીતે પચીસ ત્રીસ વર્ષ રહી, હિન્દનું લૂણ ખાઇને ચાલ્યા ગયેલા છે તેમાના ભાગ્યે જ આ શબ્દો ઉચ્ચારવાનું યોગ્ય ધાર્યું છે અને ઉચ્ચાર્યા પછી પણ છેક છેલ્લી ઘડી નભાવી રાખનાર તો કોઇ પણ નીવડ્યુ નથી એમ કહેવામાં કોઇને પણ ગેરઇન્સાફ થતો હોય એમ જાણવામા નથી. આથી સર વિલ્યમ વેડરબર્નને હિન્દુસ્થાનના અનન્ય મિત્ર તરીકે વર્ણવવા એ એમને ઇન્સાફ આપવાની ખાતર

* જરૂરનું છે

'હું હિન્દના લોકોના સેવક તરીકે રહ્યો છું અને છેક સુધી રહેવા ધારૂં છું' એ શબ્દોમાં જ એમનો લોકસેવાનો સિદ્ધાન્ત સ્પષ્ટ થાય છે. તો પણ એમની એ ઉદાર વૃત્તિ એમના જીવનમાં કેવી રીતે મૂર્તિમંત થઇ હતી તે જાણવું જોઇએ. તેઓ મુંબઇ સરકારના સેક્રેટરિ તરીકે લાંબા વખત સુધી રહ્યા હતા અને તેમની તે કારકીર્દિ દરમિયાન એમના શુભચિંતનના ઘણા પુરાવા એમણે આપ્યા છે. તેમાંનો એક સહુથી મોટામાં મોટો અને વિશિષ્ટ પ્રકારનો પુરાવો તે તેમની ખેતીવાડીની બેન્કના સંબંધની યોજના છે. એ રાજપુરુષે આપણા ખેડુતોની સ્થિતિનો સંગીન અભ્યાસ કર્યો હતો અને તેમના સમજવામાં સ્પષ્ટ રીતે આવ્યું હતું કે ખરી રીતે ખેડુતની સ્થિતિ સુધારવા માટે નાણાંની જરૂર છે. આ જરૂર પૂરી પાડવા માટે તેમણે એગ્રીકલ્ચરલ બેન્ક કાઢવાની એક યોજના તૈયાર કરી મુંબઇની સરકારની સંમતિ મેળવી. હિન્દી સરકાર પણ તેમના મતમાં મળી. સર એવલિન બેરિંગ, તે વખતના નાણા ખાતાના પ્રધાન તેમણે પાંચ લાખ રૂપીઆ બેન્કને સરકાર તરફથી ધીરવાનું પણ વચન આપ્યું. અને હિન્દી સરકારે સેક્રેટરી ઑફ સ્ટેટને મંજુરી માટે તે યોજના મોકલાવી આપી. પણ કોઇ અજ્ઞાત કારણથી તે મહાનુભાવના મંદિરમાંથી તે યોજના બહાર નીકળી જ નહિ! જ્યારે કેટલેક વર્ષે તે સંબંધી પૂછવામાં આવ્યું ત્યારે જણાવવામા આવ્યું કે એ યોજના વહેવારૂ નહતી! સર વિલ્યમે આ વાત કાન્ગ્રેસના પ્રમુખપદ ઉપરથી પોતે જ કહી છે, નહિ તો એ એવો તો દુર્લભ લાગે છે કે આપણે માનતાં પણ આચકો ખાઇએ. આ એક વાતમા એમના શુભ ચિંતનનો અને બીજાઓની બેદરકારીનો પૂરતો પુરાવો આવી જાય છે. આ વિષય ઉપર વિશેષ બોલતાં તેઓ કહે છે કેઃ—

"In reviewing the situation in England, we must admit that the organized forces are in the hands of our opponents The India Office is strong against us together with the influence of the Services and the Society. The London press is not favourable to us. And those members of Parliament who have Indian experience rank themselves mainly on the official side.

આટલું દિગ્દર્શન કરી બતાવી તેઓ જણાવે છે કેઃ—

The forces of the new democracy are in favour of national aspirations; and wherever meetings of working men are addressed they are found willing, nay eager, that justice should be done to India."

ઉપરના વાક્યો તે દિવસે સાચાં હતાં. આ ક્ષણે ઇન્ડિયા ઑફિસની વૃત્તિ પ્રથમના જેટલી વિષમ નથી અને બ્રિટિશ પ્રજા અત્યારે આપણને જવાબદારી રાજ્યતંત્રમાં દાખલ કરવા તૈયાર થઇ છે તેટલો તે દિવસની અને આજની સ્થિતિમાં સ્પષ્ટ ફેર છે. તે ફેર લાવવામા સર વિલ્યમ વેડરબર્નનો પણ કિમતી ભાગ હતો અને તે સારૂ આપણે તેમને

જેટલું માન આપીએ તેટલું ઓછું છે. આ પ્રસંગના ભાષણમાં કૉન્ગ્રેસ જે તે વખતે માત્ર ચાર વર્ષનું બાળક હતી તેના સંબંધે તેમણે એવું ભવિષ્ય ભાખ્યું હતું કે'—

"The congress has become a household word in England and it will become a power in the State if you continue patient, persistent, moderate"

આ વાત પણ એમની ખરી નીવડી છે. અત્યાર સુધી કૉન્ગ્રેસે ધૈર્ય આગ્રહ અને સંયમિતા બતાવ્યાં છે અને તેને પરિણામમાં હાલમાં કૉન્ગ્રેસનું બળ કેટલું છે તે કહેવાની જરૂર નથી. સર વિલ્યમ વેડરબર્ન ઇંગ્લન્ડમાં શ્રદ્ધા અને આગ્રહ સાથે હીલચાલ કરવાનો વખતો વખત આગ્રહ કરતા. ઇંગ્લન્ડની પ્રજા આપણને એકદમ બધું આપી દેશે એમ તેઓ કદી પણ કહેતા નહીં, પણ ઇંગ્લન્ડ તમને ઇન્સાફ આપશે અને ઇંગ્લન્ડને તમારા દુખોની સમજણ પડશે તો ઇંગ્લન્ડ જરૂર તમારી બ્હારે આવશે એમ તેઓ હમેશા માનતા અને ઉપદેશતા. એઓ ચુસ્ત લિબરલ હતા અને સ્વાભાવિક રીતે લિબરલ પક્ષમાં તેમને શ્રદ્ધા હતી. સને ૧૮૮૦ની કૉન્ગ્રેસ વખતે તેમણે કાઉન્સીલના સુધારા ઉપર ખાસ આગ્રહ રાખવાની સલાહ આપી હતી. તે જ વખતે તેમની સાથે ઇંગ્લન્ડથી મિ. બ્રૅડલો હિન્દની પરિસ્થિતિ જોવા અને હિંન્દના હિતમા શુ થઇ શકે તેવું છે તેનો સ્પષ્ટ ખ્યાલ લેવા માટે આવ્યા હતા અને મિ. બ્રૅડલોને આપણે માટે લડવા સારૂ તૈયાર કરવામા સર વિલ્યમે હિન્દની અમૂલ્ય સેવા બજાવી હતી

સર વિલ્યમનો બીજો એક મોટો મુદ્દો પાર્લમેન્ટના કાબુનો હતો. હિન્દુસ્થાનનું રાજ્યતંત્ર પાર્લમેન્ટને જવાબદાર છે અને પાર્લમેન્ટે તે ઉપર અસરકારક કાબુ રાખવો જોઇએ એવું તેઓ માનતા સને ૧૮૫૮ ની ગોઠવણ પછી તે કાબુ શિથિલ થઇ ગયો તે તેમને મતે અત્યંત અનિષ્ટ હતું

આ સિવાય તેઓ હમેશાં ઇંગ્લન્ડમા હીલચાલ કરી ઇંગ્લન્ડની પ્રજાને હિન્દની પરિસ્થિતિથી વાકેફ કરવાની મજબૂત હીમાયત કરતા. એક સાચા લિબરલ તરીકે તેઓ Peace, Retrenchment and Reform—સુલેહ સુધારો અને કરકસર માટે આગ્રહી હતા હિન્દના ખરચના સંબધમાં, હિન્દની સિવિલ સર્વિસની બેદરકારીના સંબધમાં અને લોકોનાં અને સરકારના હિત સામસામાં રહેવાને બદલે એકસરખાં કરવાની જરૂરીયતના સંબધમા એમના વચનો અત્યારે પણ અસરકારક છે. તેઓએ કહ્યુ છે કે.—

"We know that in this country and elsewhere the great reforms we want for the people, are peace retrenchment and reform This is the basis for the welfare of the people Now, with regard to the great official and military service, their professional interests are directly antagonistic to all three × × × Then there come the departments. How can they

be expected to regard with favour the reforms which mean the destruction of themselves? With regard to reform, how can we expect them to take the initiative in acts of reform which means putting a limit and control on their own arbitrary powers? Reform also means, as my friend, the hon. Member for Finsbury (Mr Naoroji) has said, more power for the people of the country. And the employment for high office of the people of the country is directly opposed to the ruling classes, who naturally wish to keep their appointments for themselves."

એમણે મિ હર્બર્ટ પૉલની 'સિમલ્ટેનયસ' પરીક્ષાની દરખાસ્તને પણ ટેકો આપ્યો હતો અને તે સંબંધે બોલતાં બ્યુરૉક્રસી અને 'સિમલા ક્લીક'ને કેટલાંક એવાં તો સાચાં વેણો કહ્યાં હતાં કે જે સ્વદેશી વક્તાને મ્હોએથી પણ વખતે નીકળવાં મુશ્કેલ પડે. સર વિલ્યમ વેડરબર્ન હિન્દ તરફની પોતાની ફરજ બરાબર સમજતા. તેઓ કહેતા કે ઈંગ્લન્ડના લોક તો પોતે પોતાનું કરી શકે એમ છે. હિન્દને માટે કોઈ બોલનાર નથી. અને આ ધોરણે ચાલતાં જ્યારે તક મળતી ત્યારે તેઓ સાચી અને સાદી ભાષામાં હિન્દની પ્રજાની ફરિયાદો નિર્ભયતાથી રજુ કરવાનું કદી ભુલતા નહિ. તેમના પરિશ્રમથી પાર્લામેન્ટમાં હિન્દી પાર્લામેન્ટની કમિટી સ્થપાઈ હતી. તે કમિટીમાં તેઓ ઉત્સાહથી કામ કરતા અને તેમની મહેનતથી નીમાયલા લૉર્ડ વેલ્બીના કમિશનમાં તેમની પણ યોજના કરવામાં આવી હતી. આ કમિશનમાં તેઓએ દાદાભાઈ નવરોજી અને મિ. કેનની સાથે—મોટા ભાગથી જુદા પડીને પોતાનો મત આપવાની હિંમત કરી હતી.

સર વિલ્યમની પાર્લામેન્ટની કારકીર્દિ બહુ ટૂંકી નીવડી કારણ કે પછીની પાર્લામેન્ટ-માં તેઓને સ્થાન મળી શક્યું નહતું. તો પણ પાર્લામેન્ટની બહાર રહીને હિન્દની સેવા બજાવવામાં તેમણે મણા રાખી નહતી. તેઓએ ખરી રીતે હિન્દી પ્રજાના રીતિસર નીમાયલા 'વકીલ' તરીકે ત્યાં કામ કર્યું હતું. અત્રેની પ્રેસિડન્સિ એસોસિએશનના સૂત્ર-ધારો સાથે તેઓ હમેશાં પત્રવ્યવહાર ચલાવતા અને અત્રેની પરિસ્થિતિથી વાકેફ રહી જે વખત જે કરવું જોઇએ તે કરવામાં કોઇને પૂછવા રહેતા નહિ, કદી પણ પાછા પડતા નહિ. લિબરલ પક્ષના હોવાથી સ્વાભાવિક રીતે તેમને તે પક્ષમાં મિત્રો વધારે હતા અને જ્યારે ૧૯૦૫ માં તે પક્ષ અધિકાર ઉપર આવ્યો તે વખતે લિબરલ પક્ષના મુખ્ય અધિકારીઓને મળીને હિન્દ ખાતાના પ્રધાન તરીકે એક સારામાં સારા લિબરલની યોજના કરાવવા સારૂ તેમણે ભગીરથ પ્રયત્ન કર્યો હતો. હિન્દને સદ્‌ભાગ્યે તે વખતે જૉન મોર્લિ જેવા ઉદાર અને ઉદારચરિત વિદ્વજ્જનની તે સ્થાન ઉપર યોજના થઇ અને ઇન્ડિયા ઑફિસથી સ્વતંત્ર રીતે કામ લેવાની કેટલી જરૂર છે તે તેમના મન ઉપર ઠસાવવામાં અને ઇન્ડિયાનો કેસ તે મહાનુભાવની પાસે યોગ્ય રીતે મૂકવામાં સર વિલ્યમ હમેશાં મદદગાર થતા હતા. જૉન મોર્લિ તરફ અત્રેથી પ્રજાના હિતવાદી તરીકે ગયેલા આપણા ગોપાળ કૃષ્ણ ગોખલેના શ્રમને સફળતાના માર્ગ ઉપર ચઢાવવામાં પણ સર વિલ્યમ વેડરબર્નનો પૂરો હાથ હતો.

અને ૧૯૧૦ ની અલાહબાદની કૉન્ગ્રેસના પ્રમુખ પદ ઉપર તેમને નીમી હિન્દે તેમની તે વખતની સેવાઓની કદરઃકરી, અને આ વખતે તેમણે, પૂર્વે જેમ સરકારને સાચાં વચનો કહ્યાં હતાં, તેમ સરકારને અને પ્રજાના અગ્રેસરોને પણ કહીને પોતાની સત્યનિષ્ઠ અને નિઃસંગતાનો સંગીન પુરાવો આપ્યો હતો. આ વખતે પણ હિન્દને નૈરાશ્યપંકથી બચાવવાના હેતુથી તેમણે પોતાની શ્રદ્ધાનો સંપૂર્ણ ખ્યાલ આપ્યો હતો. તેમણે કહ્યું કે—

"My sympathy with your aspirations is whole-hearted; and I cherish an enduring faith in the destiny of India. India deserves to be happy. And I feel confident that brighter days are not for off. There is a saying that every nation deserves its fate, and my confidence in the future of India is founded on the solid merits of the Indian people—their law-abiding character, their industry, their patient and gentle nature, their capacity for managing their own affairs, as shown in their ancient village organization. Further, I place my trust in the intelligence and reasonableness and the public spirit of the educated classes And last but no least, I have *confidence in the congress whose pious duty it is* to guide the people in their peaceful progress towards self-government within the Empire."

આ વખતે તેમણે ત્રણ અમૂલ્ય વિજયમંત્રો આપ્યા હતા.

*"Hope,"* — *"Conciliation"* — *"United effort."*

**"શ્રદ્ધા" — "સમાધાન" — "સંહતિ".**

આ મંત્રોની આપણને ૧૯૧૦ માં ઘણી જરૂર હતી. મિન્ટો અને મોર્લેની યોજના અમલમાં મૂકાઈ ગઈ હતી પણ તેને સિદ્ધિના માર્ગ ઉપર લઈ આવવાનું કામ ઘણું કઠણ હતું. તે વખતે પૂર્ણ શ્રદ્ધાથી, સમાધાન કરતાં કરતા સંહતિ—સંઘ—બળથી કામ લેવાની પૂર્ણ જરૂર હતી. (૧) યુરોપીયન અમલદારો અને કેળવણી લીધેલી પ્રજા વચ્ચે, (૨) હિન્દુ અને મુસલમાનોની વચ્ચે અને (૩) વિનીત અને ઉદ્દામ પક્ષની વચ્ચે જે ગંભીર વિરોધો વર્તતા હતા તે શમાવવાની જરૂર હતી. આ ત્રણ વિરોધ પૈકી બીજા, અને ત્રીજા અત્યારે શમી ગયા છે. પહેલા હજી જેવા ને તેવા જ છે, બલ્કે હાલના પ્રસંગમાં વધારે ઉગ્ર બન્યા છે. ઇંગ્લન્ડમાં હિન્દની ફરિયાદોનો પ્રચાર કરવા માટે તેમની ભલામણ પણ હમેશની માફક આ વખતે પણ તેટલી જ મજબૂત હતી તેમણે કહ્યું હતું કેઃ—

The congress Resolutions contain the case for India, the brief for the appellant is complete; and what is now wanted is a vigorous propoganda in England, in order to bring the appeal before the High Court of the British Nation."

છેવટની ઘડી સુધી આ ઉપાય ઉપર તેમનો મુખ્ય ભાર હતો. અને આપણા અગ્રણીઓ ઉપર આવેલા તેમના છેલ્લા તારો પણ હમણાં ચાલતા પ્રસંગને અંગે આ જ વિષયના સંબંધમાં હતા. કૉન્ગ્રેસ-લીગની યોજનાના સંબંધમાં તેઓની પરિપૂર્ણ સહાનુભૂતિ હતી. પણ તેઓ યુરોપિયન અધિકારી વર્ગ તરફથી ભય ઉપસ્થિત થશે એમ માનતા અને તેમને ચૂપ કરવા યોગ્ય માર્ગ લેવાની જરૂર વિષે તેઓ હમેશાં સાચી સલાહ આપતા. તેઓએ લખ્યું છે કેઃ—

"When a member of the permanent civil service steps into the Viceroy's Executive council or "cabinet" he ceases to be a servant and becomes one of the governing body. The whole force of Indian opinion should, therefore, be directed against the statutary provision which gives the civil service three out of five seats in the Viceroy's cabinet. This is what creates the "Bureaucracy" which is literally the rule of the official."

હિન્દના રાજકીય સમુદ્ધાર માટે કોઈ પણ અંગ્રેજ અમલદારે સર વિલ્યમ વેડરબર્નના જેટલું સંગીન અને નિરંતર કામ કર્યું નથી, એટલું જ નહિ પણ એમના જેટલું કામ કોઈ સ્વદેશી લોકસેવકે પણ ભાગ્યે જ કર્યું હશે. એમને હિન્દ ઉપર અસાધારણ—અનન્ય પ્રેમ હતો, હિન્દની પ્રજા માટે અસાધારણ–અનન્ય–સદ્‌ભાવ હતો; હિન્દનું શ્રેય એ જ એમનું જીવનસૂત્ર હતું અને મિ. મોન્ટેગ્યુનું ઉજ્જવળ નિવેદન એમને કાને પડવા પામ્યું એ એમનું પરમ સદ્‌ભાગ્ય હતું. મિ. ગોખલેએ ખરૂં જ કહેલું છે કેઃ—

"The picture of this great venerable rishi is a picture that is too venerable, too beautiful, too inspiring for words it is a picture to dwell upon lovingly and reverentially and it is a picture to contemplate in silence."

પ્રભુ એમના આત્માને પરમ શાન્તિ આપો, એમના દૃષ્ટાન્તના ચિંતનથી યુરોપીયન અધિકાર વર્ગના વિરોધ શમો, અને હિન્દને જે અપરિમિત આત્મબળ અને આત્મશ્રદ્ધાની આ ક્ષણે જરૂર છે તે પ્રાપ્ત થાઓ.

ઉત્તમલાલ કે. ત્રિવેદી.

પાડવાની કેળવણીના ( formative education ) સાધન તરીકે વાપરવાનું ફિન્લૅન્ડના યૂનો સિગ્નિયસે શરૂ કર્યું હતું. તે ફિન્લૅન્ડની પ્રાથમિક કેળવણીનો પિતા હતો, અને તેના કેળવણી સંબંધી વિચારો ફ્રૂબેલ અને પેસ્ટેલોઝીના લખાણો ઉપરથી બંધાયા હતા. ઑટો સૉલોમને ૧૮૭૭ માં ફિન્લૅન્ડની મુલાકાત કરી અને સિગ્નિયસની પ્રથા અને પદ્ધતિ સંબંધી માહિતી મેળવવામાં કેટલોક સમય ગાળ્યો. ત્યારથી તે ૧૮૮૮ માં સિગ્નિયસનું મરણ થયું ત્યાં સુધી બે વચ્ચે પત્રવ્યવહાર ચાલુ રહ્યો.

આ સિગ્નિયસના ફિનિશ સિદ્ધાંતો સ્વિડન લઈ જવામાં આવ્યા, અને નાસની નિશાળમાં દાખલ કરવામાં આવ્યા. ત્યાર પછી ત્યાંના વિદ્યાધિકારીએ ફિન્લૅન્ડની પ્રથામાં બે અગત્યના સુધારા દાખલ કર્યા. નિશાળમાં ચાલતા દરેક જાતના સ્લૉયડ કામને કેટલાક કેળવણીના સિદ્ધાંતોની દૃષ્ટિથી તપાસ્યું અને તેને માલમ પડ્યું કે ટેવ પાડવાના ( formative education ) શિક્ષણ માટે લાકડું સૌથી વધારે ઉપયોગી સાધન છે. ત્યારથી બીજાં જે જે હસ્તકામો શીખવાતાં હતાં તે બંધ કરવામાં આવ્યાં અને એકલું લાકડાનું કામ જ નિશાળોમાં રાખ્યું. તે વખતથી કેળવણીના શાસ્ત્રીય સિદ્ધાંતો ઉપર લાકડાના કામની યોજના કરવા તેણે પ્રયત્ન કર્યો, અને હવેથી સ્લૉઇડ એ " Home sloyd " મટી જઈ " Educational sloyd " થયું.

શિક્ષકો તૈયાર કરવા માટે પણ વર્ગો સ્થાપવામાં આવ્યા. પ્રથમ તો તે કામને માટે ખાસ શિક્ષકોની ( અથવા ધંધામાં નિષ્ણાત એવા શિક્ષકોની ) યોજના થની. પણ પાછળથી એમ જણાયું કે સામાન્ય શિક્ષક એ જ વધારે અનુકૂળ થશે. તે ઉપરથી એ સુધારો અમલમાં મુકાતાં " નાસ " જે સ્વિડનમાં આ પદ્ધતિનું ખાસ સ્થાન છે ત્યાં તેવા માણસોને જગ્યા મળતી બંધ થઈ. ૧૮૮૨ થી સ્ત્રીઓને પણ " નાસ " ના ટ્રેનિંગ ક્લાસમાં દાખલ કરવામાં આવી. આ ટ્રેનિંગ ક્લાસનો નીચેના દેશોએ અત્યાર સુધીમાં સારો લાભ મેળવેલો છે —

*સ્વિડન, નૉર્વે, આબિસિનિયા, આર્જેન્ટાઇન રિપબ્લિક, બેલ્જીઅમ, બ્રાઝિલ, કાનડા,* ચિલિ, ડેન્માર્ક, ઇંગ્લંડ, સ્કૉટલેન્ડ, આયર્લૅન્ડ, ફિન્લૅન્ડ, ફ્રાન્સ, નેધરલૅન્ડ્સ, આઇસ્લેન્ડ, ઇટલિ, જાપાન, રશિયા, સ્વિટ્ઝર્લૅન્ડ. સ્પેન, જર્મનિ, યુનાઇટેડ સ્ટેટ્સ, હંગરિ, ઉરૂગ્વે, ઑસ્ટ્રિઆ અને ઈસ્ટ ઇન્ડિઆ.

આ કામનું શિક્ષણ હૉલેન્ડમાં ૧૮૭૬ માં, બેલ્જીઅમમાં ૧૮૮૧ માં, સ્વિટ્ઝર્લૅન્ડમાં ૧૮૮૨ માં, ઑસ્ટ્રિઆમાં ૧૮૮૩ માં, રશિયામાં ૧૮૮૪ માં આપવાની શરૂઆત થઈ. જાપાન, ઉત્તર અને દક્ષિણ અમેરિકામાં પણ આ વિષયને નિશાળોમાં સ્થાન આપવામાં આવેલું છે.

સ્લૉઇડ શિક્ષણ વધારવાને માટે ઇંગ્લાંડમાં ચાર મહાન્ મંડળો સ્થપાયલાં છે. ગ્રેટ બ્રિટન અને આયર્લૅન્ડનું સ્લૉઇડ શિક્ષણ મંડળ ૧૮૮૮ માં સ્થપાયું. ૧૮૯૨ માં ઉત્તરના પરગણાનું સ્લૉઇડ અને કેળવણીને જરૂરી એવું હસ્તકામનું મંડળ ઉભું થયું અને તેની શાખાઓ શેફીલ્ડ, માન્ચેસ્ટર, વગેરે સ્થળોમાં સ્થપાઈ. સ્કૉટલેન્ડને માટે સ્લૉઇડ શિક્ષણનું મંડળ તે જ સાલમાં સ્થપાયું અને તેની શાખાઓ એડિનબરો ગ્લાસગો આદિ ઠેકાણે ઉભી થઈ. એવાં મંડળો અને તેની શાખાઓ અનેક સ્થળે સ્થાપવામાં આવી. ૧૮૯૩ ના ડિસેંબર માસમાં વિજ્ઞાન અને હુન્નર ખાતાએ ઠરાવ દ્વારા સ્લૉઇડને કેળવણીને લગતા લાકડાના કામની બરોબરીમાં મૂક્યું અને દિવસે દિવસે તેનો વિસ્તાર વધારે ને વધારે થતો ગયો.

કેળવણીના ઇતિહાસ ઉપરથી જણાઈ આવશે કે હસ્તકલાશિક્ષણ નિશાળના અભ્યાસક્રમમાં કંઈ આધુનિક વિષય નથી, પણ ઘણા સૈકાથી તે યૂરોપમાં ઓછા વધતા પ્રમાણમાં જોવામાં આવે છે. ક્વચિત્ તે અગ્રસ્થાન ભોગવતો માલમ પડે છે તો ક્વચિત્ તેને વિસારે મૂકવામાં આવેલો છે. પણ છેલ્લા બે ત્રણ સૈકાથી તો બુદ્ધિશાળી અને અગ્રગણ્ય હિમાયતીઓ અને શિક્ષણશાસ્ત્રના સ્થાપકો તેને માટે આગ્રહપૂર્વક લડત ચલાવી રહેલા છે. કોમીનિયસ, લૉક, રુસો, પેસ્ટેલોઝી, ફ્રૉબેલ આદિ જે મહાન્ ગુરુઓ થઈ ગયા તે સર્વે હસ્તકળા શિક્ષણની અગત્યતા પોતાના ગ્રંથોમાં દર્શાવતા ગયા છે; અને તેમના પ્રયાસનું શુભ ફળ આજે પાશ્ચાત્ય દેશો ભોગવે છે. હિંદુસ્થાનમાં પણ હસ્તકળાશિક્ષણની અગત્ય તરફ આપણા નેતાઓનું ધ્યાન ખેંચાવા લાગ્યું છે, અને તે દાખલ કરી તેનો વિસ્તાર કરવા સરકારને આગ્રહ કરવામાં આવે છે. આપણા ઈલાકામાં "મેન્યુઅલ ટ્રેનિંગ" નો વિષય દરેક હાઇસ્કૂલ તથા ટ્રેનિંગ કૉલેજમાં દાખલ કરવા સરકારનો પ્રથમ વિચાર હતો. પરંતુ મ્હેસુરમાં ચાલતી સ્લૉઇડ પદ્ધતિ જોયા પછી "મેન્યુઅલ ટ્રેનિંગ" ને બદલે સ્લૉઇડ શિક્ષણ દાખલ કરવામાં આવ્યું છે.

## ૨. સ્લૉઇડ એટલે શું? તેનું સ્વરૂપ.

"Drawing, representation, construction and decorative work are educational processes as real as reading and writing; they touch as nearly the springs of all that is best in human character. They may have results as valuable and as far-reaching."

Sir Joshua Fitch,

સાર:—"કંઇ પણ ચિત્ર કાઢવું અથવા તો બનાવવું તે વાચન લેખન જેટલું જ કેળવણી આપનારૂં છે."

સ્લૉઇડ એ કોઈ વિષય નથી, તેમ ધંધો નથી. તે એક કેળવણીની પદ્ધતિ છે. તેનો અર્થ કામ કરવામાં કૈશલ્ય એટલો જ થાય છે અને "sleight-of-hand" માંના "sleight" શબ્દનો પર્યાય શબ્દ છે. લાકડાના કામથી અપાતી "મેન્યુઅલ ટ્રેનિંગ" ની

ખાસ પદ્ધતિ માટે આ શબ્દ યોજવામાં આવે છે. તેનો ઉદ્દેશ સામાન્ય (વિશિષ્ટ નહિ) કૌશલ્ય શીખવવાનો છે. આ હેતુથી જુદા જુદા હથિયારો વપરાવવામાં આવે છે, જેથી સ્લૉઇડ વિદ્યાર્થીને જુદી જુદી રીતે પોતાનો હાથ વાપરવાની તક મળે. આ પદ્ધતિ અમુક એક ઉદ્યોગ અથવા વેપારમાં કૌશલ્ય લાવવા તરફ દૃષ્ટિ રાખતી નથી. સ્લૉઇડ પદ્ધતિની અગત્યતા બાળકોએ બનાવેલા નમુનાના બજાર ભાવથી આંકવાની નથી, પરંતુ તેની કિંમત આંકવામાં વેપારી દૃષ્ટિબિંદુથી જોવાને બદલે એક શિક્ષકનું દૃષ્ટિબિંદુ રાખવું જોઇએ. અમુક જ ધંધો શીખવવાનો ઉદ્દેશ ન રાખતાં, કોઈ પણ ધંધામાં અને જીવનની કોઈ પણ સ્થિતિમાં ઉપયોગી થઈ પડે એવી સામાન્ય કુશળતા લાવવાનો તેનો મુખ્ય ઉદ્દેશ છે. જો કે (વુડ સ્લૉઇડ) લાકડાનું સ્લૉઇડ કામ પસંદ કરવામાં આવે છે, તોપણ તેથી બધા બાળકો સુથાર થશે એવી ધાસ્તી રાખવાનું કંઈ પણ કારણ નથી.

લાકડાનુંજ કામ પસંદ કરવું એવો સ્લૉઇડ પદ્ધતિમાં કંઈ ખાસ નિયમ નથી. પરંતુ આપણું કાર્ય સિદ્ધ કરી શકે એવો કોઈ પણ પદાર્થ લેવો. પણ ખાસ ધ્યાનમાં રાખવાનું એ કે, તે કામ કેળવણીની દૃષ્ટિથી ઘણુંજ લાભદાયી હોવું જોઇએ. આ દૃષ્ટિબિંદુથી જોતાં લાકડાનું કામ નિર્વિવાદ શ્રેષ્ઠ ઠરે છે. લાકડાના કામમાં સંઘાડા ઉપર ઉતારવાનું કામ અને કોતરકામનો સમાવેશ થાય છે. લાકડાનું કામ શા માટે શ્રેષ્ઠ ગણવામાં આવે છે તેનો જવાબ આગળ આપવામાં આવશે.

લાકડાના કામના જે ત્રણ વિભાગો ઉપર દર્શાવવામાં આવ્યા છે તેમાં કોતરકામ ઉતરતી પંક્તિ ભોગવે છે. અને તેથી તેને પહેલા બે જેટલું અગત્યનું ગણવામા આવતું નથી. કોતરકામ જો કે રસિક દૃષ્ટિથી સારો વિષય છે તો પણ તેમાં કેટલાક મોટા દોષો રહેલા છે. તેમાં શારીરિક બળની જરૂર પડતી નથી અને તેથી કરીને શરીરને મજબુત બનાવવામાં અથવા તો શરીર ખીલવવામાં ઉપયોગી થતું નથી. અને આખો દિવસ માનસિક શ્રમ કર્યો અથવા તો સ્થિર થઈ બેસી રહ્યા તેનો ભરપાઈ કરવામાં મદદગાર થતું નથી. તેથી ઘણું વિશેષ તે વધારે વખત સ્થિર બેસી રહેવાની, અને તે પણ ખરાબ સ્થિતિમાં, ફરજ પાડે છે કે જે શ્વાસોચ્છ્વાસ અને લોહીના ફરવાને નુકસાન કરે છે.

જો નિશાળોમાં સ્લૉઇડ ઉપયોગી કરવું હોય તો તે ખરેખર મહેનતનું કામ હોવું જોઇએ, જેથી શારીરિક શક્તિ વધે અને પ્રવૃત્તિમય વૃત્તિને સંતોષ આપે. તે શારીરિક મહેનતનું કામ હોવું જોઇએ, નહિ તો મહેનતના કામ તરફ માનની લાગણી ઉત્પન્ન કરશે નહિ, જે તેનો એક હેતુ છે. તેમાં બનતી ચીજો મોજશોખની નહિં જોઇએ, પરંતુ ઉપયોગી વસ્તુઓ જ હોવી જોઇએ. આ સિદ્ધાંતોને અનુલક્ષીને સ્લૉઇડ પદ્ધતિનો ક્રમ ઘડી કાઢવામાં આવ્યો છે.

સ્લૉઇડ પદ્ધતિનો સમાવેશ કંઈ અમુક સંખ્યામાં નમુનાઓ તૈયાર કરવા એમાં થતો નથી. પરંતુ તે એક મહાન્ પદ્ધતિ છે જે ખરી કેળવણીના સાધન તરીકે ઉપયોગી કરવા

માટે શિક્ષણશાસ્ત્રના સિદ્ધાંતો ઉપર રચાએલી છે. એક અગત્યનો સિદ્ધાંત એ છે કે નમુનો ઘરની વપરાશની ચીજ તરીકે ઉપયોગી થવો જોઇએ. જુદી જુદી ક્રિયાઓ દર્શાવવા તેમાં નમુનાને ક્રમવાર ગોઠવેલા છે અને તેમાં ફેરફાર કરવાની છૂટ છે. પરંતુ તેમાં મુદ્દાની વાત લક્ષમાં રાખવાની કે રદ કરેલા નમુનામાં જે જે ક્રિયાઓ કરવી પડતી હતી તેટલી જ અને તેજ ક્રિયાઓ નવા નમુનામાં પણ થવી જોઇએ, નહિ તો ક્રમભંગ થશે. ક્રમ એવી રીતે ગોઠવેલો છે કે સહેલા કામ ઉપરથી અઘરા કામ ઉપર લઈ જવામાં આવે છે. કોઈ પણ નમુનો બાળકની શક્તિ ઉપરાંતનો થઈ શકતો નથી તો પણ દરેક નવા નમુનામાં કંઇક નવીન ક્રિયા રહેલીજ હોય છે. નમુના એ પદ્ધતિનું બાહ્ય અથવા દૃશ્ય રૂપ છે. અને તેથી કરીને જો પદ્ધતિ તેના ખરા સ્વરૂપમાં દાખલ કરવી હોય, તો નમુના જે દેશની અંદર સ્લૉઇડ દાખલ કરવામાં આવે તે દેશની જરૂરિયાતને પૂરી પાડે એવા હોવા જોઇએ. તેથી દેશ પ્રમાણે તેમાં ફેરફાર થાય તો સારૂ.

સાધારણ સુથારોની રીતથી આમાં કંઇક વિલક્ષણતા નજરે પડશે. પરંતુ તેનું કારણ અજ્ઞાન નથી પણ પદ્ધતિનું દૃષ્ટિબિંદુ છે બાળકોની શારીરિક માનસિક અને નૈતિક ઉન્નતિ કરવી; અને આ હેતુ પાર પાડવામાં જેટલે અંશે નમુનો સહાયભૂત થાય તેટલે જ અંશે તેની ઉપયોગિતા છે. મતલબ કે નમુનો પ્રધાન હેતુ નથી ગૌણ છે. આ વિલક્ષણતાના સંબંધમાં ગેર સમજુતિ ઉત્પન્ન થવા સંભવ છે માટે તે દૂર કરવા અત્રે સ્પષ્ટીકરણ કરવું ઉચિત છે. પહેલાં તો એ કે જ્યાં સુથાર કરશી વાપરે છે ત્યાં સ્લૉઇડમા શરૂઆતમાં ચાકુ વાપરવામાં આવે છે. કારણ એટલું જ કે ચાકુથી દરેક બાળક જાણીતું હોય છે, અને તેના હાથમાં પ્રથમ મૂકવા લાયક હથિયારોમાં તે સાદું અને સહેલું છે. કુશળ કામ કરનારના હાથમાં તે પૂર્ણ રીતે સામર્થ્યવાન છે અને જે કામ સુથાર બીજા સાધનવડે કરે છે તે કામ એક યંત્રની માફક ચાકુથી થઈ શકે છે. બીજો પણ એક તફાવત છે. સ્લૉઇડ વિદ્યાર્થી જુદા જ હથિયારોથી કામ કરે છે એટલુ જ નહિ પણ કારીગરથી ક્રમમાં પણ તે જુદો જ પડશે. "દરેક નમુનો પૂર્ણપણે વિદ્યાર્થીએ પોતે એકલાએ જ તૈયાર કરેલો હોવો જોઇએ." આ સિદ્ધાંત તે ક્રમના વિરોધ માટે જવાબદાર છે. કામની વહેંચણ જો કે વેપારીની દૃષ્ટિથી અને ઝડપની દૃષ્ટિથી ઉપયોગી છે તોપણ સ્લૉઇડમાં તેની મનાઈ છે. કારણ સ્વતંત્ર વ્યક્તિપણું તેથી જતું રહે છે. સામાન્ય રીતે જોતાં સ્લૉઇડ વિદ્યાર્થી કંઈ ધંધો શીખતો નથી અને તેથી કરીને નમુનાનું સ્વરૂપ, તે તૈયાર કરવામાં વપરાતાં હથિયારો, અને તેને તૈયાર કરવાની રીતમાં સ્લૉઇડ પદ્ધતિ કારીગરની પદ્ધતિથી જુદી જ પડે છે. કેળવણીના સાધન તરીકે, સ્લૉઇડ એ ઘણું શ્રેષ્ઠ છે. કારણ ઉદરનિર્વાહને માટે જે કામ કરવામાં આવે છે તેમાં જેવી રીતે આર્થિક કારણો અગત્યનો ભાગ બજાવે છે તેમ સ્લૉઇડમાં તે બજવતાં નથી.

કેળવણીના કામમાં લીધેલું સ્લૉઇડ સામાન્ય સ્લૉઇડ કરતાં જુદું પડે છે. કારણ પહેલા પ્રકારમાં કામ કરતા કામ કરનાર ઉપર વધારે લક્ષ આપવામાં આવે છે. જે ક્રિયાઓ સ્લૉઇડમાં કરવાની હોય છે તેનાથી બાળકની શક્તિઓની ખીલવણી અમુક ધારેલી દિશાઓમાં કરવામાં આવે છે

સ્લૉઇડથી કરવામાં આવતા કામને સુથારી કામ ધારી લેવાનું નથી. બન્નેમાં વસ્તુ અને સાધન તો એક જ છે. પરંતુ તેમાં અગત્યના ફેરફાર રહેલા છે. સુથારની ચીજો કરતાં સ્લૉઇડના નમુના તદન જુદાજ છે. તે કદમાં નાના હોય છે જ્યારે સુથારનાં કારખાનામાં બનતી ચીજો મોટી હોય છે. આકારમાં સ્લૉઇડ નમુના જુદા પડે છે. જુદા જુદા પ્રકારની વક્રાકાર ધારવાળા તેઓ હોય છે, જ્યારે સુથારના નમુના કાટખુણ અથવા ચોકું આકારના ઘણે ભાગે હોય છે. આ તફાવત આગળના નમુનાઓમાં ચમચા, પળીઓ, હાથા વગેરેમાં જણાઇ આવે છે

બીજો તફાવત હથિયારોમાં પણ જોવામાં આવે છે. સ્લૉઇડમાં શરૂઆતમાં ચાકુ એક અગત્યનું હથિયાર હોય છે, જે સુથાર કદી પણ હાથમાં પકડશે નહિ. ચાકુને બદલે સુથાર હમેશાં કરશીનોજ ઉપયોગ કરશે. બીજા વપરાતા હથિયારો કુહાડો અને હૂં નાઇફ પણ સુથારોને વાપરતા જોવામાં આવશે નહિ.

કામ કરવાની રીતમાં અને હથિયાર વાપરવાની રીતમાં પણ ફેર હોય છે. કામની વહેંચણ સ્લૉઇડમાં થતી નથી. આ બધા તફાવત ખાસ ધ્યાનમાં રાખવાના છે, કે જેથી કરીને સ્લૉઇડ શિક્ષણને સુથારી કામ કહેવાની ભૂલ થાય નહિ.

સ્લૉઇડ એ સામાન્ય શિક્ષણની શાખા છે; તે હુન્નરકળાનું જ્ઞાન આપતું નથી. ગુજરાતી તથા અંગ્રેજી નિશાળો સામાન્ય કેળવણીનું સ્થાન છે. હુન્નર ઉદ્યોગની કેળવણી તો ઉદ્યોગશાળા અથવા કળાભવનમાં જ અપાય છે. સ્લૉઇડ એ સામાન્ય કેળવણીની શાખા હોવાથી પ્રાથમિક તથા માધ્યમિક શાળાઓમાં, શીખવવાનું છે. તે દરેકને સારૂં અને ફાયદાકારક છે. આટલા ઉપરથી—સ્લૉઇડ શીખીને વિદ્યાર્થી પોતાનું ગુજરાન ચલાવી શકશે કે? આવા હથિયારો સુથારો વાપરે છે કે? આવી પાટલીપર સુથારોને કામ કરવાનું હોય છે કે?—આવા પ્રશ્નો અનર્થક અને અસ્થાને છે તે સમજુ વાચકના લક્ષમાં આવ્યું હશે જ.

## (૩) સ્લૉઇડમાં સમાવેશ થાય એવાં જુદાં જુદાં કામો.

| | |
|---|---|
| (૧) સાદું ધાતુનું કામ. | (૭) ક્રેટનું (કરવત) કામ. |
| (૨) લુહાર કામ. | (૮) ચોપડી બાંધવાનું કામ. |
| (૩) ટોપલી ભરવાનું કામ. | (૯) કાર્ડ બોર્ડનું કામ. |
| (૪) ઘાસ ગુંથવાનું કામ. | (૧૦) લાકડાનું કામ |
| (૫) બ્રશ બનાવવાનું કામ. | (૧૧) લાકડાનું સંઘાડા ઉપર ઉતાર કામ. |
| (૬) ઘર રંગવાનું કામ. | (૧૨) લાકડાનું કોતર કામ. |

(૧) સાદુ ધાતુનું કામ—કાનસથી ઘસતાં ઝીણું રજકણો વિદ્યાર્થીના ફેફસામાં જાય છે જે નુકસાનકારક છે. ગરમી તથા ધુમાડો પણ ફાયદાકારક નથી અને એસિડોનો ઉપયોગ નુકસાન કરે છે.

(૨) લુહાર કામ—કેટલેક અંશે વિદ્યાર્થીઓ આ કામ કરી શકે છે. પણ વયના પ્રમાણમાં તે વિદ્યાર્થીના ગજા ઉપરાંતનું છે. લુહારની પેઠે ધગધગતા લાલચોળ લોઢા ઉપર વિદ્યાર્થી કામ કરે એ આશા રાખી શકાય નહિ. તેઓ સારો આકાર પણ નીપજાવી શકે નહિ. અને અગ્નિનું સખત તેજ આંખોને નુકસાનકારક છે.

(૩) ટોપલી ભરવાનું કામ—કામ ઉપયોગી તો છે પણ ભજાનું નથી. તેમાં વાર્નિશ વગેરે વાપરવામાં આવે તો સ્વચ્છતા જાળવી શકાતી નથી. તે કામમાં અગવડ ભરેલી સ્થિતિમાં શરીરને રોકવું પડે છે, અને તે બેઠાબેઠનું કામ છે. કામનો વ્યવસ્થિત ક્રમ જળવાતો નથી. કારણ ક્રિયાઓને મુશ્કેલીના પ્રમાણમાં ગોઠવવી એ અઘરૂં છે.

(૪) ઘાસ ગુંથવાનું કામ—એકમત નથી.

(૫) ઘર રંગવાનુ કામ—કારીગરીનુ કામ કરવાનું નથી પણ બારી બારણાં વગેરે રંગવાનું કામ કરવાનું હોય છે. નિશાળોમાં તેની સગવડ થઈ શકતી નથી.

(૭) ફેટ કરવતનું કામ—મતભેદ છે. ભાગો એકત્ર કરી ગોઠવવા ઘણું મુશ્કેલ છે. રસ ટકાવી શકાતો નથી. આકારની બુદ્ધિ (શક્તિ) ખીલવી શકાતી નથી. કામ ઘણું નાજુક હોય તો આંખને નુકસાન કરે છે. શરીરને ખરાબ સ્થિતિમાં રોકવું પડે છે.

(૯) કાર્ડ બોર્ડનું કામ—મોટા છોકરાંઓ માટે કામ ઘણું હલકું અને સહેલું છે. દસ અગિયાર વર્ષ સુધી જ આ કામ કરવાનું છે. જુદા જુદા રંગનું ભાન કરાવે છે. અમુક પ્રકારની સ્પર્શ શક્તિ પણ ખીલવે છે.

(૧૦) આંકડાનું કામ—સંપૂર્ણ રીતે ફાયદાકારક છે, કોઈ પણ પ્રકારે વાંધા ભરેલુ નથી.

(૧૧) સંઘાડા ઉપર ઉતારવાનું કામ—લાકડાના કામ સાથે જ ચલાવવામાં આવે છે. આ કામ એકલું જ હોય તો હૃદય ઉપર અસર નીપજાવે છે.

(૧૨) લાકડાનુ કોતર કામ—સ્લૉયડમા આ કામ તરફ વિશેષ લાગણી દર્શાવવામાં આવતી નથી. છોકરાંઓ તથા શિક્ષકો બરોબર સમજી શકતા નથી. અને ઘણું અઘરૂ પડે છે. શરીરને મહેનત પડતી નથી. તો પણ લાકડાના કામ સાથે સહેજસાજ બનાવવામાં આવે છે.

કરે—મૉડેલિંગ ( માટીના નમુના બનાવવા ) નો કેટલેક ઠેકાણે સ્લૉઇડમાં સમાવેશ કરે છે. તે સ્પર્શશક્તિ ખીલવે છે તથા આકારની સુંદરતા પણ બતાવી શકે છે. તેનાથી શરીરને કસરત મળી શકતી નથી.

## (૪) સ્લૉઇડના ઉદ્દેશ.

(૧) સામાન્ય રીતે મહેનતના કામ તરફ પ્રેમ અને રસ ઉત્પન્ન કરવો. સ્લૉઇડમા એક ફાયદો એ છે કે પોતાના આકર્ષક ગુણોને લીધે બાળકોમાં તે રસ લાવે છે, અને બાળકને કંઈ પણ ઉત્તેજક લાલચની જરૂર રહેતી નથી, ઇનામની પણ જરૂર નથી. "Virtue is its own reward" આ કામમાં બરોબર અનુભવી શકાય છે. આ હેતુ પાર પાડવા માટે નીચેના નિયમો જાળવવા જોઇએ.

(અ) નમુનાઓ બાળકની દૃષ્ટિબિંદુથી ઉપયોગી હોવા જોઇએ. જો નમુનો બાળકને પોતાને ઉપયોગી થઇ પડે તેવો હોય તો તે સ્વાભાવિક રીતેજ કેવી રીતે બનાવી લેવો તે શીખવા ઉત્સાહી બને છે. માટે સ્લૉઇડનો સિદ્ધાંત છે કે નમુનો બાળકને ઉપયોગી લાગે એવો હોવો જોઇએ. સ્વોપાર્જનથી મેળવેલી વસ્તુનો ઉપભોગ હમેશાં વધારે આનંદ આપે છે એ દરેકનો અનુભવ હોય છે.

(બ) કામ એકલું ક્રિયાત્મક અને કંટાળો આપે તેવું હોવું જોઇએ નહિ. જો બાળકને એક લાકડાનો કકડો આપી તેના ઉપર, બરોબર સીધો કાપ આવે ત્યાં સુધી, કરવતથી કાપ મૂકવાનુ કહેવામાં આવે તો બાળક કંટાળી જશે. તેમાં તેને રસ પડશે નહિ. આના ફ્રાન્સ અને અમેરિકામાં અખતરા થએલા છે અને સિદ્ધ થયું છે કે ફક્ત ત્રણ ચાર કાપ સુધી જ કામ સાધારણ સંતોષકારક થાય છે. પછીના કાપ પહેલા કરતાં પણ ખરાબ આવે છે. આ બાબતમાં સ્લૉઇડ મેન્યુઅલ ટ્રેનિંગથી શ્રેષ્ઠતા ભોગવે છે. મેન્યુઅલ ટ્રેનિંગમાં એક લાકડાનો કટકો આપી બરોબર સીધુ વહેરતાં આવડે ( અથવા કોઇ પણ એક ક્રિયા બરાબર કરતાં આવડે ) ત્યાં સુધી વિદ્યાર્થીને તેના ઉપર કાપ મૂકવાનું કહેવામાં આવે છે (અથવા તો તે જ ક્રિયા કરવાનું કહેવામાં આવે છે); જ્યારે સ્લૉઇડમાં દરેક ક્રિયા જેવી કે વહેરવાની, રંદો મારવાની વગેરે નમુના સાથે જ જોડેલી હોય છે. આથી ફાયદો એ થાય છે કે છોકરાનો રસ ઠેઠ નમુનો પુરો થતાં સુધી ટકી રહે છે. અને સહેજ પણ બેદરકારી થતાં નમુનો બગડી જશે અને બધી મહેનત રદ જશે એ બીકથી તે ઘણો જ સાવધ રહે છે. અને તેનું ધ્યાન પૂર્ણપણે કામ ઉપર ચોંટેલું રહે છે. શિક્ષણનો એક મુખ્ય સિદ્ધાંત એ છે કે "from concrete to abstract" અને આ સિદ્ધાંત તે "from easy to difficult" થી જુદો નથી. આ પદ્ધતિમાં આ સિદ્ધાંત બરોબર રીતે સચવાય છે. કારણ શરૂઆતમાં વિદ્યાર્થી નમુના ઉપરથી કામ શરૂ કરે છે. પછી નમુનો અને ચિત્ર બન્ને ઉપરથી કામ કરવાનું હોય છે. ત્યાર પછી કેવળ ચિત્ર ઉપરથી ( from abs-

tract alone ) કામ કરવાનુ હોય છે. અને છેવટે વિદ્યાર્થીને જે નમુનો બનાવવાનો હોય તેનુ ચિત્ર પણ પોતાની મેળે નક્કી કરી, આરેખી પોતે કામ શરૂ કરે છે.

(ક) કામની અંદર વિવિધતા હોવી જોઇએ. આ વિવિધતા અનેક રીતે દાખલ કરેલી જોવામા આવશે હથિયારોની વિવિધતા, ક્રિયાઓની વિવિધતા, કદ અને આકારની વિવિધતા અને નમુનાના ઉપયોગની વિવિધતા કેટલેક અંશે આ કારણને લીધે અને કેટલેક અંશે વિદ્યાર્થી નાશીપાસ થાય નહિ તેટલા માટે, કોઇ એક નમુનો બે ત્રણ વાર પ્રયત્ન કર્યા છતાં પણ સંતોષકારક ન થાય તેને બીજો નમુનો હાથ ધરવા દેવામાં આવે છે અને કેટલેક વખત આગળ ચાલ્યા પછી તેનો તે જ નમુનો ફરીથી વધારે સંતોષકારક રીતે પૂરો કરવા દેવામાં આવે છે.

(ડ) દરેક નમુનો વિદ્યાર્થીની પોતાની શક્તિને અનુસાર હોઇ તે પોતે બનાવી શકે એવો હોવો જોઇએ. સ્વાભિમાન એવી વસ્તુ છે કે બીજાએ કરી આપેલુ કામ જોઇએ તેટલો આનદ આપતું નથી વિદ્યાર્થીને મુશ્કેલી આવતા. શિક્ષકને કોઈ પણ ક્રિયા કરી દેખાડવી પડે તો તે બીજા કટકા ઉપર કરવી પડે છે. વિદ્યાર્થી દરેક નમુનો જાતે બનાવી શકે તેટલા માટે નમુનો ઘણો અઘરો નહિ તેમ ઘણો સહેલો હોવો જોઇએ નહિ. આટલા માટે ક્રિયાઓની મુશ્કેલીનું ધોરણ લઇ નમુનાઓની ગોઠવણ થઇ છે. એટલે પહેલી ક્રિયા સૌથી સહેલી, પહેલી અને બીજી ક્રિયા વચ્ચે કોઇ પણ સહેલી ક્રિયા આવી શકે નહિ; અને કોઈ પણ ક્રિયા પહેલી કરતાં અઘરી અને પછીની કરતાં સહેલી હોવી જોઇએ. આ ઉપરથી જણાઇ આવશે કે નમુનાઓનો પાયો ક્રિયાઓ ઉપર ગોઠવાયલો છે નમુના ઉપર ક્રિયાઓનો આધાર નથી.

(ઇ) તે રંગીન કામ હોવુ જોઇએ, નહિ તો આપણે તેમનામા મહેનતના કામ તરફ પ્રીતિ ઉત્પન્ન કરી શકીશુ નહિ

(ફ) વિદ્યાર્થીઓ જે જે નમુના બનાવે તે બધાં ઉપર તેમનો હક હોવો જોઇએ. અલબત લાકડુ તેમનું નથી, પણ મહેનત અને બુદ્ધિ તેમની છે. માટે કોઇ પણ નિશાળે તે લેઇ લેવાની દાનત રાખવી નહિ. આમાં એટલું યાદ રાખવું જોઇએ કે "The magic of property turns sand into gold." મોટા માણસો સુદ્ધાં પોતાની બનાવેલી ચીજ પોતે રાખવામાં ઘણો આનંદ માને છે તો બાળકોની શી કથા ? સારા નમુના નિશાળના સંગ્રહસ્થાનમાં રાખવા હોય તો વિદ્યાર્થીને તેની નિશાળને ભેટ આપવા કહેવાથી તે ખુશીથી ભેટ આપશે.

(૨) બીજો ઉદ્દેશ પ્રામાણિક શારીરિક મજુરીના કામ તરફ માનની દૃષ્ટિ પેદા કરવાનો છે.

"Honor and shame from no condition rise,
Act well your part and there all honor lies."

Pope.

૧૮૮૩ માં ફ્રાન્સમાં મેન્યુઅલ ટ્રેનિંગ સ્કુલ ખુલ્લી મુકવાની ક્રિયા વખતે ફેરિ નામના એક ગૃહસ્થે કહ્યું કે—"હસ્તકામની ઉચ્ચતા સર્વમાન્ય થાય તેટલા માટે આ સરળ અને ખાત્રી લાયક રસ્તો લીધેલો છે. આપણે તેને નિશાળોમાં સ્થાન આપ્યું છે. જ્યારે રંદા અને કાનસ નકસા અને ઇતિહાસની સાથે માન ભરેલું સ્થાન ભોગવશે અને હસ્તકામ એ વિચારપૂર્વક અને પદ્ધતિ સર શીખવવામાં આવશે ત્યારે જુના વહેમો નાશ પામશે અને વંશ પરંપરા ઉતરી આવેલા જાતોના વિભાગ દેખાતાં બંધ થશે એમ તમને લાગતું નથી શું ? નિશાળની પાટલીઓ ઉપર સામાજીક શાંતિની શરૂઆત થશે અને આપણી પ્રિય પ્રજાનું ભવિષ્ય ઐક્ય અને શાંતિ ભરેલું થશે. એકલા શબ્દોથી જ આ માનની લાગણી પેદા થઇ શકશે નહિ. માટે સૌથી સારો ઉપાય એ છે કે દરેક જાતની નિશાળોમાં આવું કામ દાખલ કરવું જેથી દરેક વર્ગના વિદ્યાર્થીઓ તે કામ કરે અને શિક્ષકોએ પોતે આવાં કામ કરવામાં આનંદ લેવો અને માન ગણવું. તેની સાથે બીજાને શીખવવામાં પણ મોજ માનવી."

આના સંબંધમાં ઇંડસ્ટ્રિઅલ કમિશન આગળ ટાટા આયર્ન વર્કસના મેનેજર મી ટટ્વીલરે આપેલી જુબાની ઉપર ટાઇમ્સ પત્રના અગ્ર લેખની નોંધ લેવી અસ્થાને નથી. તેના ઉપરથી હિંદુસ્થાનમાં સ્લૉઇડ જેવા વિષયની કેટલી આવશ્યકતા છે તેનો વાચકને સહેજમાં ખ્યાલ આવશે.

".........They amount in the main to a powerful plea for recognition of the dignity of manual labour. It is not that system of education in India is academically defective, not that facilities for instruction are non-existent. But that there is in India no school for hard knocks. The great American Industrialists learn their trade with the pick and the shovel; in England there is a large class of men who have worked in their trades from the very bottom as a preliminary essential to rising to the

top. In India on the other hand, the feeling is almost universal that it is the degree that counts, not the training which the degree connotes and which should accompany and follow it Here too the whole force of the environment, heredity and custom is opposed to the school of hard knocks. *The dignity of manual labour has yet to be realised* The point of view which Mr. Tutwiler advances is not a new one. The ruler of one of the Native States in India recently complained that his Indian engineers, however well qualified they might be professionally, were without resource from want of practical experience and that they were extremely averse to putting their hands to any job." (Leader of the Times of India 13-12-09.)

સારાંશ—હિંદુસ્થાનના લોકોને શારીરિક કામ પ્રત્યે તિરસ્કારબુદ્ધિ હોય છે. માનની *લાગણી હજુ પેદા થવાની છે. મોટા ઇજનેરો જેમણે ઇજનેરી કામનું પ્રમાણ પત્ર મેળવેલું* હોય છે તેઓને હાથમાં હથોડો લઇ કામ કરવું ઘણું મુશ્કેલ થઇ પડે છે. પ્રસંગ ઉભો થાય તો પોતાના મિસ્ત્રિની વાટ જોતા ઉભા રહેશે.

(૩) વિદ્યાર્થીઓમાં સ્વાતંત્ર્ય અને સ્વાશ્રય ઉત્પન્ન કરવાં એ ત્રીજો ઉદ્દેશ છે.

બધું કામ નિશાળોમાં જ કરવામાં આવે છે. અને વર્ગમાં વિદ્યાર્થીઓની નિયમિત સંખ્યા રાખવામાં આવતી હોવાથી શિક્ષકનું દરેક વ્યક્તિ દીઠ ધ્યાન રહે છે. તેથી બાળક કામ કરવામાં જો આળસ અથવા કોચરઇ કરતો હોય તો તે શિક્ષકના ધ્યાન બહાર રહી જાય એ અસંભવિત છે. દરેક શિષ્યનું ગજું કેટલું છે તે શિક્ષક જાણી શકે છે અને દરેકનું કામ શિક્ષકની નજર આગળ ખડું જ હોય છે. જેના ઉપરથી શિક્ષક પોતાનો અભિપ્રાય બાંધે છે. આને લીધે વિદ્યાર્થી સ્વાશ્રયી થયા વિના રહેતો નથી. તેણે કામ કરવું જ જોઇએ અને તે પણ વિચારપૂર્વક. સ્લૉઇડ વિદ્યાર્થી યંત્રની માફક હોઇ શકે જ નહિં. અનુભવ ઉપરથી અમને એટલું તો માલમ પડયું છે કે ઉમરમાં વધી ગએલા વિદ્યાર્થીને મદદની ઘણી જરૂર પડે છે. તેઓની તર્કશક્તિ આગળ ચાલી શકતી નથી. તેમનાથી નાની ઉમરના વિદ્યાર્થીઓને મદદની ઓછી જરૂર પડે છે. નાનાં બાળકોને આ સંબંધમાં અનુભવ થવો બાકી છે. સ્વાશ્રય કેળવવાને માટે શિક્ષકને નીચેના નિયમો જાળવવાના છે.

(અ) શિક્ષક દરેક વ્યક્તિ ઉપર ધ્યાન આપી શકે અને તેની શક્તિ પ્રમાણે શીખી શકે તેટલા માટે વર્ગ ઘણો મોટો હોવો જોઇએ નહિ એક શિક્ષકને વીસથી વધારેનો વર્ગ આપવામાં આવતો નથી, વર્ગ મોટો હોય તો બે શિક્ષકો સાથે કામ કરે છે અથવા વર્ગના બે ભાગ કરવામાં આવે છે.

(બ) દરેક વિદ્યાર્થીનું કામ બીજાથી અલગ હોવું જોઇએ. તેને માટે દરેકના ટેબલ

ઉપર હથિયારો (જરૂરનાં) મૂકેલાં હોય છે અને કામની વહેંચણ કરવા દેવામાં આવતી નથી. આવી રીતે તે સ્વતંત્ર થતાં શીખે છે.

(क) શિક્ષક જરૂર કરતાં વધારે કહેવું નહિ. તેમ ક્રિયા કરી બતાવવી નહિ. વિદ્યાર્થીના કામમા શિક્ષક મદદ કરે અને નમુનો સારો બનાવવાને તેના કરતા વિદ્યાર્થીનો નમુનો બગડેલો રહે એ વધારે સારૂં.

(ड) વિદ્યાર્થીને બને તેટલું વિચાર સ્વાતંત્ર્ય આપવું આગળ જતાં માપ અથવા આકાર બદલાની વિદ્યાર્થીને છુટ આપવામાં આવે છે.

(૪) નિયમિતપણું, ચોક્કસપણું, સ્વચ્છતા અને સુઘડતા—ની ટેવ પાડવી.

સાધારણ જીવનમાં આ ટેવોની ઘણી અગત્ય છે, અને તેથી આ ટેવો બાળકોમાં લાવવા દરેક નિશાળે પ્રયત્ન કરવો જોઇએ. ખરાબ અને સારા કામ વચ્ચેનો તફાવત ઘણાક નહિ સમજી શકે. આ સમજી શકાય એવું સામર્થ્ય દરેકમાં હોય તો વધારે સારૂં.

સ્લૉઇડ બેદરકારીવાળું અનિયમિત અને અચોક્કસ કામ પારખવાની શક્તિ લાવે છે. કામ નિયમિત રીતે કરેલું હોય પણ ચોક્કસ રીતે બરોબર માપસર ન કરેલું હોય તો તે નકામું છે. માટે તેને માટે સ્લૉઇડમાં ઘણી કાળજી રાખવી પડે છે. શિક્ષકે વિદ્યાર્થી પાસે સારૂં અને બરોબર માપસરનું જ કામ લેવા પ્રયત્ન કરવો, પણ તેમાં છોકરાંઓની શક્તિનો પણ વિચાર રાખવો. ધીમે ધીમે પોતાનું ધોરણ વધારતા જવું, તેમાં શિથિલતા રાખવી નહિ. કારણ રસ્કિન કહે છે તેમ—

"What is worth doing at all is worth doing well.

સ્વચ્છતા અને સુઘડતાની પણ ટેવ તેટલી જ આવશ્યક છે. પાટલી ઉપર લાકડાના છોલ અથવા વહેરનો ઢગ થવા દેવો નહિ. હથિયાર ગમે તેમ પાટલી ઉપર પડી રહેવા દેવાં નહિ કામ થઈ રહે કે દરેક વસ્તુને પોતાના જગા ઉપર પાછી મૂકવા ફરજ પાડવી. સરેશનું કામ કરવાનું આવે તો તે વખતે નીચે રદી કાગળ વગેરે રખાવી પાટલીની સંભાળ લેવડાવવી. ઇત્યાદિ. હથિયારને ધાર ચઢાવવામાં વિદ્યાર્થીઓ પોતાના કપડાં તથા હાથ સ્વચ્છ રાખવા પ્રયત્ન કરવો. આ રીતે તેનામાં ઘણી સારી ટેવો આવશે.

(૫) આંખ, અને આકાર પ્રત્યે રસિક બુદ્ધિ કેળવવાનો પાંચમો ઉદ્દેશ છે. હાથની ચપળતા અને સ્પર્શ શક્તિ પણ ખીલવવાની છે જેમ જેમ નમુનો સંપૂર્ણ રીતે ચોકસાઈથી કરવામાં આવે છે તેમ તેમ આંખ અને હાથની કેળવણી વધારે ફાયદાકારક અને કિંમતી બને છે.

(૬) સ્લૉઇડ ધ્યાન આપવાની ટેવ પાડવામાં ઘણું કિંમતી છે. ધ્યાનનો આધાર

કામમાં પડતા રસ ઉપર છે. અને જેમ રસ વધારે પડે છે તેમ વધારે ધ્યાન અપાય છે. વિષયમાં ખરી રીતે રસ પડે છે કે કેમ તેની પરીક્ષા, કામ આગળ વધતાં રસ વધે છે કે ઘટે છે તે ઉપરથી થાય છે. સ્લૉઇડમાં રસ વધતો જતો માલમ પડે છે. કંટાળો ન આવે તેટલા માટે એક ક્રિયા કેટલાક નમુના સુધી લંબાવેલી છે અને તે ક્રિયાની સાથે બીજી ક્રિયાઓ જોડેલી હોય છે; મતલબ કે એક જ નમુનામાં જુદી જુદી ક્રિયાઓ રાખી અને એક ક્રિયા બરોબર આવડે તેટલા માટે તેને બીજા નમુનાઓમાં સ્થાન આપેલું છે. નમુનાની જાત, આકાર અને ઉપયોગમાં વિવિધતા રાખવામાં આવેલી છે અને આ વિવિધતા રસ ટકાવે છે. તેથી ધ્યાન વધારે અપાય છે. બીજા વિષયોમાં ધ્યાન અસ્ખલિત રીતે ટકાવવું ઘણું જ મુશ્કેલ છે. બીજાં પણ કારણો છે જેથી ધ્યાન ફરજીઆત આપવું પડે છે. જો ધ્યાન બરોબર ન આપે તો વિદ્યાર્થી સમજે છે કે હાથ પગ કપાશે અથવા બીજે કોઇ પણ ઠેકાણે વાગી બેસશે. અને જો ધ્યાન અપાય નહિ તો નમુનો બગડશે એમ પણ ધારતો રહે છે. આ બધાં કારણોથી વિદ્યાર્થીને ધ્યાન આપવાની ઘણી સારી ટેવ પડે છે.

(૭) ઉદ્યોગ, ખંત અને ધીરજ સ્લૉઇડ વિદ્યાર્થીઓમાં આવે છે.

ઉદ્યોગ સિવાય ઉન્નતિ નથી. ઉદ્યોગ કરતાં હાર ખાવી જોઇએ નહિ. બીજા વિષયોમાં મગજ કામ ન કરે ત્યારે સહેજે વિદ્યાર્થી નાસીપાસ થઇ ઉદ્યોગ કરવો મૂકી દે છે. બધા જ કંઇ એકસરખી બુદ્ધિના હોતા નથી. તેથી જેઓ આગળ ચાલી શકતા નથી, તેઓ કંટાળી જાય છે. પણ જેઓનું મગજ હાથની મદદ સિવાય ચાલતું નથી તેવા ઘણા માણસો સ્લૉઇડ જેવા વિષયમાં કે જ્યાં હાથ અને મગજ બન્નેને કામ કરવાનું હોય છે, તેમાં ફાવી શકે છે. ફાવી તો શું પણ ચઢી જાય છે. સ્લૉઇડમાં વિદ્યાર્થી જોઇ શકે છે કે ઉદ્યોગી થવામાં ફાયદો છે. કારણ જો ઉદ્યોગી નહિ થાય તો નમુનાઓ પુરા થવાના નથી એમ બીક રહે છે. તેની સાથે તેને ખંતીલા પણ થવું પડે છે જો ખંત રાખે નહિ તો કોઇક વખત અટકી પડવું પડે છે. ધીરજ પણ રાખવી પડે છે. સુથાર સાંધો મેળવતો હોય અથવા તો જુના ચોકઠામા કમાડ બેસાડવા પ્રયત્ન કરતો હોય તે વખતે જોવાથી આ બાબત લક્ષમાં આવશે. " More haste, less speed," એનો અનુભવ સ્લૉઇડમાં પ્રત્યક્ષ રીતે મેળવાય છે. અધીરાઇ અને ચીઢીઓ સ્વભાવ નુકસાનકારક નીવડે છે.

(૮) એક સરખી રીતે શરીરની ખીલવણી કરવી એ છેલ્લો ઉદ્દેશ છે.

હાલના વખતમાં માનસિક શક્તિઓ, શારીરિક શક્તિઓના ભોગે પણ, ખીલવવાનો પ્રયત્ન કરવામાં આવે છે. થવું જોઇએ તેથી ઉલટું થાય છે. મોન્ટેઇન લખે છે કે " મનુષ્ય એકલા આત્માનો બનેલો નથી, પણ શરીર અને આત્માનો બનેલો છે; જે સાદી અને સહેલી વાત દરેક બાળકને પણ વિદિત છે." હવે કંઇ તેમાં ફેરફાર થાય છે અને માનસિક કેળવણીની સાથે શારીરિક કેળવણી ઉપર ધ્યાન અપાવા લાગ્યું છે.

હર્બર્ટ સ્પેન્સર લખે છે કે "કુદરત એ કડક નામું રાખનાર છે. તે થાપણ રોકી શકે તેના કરતાં જો તેની પાસે વધારે માગવામાં આવે તો જમા ઉધાર બરાબર કરવાને વાસ્તે બીજે ઠેકાણેની થાપણ કમી કરે છે. ઉમરને અનુસાર શારીરિક અને માનસિક પુષ્ટિને માટે જોઇતા પ્રમાણમાં તેને સામાન લેવા દઇશુ તો તે આગળ જતાં એક સરખી રીતે ખીલી નીકળેલો જુવાન નીપજાવશે."

શારીરિક મહેનતનુ કામ, કેળવણીનું જે અંગ આપણે અત્યાર સુધી વીસારી મૂકેલુ છે, તેને અસરકારક રીતે મદદ આપશે અને બધી જ શક્તિઓને એક સરખી રીતે કેળવી શકશે અર્થાત્ કસરતનો અભ્યાસક્રમ જેટલું આપી શકે તેટલું એ નહિ આપી શકે પરંતુ શારીરિક શક્તિનું કામ તે ગરજ સારવામાં ઘણે અંશે મદદગાર થશે. સ્લૉઇડને "applied gymnastics" ની પદ્ધતિ તરીકે ગણી લેતાં દરકત નથી. પણ તે પ્રધાન હેતુ ગણી લેવો જોઇએ નહિ.

(૫) સ્લૉઇડના ફાયદા.

સ્લૉઇડથી થતા ફાયદાનું જુદું સ્પષ્ટીકરણ હવે કરવાની જરૂર રહી નથી. કારણ જે જે ફાયદા થતા ધારવામાં આવે છે તે બધા સવિસ્તર સ્લૉઇડના ઉદ્દેશ ઉપરથી જણાઇ આવશે. તેના ઉપરથી ટુંકાણમાં કહીએ તો સ્લૉઇડથી શારીરિક, માનસિક અને નૈતિક ખીલવણી થાય છે. આ ઉપરાંત મીસીસ એની બીસાન્ટે એક વખતે કહ્યું છે તેનો ઉતારો અત્રે ટાંકવાની છુટ લઉં છું:—

"Manual training is being more and more recognised as necessary for the development and co-ordination of the brain, the senses and the muscles. It compels accuracy of eye and hand, encourages inventiveness and creative power, gives strength and elasticity to the body, and forces theories into comparison with facts. It reacts on the mind, developing alertness and attention, on morals by enforcing truth in action and compelling obedience to law It passes on one hand into crafts and arts, on the other into science and its applications The workshop of the primary and secondary schools changes into the technical institute and laboratories of the colleges and University. All through his education the student is kept in touch with nature and the world of facts as well as with literature and the world of ideals."

અર્થઃ—મગજ, ઇંદ્રિયો અને સ્નાયુઓની ખીલવણી અને સહયોગ માટે હસ્તકામના (શારીરિક મહેનતના કામના) શિક્ષણની અગત્યતા વધારે ને વધારે કબુલ રાખવામાં આવતી જાય છે. તે આંખ અને હાથને ચોકસાઇવાળા થવાની ફરજ પાડે છે; શોધક

બુદ્ધિ અને ઉત્પાદક શક્તિને ઉત્તેજીત કરે છે; શરીરનું બળ વધારે છે અને તેને સ્થિતિસ્થાપક બનાવે છે. આગમને વસ્તુસ્થિતિ સાથે સરખાવી જોવાની ટેવ પાડે છે. ધ્યાન અને તત્પરતાના ગુણોનો વિકાસ કરવામાં મન ઉપર તેથી થએલું પરિણામ જણાય છે. કૃતિમાં સત્યતા અને કાયદાને અધીનતા શીખવી નૈતિક ગુણોમાં વૃદ્ધિ કરે છે. અને બાળકને એક ઉપયોગી નાગરિક થવામાં મદદગાર થાય છે. એક રીતે ઉદ્યોગ અને ધંધામાં અને બીજી રીતે વિજ્ઞાન અને વિધાનમાં તે લય પામે છે. ઉદ્યોગ અને હુન્નરની શાળાઓ અને વિદ્યાલયો અને વિશ્વવિદ્યાલયોની પ્રયોગશાળાઓ આગળ જતાં પ્રાથમિક અને માધ્યમિક શાળાઓની વર્કશોપનું સ્થાન લે છે. આથી વિદ્યાર્થીઓ પોતાના શિક્ષણ દરમ્યાન કુદરત અને પ્રયોગો તેમ જ સાહિત્ય અને કલ્પના સૃષ્ટિના સંબંધમાં એક સરખી રીતે રહી શકે છે."

પુસ્તકોના આધારે અથવા હસ્તકળા શિક્ષણના હિમાયતીઓના કહેવા પ્રમાણે આટલા ફાયદા છે "જેની ઘંટીએ બેસીએ તેનાં ગીત ગાવાં પડે." એ ન્યાયથી આ બધા ફાયદા દર્શાવેલા હશે એમ કદાચ કોઇ કહે એ સ્વાભાવિક છે. પરંતુ લેખકે આ વિષયનો જાતે કામ કરી અનુભવ લીધેલો છે. અને જો તેના ઉપર શ્રદ્ધા રાખવામાં આવે, કારણ તેનો પણ આ વિષય સાથે સંબંધ રહેલો છે, તો તે ખાત્રીથી કહે છે કે આ વિષય લાભદાયી છે. જેમ પુસ્તક ગમે તેટલું સારૂં હોય પણ તેનો આધાર વાચક ઉપર રહેલો છે તેમ કોઇ પણ વિષય ગમે તેટલો સારો હોય તો પણ તેનો આધાર શિક્ષક ઉપર રહેલો છે. શિક્ષણશાસ્ત્રના એક અંગ્રેજી પુસ્તકમાં એક ઠેકાણે લખેલું છે કે નઠારા શિક્ષકના હાથમાં ઘણું જ સારૂ પુસ્તક મૂકો પણ તેનો કંઈ પણ ઉપયોગ થવાનો નથી; પરંતુ ગમે તેવું પુસ્તક સારા શિક્ષકના હાથમાં આવશે તો તેનાથી તેનો સારો જ ઉપયોગ થશે. તેમ વિષયનું પણ છે. આ વિષયનો સારો ઉપયોગ થાય તેટલા માટે સારા શિક્ષકોને જ જો નીમવામાં આવશે તો તેના ફાયદા સામાન્ય જનો વખત જતાં પોતાની મેળે જોઇ શકશે. સારા શિક્ષક નીમવા એટલું જ બસ નથી. તેને જરૂરની અનુકૂળતાઓ પણ મળવી જોઇએ. મેળવતો હોય વે વિષયને જોખમમાં ઉતરવું પડશે એ સ્પષ્ટ જ છે. તેની સાથે અધિકારીઓના જોવાથી આ બાબત ઉપર પણ આધાર છે.

સ્લૉઇડમાં પ્રત્યક્ષ રીતે મેળવાય

અને નૈતિક ફાયદા દર્શાવેલા છે તે સંબંધમાં મારો પોતાનો

(૮) એક સરખી રીતે શરીરની ખીલવણી કેળવણીનું સમર્થન થશે.

હાલના વખતમાં માનસિક શક્તિઓ, શારીરિક શક્તિ

પ્રયત્ન કરવામાં આવે છે. થવું જોઇએ તેથી ઉલટું થાય છે. એકલા આત્માનો બનેલો નથી, પણ શરીર અને આત્માનો વાત દરેક બાળકને પણ વિદિત છે." હવે કંઇ તેમાં ફેરફાર વણીની સાથે શારીરિક કેળવણી ઉપર ધ્યાન અપાવા લાગ્યું

કસે છે અને શરીરને કસરત એકાદ કલાક કાઢવામાં આવે ખરી રીતે ફાયદો થાય તેટલા ગુ ઇત્યાદિ ઉપર ખાસ ધ્યાન

આપવું પડે છે. કામ કરતી વખતે છાતી આગળ રાખવી, ડોક સીધી રાખવી, પગ અમુક સ્થિતિમાં રાખવા વગેરે. આના ઉપર શિક્ષકે ધ્યાન આપી હમેશાં વિદ્યાર્થીને રોકતા રહેવું. જેથી જરા પણ બેદરકારી વાપરવી નહિ. હું જાતે બે ત્રણ વર્ષ સુધી ઉધરસના રોગથી પીડાતો હતો ધારવાડ અને સરકાર તરફથી મારી મરજી વિરૂદ્ધ રંધાઇકામ ટ્રેનિંગ માટે મોકલવામાં આવ્યો હતો. ત્યાં દરરોજ પાંચ છ માસ સુધી કામ સતત કર્યા કર્યું. દવાનો ઉપયોગ શરૂઆતથી હતો જ પરંતુ ધારવાડથી આવ્યા પછી બીલકુલ રોગ જતો રહ્યો તે ત્રણ વર્ષ થયાં ફરી દેખાયો નથી. આ ઉપરથી જણાશે કે કામથી કસરત મળી અને છાતી સુધરી.

(૨) માનસિક ફાયદા.

આમાં સંપ્રદાય, આકાર, માપનો બુદ્ધિનો વિકાસ થાય છે. તેની સાથે કલ્પનાશક્તિનો પણ વિકાસ થાય છે. "symmetry" ની પણ ખામી હોય તો તરત જ પારખી શકાય છે તેનાથી રસિકબુદ્ધિ (aesthetic sense) પણ આવે છે. આ સંબંધમાં અંગત અનુભવઃ ટ્રેનિંગ ક્લાસમાં અમે જો કે શિક્ષકો તરીકે ગયા હતા તો પણ અમને સામાન્ય વિદ્યાર્થીની માફક જ ગણવામાં આવતા હતા. શરૂઆતના બે અઢી માસ સુધી કાર્ડબોર્ડનું કામ કર્યું. તેમાં વિષય સાથે પરિચિત થયા પછી એક નમુનો પુરો કર્યો કે તેના ઉપરથી બીજો પોતાની કલ્પનાશક્તિને અનુસાર કોઇ પણ આકાર કોઇ પણ માપનો કરવો પડતો. આ ઉપરથી અમને રસ્તે જતાં દુકાનોમાં ઘર તરફ વગેરે અન્ય જોવાને સ્થળે જોવાની ફરજ પડતી કે જેથી અમારા નમુના બનાવવામાં અમને મદદ મળે. મતલબ કે નિરીક્ષણ કરતા રહેવું પડતું. તે ઉપરાંત તેના ઉપર ઘણો વિચાર કરવો પડતો જેથી કંઈ નવીનતા સુઝી આવી એક નમુના ઉપરથી નવીનતા ભરેલો બીજો જ નમુનો અમે તૈયાર કરી શકીએ. તદુપરાંત નમુનો છેક સાદો ન થઇ જાય તેટલા માટે શું કરવાથી તેની શોભામાં વૃદ્ધિ થશે એનો પણ વિચાર કરવો પડતો. આ અનુભવ ઉપરથી માનસિક કેળવણીના ફાયદા લક્ષમાં આવશે.

(૩) નૈતિક ફાયદા.

સારી ટેવો પાડવી એ અર્થમાં નૈતિક કેળવણી લીધી છે. પહેલી ટેવ સ્વચ્છતા, બીજી સુઘડતા, નિયમિતપણું, ચોક્કસપણું ઇત્યાદિ. હવે અમારા સંબંધમાં આ ટેવો પાડવી એ "પાકી કોઠીએ કાના ચઢાવવા" બરોબર હતું, તો પણ કેટલીક ટેવો ત્યાંથી પડી છે તે હજી સુધી કાયમ છે. કામ પુરૂં થયું-કે તરત જ બગડેલા હાથ ધોઇ નાખવા, કામ કરતી વખતે મેજ સાફ રાખવું, હથિઆર વગેરે સાફ રાખવાં, આ કામ હમેશના છે ને તે વિદ્યાર્થી જાતે કરે છે. આ પ્રમાણે કેટલોક વખત અભ્યાસ જારી રહે તો પોતાની મેળે સ્વચ્છતા અને સુઘડતાની ટેવ પડે છે. તેની સાથે કોઇ પણ શારીરિક મહેનતનું કામ કરતાં શરમ

આવતી નથી. કારણ રોજ ટેબલ સાફ કરવું પડતું. વખતો વખત ટેબલ, હથિયાર વગેરેને તેલ લગાડવું પડતું. આ કામ પણ વિદ્યાર્થી પાસેથી લેવામાં આવે છે. વધારાના હથિયારને જ સિપાઈ પાસે તેલ લગાડવામાં આવે છે. ગમે તેવા શ્રીમાન્ બાળક પાસે આ પ્રમાણે કામ લેવામાં આવે તો શારીરિક મહેનત પ્રત્યેની તેની તુચ્છકારબુદ્ધિ પોતાની મેળે નષ્ટ થશે, વ્યવસ્થા પણ આવડશે.

આ ઉપરાંત તે વ્યવહારમાં ઉપયોગી છે. અમુક હથિયારો જાણી તે વાપરતાં આવડવું એ કંઈ નાનો સુનો ફાયદો નથી.

## (૬) પદ્ધતિ સામે થતા આક્ષેપો; તેમનું સમાધાન—

દુનિયામાં કોઈ પણ વસ્તુ દોષરહિત નથી. અને આ પદ્ધતિ સામાન્ય નિયમને અપવાદકારક નથી. પરંતુ જોવાનું માત્ર એટલું છે કે જે ઉદ્દેશથી પદ્ધતિ રચવામાં આવી છે તે ઉદ્દેશ તેથી પાર પડી શકે છે કે નહિ. તે જોતાં તેમાં દોષ જોનારને પણ કબુલ કરવું પડે છે કે—

"*The system as now perfected is undoubtedly excellent.* The sloyd is strictly educational in its objects, in no respect can it be said to in the least resemble technical instruction. The exercises are most carefully ' d "

હવે આક્ષેપો શા શા છે તે જોઇએ.

(અ) તે સ્વીડનની જરૂરિયાતો પૂરી પાડવાને ઘણી જ સારી છે, પરંતુ તે બીજા દેશોની જરૂરિયાતો પૂરી પાડી શકે નહિ. જે નમુનો પોતાના દેશમાં ઉપયોગી ન હોય તે સ્લૉઇડમાં આવી શકે નહિ. આટલા માટે નમુના બદલવાની છુટ છે. પરંતુ સરત માત્ર એટલી કે નમુનામાં રહેલી સર્વ ક્રિયાઓ નવા નમુનામાં આવવી જોઇએ. આ કંઇ સહેલી બાબત નથી. હાલ તો અત્રેના સ્લૉઇડ ક્લાસમાં અમેરિકન નમુનાઓ કાયમ રાખેલા છે, પરંતુ તે આપણે ત્યાં ઉપયોગી નથી અથવા બનાવનાર તેનો જાતે ઉપયોગ કરી શકે નહિ એમ નથી.

(બ) ડ્રૉઇંગ ઉપરથી નમુનો તૈયાર કરવાને બદલે એક નમુના ઉપરથી જ વિદ્યાર્થીઓ પોતાના નમુના તૈયાર કરે છે. આ વાંધામાં સત્ય લાગતું નથી શરૂઆતમાં નમુના ઉપરથી ડ્રૉઇંગ પડાવીએ છીએ અને તેના ઉપરથી વિદ્યાર્થીઓ પોતાના નમુના તૈયાર કરે છે. આગળ જતા કેવળ ડ્રૉઇંગ ઉપરથી નમુના તૈયાર કરાવવામાં આવે છે. ડ્રૉઇંગનો અભાવ નથી.

(ક) સ્લૉઇડનો અભ્યાસ ક્રમ પૂરો કરવાને ઘણો વખત લાગે છે. પણ આખો ક્રમ

પૂરો કરવો જોઇએ એવું કંઇ આવશ્યક નથી. કારણ અંગ્રેજી છઠ્ઠા ધોરણથી વિદ્યાર્થીઓને પ્રયોગશાળાઓમાં કામ કરવાનું હોય છે.

(ડ) ગ્લાસ પેપરનો પુષ્કળ ઉપયોગ કરવા દેવામાં આવે છે. જ્યારે આનો ઉપયોગ છુટથી કરવા દેવામાં આવે ત્યારે વિદ્યાર્થી પોતાના કામમાં બેદરકાર રહે છે. તે એમ જ ધારે કે ગ્લાસ પેપર ( સેંડ પેપર ) થી સફાઇ લવાશે. હથિયારથી સફાઇ લાવવા શા માટે મહેનત નકામી કરવી ? ટ્રેનિંગ ક્લાસમાં અમને પણ ગ્લાસ પેપર વાપરવાનું ઘણું મન થઇ આવતું હતું પણ શિક્ષકની કસોટી અહીં જ નીકળે છે. શિક્ષકે ગ્લાસ પેપર પોતાના કબજામાં રાખવો. અને કામ પુરૂં થયા પછી પૉલિશ કરતી વખતે જ "finish" લાવવા માટે તે પૂરો પાડવો. શિક્ષકે જોવાનું છે કે વિદ્યાર્થી ગ્લાસ પેપર વાપરી પોતાની મહેનત બચાવવા માગતા નથી. બીજું ગ્લાસ પેપર વાપરે તો પણ વાંધા ભરેલું નથી. કારણ તે વાપરવામાં પણ કુશળતા જોઇએ છીએ. તેની સાથે સાવધાનતાની પણ જરૂર પડે છે. સહેજ પણ બેદરકાર અથવા ઉતાવળા થતા નમુનાની ધાર તુટી જાય છે અને તે ખામી ગણાય છે. માટે આ વાંધો કંઇ અગત્યનો નથી.

(ઢ) ઘણા નમુનાઓ બનાવવામાં કરવતથી કાપ મૂકતી વખતે લીટીથી થોડે દૂર કાપ મૂકવાનું કહેવામાં આવે છે. પછી માપની લીટી સુધી ફરશી અથવા ચાકુ વડે સ્હેજ બાકી રહેલો ભાગ કાપી કાઢવાનું કહેવામાં આવે છે. આને લીધે સ્વાશ્રયની ટેવ બરોબર કેળવાતી નથી. અને જ્યારે એક ક્રિયા પૂરી કરવામાં તેને બીજું હથિયાર વાપરવાનું મળશે એવું તે જાણે છે. ત્યારે તે પોતાના કામમાં ચોક્કસ રહેશે નહિ.

આ તકરાર મેન્યુઅલ ટ્રેનિંગ વાળાઓની દષ્ટિથી યથાર્થ છે. જો કે મેન્યુઅલ ટ્રેનિંગ અને સ્લૉઇડ એક જ છે, રસ્તા જ માત્ર જુદા છે. મેન્યુઅલ ટ્રેનિંગમાં કરવતથી સીધો અને સફાઇદાર કાપ મૂકતાં આવડે ત્યાં સુધી વિદ્યાર્થીને એકલું વહેરવાનું જ કામ સોંપવામાં આવે છે. તેથી ફરી મેન્યુઅલ ટ્રેનિંગમાં નમુના તૈયાર કરતી વખતે બરોબર માપની લીટી ઉપર જ કાપ મૂકવો પડે છે. સ્લૉઇડમાં દરેક ક્રિયાનો સંબંધ નમુના સાથે જોડેલો છે. એટલે તેને વહેરતા શીખવવાનું હોય તો એક લાકડાનો કટકો આપી તેને આડા ઉભા કાપ મૂકવાનુ કહેવામાં આવતું નથી. પરતુ એવો નમુનો આપવામાં આવે છે કે જ્યાં તેને વહેરવાની ક્રિયા કરવી પડે. હવે જો તેને બરોબર લીટી ઉપર જ કાપ મૂકવાનો હોય તો પહેલાં કદી કરવત વાપરેલી નહિ હોવાથી કાપ વાંકો જવાનો જ, જેથી નમુનો બગડી જાય. માટે જરૂર કરતાં સહેજ થોડો ભાગ વધાર લઇ કરવત વાપરવી અને પછી ચાકુ અથવા ફરશીથી તે ભાગ સરખો કરી લેવો એ વાસ્તવિક છે. જેમ જેમ તે કરવત વાપરતા થશે તેમ તેમ કાપ સીધો અને સરખો આવતો જશે. જે કામ એકલી કરવતથી થઇ શકે એવું હોય ત્યાં બે હથિયાર વાપરવાને કોઇ પણ માણસ તૈયાર થાય નહિ; માટે કરવતથી જ સીધો કાપ આવે એવી રીતનો પ્રયત્ન કર્યા વગર વિદ્યાર્થી રહેશે નહિ.

(ફ) બીજો, વાંધો ચાકુ માટે કાઢવામાં આવે છે. ફરશીથી કામ સહેલું થાય છે અને ફરશીનું કામ ફરશીથી જ કરવું જોઇએ. ચાકુ એ નવીન હથિયાર વાપરવાની જરૂર નથી.

ચાકુ એટલા માટે પસંદ કરેલું છે કે વિદ્યાર્થીઓ ચાકુ હમેશાં વાપરતા જોવામાં આવે છે. ઘણા ખરાના ખીસામાં ચાકુ હોય છે. તેથી વિદ્યાર્થીને, ફરશી કરતાં ચાકુ એ વધારે પરિચિત હથિયાર છે. "પરિચિત ઉપરથી અપરિચિત ઉપર જવું" એ શિક્ષણનો સિદ્ધાંત છે. માટે ચાકુ એ પહેલું હથિયાર લીધું. જેમ આગળ વધતો જાય છે તેમ ચાકુનો ઉપયોગ કમી કરી ફરશીનો જ ઉપયોગ કરવામાં આવે છે. ચાકુ કઇ ફરશીનું સ્થાન લેતો નથી.

(ग) ઘણા આગળ વધ્યા પછી નમુનાઓમાં ઘણા હથિયારનો ઉપયોગ કરવો પડે છે. વિવિધતા હેતુપુરઃસર રાખેલી છે.

ટોપ કાઢનાર પોતે જ કહે છે કે આ દોષોથી કંઇ એમ સિદ્ધ થતું નથી કે સ્લૉઇડ વખોડી કાઢવા જેવું છે કારણ તેનો મુખ્ય હેતુ સ્વાભાવિક શક્તિઓને ખીલવવાનો છે, ઉદ્યોગ અથવા ધંધો શીખવવાનો નથી.

૭ હાલ દરેક હાઇસ્કુલ અને ટ્રેનિંગ કૉલેજના અભ્યાસક્રમમાં આ વિષય દાખલ કરવાનો સરકારનો વિચાર છે. તેની સાથે ગુજરાતી સ્કુલોમાં તરતને માટે તો કાર્ડ બોર્ડનું જ કામ ચલાવવામાં આવશે. વખત જતે કરીને લાકડાનું કામ પણ ત્યાં દાખલ થશે એવી આશા છે.

પુરુષોત્તમ સદાશિવ ટેંકિસ્કર.*

---

# આણુમય જગત્.

(અનુસન્ધાન પૃષ્ઠ ૭૫૬ થી.)

હવે આપણે જડ તરફ દૃષ્ટિ કરીએ. જડ દ્રવ્યોમાં પણ કેટલાંક પરસ્પર વિરોધી દ્રવ્યો જોવામાં આવે છે. એક જડ દ્રવ્ય પોતે બીજાને ધક્કો મારે છે અથવા પોતે જ બીજાનો ધક્કો સહન કરે છે. જે સ્થળે આઘાત હોય છે, તે સ્થળે પ્રત્યાઘાત પણ હોય છે. જડ દ્રવ્ય પોતે વિકૃત થઇને બીજાને વિકૃત કરે છે. ગ્રહોપગ્રહો પણ એક બીજાને કર્ષાકર્ષી કરે છે, અણુપરમાણુઓ electrons પણ પરસ્પર આઘાત પ્રત્યાઘાત કરે છે. તે ઉપરથી પણ સિદ્ધ થાય છે કે, જડ દ્રવ્યોમાં પણ એક પ્રકારનું યુદ્ધ ચાલ્યા કરે છે, અને ચાલ્યા

* સ્લૉઇડ શિક્ષક પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ.

'ફરશે જ. પ્રારંભમાં જ કહેવામાં આવ્યું છે કે—જડનો ધર્મ અભેદ્યતા impenetrability છે. એક જડ દ્રવ્યમાં બીજું જડ દ્રવ્ય મેળવવામાં આવે, છતાં તે તેમાં સંપૂર્ણ મળી જતું નથી. જો મળી જાય તો તેનું અસ્તિત્વ વ્યર્થ થઇ જાય. તે વિષે એક દૃષ્ટાંત લઇએ. આપણે જે આકાશ જોઇએ છીએ, તેનો આકાર એકસરખો એકરસ જેવો છે; તે આકાશના જુદા જુદા વિભાગો પાડવાની આપણી ઇચ્છા થાય તો તેમાં જુદાં જુદાં ચિન્હો ગોઠવવાની આપણને જરૂર પડે છે. આ ચિન્હો ઉપર જ તે જુદા જુદા વિભાગોના અસ્તિત્વનો આધાર રહે છે. તે ચિન્હો જો અન્યોન્ય મળી જાય તો પછી તેઓનું અસ્તિત્વ પણ નાશ પામે છે. બે જડ દ્રવ્યો જ્યાં સુધી પરસ્પર મળી ન જાય ત્યાં સુધી તે બન્નેની વચ્ચે કંઇક અંતરાય રહે છે. તે અંતરાયની હ્રાસવૃદ્ધિ પ્રમાણે તે બન્ને દ્રવ્યોના પરમાણુઓની ગતિ હોય છે. તે અંતરાયની હ્રાસવૃદ્ધિ કરવાને માટે જ બન્ને દ્રવ્યો પરસ્પર ધક્કાધક્કી કરે છે, બન્નેની વચ્ચે યુદ્ધ ચાલે છે. પરંતુ તે યુદ્ધને નિયત કોષ્ટકમાં ઘટાવી શકાય છે. કયા ભાગમાં યુદ્ધનો અથવા ધક્કાધક્કીનો કેટલો અંત થશે, તે ગણિતથી જાણી શકાય છે. તેના નિયમમાં અણુમાત્ર પણ ફેરફાર થતો નથી. તેનું ગણિત કરવામાં લેશ માત્ર પણ અસંભવ અથવા અનિશ્ચિતતા નથી. આપણે બે મલ્લોને કુસ્તી કરતા જોયા છે. તે બન્ને મલ્લો સ્વરક્ષણ માટે કદિ એવી શર્ત કરે કે—'આપણે બન્નેએ અમુક રીતે જ હાથપગ હલાવવા અને આપણા બેમાંથી એક અમુક સ્થિતિમાં આવી જાય, ત્યારે તેનો પરાજય થયો ગણાય,' તો તેવું દ્વંદ્વ યુદ્ધ જોવાને આપણને સહજ પણ કૌતુહલ થશે નહિ. એવી શર્તથી તેઓ જે યુદ્ધ કરશે, તે હૃદયશૂન્યતાથી જ કરશે, બહાર દેખાવમાં તેઓ લડશે, પણ તે લડાઇથી તેઓના અંતઃકરણમાં કંઇ પણ ક્ષોભ થશે નહિ. જડ દ્રવ્યોમાં જે પરસ્પર યુદ્ધ થાય છે, તે તેવાજ પ્રકારનું હૃદયશૂન્ય યુદ્ધ છે. તે યુદ્ધ અમુક નિયમમાં જ અને મર્યાદામાં જ થાય છે; તેમાં કંઇ પણ વૈચિત્ર્ય હોતું નથી. જો એમ ન હોય તો ક્રિકેટ અથવા બિલિયર્ડનો દડો બળક્રિયાશાસ્ત્ર Dynamicsના નિયમોનું ઉલ્લંઘન કરીને અન્યત્ર કેમ જતો નથી? ભૂગર્ભમાંથી પ્રચંડ શરીર બહાર કાઢીને હિમાલય પર્વત જ્યારથી પ્રકટ થયો છે, ત્યારથી તે પુરેપુરી ઉદાસીનતાથી ઉભેલો તપસ્વી જેવો લાગે છે. બહાર આવતાં તેને જેટલો ધક્કો લાગ્યો છે, અને તે ધક્કાના બળથી જેટલું બહાર નીકળી શકાય, તેટલો જ બહાર તે નીકળ્યો છે. કદાચ તે પોતે પૃથ્વીને સામો ધક્કો મારતો હોય, તો તે ધક્કો પણ અમુક અંશમાં જ મારી શકે છે. કાળના કાળથી તે તોફાન, વૃષ્ટિ અને હિમની વચ્ચે છાતી કાઢીને ઉભો છે, હજારો નદીના પ્રવાહો તેની છાતી ચીરીને તેને ખંડ વિખંડ કર્યા કરે છે, તેના અંગાંશના રાઇ રાઇ જેટલા કડકા કરી તેની માટી બનાવી દે છે, તે છતાં તે ઘટના તરફ તેનો આક્ષેપ પણ થતો નથી, તથા તેને કંઇ પણ પીડા થતી નથી. જો તે કંઇ થોડો પણ રોધ resistence કરે છે, તો તે રોધનું પરિમાણ ગણિતશાસ્ત્ર શોધી શકશે. જડ દ્રવ્યોમાં પરસ્પર જે કંઇ વિરોધ છે, તે વિરોધ તરફ પણ તેઓની ઉદાસીનતા છે. તે વિરોધને નિયત કોષ્ટકમાં ઘટાવવામાં આવે તો પણ તેઓની ઉદાસીનતામાં કંઇ ફેરફાર થઇ શકે તેમ નથી. સ્વરક્ષણ માટે, સ્વવિશિષ્ટતા સાચવી રાખવાને માટે,

સ્વતંત્રત્વને માટે જડ દ્રવ્યો કંઇ પણ ઉદ્યમ કરતાં હોય, તેવું જાણવામાં આવ્યું નથી. "અમુક ઉદ્દેશથી જ વિકૃત થવું, નહિ તો ન જ થવું,' એવી કંઇ પણ ભાવનાપૂર્વક જડ દ્રવ્યો ઉદ્યમ કરતાં હોય, એવું કદિ પણ જોવામાં આવ્યું નથી.

ઉપર કહેવામાં આવ્યું છે કે—પ્રાણ જડને આત્મસાત્ કરવાને ઇચ્છે છે, છતાં જડના કેટલાક અંશોનું તે ગ્રહણ કરે છે અને અવશિષ્ટ અંશોનું વર્જન કરે છે. પસંદગી કરવાની પ્રાણમાં એક પ્રકારની શક્તિ છે. જડ દ્રવ્યોમાં પણ તેવી કંઇક શક્તિ જણાય છે પ્રત્યેક રસાયનવેત્તા વિદ્વાનને જડની તે શક્તિનો પુરો પરિચય હોય છે. ઓક્ષીજન હાઇડ્રોજનની જ પસંદગી કરવાને અને નાઇટ્રોજનનો ત્યાગ કરવાને ઇચ્છે છે. તે પણ એક જાતની પક્ષપાતી પસંદગી preferenceનો અથવા નિર્વાચનનો વ્યાપાર છે. જડ દ્રવ્યોમાં એક પ્રકારની પસંદગી કરવાની શક્તિ હોવાથી મૂળ તત્ત્વો મિશ્રિત થયેલાં લાખો ભિન્ન ભિન્ન દ્રવ્યે દૃષ્ટિએ આવે છે. તો પણ તે પ્રસંગમાં પણ જડ દ્રવ્યો તો કેવળ ઉદાસીન જ હોય છે તે પસંદગીનો અગ પણ પરિમિત હોય છે, છુટાં છવાયાં નિયત કોષ્ટકોને અધીન થયેલ છે નિયત મર્યાદામાંથી અણુમાત્ર પણ વિચલિત થવાની તેની શક્તિ નથી. જડ દ્રવ્યોમાં આત્મરક્ષા માટે કંઈ પણ પ્રવૃત્તિ નથી. ઓક્ષીજનમાં હાઇડ્રોજનને મેળવીને તેઓને તપાવવામ આવે તો તુરત તેઓની જળમાં વિકૃતિ થઇ જાય છે. તેમજ વળી ઓક્ષિજન અને હાઇડ્રોજનના બે સરખા ભાગોનું મિશ્રણ થઇ શકતું નથી; આઠ ભાગ હાઇડ્રોજન સાથે એ ભાગ ઓક્ષીજનનું જ મિશ્રણ થઇ શકે છે. સમાન ભાગો કદિ ચાલી શકશે નહિ. ઓક્ષીજન અને હાઇડ્રોજનનો તે પ્રમાણે વિકાર થાય છે છતાં તેમાં તેઓને કંઇ પણ લાગણી હોતી નથી એક રીતે જોતાં, એક જડ દ્રવ્ય ઇતર જડ દ્રવ્યને હજમ કરે છે, આત્મસાત કરે છે અથવા વિકૃત કરે છે, અને તેની સાથે પોતે પણ વિકૃત થાય છે. જળ શર્કરા અને મરક્યુરિક એસીડ તાંબાને અથવા કાસાને હજમ કરે છે: આત્મસાત્ કરે છે, એમ કહીએ તો તે અત્યુક્તિ નથી. પરંતુ ઇતર દ્રવ્યને વિકૃત કરતા, તે પોતાને અવિકૃત રાખ શકતું નથી, આત્મરક્ષા કરી શકતું નથી, સ્વવિશિષ્ટતા સાચવી શકતું નથી. કયા દ્રવ્યને કેટલો વિકાર થશે, તે પ્રત્યેક રસાયનિકો જાણે છે, જાણે છે એટલું જ નહિ પણ તેવ જ્ઞાનથી જ કાર્યસિદ્ધિ કરી શકે છે. એ બાબતમાં પણ જડ દ્રવ્યો નિયત કોષ્ટકોથી બંધાયેલા છે આપણને જડની જે ક્ષુધાનો પરિચય થાય છે તે ક્ષુધા વસ્તુતઃ ઉદાસીન જ છે જડ પદાર્થ નિરપેક્ષ સંન્યાસી જેવો છે, તેને મારો કે બચાવો, તેની તેને કંઇ દરકાર નથી તે પ્રતિ તેનો ક્ષેપ પણ નથી. તે જો હસે છે તો તે નિયમમાં રહીને અને રડે છે, પણ નિયમમાં રહીને જ. વસ્તુત. જડ પદાર્થ ઉદાસીન મહાદેવ જ હોય નહિ, તેવો છે.

પ્રોફેસર જગદીશચંદ્ર વસુએ પ્રકટ કરેલ અતિ વિસ્મયોત્પાદક સિદ્ધાન્તોની પરંપરા વિષે આપણા સાંભળવામાં આવ્યું છે. બહારની ઉત્તેજક ક્રિયાથી પ્રાણીઓના શરીરમ ચાંચલ્ય ઉત્પન્ન થાય છે, બહારથી સાદ પાડીને બોલાવવાથી પ્રાણીઓ પ્રત્યુત્તર આપે છે ઉત્તેજક ક્રિયાના તારતમ્યાનુસાર તે ચાંચલ્ય વધતા અથવા ઓછા શબ્દમાં પરિણમે છે. અધિ

છે અને સિદ્ધ કર્યું છે કે તેવી દીવાલ કદિ પણ બાંધી શકાશે નહિ. છેવટ સુધી ઉભય વર્ગોને એક જ કોઠામાં મુકવા પડશે. જડ દ્રવ્યમા ચેતનાનો આવિષ્કાર થાય છે, એમ તો તેઓ કહેતા જ નથી. એટલું જ નહિ પણ તેમાં ઉચ્છૃંખલ પ્રાણનુ પણ આરોપણ કરતા નથી. પ્રાણીઓના શરીરમાં જે અનિયમિત ક્રિયા થાય છે, તે ક્રિયાને જડતાની શૃંખલામાં સમાવવાનો તેઓએ પ્રયત્ન કર્યો છે વૈજ્ઞાનિકોનું માત્ર એ જ કર્તવ્ય છે કે—જે સ્થળે શૃંખલા જાણવામાં ન આવી હોય, તે સ્થળે શૃંખલાનું સ્થાપન કરવું, અને જે સ્થળે કંઇ પણ નિયમ જણાયો ન હોય, ત્યાં નિયમની પ્રતિષ્ઠા કરવી. જડ દ્રવ્યમાં ઉચ્છૃંખલ પ્રાણ છે કે નહિ, તે વૈજ્ઞાનિકો જાણી શકશે નહિ. જડતાની શૃંખલામાં પ્રાણની ક્રિયાને કેટલે અંશે ઘટાવી શકાશે, તે જ માત્ર વૈજ્ઞાનિકો જાણી શકશે. વૈજ્ઞાનિકોની તો એ જ પ્રતિજ્ઞા છે કે—'છેવટ સુધી તેઓ પ્રાણીમાત્રને સ્વયંચલ automaton યંત્ર રૂપે સ્વીકારશે, તેના અભ્યન્તરમાં કંઇ પણ ગુપ્ત પદાર્થનું સ્થાપન કરવા દેશે નહિ.' જેઓ પ્રાણવાદીઓ છે, તેઓ આ સ્થળે એક ગુરૂતર પ્રશ્ન ઉપસ્થિત કરે છે. તેઓ પુછે છે કે—"ધારો કે ત્રાંબા અથવા કાંસાનો કડકો એક પ્રાણીની પેઠે અથવા એક વૃક્ષપત્રની પેઠે બાહારના ધક્કાથી ચચળ થઈ શકે, ઉત્તેજક ક્રિયાના આધિક્યથી થાકી પણ જાય તેમજ માદકપદાર્થના મદથી પરાભવ પણ પામે; પરતુ તે કરતાં પણ ગૂરૂતર પ્રશ્ન તો એ છે કે—'તેવા પ્રકારની ઉત્તેજક ક્રિયાથી સ્વરક્ષણનો પ્રયાસ કરવાની જડ દ્રવ્યમાં કંઇ પણ શક્તિ છે?' જંતુ અને ઉદ્‌ભિદ્‌ અર્થાત્ પ્રાણીમાત્ર બહારના ધક્કાથી ચંચળ થાય છે અને થાકી પણ જાય છે. પરંતુ તે ઉત્તેજક ક્રિયાને હઠાવવાને માટે તેઓના અભ્યન્તરમાંથી એક પ્રકારની પ્રવૃત્તિ થતી જોવામાં આવે છે. હાનિકર ઉત્તેજક ક્રિયાને દૂર કરવાને તેઓ પ્રયાસ કરે છે, અને યુક્તિ પ્રયુક્તિઓ શોધી કાઢે છે. કદાચ એકવાર નિષ્ફળ થાય, તો પુનઃ તેવા પ્રસંગને માટે તૈયાર રહે છે. પ્રાણીમાત્રનો તે સાધારણ ધર્મ છે. યદ્યપિ બહારની જે ઉત્તેજક ક્રિયા હિતકર હોય, તે તેઓને ઉપાદેય અને અહિતકર હોય તે હેય થાય છે. અહિતકર ક્રિયાને દૂર રાખવાને જ તેઓ ઇચ્છે છે. ઉત્તેજક ક્રિયાના ગ્રહણમા અથવા વર્જનમાં પ્રાણીઓ કદિ પણ ઉદાસીન રહેતાં નથી. જો તેઓ ઉદાસીન થાય તો પ્રાણી જગતનો ક્રમવિકાસ જ અટકી પડે. ઉત્તેજક ક્રિયાના ગ્રહણવર્જનની પ્રવૃત્તિ જ પ્રાણીઓના સ્વરક્ષણની પ્રવૃત્તિ છે. પ્રાણીઓને એક પ્રકારનો સ્વાર્થ છે, એમ જે કહેવામાં આવ્યુ છે, તે સ્વરક્ષણનો જ સ્વાર્થ છે. તેઓની જેટલી પ્રવૃત્તિઓ છે, તે સઘળી સ્વરક્ષણને માટે જ હોય છે. જડ દ્રવ્યમા તેવી સ્વરક્ષણની કંઇ પણ પ્રવૃત્તિ છે કે નહિ, તે એક મુખ્ય પ્રશ્ન છે. સહસા તેનો પ્રત્યુત્તર આપી શકાય તેમ નથી. પ્રાણીમાં જે જાતનો સ્વાર્થ છે, તેવો સ્વાર્થ શુદ્ધ જડ દ્રવ્યોમાં કિંચિત્ પણ છે? આઘાતથી ચંચળ થવાનો અને અધિક આઘાતથી શ્રમિત થવાનો શુદ્ધ જડ દ્રવ્યોનો ધર્મ છે, તેમાં કંઇ સંશય નથી સ્થિતિસ્થાપક દ્રવ્યમાં એમ પણ જોવામાં આવે છે કે—આઘાત પામતાં જ તે સ્વસ્થિતિથી વિચલિત થાય છે. ઉત્તેજક ક્રિયાની સમાપ્તિએ જ તે પોતાની પૂર્વવત્ સ્થિતિ પ્રાપ્ત કરે છે. સ્થિતિસ્થાપનની મર્યાદા limit of elasticityનું ઉલ્લંઘન કરી ગયા પછી ફરીથી તે પોતાની સ્વાભાવિક સ્થિતિમાં આવી શકતું નથી. તેવી

સ્થિતિને જ જડ દ્રવ્યનો થાક અથવા મૃત્યુ કહી શકાય છે. તેવી સ્થિતિ જડ દ્રવ્યમાત્રમાં પ્રત્યક્ષ સિદ્ધ છે. બળક્રિયા વિદ્યા Dynamics તેના નિયમો જાણે છે. જડધર્મવિશિષ્ટ પ્રાણી દેહનાં બહારની ઉત્તેજક ક્રિયાથી ચાંચલ્ય અથવા થાક ગમે તેટલાં જટિલ હોય, તો તેમાં કંઈ આશ્ચર્ય જેવું નથી. પ્રાયશ તે ચાંચલ્ય જ પ્રાણને સ્ફુર્તિપ્રદ છે, અને થાક વ્યાધિજનક છે. થાક સ્થાયિ રહેવા પામે તો તેમાથી મૃત્યુ પરિણમે છે. પ્રાણીદેહ ચંચળ થાય, શ્રમિત થાય અને અંતે નિરપાયે મૃત્યુ પણ પામે, તે સર્વ સત્ય છે. અમે પ્રથમ એ પણ સ્વીકારી લીધું છે કે—તે સર્વ પોળે પોગ આના જડ ધર્મ છે, ચાંચલ્ય, થાક અને મૃત્યુ—એ સર્વ નિયમબદ્ધ જડધર્મ છે. પરંતુ મૃત્યુને હઠાવવાને માટે, મૃત્યુ ઉપર વિજય મેળવવાને માટે પ્રાણીઓમાં જે એક ઉત્કટ પ્રવૃત્તિ વિદ્યમાન છે, તેવી પ્રવૃત્તિ ત્રાંબા અથવા કાંસાના ટુકડામાં, કે ઇંટ અથવા પત્થરમાં કદિ પણ જોવામાં આવે છે? અથવા હવે પછી પણ જોવામાં આવશે? પ્રાણિ પદાર્થ protoplasmમાં જે કંઈ છે, તે વિષે તો કંઇ પણ સંશય નથી. તે હોવાથી પ્રાણનો વિચિત્ર વિકાસ થઈ શકે છે. પ્રાણમાં તેવી પ્રવૃત્તિ ન હોત તો, જીવન તત્ત્વવિદ્યા Biologyને આલોચના કરવા યોગ્ય કંઈ પણ વિષય મળી શકત નહિ. સમસ્ત જડ જગત્ પ્રાણને નષ્ટ કરવાને માટે અવિરામ પરિશ્રમ કર્યા કરે છે. અસંખ્ય પ્રાણીઓ અહોનિશ મરણ શરણ થતાં જોવામાં આવે છે; તેમ છતાં પ્રાણનો તો લોપ થયો નથી. તે તો ખરેખર એક રક્તબીજ જેવો છે. એક સૂક્ષ્મ રક્તકણિકામાંથી સહસ્ર રક્તકણિકાઓ ઉદ્‌ભવે છે, સહસ્ર રૂપો ધારણ કરે છે, અને કેટલાંક નૂતનશસ્ત્રાસ્ત્રો ઉત્પન્ન કરી જડ જગતની સાથે પુનઃ પુનઃ સંગ્રામ કરવાને ઉદ્યુક્ત થાય છે. પ્રાણીઓ મરણ પામે છે, તે સત્ય છે; છતાં પ્રાણ અદ્યાપિ પર્યંત લુપ્ત થયો નથી. આત્મરક્ષા કરવાની પ્રાણની જે પ્રવૃત્તિ છે, આત્મવૃદ્ધિ કરવાનો જે ઉદ્યોગ છે, વિશ્વનો ગ્રાસ કરી જવાની જે ઉત્કંઠા છે, સર્વાહારની જે ક્ષુધા છે, સમસ્ત જગતને આત્મસાત્ કરી પ્રાણમય બનાવવાની જે ચેષ્ટા છે, તે આપણે સ્વચક્ષુવડે પ્રત્યક્ષ કરીએ છીએ. જડ સાથે પ્રાણનું તે દ્વંદ્વ યુદ્ધ પ્રત્યક્ષ પ્રમાણ સિદ્ધ છે, એમ તો સ્વીકાર્યા વિના ચાલશે જ નહિ. તે બન્નેને પરસ્પર એક પ્રકારનો વિરોધ તો છે જ. તે વિરોધ જ પ્રાણની વિશિષ્ટતા છે. જડની સાથે જડનો આઘાત પ્રત્યાઘાત થાય છે, તે પણ સત્ય છે; પરંતુ આઘાત પ્રત્યાઘાતને નિયતકોષ્ટકમાં ઘટાવી શકાય છે. જ્યારે એમ છે ત્યારે તેમાં નિત્ય નિત્યનવીનતા પ્રાપ્ત કરવાની શક્તિ ક્યાં રહે છે? અત્યંત અતીતકાળમાં જે હતું, તે અત્યંત ભવિષ્યકાળમાં થશે, એ તો તેનો સનાતન વ્યાપાર છે. એક વખ્ત જે બન્યું, તે પુનઃ બન્યા જ કરશે. ત્યારે તેનો ઇતિહાસ પણ શો હોય શકે? ઇતિહાસમાં જે સઘળી વિચિત્રતા હોય છે, જે નિત્ય નિત્ય નવીનતા જોવામાં આવે છે, તે સર્વને એક વખ્ત નિયત કોષ્ટકમાં બાંધી દીધા પછી ઉત્તર ક્ષણે જ તે નિયત કોષ્ટકનું ઉલ્લંઘન કરે છે. જડ જગતના સંબંધમા તેવો ઇતિહાસ અને તેની નવીનતા ક્યાંથી લાવવાં? તે પ્રશ્ન કંઈ ઓછો ગંભીર નથી. ધ્યાનમાં રાખો કે—વિજ્ઞાનવિદ્યા જે ક્ષણે અતીત અને ભવિષ્યને વર્તમાનની સાથે એક સૂત્રથી ગુંથીને નિયત કોષ્ટકમાં બાંધી દે છે, તે જ ક્ષણે અતીતકાળ પોતાનો પુરાતન ઇતિહાસ ખોઈ બેસે છે અને ભવિષ્યની અપૂર્વ કથા સાંભ-

જાવાને માટે કંઈ પણ કૌતુહલની રાહ જોતા નથી. સર્વ કંઇ નિયત કાર્યક્રમાં બંધાઈ જાય છે. અને તેટલા જ માટે પ્રશ્ન ગંભીર છે, એમ કહેવામાં આવ્યું છે. પ્રસ્તુત પ્રશ્ન ઉપસ્થિત કરીને અમે નિરાશ થયા છીએ. કંઈ પણ પ્રત્યુત્તર આપવાની અમારામાં શક્તિ નથી. પ્રાણુને એક વખ્ત જડતાની બેડીમાં સીકડી નાખીને તેના ઇતિહાસનો લોપ કરીએ તો તે ચાલી શકે કે નહિ. તેનું તર્કથી સમાધાન થઈ શકશે નહિ. કોઇ પણ તાર્કિક યુક્તિનો આશ્રય કરવાની અમે ધૃષ્ટતા કરી શકતા નથી, તેમ જ વૈજ્ઞાનિકો સાથે સ્પર્ધા કરવાને પણ અમે ઇચ્છતા નથી પરંતુ અમે તો વૈજ્ઞાનિકતા ઉપર આધાર રાખનાર છીએ, વિજ્ઞાનના ભિક્ષુક છીએ પર્યવેક્ષણ અને પ્રત્યક્ષ પ્રમાણ સિવાય ઇતર કોઇ પણ પ્રમાણ વ્યાવહારિક વિધાને માટે અમને ગ્રાહ્ય નથી. ભવિષ્યમાં વિજ્ઞાનવિદ્યા તેનો શો ઉત્તર આપશે, તેની અમે રાહ જોતા બેસી રહીશું જેઓ જગતની એવી અંધારી કોટડીની દીવાલ તોડી પાડી પ્રકાશમય પ્રવેશદ્વારમાંથી બહાર આવ્યા છે, કદાચ તેઓની પાસેથી તેનો ઉત્તર મળી શકશે.

( અપૂર્ણ. )

આનન્દશંકર પીતાંબરદાસ મહેતા.

---

# એશિયા પ્રભુની પસંદગીનું ધામ છે.*

બાબુ શિશિરકુમાર ઘોષનો એક અંગ્રેજી લેખ ઇતિહાસના અભ્યાસીને મનન કરવા જેવો હોઇ એનો અનુવાદ કરાવી નીચે મૂકવામાં આવે છે. એ ઉપર એક ટૂંકુ મનન લેખને અન્તે આપ્યુ છે. વચ્ચે વચ્ચે સૂઝતા જતા પરસ્ફુરણ વિચારો ટિપ્પણમાં નોંધ્યા છે:—

*"થોડા વખતમાં, ઘણી સહેલાઇથી, સૌથી વધારે માણસોનો નાશ કેમ કરવો—આ એક મહાન વિચારસિદ્ધાન્ત પશ્ચિમ દેશના મગજમાં વ્યાપી રહ્યો છે. એવું કહેવાય છે કે સ્પેન્સર નામના એક મહાન અંગ્રેજ વિમાનગામીએ. મેક્સિકોના એક પોતાના હરીફ—સેન્ટોસ ડયુ મોન્ટને હરાવ્યો હતો અને પોતાના વિમાન ઉપર સંપૂર્ણ કાબુ મેળવ્યાનો પુરાવો આપ્યો હતો. ત્હેણે વાર્તાચિત કરતાં કહ્યું હતું કે " જ્યારે હું વિમાનમાં ઉંચે ચઢ્યો ત્યારે મ્હેં કેટલાક બૉમ્બ નીચે ફેંક્યા; અને મ્હને ખાત્રી થઈ કે આવી રીતે હું શહેર ઉપર બૉમ્બ નાખી ત્હેનો નાશ કરી શકું." એટલે કે ત્હેની શક્તિથી તે, પ્રભુ કે જેણે મનુષ્યને મ્હોટાં કામ કરવાના અનેક અધિકારો આપેલા છે :તે પ્રભુની કલ્યાણકારિતાનો વિચાર

---

* બાબુ શિશિરકુમાર ઘોષના એક અંગ્રેજી લેખનો અનુવાદ.

કરવાને બદલે પશ્ચિમ દેશોના મગજમાં રમી રહેલા જીવનના મહાપુરુષાર્થ તરફ જ એનો વિચાર દોડયો ! પૂર્વ દેશના સામાન્ય લોકો માને છે કે હવાની સફર, જ્યારે તે સંપૂર્ણતાએ પહોંચશે, ત્યારે તે, મનુષ્યની પ્રગતિમાં વધારો કરશે. પણ પશ્ચિમમાં તો તેઓ ઉંચેથી શહેર ઉપર બૉમ્બ ગોળા નાખવાના ઇરાદાથી વિમાનને પૂર્ણ સમર્થ બનાવવા પ્રયત્ન કરે છે. *

એક પરમ ધાર્મિક પાદરીએ, સાંસારિક જીવનમાં નખથી શિખ સુધી ડૂબેલો એક માણસ જેને તે પ્રભુ તરફ દોરવા માગતો હતો, તેને પૂછ્યું: 'તમારે ક્યાં જવાનો વિચાર છે—સ્વર્ગમાં કે નરકમાં ?'

**સંસારી:**—જ્યાં સુધી તમે મ્હારા સવાલનો જવાબ ન આપો ત્યાં સુધી હું તમારા સવાલનો જવાબ ન આપી શકું: પેલા રાજા ક્યાં ગયા હતા ?—સ્વર્ગમાં કે નરકમાં ?

**પાદરી:**—નરકમા જ, કેમકે તે જુલમી હતા.

**સંસારી:**—અને (એક ઉમરાવનું નામ દઈને) તે ક્યાં ગયો હશે ?

**પાદરી:**—તે પણ નરકમાં ગયો છે કેમકે તે ઘણો દુષ્ટ માણસ હતો.

**સંસારી:**—અલેકઝાન્ડર નેપોલીઅન અને બીજા વીર પુરુષો જેમણે દુનીયાને લોહીથી તરબોળ કરી નાખી હતી - તે ક્યાં જવાના ?

**પાદરી:**—મ્હારે દિલગીરીની સાથે કહેવું પડશે કે તેઓ નરકમાં ગયા હશે: કેમકે ઇશ્વરની આજ્ઞા છે કે "હિંસા કરવી નહિ." અને આ આજ્ઞા સર્વથા નિર્બાધ છે.

**સંસારી:**—અને પેલો સ્પેનનો સ્વદેશહિતસાધક જેણે ક્યૂબા ટાપુ ત્યાંના મૂળ રાજા પાસેથી પડાવી લીધો તે ક્યાં ગયો હશે ? હેને એ રાજાએ મિત્ર જેવો ગણી આવકાર આપ્યો, ત્યારે હેણે તે રાજાને એક કડાની જોડ આપી ને એ રાજાના કાંડાંમાં પહેરાવી. તે પહેરવાની કલ્લીઓ ન હતી પણ હાથકડી હતી ! તે રાજાને ઘોડા ઉપર બેસાડી કેદી તરીકે લઈ ગયો, અને આ રીતે હેણે ક્યૂબા હાથ કર્યું ' હેના દેશની એણે જે સેવા કરી હેને માટે તે શું સ્વર્ગમાં નહિ ગયો હોય, કેમકે આથી હેણે પોતાના દેશને વાસ્તે એક સામ્રાજ્ય ઉભું કર્યું ?

**પાદરી:**—ના, તે પણ નરકમાં ગયો હશે.

* અંગ્રેજો યુદ્ધમાં પણ સામાન્ય નીતિનો નિયમ સ્વીકારી લશ્કર કિલ્લા અને શસ્ત્રાગાર ઉપર જ ગોળા ફેંકવામાં વિમાનનો ઉપયોગ કરે છે, સામાન્ય વસ્તી ઉપર નહિ. જર્મની સામાન્ય વસ્તી ઉપર એ ઘોર કાર્ય કરતાં આંચકો ખાતું નથી, અને નિર્દોષ બૈરાં છોકરાના જાનને નુકસાન કરવામાં અભિમાન માને છે ! આ આસુરી પિશાચી વૃત્તિ છે અને તે યુરોપનું કેન્દ્ર એવું જે જર્મની તે નિર્મર્યાદપણે આચરે છે.

ફરોથી યૂરોપને લોહી લોહાણ કરી નાંખશે એ આપણે જોઇશું.† કુદરત ઉપર કાબુ! મનુષ્યના ખોરાક માટે કામમા આવતું ન્હાંનામાં ન્હાનું કન્દમૂળ પણ યુરોપમાંથી નાશ પામી ગયું છે અને એના પરિણામનો વિચાર કરતાં લોકના હોશ ઉડી જાય છે.

કુદરતની સ્હેજસ્હાજ વિલક્ષણતા " ઉપર પોતે કાબુ મેળવીને યૂરોપે મ્હોટાં સામ્રાજ્યને ધુણાવી નાંખ્યાં છે, અને તે આજ એશિયા આફ્રિકાની પ્રજાઓનું ભવિષ્ય ઘડવાનું સામર્થ્ય ધરાવે છે. નહિ, યુરોપ સુખી નથી. ત્હેના તોફાનને તે સંસ્કૃતિ અને ઉત્કર્ષનું ખોટું નામ આપે છે. પણ ત્હેનો અન્તરાત્મા ઘડીએ ઘડીએ પૂછ્યા કરે છે કે, 'શુદ્ધિ ક્યાંથી, ક્યાં? યૂરોપ, જે પ્રભુનાં વાક્યોથી પાવન થયો નથી, તેને શાન્તિ સમજાવનાર કોઇ નથી.

યૂરોપ બળવાન છે, પણ દુઃખી છે. યુરોપીઅનનો આત્મા પાંજરામાં પુરાએલા એક વાઘ જેવો છે, જે હંમેશાં પાંજરામાંથી છૂટવાને પ્રયત્ન કરે છે અને કાંઇક લેવા દોડે છે-શું લેવા દોડે છે તેની ત્હેને જ ખબર નથી. યુરોપની પ્રજા ધારે છે કે પારકાના દેશો જીતી લેવા એ જ મનુષ્યની ભાવના છે. અને યુરોપીઅન ધારે છે કે સૌથી વધારે પૈસા કેમ મેળવવા એ જ છંદગીનું મુખ્ય કર્તવ્ય છે. અજ્ઞાન વસ્તુ તરફ દોડવાથી તેઓને આત્મા છે કે નહિ એ જ તેઓ ભૂલી ગયા છે. અરે યુરોપ કેટલું દુઃખી છે!

યુરોપ એક લશ્કરની છાવણી છે. ત્યાંના ત્રણ કરોડ§ માણસોને શિકારી કુતરાની માફક ત્હેમના ભાઇઓનો નાશ કરવાને કેળવવામાં આવ્યા છે. જે પોતાના પાડોશીને લુચ્ચાઇથી ફસાવે તે રાજ્યનીતિમાં સૌથી કુશળ કહેવાય! જે સૌથી વધારે માણસોને સ્વર્ગે પહોંચાડે તે એક મ્હોટો વીર પુરુષ કહેવાય. જે માણસ પાસે પુષ્કળ પૈસો હોય તે મ્હોટા માણસમાં લેખાય.

આમ લૉર્ડ બ્રૅકન્સફીલ્ડના મત પ્રમાણે યૂરોપખંડનો પ્રભુએ ત્યાગ કર્યો છે.

યૂરોપ એ પ્રભુના શત્રુ-સેતાન-આસુરી સંપત્-ને તાબે થયો છે, એ શત્રુ મનુષ્યનો મિત્ર નથી પણ ભક્ષક છે."

### મનનઃ

ઉપરનો લેખ વાંચીને નીચેના વિચાર ઉદ્ભવે છેઃ—

"એશિઆ પ્રભુનું ધામ છે"—એ સમજણ આ રીતે ખરી છે કે પૃથ્વીનાં અધ્યાત્મ-ચક્ષુ ખોલનાર એશિઆ જ છે. પણ પશ્ચિમનાં વિમાનને જે લાગુ પડે છે તે એશિઆનાં

† આ ભવિષ્યવાણી અત્યારે ખરી પડી છે.

§ અત્યારે આ સંખ્યા કેટલી બધી વધી પડી છે! પહેલાં ઇંગ્લંડે આ સંખ્યા કેટલી થોડી રાખી હતી એ સૌ જાણે છે. અત્યારે આ સંખ્યા વધી પડવાનું કારણ જર્મનિએ ફરજીઆત લશ્કરી નોકરીમાં દાખલ કરી એ છે.

શસ્ત્ર-અસ્ત્રને—દમાસ્કસની તરવારને અને એને બનાવનાર મૂળ હિન્દની લોહવિદ્યાને લાગુ પડતું નથી ? એશિઆએ સુશ્રુતનાં જ શસ્ત્રોનો-મનુષ્યનાં શારીરિક દુઃખો હરવા માટેનાં જ શસ્ત્રોનો જ—પ્રયોગ જાણ્યો હોત તો પશ્ચિમની વિમાનોની શોધ ઉપર કરેલો આક્ષેપ સ્થાને હતો. બીજું—અત્યારે યૂરોપની ભૂમિતૃષ્ણા માટે એશિઆ ફરિયાદ કરે છે એ ઠીક છે. પણ દોઢ હજાર વર્ષ ઉપર યૂરોપને એશિઆ વિષે પૂછવામાં આવ્યું હોત તો એ શું કહેત? રોમની જનસંસ્કૃતિને પાયમાલ કરનાર હૂણ ક્યાંથી આવ્યા હતા ? યૂરોપ તો અત્યારે જ્યાં જ્યાં પોતાનું સામ્રાજ્ય વિસ્તારે છે ત્યાં જંગલી પ્રજાને સુધારવાનો ખરો-ખોટો દેખાવ કરીને પણ છેવટે કાંઇક સુધારો તો કરે છે જ, અને જ્યાં હિન્દુસ્થાન જેવી સુધરેલી પ્રજામાં સામ્રાજ્ય સ્થાપે છે ત્યાં એ પ્રજાના સ્વત્વનું વિનાશ કરતું નથી, બલ્કે એની મન્દ પડેલી નસોમાં કાંઇક નવું ચૈતન્ય પ્રકટાવે છે, અને એને સ્વાત્મભાન કરાવવાના કાર્યમાં કાંઇક ભાગ પણ લે છે. પણ એશિઆના પેલા હૂણ લોકોએ તો રોમની સંસ્કૃતિનો વિનાશ કરવામાં જ સઘળું બળ વાપર્યું હતું અને એ કરતા ઉચ્ચતર કાર્ય કરવાની એમનામાં કર્તવ્યબુદ્ધિ જ જન્મી ન હતી. માત્ર પ્રભુ એવાં તમોગુણી વાવાઝોડાંવડે પણ સુકાઈ ગએલી વનસ્પતિ ઉપર પણ વસન્તનાં નવા પલ્લવ લાવે છે, અને એમના અદૃશ્ય પણ પ્રબળ હસ્તથી પૃથ્વી ઉપર એવાં બીજ વેરે છે કે જેમાંથી વર્ષાઋતુ આવતાં પૃથ્વી વનસ્પતિથી છવાઇ જાય છે. જતે દહાડે યૂરોપમાં તેમ થયું. પણ તે માટે યૂરોપે એ હૂણ લોકોનો-એશિઆનો ઉપકાર માનવાનો નથી, પણ જગતના પુનઃ પુનઃ નવીકરણ માટે પ્રભુ જે જડમાં જડ સાધનનો પણ ઉપયોગ કરે છે તે પ્રભુનો ઉપકાર માનવાનો છે. અત્યારે યૂરોપે એશિઆ ઉપર હલ્લા કર્યો છે એ વસ્તુ સર્વથા એશિઆને હાનિકારક જ નીવડી નથી : એ હલ્લાથી એશિઆ જીતાયું, પણ એ જીતાવામાં પોતે પણ જીત્યું : એશિઆ જીતાઇને નવ જીવન પામ્યું એટલું જ નહિ પણ યૂરોપના જીવનને કોઇક જુદી જ દુનિયાની ઝાંખી કરાવી. એ ઝાંખી યૂરોપની દૃષ્ટિમર્યાદામાં હજી બાલસૂર્યના કિરણ જેટલી પણ સ્પષ્ટ થઇ નથી, પણ આકાશનો કાંઇક ભાગ તેજથી ભરાતો જાય છે, અને એમાંથી સૂર્યનાં કિરણો ફૂટ્યા વિના રહેશે નહિ એમ દીસે છે. પણ એક વાત સ્મરણમાં રાખવાની જરૂર છે કે-યૂરોપ અને એશિઆ એક બીજાથી ઉલટા છે એ દૃષ્ટિબિન્દુથી જોઇને એ કદી એક બીજાને સમજી શકનાર નથી. ઉભય વચ્ચે એક જ મનુષ્યજીવનની આપ-લે છે, એ સમજણ યૂરોપ તેમ જ એશિઆમાં પુષ્કળ વાપરવી જોઇએ. એશિઆ યૂરોપ ઉપર ધર્મનો ઉપદેશ કરવા કરતાં કાંઇક જુદો જ ક્ષાત્ર તેજનો ઉપકાર પણ કરી શકે છે એ બતાવવાનો હિન્દુસ્થાનને પ્રસંગ પ્રાપ્ત થયો છે; અને યૂરોપ એશિઆમાં માત્ર પોતાનું ક્ષાત્ર તેજ બતાવવાને જ નિર્માયું નથી, પણ એશિઆમાં નવ જીવન પ્રકટાવવા માટે જ પ્રભુએ એને એશિઆ સાથે સંબન્ધમાં આણ્યું છે એમ બતાવવાની ઇચ્છાને તો ભગી છે. આશા છે કે આ સમયપર્વની કસોટીમાંથી હિન્દુસ્થાન સાંગે ઉગ્રદ વિનય યોગ્ય રીતે પાર ઉતરશે.

"પ્રતિહાસચિન્તક"

---

# પ્રાસંગિક નોંધ.

સ્ત્રીકેળવણી: એક સૂચના

મનુષ્યબુદ્ધિ કોઇક અદ્‌ભુત શક્તિ છે ! સ્ત્રીકેળવણીનો ઉદ્દેશ સારી ગૃહિણી અને સારી માતા ઉત્પન્ન કરવાનો હોવો જોઇએ એમ કહીને વર્તમાન સરકારી શાળાની સ્ત્રીકેળવણી પરત્વે કેટલાક વિચારકો અસન્તોષ જાહેર કરે છે અને સરકારના કેળવણીખાતાના મુખ્ય અધિકારીઓ એ મતને માન આપીને સ્ત્રીકેળવણીના એ ઉદ્દેશનો સ્વીકાર પ્રકટ કરે છે—તે વારે સામી તરફથી એવી ગર્જના સંભળાય છે કે 'સારી ગૃહિણી અને સારી માતા' બનાવવાનું કાર્ય પોતાનું છે એમ કેળવણીખાતું માનનાર કોણ ! આ બીજા મત પ્રમાણે એ શિક્ષણ આપવાનું કામ શાળાનું નથી પણ ઘરનું છે, અને હિન્દુસ્થાનમાં એ પરાપૂર્વથી ઘરમાં થતું આવે છે—એટલે શાળામાં અપાતી કેળવણીની રચના 'સારી ગૃહિણી કે સારી માતા' નિષ્પન્ન કરવાના ઉદ્દેશથી નહિ પણ સ્ત્રીનું મનુષ્યત્વ કેળવવા માટે જ હોવી જોઇએ.

હવે આ બે પક્ષમાંથી અમુક પક્ષ ખોટો છે, અથવા તો બે પક્ષ વચ્ચે વસ્તુતઃ કાંઇ ભેદ નથી એમ કહેવાનું મારૂં તાત્પર્ય નથી—પણ બીજા પક્ષના હિમાયતી મિ. નટરાજન જેવા વિચારકે જરા ઊંડા ઊતરી જોયું હોત તો જણાત કે એ બે પક્ષને ધારીએ તો આપણે બહુ પાસે પાસે લાવી શકીએ એમ છે અને તેમ કરવામાં જ આ વાદનું ખરૂં સમાધાન હોવું જોઇએ. 'સારી ગૃહિણી અને સારી માતા'—સ્નેહના દિવ્ય તત્ત્વની કેળવણી વિના બનાવી શકાતાં નથી, અને એ તત્ત્વ અન્ધકારથી છવાએલા જીવનના ઘણા ભાગોમાં કિરણ ફેંકી એને પ્રકાશિત કરે છે. તથાપિ આટલી વાત તો અબાધિત છે કે કેવળ સ્નેહથી સઘળું કાર્ય સિદ્ધ થતું નથીઃ એ સ્નેહને ફળદાયી કરવા માટે કર્તવ્યની ન્હાની ન્હાની વિગતનું પૂર્ણ જ્ઞાન જોઇએ—અર્થાત્ હૃદયના સ્નેહની સાથે કર્તવ્યની આવડ જોઇએ. ઘર ચલાવવું અને છોકરા ઊછેરવા એટલું જ કાર્ય સ્ત્રીનું માનીએ,—અને પૂરેપૂરા વિશાળ અર્થમાં આ કર્તવ્યો લઇએ તો તેમ માનવામાં સ્ત્રીને અપમાન પણ નથી—તોપણ આ બે કાર્યને અંગે સ્ત્રીઓએ એટલું બધું જ્ઞાન મેળવવાનું છે કે એ શાળા વિના માત્ર ઘરમાં જ આવી શકાય એમ માનવું એ ગૃહકાર્યની વાસ્તવિક વિશાળતા અને ગંભીરતાનું કેવળ અજ્ઞાન જ બતાવે છે. બીજું—એક એ ધ્યાનમાં રાખવાનું છે કે ઘર અને બહાર એવો જે ભેદ પાડવામાં આવે છે એ બરાબર નથીઃ બહારનો અધિકારી મનાતો પુરુષ જેટલે અંશે ઘરનો વાસી છે તેટલે અંશે એ ઘરને બહાર સાથે જોડે છે અને બહારને ઘરમાં વસાવે છે. અર્થાત્, એનું બહારનું જીવન એના ઘરના જીવન ઉપર અસર કર્યા વગર રહેતું નથી, અને એની ગૃહિણી એના ઘરનું જીવન સન્તોષકારક રીતે ત્યારે જ ચલાવી શકે કે જ્યારે બહારની જરૂરિયાત પ્રમાણે ઘરનું જીવન ઘડવાની એનામાં આવડ હોય—જે બહારના જીવનના જ્ઞાન વિના બની શકે જ નહિ. તે જ પ્રમાણે, સ્ત્રીકેળવણીનો ઉદ્દેશ મનુષ્યત્વ વિકસાવવાનો—અને તેથી પુરુષની કેળવણીથી અભિન્ન—હોવો જોઇએ એમ કહેવું તે પણ 'મનુષ્યત્વ'રૂપી એક 'abstract' યાને વ્યક્તિમાંથી ખેંચી કાઢી કેવળ કલ્પના વડે ખડા કરેલા સામાન્યથી છેતરાવા

જેવું છેઃ મનુષ્યત્વ—ગૃહિણી માતા આદિ જીવનનાં તે તે સ્થાન સાથે જોડાએલું છે અને તે તે સ્થાનમાં જ પ્રકટ થાય છે; આમ હોઈ, કેવળ મનુષ્યત્વ કેળવવાનું કહેવું એ અર્થહીન શબ્દો છે. જે જે કેળવણી રચાશે—પછી તે સ્ત્રી માટે હો કે પુરુષ માટે હો—પણ તે હમેશાં જીવનના અમુક અમુક સ્થાન માટે જ રચાશે; અને જીવનનાં અમુક સ્થાન માટે પુરુષ વધારે યોગ્ય છે અને અમુક સ્થાન માટે સ્ત્રી વધારે યોગ્ય છે એટલો ભેદ સ્વીકારાય, અથવા એટલું નહિ તો સમાન યોગ્યતા છતાં માત્ર કાર્યવિભાગ ખાતર પણ સ્થાનવિભાગ કરી લેવામાં આવે છે એટલું કબૂલ થાય—તો સ્ત્રી અને પુરુષની કેળવણી માટે બે જુદા જુદા પ્રકાર રચાવા જોઈએ એમ સ્વતઃ ફલિત થાય છે જ. કોઈ સ્ત્રીને પુરુષની કે કોઈ પુરુષને સ્ત્રીની કેળવણી લેવા ઇચ્છા થાય તો તેમ કરવાની છૂટ હોવી જોઈએ કે નહિ?—એ વ્યક્તિના સ્વાતન્ત્ર્ય ઉપર સમાજનો અંકુશ હોવો જોઈએ કે કેમ અને હોવો જોઈએ તો તે કેવો ને કેટલો હોવો જોઈએ એમ વ્યક્તિ અને સમાજના સંબન્ધનો અને તેઓની સત્તાનો પ્રશ્ન છે, કેળવણીનો પ્રશ્ન નથી. આમ એક પાસથી જોતાં કૌટુમ્બિક જીવન, અને તેથી સ્ત્રીકેળવણીનું સ્વરૂપ બહારના જીવન સાથે અને તેથી પુરુષની કેળવણી સાથે સંધાઈ જાય છે; અને બીજી તરફથી લેતાં, સ્ત્રીની કેળવણીના વિનિયોગનો પ્રદેશ ઘર હોઈ, એ કેળવણીને બહારથી લાવીને પણ ઘરમાં જ મૂર્તિમન્ત કરવાની હોવાથી, ગૃહજીવનને ઉદ્દિષ્ટ રાખી એનું સ્વરૂપ ઘડાવું જોઈએ એ સ્પષ્ટ છે.

આ સ્ત્રીકેળવણીને અંગે એક વારંવાર ચર્ચાતા પ્રશ્ન પરત્વે મારું દૃષ્ટિબિન્દુ મેં વાચક આગળ મૂક્યું. પણ ઉપલો મતભેદ નોંધવામાં મારો હેતુ મારા પોતાના વિચાર જણાવવાનો પ્રસંગ લેવા કરતાં વધારે વિશાળ છે. સ્ત્રીકેળવણીના કાર્યમાં રસ લેતાં ગૂજરાતનાં સર્વે સ્ત્રી-પુરુષોને, એના કાર્યવાહકોને તેમજ સ્વરૂપચિન્તકોને, આથી મારી નમ્ર વિનતિ છે કે મેં અત્રે જે મતભેદ નોંધ્યો છે તેવા અગણિત બીજા મતભેદ આ વિષયમાં ઉચ્ચારાતા આપણે સાંભળીએ છીએ—એની પૂર્ણ ચર્ચા કરી સ્ત્રીકેળવણીના ઉદ્દેશ અને સ્વરૂપ સંબન્ધી આપણા વિચારો અને નિર્ણયો આપણે જેમ બને તેમ ત્વરાથી સ્પષ્ટ કરવા જોઈએ. તે માટે મારી એવી સૂચના છે કે અત્યારે આ વિષય ઉપર વિચાર કરવાને એક પરિષદ્ મળવી જોઈએ,—અને તે બનતાં સુધી સ્ત્રીઓએ પોતે જ મેળવવી જોઈએ; એમાં ગૂજરાતમાં ચાલતી વિવિધ કન્યાશાળાઓનાં શિક્ષકો અને શિક્ષિકાઓ, એના કાર્યવાહકો, અને એક ... પનારાંઓ—એઓને જ સ્થાન હોવું જોઈએ, તેઓએ સર્વમાન્ય અને સ્વત.- યાપની જોઈએ. એશિઆ યૂરોપ ઉપર, સ્ત્રીકેળવણીનાં ઉદ્દેશ, સ્વરૂપ, પદ્ધતિ, અભ્યાસ- તેજનો ઉપકાર પણ કરી શકે છે એ બતાવ૨ પ્રકાશ નાંખવો જોઈએ. અને ગૂજરાતને યૂરોપ એશિઆમાં માત્ર પોતાનું ક્ષાત્ર તેજ નેડાતાં આંચકો આવતો હેમ, અને એવી માં નવ જીવન પ્રકટાવવા માટે જ પ્રભુએ = તો તેમ કરતાં પહેલાં પ્રથમતો અત્યારે બતાવવાની ઈંગ્લંડને તક મળી છે. આશા છે • તેવી એક પરિષદ્ મળે તો પણ બસ છે. અને ઈંગ્લંડ વિજય યોગ્ય રીતે પાર ઊતરશે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

# બીજી ગુજરાત કેળવણી પરિષદ્‌નો રિપોર્ટ.

( અવલોકન. )

ગયા ઑક્ટોબરને અન્તે ભરુચમાં મળેલી કેળવણીપરિષદ્‌નો અહેવાલ આટલી ત્વરાથી પ્રસિદ્ધ કર્યા માટે એ પરિષદ્‌ના મન્ત્રીઓ તેમ જ ભરૂચ ખાતેના કાર્યવાહક મન્ત્રી રા. હરિભાઇ ઝવેરભાઇ અમીન—એઓને ખરેખર ધન્યવાદ ઘટે છે.

પરિષદ્‌ના પ્રમુખ મહાત્મા શ્રી ગાંધીજીનું ભાષણ વસન્ત ઉપરાંત અનેક માસિકો અને વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થઇ ચૂક્યુ છે એટલે એ સંબન્ધી વિગતમાં ઊતરવું તે પિષ્ટપેષણ ગણાશે. માત્ર સામાન્યરૂપે એટલું કહેવું બસ છે કે સાહિત્યક્ષેત્રમાં ખાસ કામ કર્યા વગર પણ લેખકના માત્ર માતૃભાષાના પ્રેમથી અને હૃદયના નિશ્ચયથી ગુજરાતી ભાષા કેવી અદ્દ્‌ભુત બળવાળી બની જાય છે તેનુ આ ભાષણ ઉત્તમ નિદર્શન છે. ભાષણમાં વિષયદર્શન એવી ઉચ્ચ ભૂમિકાએ રહીને કરવામાં આવ્યું છે કે મેદાન ઉપર ઊભેલા મનુષ્યને એમાંનું કેટલુક અત્યારે ક્ષિતિજમર્યાદાની બહાર લાગે તો આશ્ચર્ય નહિ; વિચારની તાત્ત્વિકતા પણ એટલી ઊંડી અતિ ઉંડી—છે કે એ વિચાર જમીનનાં ઉપલાં એક બે ઉપયોગી પડ ઊથલાવવાને બદલે આપણી ભૂમિમાં વિલાયતી હળની માફક—અતિશય ઊંડાં પડ પર્યન્ત—સામાન્ય ખેતી માટે નિરુપયોગી એવાં પડ પર્યન્ત ઊતરી જાય છે. એમ કહીએ તો તેમાં અમે 'મધુર ભાષા'માં શ્રી ગાંધીજીના ભાષણની નિન્દા કરતા નથી, પણ વિશાળ અને તાત્ત્વિક દૃષ્ટિએ અમારી એમની સાથે એકતા બતાવીએ છીએ, અને તે સાથે વ્યવહારમાં ઊતરતાં અમારે મતે એમના ગુણમાંથી જ એક જાતની ખામી કેવી રીતે ઉત્પન્ન થાય છે એનું સૂચન કરીએ છીએ.

ગાંધીજીના ભાષણમાં હિન્દીનો રાષ્ટ્રીય ભાષા તરીકે અને માતૃભાષાનો કેળવણીના વાહન તરીકે સ્વીકાર—એ બે મુખ્ય વિષયો છે. તેમાં હિન્દીને રાષ્ટ્રીય ભાષા તરીકે સ્વીકારવાની ભલામણમાં અમે મળીએ છીએ*—અને એ સમ્બન્ધમાં બે વાત લક્ષમાં રાખવા વિનંતિ કરીએ છીએ: એક એ કે ભાષાનું જ્ઞાન અને સાહિત્યના રસની કેળવણી એ જુદા પદાર્થો છે અને તેથી ફરજિયાત વિષય તરીકે આપણા વિદ્યાર્થીઓને હિન્દી માત્ર બોલતાં અને સમજતાં આવડે, અને એના સાહિત્યનું પરિશીલન ઐચ્છિક વિષય તરીકે રહે તો બસ છે: તે કરતાં વિદ્યાર્થી ઉપર અગણ્ય વિષયના વર્તમાન સમયમાં, અધિક બોજો નાખવો યોગ્ય નથી. બીજું—હિન્દીનું શિક્ષણ અત્યારે પ્રત્યેક ધોરણમાં દાખલ કરવાને બદલે, 'ટાઇપ રાઇટિંગ' 'બુકકીપિંગ' (નામું), 'ઍમ્બ્યુલન્સ' ( અકસ્માત્ વખતે તાત્કાલિક ઇલાજ )—ઇત્યાદિ વિષયોનું શિક્ષણ જે રીતે વિદ્યાર્થીઓને શાળાના સામાન્ય ટાઇમટેબલની બહાર આપી શકાય છે તે જ રીતે આપવું ઇષ્ટ છે. હિન્દી એ આખા દેશની ભાષા નથી, તામિલ તેલુગુના ભાગમાં એ તદ્દન

અજ્ઞાત છે, એમ હિન્દીના રાષ્ટ્રીય ભાષા તરીકેના સ્વીકાર સામે કેટલાક તરફથી કહેવામા આવે છે—પરન્તુ આવા વિશાળ પ્રશ્નમા વિશાળ ધોરણે નિર્ણય થવા જોઇએ, ઝીણા ઝીણા અપવાદના ચિન્તનપુરઃસર નહિ એમ અમારો મત હોઇ અમે ગાંધીજીના મતમા મળીએ છીએ. બીજું, સામા પક્ષ તરફથી હિન્દીને બદલે અંગ્રેજીને રાષ્ટ્રભાષા કહેવામાં આવે છે એ કથન પણ અમે વાજબી ધારતા નથી—કારણ કે અંગ્રેજી ભણેલાની સખ્યા દેશમા બહુ જૂજ છે, અને એ ભાષાનું આપણા વ્યવહારમાં પ્રયોજન સંપૂર્ણ સ્વીકાર્યા છતાં એ ભાષાદ્વારા ગૂજરાતના અંગ્રેજી ભણેલાઓ મદ્રાસના અંગ્રેજી ભણેલાઓ સાથે વ્યવહાર કરી શકે એટલાથી પ્રજા સમસ્તની એ ભાષા ઠરતી નથી, અને પ્રજા સમસ્તને ભૂલી જઈને કરેલા કશા વિચારો હવે નવા જમાનામા ચાલનાર નથી પણ હિન્દી સામે હજી એક દલીલ રહે છે જેનો ગાંધીજીએ આપેલો ઉત્તર અમને સન્તોષકારક લાગતો નથી એ દલીલ તે એ કે હિન્દી અને ઉર્દુ બેમાથી રાષ્ટ્રભાષા તરીકે કોને સ્વીકારવી? ગાંધીજી કહે છે "આ દલીલ વાસ્તવિક નથી ઉત્તર વિભાગમાં મુસલમાન અને હિન્દુ બંને એક જ ભાષા બોલે છે. ભેદ શિક્ષિત વર્ગે પાડયો છે. એટલે કે હિન્દુ શિક્ષિત વર્ગ હિન્દીને કેવળ સંસ્કૃતમય કરી મૂકી છે, તેથી કેટલાક મુસલમાન તે નથી સમજી શકતા લખનૌના મુસલમાન ભાઇઓ ફારસીમય ઉર્દુ બોલીને તે હિંદુથી ન સમજાય તેવી કરી મૂકે છે. આ બંને પરિભાષા છે ને તેને પ્રજાવર્ગમા ક્યાએ સ્થાન નથી......જે ભાષા ઉત્તર વિભાગમાં જનસમાજ બોલે છે તે તો ઉર્દુ કહો કે હિન્દી, બંને એક જ છે. ઉર્દુ લિપિમા લખો તો તે ઉર્દુ નામે ઓળખો, તે જ વાકયો નાગરીમા લખો તો હિન્દી કહેવાશે"*ગાંધીજી અને એક વાતનું વિસ્મરણ કરે છે ગૂજરાતને હિન્દી ભાષાનું પ્રયોજન છે તે ઉત્તર વિભાગના 'જનસમાજ' સાથે એટલે કે ખેડૂત કારીગર અને મજૂર વર્ગ સાથે જ વ્યવહાર ચલાવવા માટે નહિ, પણ એના સાહિત્ય સાથે આપ-લે કરવા માટે, એના સુશિક્ષિત વર્ગના ભાષણો અને પુસ્તકો સમજી શકવા માટે છે આમ હોવાથી આપણે જે હિન્દી કે ઉર્દુ રાષ્ટ્રભાષા તરીકે સ્વીકાર વાની છે તે કેવળ લિપિ પૂરતી જ એક બીજાથી ભિન્ન છે એમ નથી. ભાષા સમજવામા વ્યાકરણના રૂપોનુ જ્ઞાન જેટલુ આવશ્યક નથી તે કરતા શબ્દોના અર્થનું જ્ઞાન વધારે આવશ્યક છે—આમ હોવાથી ઉર્દુ અને હિન્દીના વ્યાકરણના રૂપો સારી રીતે જાણનાર જનો પણ ફારસી શબ્દના અર્થ સમજી ન શકવાને કારણે મિસિસ સરોજિની નાયડુનુ ' હિન્દી ' ( ? ) ભાષણ સાંભળીને શૂન્ય જેવા પાછા આવ્યા અમારા જાણવામા છે. 'હિન્દી ભાષા રાષ્ટ્રીય ભાષા તરીકે નિર્માણ થઇ ચૂકી છે', બલ્કે ' તેને આપણે ઘણાં વર્ષો પૂર્વે રાષ્ટ્રીય ભાષા તરીકે વાપરી છે' તેનું કારણ એ છે કે એના પૂર્વેની રાષ્ટ્રીય ભાષા—સંસ્કૃત—ની એ પ્રતિનિધિ છે આમ હોઇ, સુશિક્ષિત વર્ગે એને 'સંસ્કૃતમય કરી મૂકી છે' એ ઠીક કર્યું છે એટલુ જ નહિ પણ મૂળ એથી જ એ રાષ્ટ્રીય ભાષા થવા પામી છે અને ભવિષ્યમા એ જ ગુણથી એ એ પદ ધારણ કરી શકશે. હિન્દી અને ઉર્દુની ભિન્નતા નાકબૂલ કરવાને બદલે એમ કહેવુ વધારે દુરસ્ત છે કે હિન્દુસ્થાનમા જેમ હિન્દુ અને મુસલમાન એ બે પ્રધાન જનતા છે, તેમ હિન્દી અને ઉર્દુ બે પ્રધાન રાષ્ટ્રીય ભાષા છે, અને એ બે કોમો જેમ એક બીજા સાથે અધિક ને અધિક સંસર્ગમા આવશે તેમ હિન્દી અને ઉર્દુ એક બીજામા વધારે

ને વધારે ખીલતી જશે: અને એ બે કોમો એક બીજામાં લય પામી જવાને બદલે એક બીજામાં ઉમેરાય એ જેમ ઇષ્ટ છે, તેમ હિન્દી અને ઉર્દૂ પણ 'જનસમાજ'ની વિશિષ્ટતા-હીન ભાષામાં એકતા પામવાને બદલે એક બીજામાં ઉમેરાઇ એમની ભાષાસમૃદ્ધિ વધે એમ ઇચ્છવા જેવું છે.

ગાંધીજીએ એમના ભાષણમાં બીજો એક મ્હોટો વિષય "કેળવણીના વાહન" નો ચર્ચ્યો છે, એ સંબન્ધી એક સ્વતંત્ર લેખ આ પત્રમાં આગળ ઉપર રજુ થવાનો છે.

આ અહેવાલમાં ખા. બ. આદરજી મનચેરજી દલાલની 'સન્માનકારિણી સભાના પ્રમુખ' તરીકે આપેલું ભાષણ પણ વાંચવા જેવું છે. એમણે આરંભમાં, 'આ પવિત્ર નદી (નર્મદા) ના પવિત્ર ધામ ભૃગુપુર' નું કરેલું વર્ણન, અને આખા લેખની શુદ્ધ સુન્દર અને સરળ ગુજરાતી ભાષા—ગુજરાતી હિન્દુ દર્શને અને કલમને શોભે એવાં છે. એમણે સ્ત્રીકેળવણી, હુન્નર ઉદ્યોગની કેળવણી વગેરે ઉપર દર્શાવેલા વિચારો અંગેઅંગ સંગીન અને વ્યવહારૂ છે. માત્ર નમુના દાખલ સ્ત્રીકેળવણી સંબન્ધી એમના વિચારો અત્રે નોંધીએ છીએ:

સ્ત્રીકેળવણીની અગત્ય આપણે હવે ખરી રીતે સમજવા લાગ્યા છીએ. અને જ્યાં સુધી આપણી હિંદની ભવિષ્યની માતાઓ પૂરી રીતે કેળવાશે નહીં ત્યાં સુધી આપણો દેશ ઉંચી પંક્તિએ પહોંચશે નહીં. પૂર્વ કાળમાં સ્ત્રીઓ ભણેલી હતી પણ રાજ્યના ફેરફારમાં જ્યાં મરદની કેળવણીની ખામી પડી, નિર્ધનતા આવી, ત્યાં પછી સ્ત્રીઓને શી રીતે કેળવાય? તમને આંકડા તપાસવા હું વિનંતિ કરીશ. આપણા દેશમાં સરેરાશ ૪૫ થી ૫૦ ગામડે ફક્ત એક કન્યાશાળા છે. ઇલાકામાં હજાર સ્ત્રીઓમાં ફક્ત ૨.૧ લખી વાંચી જાણે છે. પણ તે સંખ્યા ગુજરાતમાં ૦.૮ છે. ઉપલા આંકડા સર્વેને સ્પષ્ટ રીતે જણાવશે કે આપણે આપણી આ હાલત તુરત સુધારવી જોઇએ. આપણને આપણા વહેમો અને રીવાજો આડે આવે છે તે કુનેહ અને ખંત રાખીને આપણે દૂર કરવા જોઇએ. સ્ત્રીકેળવણીનો મ્હોટો આધાર આપણા પોતાના ઉપર જ છે. સરકાર ઉપર આધાર રાખવાથી આપણો દહાડો વળવાનો નથી. દરેક શહેરમાં ગુજરાતી નિશાળો ઉપરાંત એક છોકરીઓની અંગ્રેજી નિશાળ પણ જોઇએ. હમારી પોતાની કોમના દાખલા ઉપરથી માલમ પડશે કે સરકાર ઉપર આધાર બાંધી પારસીઓ પોતાની સ્ત્રીકેળવણીનો ફેલાવો પોતે ન કરત તો તેની હાલત બીજા હિંદુ-મુસલમાન જેવી જ રહેત. મુસલમાન તથા હિંદુ બંધુઓએ એ ખોટ પૂરી પાડવા યત્ન કરવો જોઇએ. ગામડાની નિશાળોમાં ૯ થી ૧૦ વરસની ઉમરની છોકરીઓને છોકરાઓની નિશાળમાં ભણવા માટે મેં પ્રથમ વિચારો દર્શાવ્યા છે. શહેરોમાં ગુજરાતી મોટી કન્યાશાળાઓમાં અંગ્રેજી વર્ગ ઉઘાડવા કોશીશ કરવી જોઇએ અને શહેરના નામાંકિત ગૃહસ્થોએ એક અંગ્રેજી શાળા પોતે ઉઘાડીને ચલા-

વળી જોઇએ આ શહેરમાં છોકરીઓની એક અંગ્રેજી હાઇસ્કૂલ છે. તે ભરૂચ પારસી પંચાયત ચલાવે છે તેમાં આશરે ૧૭૫ છોકરીઓ ભણે છે. તેમાં હિંદુ મુસલમાન છોકરાઓ માટે પૂરતી જગ્યા છે એટલું જ નહી પણ તેમને આકર્ષવા સ્કોલરશિપો ઇનામો–મુસલમાન તથા હિંદુબાળાઓ માટે ખાસ રાખવામાં આવ્યાં છે, પણ દિલગીરીની વાત છે કે તેનો લાભ તેઓ લેતી નથી રૂ. ૧૦ હજારના ખર્ચે તે નિશાળ ચાલે છે અને મૅટ્રિક સુધીના તેમાં વર્ગો છે. પ્રથમ એનો ખર્ચ રૂ. ૩૦૦ બાર મહીને થતો હતો. સરકારની મદદ વગર ધીરે ધીરે તે નિશાળ વધતી ગઇ. તેનું પોતાનું રૂ. ૨૨૦૦૦ નું મકાન થયું તે બસ નહીં પડવાથી બીજા બે ભાડાનાં મકાનો રાખવાં પડે છે. પારસીઓની વસતિ આ જિલ્લામાં ૨૫૦૦ થી ૩૦૦૦ માણસની છે. તે રૂ. ૧૦,૦૦૦ દસ હજાર ખર્ચીને એક નિશાળ ચલાવે છે. તો હિંદુ મુસલમાન બંધુઓમાં ઘણા દ્રવ્યવાળા આગેવાન અને દેશાભિમાની પુરૂષો છે અને તેઓ પોતાના વર્ગોમાં એવી એક નિશાળ પોતાના બળ ઉપર ઉભા રહીને નહી કાઢી શકે? સરકાર ગ્રાંટ આપે છે.

શિક્ષણ છોકરીઓને આપવા માટે ક્રમ એવો ગોઠવવો જોઇએ કે ૧૫ થી ૧૬ વર્ષ સુધીમા તેમને સાધારણ જ્ઞાન મળી શકે. ઘરસંસાર અને દુનિયાના કારભારમાં જે જ્ઞાનનું તેમને કામ ન પડે તે વિષયોમાં તેમનો વખત ગાળવો વાજબી નથી. આપણા દેશના રીવાજ મુજબ ૧૫-૬ વર્ષની મોટી ઉમરની છોકરીઓ મોટે ભાગે પરણેલા હોય છે અને તેઓ વધારે વખત નિશાળમાં રહી શકતી નથી. સાધારણ આંક, લેખાં, હિસાબ, ગાયન, શીવણ, ગુંથણ, સારી ભાષામાં લખી વાંચી શકે તેવું જ્ઞાન અને ઘરસંસારમાં ઉપયોગી થઇ પડે તેટલા માટે આરોગ્યવિદ્યાના મૂળતત્ત્વો, માંદાની માવજત, બાળઉછેર ઘર, રસોડું અને મહોલ્લા સાફસુફ રાખવાના ફાયદા, ચોકુક વ્યાજ, નૃત્ય અને સંગીતઃ એવા વિષયો શીખવવા જોઇએ. પાકશાસ્ત્ર અને ધોવાનો હુન્નર આપણી છોડીઓને નિશાળમાં શીખવવા હાલમાં ઘણી જરૂર નથી. કારણ કે મ્હોટા અથવા નાના સર્વે ઘરોમાં તે જ્ઞાન પોતાના ઘરોમાં તેમને મળે છે. રોજના ખર્ચનો હિસાબ ઉધારપાસે શી રીતે રાખવો, પોતાના ધણી અગર માબાપ જે પૈસા આપે-તે જમે શી રીતે કરવા, એનું વહેવારૂ હિસાબી જ્ઞાન આપવું જોઇએ. જે સ્ત્રીઓ વધારે અભ્યાસ કરવા આતુર હોય તેમને સ્કોલરશિપો આપીને ભણાવવી જોઇએ. કારણ કે દરેક તાલુકામાં અંગ્રેજી સ્કૂલો કાઢવા હાલ તરત બને નહીં. પણ હવે વખત આવી લાગ્યો છે કે દરેક ઇલાકા માટે એક કૉલેજ ફક્ત સ્ત્રીઓ માટે કાઢવી જોઇએ અને તેમ થવાથી સ્ત્રીકેળવણીના ઉંચા તબકાને ઘણું ઉત્તેજન મળશે. માધ્યમિક કેળવણીમાં બીજી ભાષા તરીકે ફ્રેંચ બદલે હિંદુને સંસ્કૃત અને પારસી મુસલમાનોને ફારસી અથવા ઝંદ શીખવા ઉત્તેજન આપવું કે જેમ થવાથી સર્વેના ધર્મના સાહિત્યો તરફ તેમનું લક્ષ ચોંટે ફીલસુફીઆરીબોર કેળવણીને ટેકા મળવાથી સંગીન લાભ થતો નથી. નિશાળમાં ધર્મના પાઠો, ગીતા કુરાન, અને

શિક્ષણની શાળાઓના અભ્યાસક્રમ, તથા કેટલીક પરચુરણ પણ મહત્ત્વની પ્રશ્નાવલિઓ આપી છે. એ સર્વ જોતાં મન્ત્રીઓએ લીધેલા શ્રમનો સારો ખ્યાલ આવે છે. નિબન્ધો, કમિટિના રિપોર્ટો વગેરેમા એકસરખી વિદ્વત્તા વિચારશીલતા કે જવાબદારીનું ભાન જોવામાં આવતું નથી—એ આપણી સામાન્ય માનસિક દરિદ્રતા અને દુ:સ્થિતિનું પ્રતિબિમ્બ છે, જે માટે મન્ત્રીઓને કમિટિઓને કે કોઇ પણ વ્યક્તિને દોષ દેવો વાજબી નથી. તથાપિ થોડીક ફરિયાદ કર્યા સિવાય ચાલતું નથી જેમકે, સયન્સના ધોરણો યોગ્ય છે કે કેમ એ મહત્ત્વના વિષય ઉપર ગૂજરાત આ પરિષદ્‌ના નિર્ણયની, કાંઈ નહિ તો પ્રકાશની, આશા રાખે છે, ત્યાં પરિષદ્‌ની કમિટિમાં 'માધ્યમિક—શાળાઓના વિજ્ઞાનના વિષય સારૂ સરકાર તરફથી નિયત થયેલાં પુસ્તકો બીલકુલ નકામાં છે' એમ એક પાસથી કહેવામાં આવે છે, અને એ જ કમિટિમાં એક અનુભવી શિક્ષક મિ. ગુપ્તે બીજી પાસથી એમ નોંધ કરે છે કે 'વિજ્ઞાન માટે સરકાર તરફથી નિયત થયેલા પુસ્તકમાં કેટલીએક ખામીઓ હશે પણ તે શી શી અને કેવા પ્રકારની છે તેનુ બારીક અવલોકન કરવા જેટલો વખત ગયા પડેલાં ને સઘળાં પુસ્તકો નકામાં છે તેમ કહેવુ તો મને ખરેખર ભારે પડતું દેખાય છે.' આવી પરસ્પર વિરુદ્ધ મતની સ્થિતિમાં પરિષદે એ પ્રશ્નની વિગતવાર ચર્ચા કરાવી પ્રજા આગળ એ રજુ કરવી જોઇતી હતી. આ સંબન્ધમાં હજી કેટલા બધા પ્રકાશની જરૂર છે એ આટલા ઉપરથી સમજાશે કે અમારા એક વિદ્વાન મિત્ર—જે એક પેન્શન ઉપર ઊતરેલા છે—એમનું એક વખતે એમ કહેવું થયું કે માધ્યમિક શાળામાં સાયન્સનો અભ્યાસક્રમ નહિ જેવો છે, કોઇ પણ સામાન્ય શિક્ષક શીખવી શકે એવો છે. અને અમારા એક બીજા મિત્ર—જે એક યુવાન પણ પ્રતિષ્ઠિત સાયન્સના પ્રોફેસર છે—એ કહે છે કે એ અભ્યાસક્રમ જોઇએ તે કરતાં કઠિન છે ! ઉત્તર વિભાગના એક સામાન્ય એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉપરાંત સાયન્સના શિક્ષણ માટે એક ખાસ ઇન્સ્પેક્ટર રાખવામા આવ્યા છે તે ઉપરથી એમ અનુમાન થાય છે કે એ ક્રમ અમારા પેન્શનર મિત્ર ધારે છે તેવો સાદો તો નહિ જ હોય, અને એના શિક્ષણમાં સરકાર એવી વિશિષ્ટતાની આશા રાખે છે કે જે એ વિષયના ખાસ જ્ઞાતાની દેખરેખ વિના સાધી ન શકાય. પરન્તુ આ વિષય ઉપર પરિષદમાં ચર્ચા થઇ હોત તો જિજ્ઞાસુને ઘણું જાણવા જેવું મળત.

/

કેટલાક નિબન્ધોમાં મતના ભગીન બળ કરતાં વાણીનો જુસ્સો વધારે નજરે પડે છે. એક ઉદાહરણ આપુ તો આશા રાખું છુ કે એ લેખક મને ક્ષમા કરશે: જે ગ્રન્થકાર સામે એ નિબન્ધકારે આક્ષેપ કર્યા છે તેમના પ્રત્યે પ્રીતિથી બોલાય છે, મારા એ વિદ્વાન બન્ધુ પ્રત્યે કોઇપણ તરેહના કટુભાવથી નહિ એટલું ધ્યાનમા લેવા મારી એમને વિનતિ છે.

"શાળાઓ અને પાઠશાળાઓના ક્રમિક પુસ્તકોની પસંદગીમાં આપણે પશ્ચિમના દેશોથી એક સૈકું પછાત છીએ તે સહેજ વિચાર પરથી જણાઇ આવે તેમ છે. ઇગ્લાંડમાં જ્યારે બર્નાર્ડ શૉ અને એચ જી વેલ્સ જેવા લેખકોના નિબંધો અને નાટકથાઓ પ્રચલિત થઇ રહ્યા છે, ત્યારે આપણા વિદ્યાર્થીઓને વૉલ્ટર સ્કૉટની

મહત્તાના જ પાઠ ભણાવવામાં આવે છે. જ્યારે બર્ક જેવા લેખકના રાજ્યદ્વારી વિચારો પશ્ચિમમાં જૂના ખખ થઇ ગયા છે, અને માત્ર ઐતિહાસિક દૃષ્ટિથી જેના વિચાર સંઘરી રાખવામાં આવે છે, ત્યારે આપણા વિદ્યાર્થીઓને તે વિચારોની યોગ્યાયોગ્યતા પર ચર્ચા ચલાવવાનું, અને તે વિચારોને બુનિન્દર્બિટી દેવીના સ્તોત્ર તરીકે ગોખવાનું કામ સોંપવામાં આવે છે. નવા જમાનામાં સૃષ્ટિ ક્રમ ચાલે છે, બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા ભાગો કેવા સંબંધથી સાંકળેલા છે, વગેરે પ્રકારનો ઇતિહાસ પશ્ચિમમાં વિદ્યાર્થીઓ શીખે છે, ત્યારે આપણા દેશમાં, વીલીઅમ ધી કૉન્કરર, કર્ફ્યુ બેલ, ફયુડલ સીસ્ટમ, ક્રુઝેડ્સ, વૉર ઑફ ધી રોઝીઝ, અને લોલાર્ડ જેવા જૂના અને અરસિક વિષયો નાના મગજ પાસે ઇતિહાસતરીકે ધરવામાં આવે છે. એ તદ્દન સ્વાભાવિક છે કે આવા પ્રકારના અભ્યાસક્રમને લીધે આપણા વિદ્યાર્થીઓને ઇતિહાસના વિષય માટે ખરી આસક્તિ નથી થતી."

આ લેખકે એના અલ્પ વાંચનપ્રદેશમાં સ્કૉટ અને બર્કની સાથે બર્નાર્ડ શૉ અને વેલ્સને પણ સત્કાર આપ્યો છે—પરંતુ એક તરફ એ અર્વાચીન ગ્રન્થકાર અને બીજી તરફ એક સ્કૉટ કે એક બર્ક વચ્ચે પસંદગીનો પ્રશ્ન ઊભો થાય તો એ પ્રાચીનોને બચાવવા હું હજાર શૉ અને વેલ્સનો ત્યાગ કરવા તૈયાર છું. રાજ્યશાસ્ત્ર કે ઇતિહાસના અભ્યાસક્રમમાં બર્કના સિદ્ધાન્તોને' જૂના ખંખ' થઇ ગયા ગણવામાં આવે અને ક્રુઝેડ્સ ને ફયુડલ સિસ્ટમ કે નૉર્મન કૉન્કવેસ્ટના જ્ઞાનનું પ્રયોજન ન સમજાય અને એને બદલે છેલ્લી સુદાન કે બોઅર સાથેની લડાઇ વધારે મહત્ત્વની ગણાતી હોય તો ખરેખર અમે તો અત્યાર સુધી Rip Van winkle ની જ જિંદગી ભોગવી એમ લાગે છે ' ખરી વાત એ છે કે નવા જન્મતા અને પ્રતિષ્ઠિત સાહિત્ય વચ્ચે ભેદ પાડવો જરૂરનો છે—શાળામાં પ્રતિષ્ઠિત સાહિત્ય જ શીખવાવું જોઇએ, અને નવા જન્મતા સાહિત્યનો પરિચય તો વિદ્યાર્થીએ પોતાના શોખથી શાળાની બહાર પોતાને હાથે કરી લેવો જોઇએ. તેમ કરવાની ઇચ્છા વિદ્યાર્થીના મનમાં ઉપજાવવી એટલુંજ શિક્ષકનું કામ છે. એ કામ શિક્ષક ન કરી શકે તો તે દોષ શિક્ષકનો છે. શિક્ષકના દોષ ખાતર અભ્યાસક્રમમાં દોષ દાખલ કરવો—એ બે દોષથી એક ગુણ સાધવાની મિથ્યા આશા છે.

એકંદરે હિન્દને હિતાવહ એવી જે દીર્ઘદૃષ્ટિથી લૉર્ડ ડફરિને સરકારી અમલદારોને ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસમાંથી દૂર રાખ્યા, તે જ દીર્ઘદૃષ્ટિથી સરકારે કેળવણીપરિષદ્‌ને પણ સરકારી અમલદારોથી મુક્ત રહી કાર્ય કરવાની અનુકૂળતા આપી છે. પરંતુ એ સ્થિતિને અંગે, જેમ વિચારની સ્વતન્ત્રતાનો લાભ મળે છે તેમ કર્તવ્યની જવાબદારી પણ વિશેષ ઉત્પન્ન થાય છે. તે માટે એ પરિષદ્‌માં જે જે ઠરાવો મૂકાય વા ભાષણો થાય તેમાં સરકાર વિરુદ્ધ લોક એવી વિરોધી બુદ્ધિ દૂર મૂકીને, ફક્ત કેળવણીની દૃષ્ટિએ જ જોઇને સઘળું કાર્ય કરવું જોઇએ. આ એક સ્વયંપ્રકાશ સત્ય અત્રે કહેવાની જરૂર મને એ કારણથી લાગી છે કે—એક તટસ્થ દ્રષ્ટા તરીકે એ પરિષદ્‌ના ઘણા કાર્યમાં મને પૂર્વોક્ત જાલભરેલી બુદ્ધિ

દૃષ્ટિ ફરશે, નહેરો અને તળાવ નહિ રચે તો. ઊછળતાં ઝરણાંએ શાન્ત પડી બેખડ તોડવાને બદલે - જમીન પલાળવાની જરૂર પડશે—અને એમ થશે તો જ આવતી ઋતુનો રવીનો પાક આપણે કરી શકીશું. તન્ત્રી. ]

### સામાન્ય સૂચના.

તમારા હેવાલમાં સરકારી દફતરમાંથી મળી શકે તે હકીકત દાખલ કરો. પણ તે બરાબર છે કે કેમ તે તપાસવા તથા બની શકે ત્યાં સુધારવા યત્ન કરો. જ્યાં એ હકીકત સરકારી દફતરમાંથી મળી હોય ત્યાં એક ચિહ્ન વતી બતાવો અને તે બહારની હોય તો તેમ જણાવો. જેમકે દફતરની હકીકત માટે 'દ' અને ખાનગી હકીકત માટે 'ખ'

### પ્રાસ્તાવિક—

(૧) ગામનો સર્વે નંબર.
(૨) ગામનું નામ.
(૩) તાલુકો.
(૪) જીલ્લો.
(૫) ભૂગોળદૃષ્ટિએ સ્થાન, જેમ કે પાસે જંગલ નદી ડુંગર વગેરેમાંનું શું આવેલું છે.

### (क)—વસ્તી.

(૧) ગામડાની કુલ વસ્તી માણસ બૈરાં તથા છોકરાં સુધાંત.
(૨) નાત.
(૩) નાતવાર કુટુમ્બ તથા વ્યક્તિઓની સંખ્યા.
(૪) કુટુંબમાં છોકરાઓની સંખ્યા.
  (અ) જીવતા (બ) મૃત.
(૫) ઘરની સંખ્યા.
(૬) ઉમ્મરપત્રક.
(૭) જન્મ મરણના આંકડા. ખરા છે કે ખોટા એ ચોકસ કરીને.

ટિપ્પણ—( ૧ ) બનતાં સુધી છેલ્લાં બે વસ્તીપત્રક પ્રમાણે સંખ્યા આપો અને વસ્તી વધે છે કે ઘટે છે એ નોંધો. ( ૨ ) છોકરાંની ઉમર ક્યાં સુધીની ગણી છે એ કહો.

### (ख)—જમીન.

(૧) સજળ જમીનનું ક્ષેત્રફળ.
(૨) નિર્જળ જમીનનું ક્ષેત્રફળ
(૩) કુવેતર જમીનનું ક્ષેત્રફળ.
(૪) ગામનો ખરાબો.



(૫) ગોચર.
(૬) જંગલ.
(૭) ફળ અને છાયાનાં ઝાડ.
(૮) તળાવ.
(૯) કુવા.
(૧૦) પાણીનાં બીજાં સાધનો.

ટિપ્પણ—આમાં જોઇતી કેટલીક હકીકત ગામડાના દફતરોમાં મળશે. તે ખરી છે કે કેમ તે ખાત્રી કરવી: ૧૦ યા ૧૫ વર્ષ ઉપર આ સંબંધી શી હકીકત હતી તે પણ જોવી જેથી તેટલા ગાળામાં ખેતીનાં સાધનોમાં સુધારો વધારો થયો છે કે નહિ એ જાણવામાં આવે.

## (ग)—જમીનનો કબજો.

(૧) ધણીની પોતાની ખેતીનું ક્ષેત્રફળ.
(૨) પેટા ખેડુતની ખેતીનું ક્ષેત્રફળ.
(૩) પોતાની માલકીની જમીનના ખેડુતની સંખ્યા.
(૪) ખેતી ન કરતા એવા માલીકોની સંખ્યા તથા તેઓના ધંધા.
(૫) જેમને પોતાની જમીન નથી એવા પેટા ખેડુતોની સંખ્યા.
(૬) ખેતીના મજુરો, જેમને પોતાની જમીન નથી તથા જેઓને ખેડવાને માટે ખેતર પણ નથી.
(૭) ગાલદી પ્રમાણે ખેતરોનાં ક્ષેત્રફળ.
(૮) પેટાભેદ યાને ગણુવત પ્રમાણે ખેતરનુ ક્ષેત્રફળ.
(૯) વિઘોટી કે ભાગોટી ?
(૧૦) જમીનનું મહેસુલ—જુદી જુદી જમીનની જાત પ્રમાણે એકર દીઠ.
(૧૧) ખેતી સાથે બીજો ધંધો કરનાર લોક વિશે હકીકત.

## (घ)—ખેતી.

(૧) મોટા મોટા પાકનું ક્ષેત્રફળ.
(૨) વર્ષમાં એક જ પાક ઉતરે છે તેવી જમીનનુ ક્ષેત્રફળ.
(૩) „ બે „ „ „
(૪) „ ત્રણ „ „ „

ટિપ્પણ—લાગટ થોડાંક વર્ષો સુધીની હકીકત એકઠી કરો.

(૫) સજળ નિર્જળ અને બાગાયત જમીનમાં સાધારણ રીતે શેનું વાવેતર થાય છે.
(૬) હળની જાત અને તે તે જાતની જમીનમાં ખેતર દીઠ ખેડાતા ખેતરની સંખ્યા.

(૭) બીજાં ખેતીનાં સાધનો.
(૮) પંપ છે કે નહિ અને છે તો કેવી જાતના છે.
(૯) ખેડુત ખેડુતને પાણી આપે છે કે કેમ અને તેનું શું લે છે.
(૧૦) ઢોર. (૧) કામ કરતા બળદ (૨) ગાયો (૩) પાડા (૪) ભેંસો (૫) ઉપલાં ઢોરનાં વાછડાં (૬) ઘોડા (૭) ગધેડાં તથા ખચ્ચર (૮) બકરાં (૯) ઘેટાં (૧૦) ડુક્કર.
(૧૧) ગાડાં બળદ તથા હળ ભાડે અપાય છે કે કેમ તથા ભાડાનો દર.
(૧૨) ઢોરને શું શું ખવરાવવામાં આવે છે.
(૧૩) ખાતરઃ (૧) છાણનો કેટલો ભાગ (૨) સજળ નિર્જળ અને બાગાયત એકર દીઠ શું નાખવામાં આવે છે. (૩) ઢોરના મૂત્રનો શો ઉપયોગ કરવામાં આવે છે. (૪) પ્રાણિજ ખાતર (૫) વનસ્પતિનું ખાતર (૬) રસાયનિક ખાતર વપરાય છે કે કેમ ને તે શી રીતે મેળવવામાં આવે છે.
(૧૪) બાગાયત ખેતી.
(૧૫) જંતુ તથા તેના ઇલાજ.
(૧૬) ઢોરના રોગ તથા તેનો ઇલાજ.

ટિપ્પણ—(૧૫) તથા (૧૬) માં ખેતીવાડીના તથા પશુવૈદ્ય ખાતામાંથી મદદ મળે છે કે કેમ.

(૧૭) બળતણ ઓજાર તથા ઇમારત બાંધવાને માટે જોયતાં લાકડાં શી રીતે અને ક્યાં મળે છે.
(૧૮) સજળ નિર્જળ અને બાગાયત ખેતીનું ખરચ એકર દીઠ કેટલું આવે છે.
(૧૯) હાલમાં ખેતીની રીતમાં કાંઈ સુધારો થયો છે કે કેમ જેમકે નવી જાતનો પાક કે રૂની જાત કે ડાંગરનું દર કરીને કરેલું વાવેતર વગેરેઃ સુધારો કેવી રીતે થયો છે. એથી લાભ નજરે દેખાડવામાં આવે તો ખેડુતો નવી પદ્ધતિ સ્વીકારવા તત્પર છે કે કેમ.
(૨૦) ખેડુતો પોતાનાં ઢોર ઉછેરે છે કે ખરીદે છેઃ ઉછેરતા હોય તો તેની રીતનું વર્ણન આપો; ખરીદતા હોય તો ક્યાંથી ખરીદ કરે છે કઈ કઇ જાતો પસંદ કરે છે એ ક્યાંથી આવે છે એની શી કીમત આપે છે વગેરે.

## (ઙ)—ગામ.

(૧) રહેવાસની જમીનનું ક્ષેત્રફળ
(૨) નાતવાર વિભાગ.
(૩) દર આદમીઆનાં ઘર.
(૪) ઘરબાંધણી.

(૫) ઘર પાસે વાડી.

(૬) ઘરથી ખેતર વધારેમાં વધારે કેટલું દૂર.

(૭) બાંધવા માટે જોઇતી વધારે જમીનની માગણી.

(૮) એવી જમીનની કીંમત.

(૯) જમીન સળંગ મળવા માટે ખેડુતો જમીન અદલ બદલ કરે છે કે કેમ.

(૧૦) ખેતર ઉપર ઘર બાંધે છે. ખેતરના છુટા છુટા કકડા કેટકેટલે દૂર પડયા છે.

## (ચ)—મદદનીશ ઉદ્યોગ.

(૧) વણકરની સંખ્યા.

(૨) વણાટના ધંધાની સ્થિતિ. કેવી જાતનું સુતર વપરાય છે? કેવી જાતની સાલ અને ચીરણીઓ વપરાય છે? વણકરની પરસ્પર સાહાયકારક મંડળીઓ છે કે કેમ. વણાટનો ધંધો વધે છે કે ઘટે છે તેનો પુરાવો, મજૂરોની કમાણી.

(૩) હાથે સુતર કાંતવાનો ધંધો કરવામાં આવે છે કે કેમ. નથી તો તે ક્યારથી બંધ પડયો.

(૪) ગામમાં બીજા કોઈ ધંધા ચાલતા હોય તો તેની યાદી. એ ઉપર કહાનો વખત. સામાન્ય કમાણી વગેરે જાણવા જોગ વિશેષ હકીકત.

(૫) ગામડાનો કોઈ ખાસ ઉદ્યોગ વધે છે કે નાશ પામે છે કે એની ઉપજમાં ફેરફાર થયો છે એ સંબંધી હકીકત.

## (છ)—ગામડાનું વાણિજ્ય.

(૧) ગામડાના લોક એમની જોઇતી ચીજો શી રીતે મેળવે છે. (ક) ખેતી તથા ધંધાના ઉપયોગની અને (ખ) ખોરાકની.

(૨) ગામડાની પેદાશનું વેચાણ.

(ક) ગામડા બહાર કેટલું વેચાણ થાય છે.

(ખ) ગામડાના પાસે નાના મોટા બાંધેલા રસ્તા કે કેમ. ધોરી રસ્તો રેલ્વે વેચવા સાટવાનાં બજાર વગેરે કેટલે દૂર છે. ગામડાના વાણિજ્ય માટે એકત્ર મળી કામ કરવાની યોજના છે કે કેમ.

ટિપ્પણ—દરેક વર્ષે ગામ બહાર વેચવામા આવતાં ગામડાના ઉત્પન્નની હકીકત ચોક્કસ મેળવો. કાપણી થયા પછી તુરત જ ગરીબ લોકને પાક વેચી દેવો પડે છે કે કેમ. અને તે પોતાના ખોરાક તથા બી સારૂ પડેલા કરતા ઓછા ભાવે લેવો પડે છે કે કેમ. ખેડુત શા ભાવે વેચે છે અને મોટા બજારમાં એ માલ શા ભાવે વેચાય છે. તેનો તફાવત.

## (જ)—ગામડાની આર્થિક સ્થિતિ.

(૧) મજુરીનો દર. રોકડ રૂપે તથા અનાજ રૂપે. તે ઉપરાંત મજુરનો બીજો કાંઇ હક હોય છે કે કેમ.
(૨) મુખ્ય અનાજના ચાલુ ભાવ. કમાણીમાંથી કાંઇ બચાવ્યું હોય તેવા કુટુંબોની સંખ્યા.
(૩) બચતનો ઉપયોગ
(ક) ખેતી તથા ઉદ્યોગની મુડીમાં, (ખ) સેવીંગ્ઝ બેંકમાં, (ગ) બીજા ખેડુતોને ધીરવામાં, (ઘ) ઘરેણાંમાં, (ઙ) બીજી રીતે.
(૪) દેવું.
(૫) લેણદાર પ્રત્યે તેઓની ફરજ. તેઓને કાંઇ અનાજ વગેરે કાંઇ આપવું પડે છે કે કેમ
(૬) દેવાના કારણો.
(૭) ઋણમુક્ત થયેલા દેવાદારની સંખ્યા.
(૮) પરસ્પર નાણાં ધીરનારી મંડળી છે કે કેમ હોય તો તેની ઉત્પત્તિ વિકાસ તથા ભાવિ સંબંધી જે કાંઇ જાણવા જેવું હોય તે કહો.

ટિપ્પણ—વ્યાજના દર સંબંધી ખાસ હકીકત એકઠી કરવી.

(૯) ગામ સમસ્તને ઉપજનાં કાંઈ ખાસ સાધનો.
(૧૦) એ ઉપજનો ખરચ
(૧૧) એનો વહીવટ.
(૧૨) જમીનની વેચાણકીંમત સંબંધી હકીકત.
(૧૩) ધર્મના તહેવારનુ વાર્ષિક ખર્ચ.
(૧૪) નવાં દેવાલય બાંધવામાં થયેલું ખર્ચ.
(૧૫) તગાવી તથા જમીન સુધારવા માટે સરકાર પાસેથી લઇ શકાતી રકમનો શો ઉપયોગ થાય છે.

## (ઝ)—ગામડાનુ આરોગ્ય.

(૧) મેલેરીયા ( ટાઢીઓ તાવ. )
(૨) કોલેરા
(૩) પ્લેગ.
(૪) ક્ષય
(૫) શીતળા.
(૬) બીજા આગન્તુક રોગ.

(૭) બીજા સ્થાયી રોગ.
(૮) બાળમરણની સંખ્યા.
(૯) સર્પદંશ.
(૧૦) દાક્તર વૈદ્યની મદદ.
(૧૧) આરોગ્ય વિરુદ્ધ રૅવો.
(૧૨) બાળવિવાહ તથા પડદાના રિવાજો.
(૧૩) પીવાના તથા ઘરના ઉપયોગના પાણીની જાત તથા ગુણ.
(૧૪) પીવાના તથા નાહવાના તથા લુગડાં ધોવાના કામ માટે એકજ તળાવ અને નદીનો ઉપયોગ કરે છે કેમ.

## (ગ)—કેળવણી.

(૧) નિશાળની સંખ્યા.
(૨) સ્કુલની સંખ્યા.
(૩) શાળા કેવી જાતની.
(૪) છોકરાની હાજરીની સંખ્યા.
(૫) છોકરીઓ „
(૬) વિદ્યાર્થિકાળ.
(૭) માતભાષાનું લખાણ વાંચી શકે એવા મોટી ઉમરના મનુષ્યોની સંખ્યા.
(૮) „ લખિ શકે. „
(૯) „ અંગ્રેજી બોલી શકે. „
(૧૦) „ અંગ્રેજી વાંચી શકે. „
(૧૧) „ અંગ્રેજી લખી શકે. „
(૧૨) શાસ્ત્ર અથવા વિશેષ કેળવણી પામેલા જનોની સંખ્યા.
(૧૩) પહેલાં લખતાં વાંચતાં આવડતું હોય અને પછી ભુલી ગયેલા એવા.
(૧૪) આગળ અભ્યાસ માટે ગયેલાં તથા છોકરીઓની સંખ્યા.
(૧૫) તેઓને ભણવાનું ખર્ચ કેવી રીતે મળ્યું છે.
(૧૬) માધ્યમિક શાળામાં ભણેલા છોકરાઓ આગળ જતાં સારે ધંધે લાગી ગયા છે કે કેમ.
(૧૭) કોઈ ખેતીની કાલેજમાં ભણવા ગયું છે?
(૧૮) સારી કેળવણી પામીને કોઇ છોકરાઓ પોતાના ગામમાં ધંધે વળગ્યા છે? ત્યાં તે પોતાની કેળવણીનો શો ઉપયોગ કરે છે;
(૧૯) ગામમાં પુસ્તકશાળા કે પુસ્તકો છે કે કેમ અને કેટલા છે. અને કેવી જાતનાં છે.

## (ઈ)—ગામડાનો વહીવટ

(૧) પચાયત
(૨) ગામડાનો વહિવટ
(૩) આરોગ્ય સંબન્ધી વહિવટ
(૪) પોલીસનો વહિવટ
(૫) જીપના અધિકારીઓ સાથે સંબંધ
(૬) ગુન્હાનુ પ્રમાણ
(૭) કોઈ લોક દાના લડવામા ગુથાયલા છે કે કેમ અને તે શા માટે
(૮) ગેરકારી અને દિવાની તકરારો ન્યાયની અદાલતની ખાનગી રહે કે વાદદ્વારી બહાર ચુકવાય છે

## (ઉ) ગામનો ઉતિકમ તથા વૃદ્ધિ

(૧) ગામના આર્થિક વિકાસ કે હ્રાસનો શો પુરાવો છે?
(૨) આર્થિક સુધારા કરવા માટે ની શી અનુકૂળતા છે?
(૩) જમીનને પાણી પાવામા કાંઈ વધારો થઈ શકે એમ છે કે કેમ? વધારે કુવા ખોદી શકાય છે? ખોદાતા હોય તો તે શા માટે ખોદાતા નથી?

## (ઊ) સામાન્ય

(૧) બને તો ક્ટનાક ખાસ કુટુંબો લઈ તેના ધંધાના તથા આવક ખર્ચ અને સામાન્ય સ્થિતિની હકીકત આપો
(૨) અમુક જાતના લોકના હાથમાથી જમીન જતી રહેતી હોય તો તે શાથી જતી રહે છે? લોક શા માટે ખર્ચે છે તથા શા માટે વેચે છે? એક ગામમાથી બીજે ગામ કે શહેર પરદેશ લોક જાય છે કે કેમ અને શા માટે? તેઓ પાછો આવે છે? આ તરેહના જવા આવવાથી ગામની આર્થિક માનસિક અને સામાજિક જીવન ઉપર શી અસર થઈ છે? સુખ અને એશઆરામનું નવુ શુ શુ ખર્ચ વધ્યુ છે? ગુજરાતની રીતમાં બીજા શા શા ફેર થયા છે? લગ્ન અને બીજી ધર્મક્રિયામા કાંઈ ફેરફાર થયા છે કે કેમ?

[ વસન્ત-ઑફિસ. ]

# ગ્રાહકોને વિજ્ઞપ્તિ.

૧. વસન્તનું લવાજમ હવેથી રૂ. ૩ા લેવામાં આવશે એમ ગયા માસમાં જાહેર કર્યા પછી અમને વિચાર આવ્યો કે આ બાબતમાં અમારા ગ્રાહકોનો શો મત છે એ જાણવું જોઇએ, અને એમના મત પ્રમાણે જ વસન્ત ઑફિસે નિર્ણય કરવો જોઇએ. તે ઉપરથી અમે ગ્રાહકોનો "રિપ્લાયકાર્ડ"થી મત લીધો–અને એમાં જણાયું કે, ગ્રાહકોની ઘણી જ મ્હોટી સંખ્યા અમારા પ્રથમ જણાવેલા મતમાં મળે છે. પરંતુ થોડીક સંખ્યા એવી જોવામાં આવી કે જે "૨૬" કાગળ અને સાત ફૉર્મ સાથે રૂ. ૨ા લવાજમ પસંદ કરે છે. જેઓને રૂ. ૩ા નું લવાજમ ખરેખર ભારે લાગતું

ગ્રાહક રહેવા ઇચ્છા ધરાવતા હોય તેઓને અનુકૂળતા મળે તે માટે થોડીક નકલો અમે આ જાતની (૨૬ કાગળની) કઢાવીશું. સારા કાગળ ઉપર પાંચ ફૉર્મનું જ વસન્ત–એ મત નહિ જેવી સંખ્યાનો જ થયો તેથી એ અમે સ્વીકાર્યો નથી.

૨. ઉપર જણાવેલી વ્યવસ્થા કરવા જતાં અગતિકતાએ વિલમ્બ થયો છે તે માટે અમે ગ્રાહકની ક્ષમા માગીએ છીએ. ચૈત્ર અને વૈશાખના અંક થોડા સમયમાં બહાર પડશે.

વ્યવસ્થાપક.

---

Reg. No. B 453

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु । यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૭, અંક ૨. [ માસિક ] ફાલ્ગુન, સંવત્ ૧૯૭૪.

## મહાન પ્રસંગ.

"The need of the Empire is India's opportunity"—His Majesty George V.

રણહાક.

પ્રભુ અત્યારે આખી પૃથ્વીને શસ્ત્રથી પાવન કરવા બેઠો હોય એમ લાગે છે. યમરાજ એ એક હત્યારો ખાટકી કે રુધિરના ઘડા પીતો પિશાચ ન હોય અને આપણા પ્રાચીન શાસ્ત્રકારો માને છે તેમ જગતનું નિયામક એક પ્રભુનું જ સ્વરૂપ હોય—તો આ યુદ્ધ વર્તમાન યુદ્ધના ઘોર મનુષ્યસંહારમાંથી જગત્ કોઇ અપૂર્વ જીવન પામશે એમ દરેક શ્રદ્ધાળુ આત્માને આશા છે. સામાન્ય જમીનના કટકા માટે લડતાં રાજ્યો—જેમાં એક જીતે, બીજું હારે વા બંને પાયમાલ થાય—તેઓનું યુદ્ધ તે ખરો 'રણયજ્ઞ' નથી, એ તો મરવાં કૂતરાં કે આખલાની પાછોતરે બચકાં કે શીંગડાંમારની લડાઇ છે. ખરો 'રણયજ્ઞ' તે જ છે કે જેની વેદિમાંથી જીવનની ભાવનાની જ્વાળાઓ આકાશ તરફ ઊડતી હોય!...

પણ આવી ભાવનાઓ આ યુદ્ધમાં તમે ક્યાં જુવો છો? આ યુદ્ધ તે મૂળમાં ધનતૃષ્ણાનું જ યુદ્ધ નથી? છે. પણ ધનતૃષ્ણાની અરણી (કાષ્ઠ) પરસ્પર ઘસાઇને એમાંથી

જે અગ્નિ પ્રકટ્યો છે તે પવિત્ર છે. એ અગ્નિ તે મનુષ્યજાતિને સ્વરાજ્યના અગ્નિ છે,—મ્હારા તમારા નહિ, પણ મનુષ્ય જાતિના—અને એણે ધનની તૃષ્ણાને ઘાસની પૂળીની માફક ફૂંકી દીધી છે સૈકડો વર્ષથી સંગ્રહાયલી ભોમ પચાવી પડનાર અમીરોએ અત્યારે તસુએ તસુ જમીન દેશને અનાજના વાવેતર માટે આપી દીધી છે, મજૂર વર્ગના પરસેવા પીને હૃષ્ટપુષ્ટ બનનાર કારખાનાવાળાઓએ ધંધાનો નફો, બલ્કે આખા કારખાના, દેશને સમર્પી દીધા છે, અને આજથી છ વર્ષ પહેલા ધનિક વર્ગના ધન ઉપર લોકહિતની છીણી મૂકનાર લૉઇડ જ્યૉર્જને જેઓ 'લૂંટારૂ'ની ઉપમા આપતા તેઓ એ જ ઊર્જસ્વી મહા પુરુષને હાથે અત્યારે સૈકડો ઈ* ખમે છે, અને ઇંગ્લંડના ત્રાતા તરીકે એનામાં વિશ્વાસ મૂકે છે એટલું જ નહિ પણ ટુંકામાં ઇંગ્લંડની આખી પ્રજા પોતાનું એક સૈકાથી સંચિત કરેલું ધન અત્યારે ઘીની પરનાળની માફક યુદ્ધના અગ્નિમા હોમે છે

ધનતૃષ્ણાનો આ જેવો તેવો ત્યાગ નથી પણ જીવનતૃષ્ણાના ત્યાગ વિના એકલી ધન તૃષ્ણાનો ત્યાગ એ મારી નાખવાના ભયથી ગાંઠે બાંધેલુ ધન છોડી આપનાર બાયલા માણસના ડહાપણ જેવો જ ગણાય પણ ઇંગ્લંડની પ્રજાએ જીવનતૃષ્ણા ત્યજવામા પણ બાકી રાખી નથી યુદ્ધનો દુન્દુભિ વાગતાની સાથે હજારો યુવકો—નિર્ધન અને નસાયા બાલકો જ નહિ—પણ અમીરના છોકરાઓ અને કૉલેજોમા ભણતા વિદ્યાર્થીઓ યુદ્ધે ચઢી ગયા અને જે વખતે વિજયની આશા નહોતી પણ માત્ર મરવાની જ ખાતરી હતી તે વખતે દુશ્મનની ગતિમા માત્ર વિલમ્બ કરવા માટે તેઓ રણમા ધસ્યા અને પોતાના દેહનો ખમ્મા કરી દીધા ! વળી સ્ત્રીઓએ શુ શુ કર્યું ? પોતાના પ્રાણસમાન વ્હાલા પુત્રો પતિઓ અને બન્ધુઓ રણમા જતા, એમના હમેશના કાર્ય પોતે ઉપાડી લીધા અને પુરુષનુ સ્થાન રણમા અને સ્ત્રીઓનુ જ સ્થાન ઘરમા છે એમ બતાવી આપ્યુ અને થોડાક જ માસ ઉપર રાજકીય હકની માગણી કરવાને અંગ્રેજી રાજ્યરથનું પૈડ ભાગવા તૈયાર થએલી સ્ત્રીઓએ અત્યારે તૂટવા જતા રથચક્રમા કૈકેયીની માફક પોતાની આંગળી ભેરવી દીધી ! એટલું જ નહિ પણ એમાની કેટલીક તો જીવની દરકાર ન કરતા રણભૂમિમા જઈ પોતાના દેશબન્ધુઓના ઘવાએલા શરીરના મલમપટા કરવામા પોતાના જીવને જોખમમા ઊતાર્યો ! અને એમ પ્રમાણે આખી પ્રજાએ સો વર્ષની ધનતૃષ્ણાનુ અને જીવનતૃષ્ણાનું પ્રાયશ્ચિત્ત ત્રણ વર્ષમા કર્યું અને રણયજ્ઞની મહાદીક્ષા લીધી.

પણ અત્યારે એ જ દીક્ષાનો પ્રસંગ બ્રિટિશ સામ્રાજ્યના અગ તરીકે હિન્દુસ્થાનને આવ્યો છે—અને એ પ્રસંગનો એ કેવી રીતે નિર્વાહ કરે છે તે ઉપર એના ભવિષ્યનો આધાર છે આજથી બાર મહિના ઉપર ( ફાલ્ગુન, ૧૯૭૩ ) વસન્ત પત્રમા પ્રસિદ્ધ થયેલા "સામ્રાજ્ય અને સ્વરાજ્ય' ઉપરના વસન્ત ઑફિસના એક લેખના શબ્દો અત્યારે હું ફરી વાચુ છુ એમા કહ્યું હતું કે 'પચાસ સાઠ વર્ષ ઉપર હિન્દુસ્થાનને એક ધનાઢ્ય દેશ માની એને બ્રિટિશ તાજના હીરાની ઉપમા અપાતી, પણ અત્યારે તો સામ્રાજ્યરક્ષણમા એનુ સ્થાન વિશેષત એને બ્રિટિશ સામ્રાજ્યની ધરી (pivot) જ કહેવી વધારે ઠીક લાગે

છે”—આમ કહીને એ લેખમાં હિન્દુસ્થાન ઉપર બ્રિટિશ સામ્રાજ્યનો અત્યારે કેવો મ્હોટો આધાર છે અને હિન્દુસ્થાનને બ્રિટિશ સામ્રાજ્યની એક મુખ્ય છાવણી અને લશ્કરી સરંજામની ઉદ્યોગશાળા બનાવવાની કેવી જરૂર છે એ વિષે લંબાણથી નિરૂપણ કરવામાં આવ્યું હતું. અત્યારે એ જરૂરને અનુસરી પગલાં ભરવાનો વખત આવ્યો છે, બલ્કે એ માર્ગે પગલાં ભરવાનું કામ શરૂ થઈ ચૂક્યું છે અને એકાદ બે વર્ષ યુદ્ધ ચાલશે—અને તે ચાલશે જ, તો એટલા વખતમાં નવા ક્ષાત્ર તેજથી હિન્દુસ્થાનનું જીવન સંસ્કાર પામી જશે. અહો! હિન્દુસ્થાનનું કેવું અહોભાગ્ય! ભવિષ્ય પ્રભુ જ જાણે છે, પણ હિન્દુસ્થાનનું ભવિષ્ય રૂડું જ હોવું જોઈએ એમ આપણે પ્રભુકૃપાથી જાણીએ છીએ.

પણ અમે એમ પૂછાતું સાંભળ્યું છે કે બ્રિટિશ સામ્રાજ્યનું યુદ્ધ લડવાથી હિન્દુસ્થાનને શો ફાયદો? આનો ઉત્તર એ જ વસન્ત-ઑફિસના લેખમાં મળશે. આ યુદ્ધથી હિન્દુસ્થાનને અસંખ્ય ન્હાની મ્હોટી મુશ્કેલીઓ ખમવી પડશે—તે માત્ર યુદ્ધ દરમિયાન જ નહિ, પણ યુદ્ધને પરિણામે લાંબા વખત સુધી પણ; પરંતુ એ સર્વની સાથે હિન્દુસ્થાનને એક મ્હોટો લાભ એ થશે કે બ્રિટિશ સામ્રાજ્યનો પ્રાણ—સ્વરાજ્ય—જે અત્યાર સુધી આ એક અંગમાં મન્દ મન્દ જ ફરતો હતો તે છૂટથી ફરવા માંડશે અને એક તરફ હિન્દુસ્થાન બ્રિટિશ સામ્રાજ્યનું જીવન્ત અંગ બનશે અને બીજી તરફ બ્રિટિશ સામ્રાજ્ય પક્ષાઘાતના રોગમાંથી મુક્ત થશે.

પણ તમે કહેશો કે એ ‘પ્રાણ’ ક્યાં? “એ યુદ્ધનાં સાધન ક્યાં?–દસ લાખ તરવાર હિન્દીઓનાં મિયાનમાંથી ઊછળી પડે જો હિન્દુસ્થાનની સરહદને દુશ્મન આંગળી મરખી પણ અડાડે તો. પણ તેઓનાં મિયાનમાં તરવાર ક્યાં છે? એમને શૂરાતન ચઢે એવો શૂરાતનનો હેતુ ક્યાં છે?”—આ પ્રમાણે પૂછાય છે. પરંતુ આ પ્રશ્નોમાં અમને ઊંડી ભ્રાન્તિ રહેલી દેખાય છે. હિન્દીઓનાં મિયાન હવે તરવાર વિનાનાં રહેશે નહિ. તેઓને માત્ર લશ્કરની ભરતીમાં સામાન્ય સિપાહીની ઓળમાં લેવામાં આવશે એમ નહિ, પણ §હિન્દુસ્થાનમાં લશ્કરી કેળવણી માટે કૉલેજો ઊઘાડીને એમાં એમને કેળવવામાં આવશે, તથા એમને લશ્કરમાં ‘કમિશન’ યાને અમલદારીની જગાઓ પણ સારી સંખ્યામાં મળી શકશે. લાંબા વખતથી નિઃશસ્ત્ર બનેલી અને તે દરમિયાન ‘એ ઉપકાર ગણી ઈશ્વરનો હરખ હવે તું હિન્દુસ્થાન’ એમ શાન્તિનો જ પાઠ ભણાવાતી પ્રજા અત્યારે પહેલે નિમન્ત્રણે ‘યુદ્ધમાં જુસ્સાથી કૂદી ન પડે તો તેમાં આશ્ચર્ય નથી. પણ કુશળ દીર્ઘદર્શી રાજ્યતન્ત્રીને ભરોંસો રહેશે કે જેમ જેમ યુદ્ધની જ્વાળાઓ પાસે આવતી જશે તેમ તેમ એનો અગ્નિ હાડમાં ઠરી ગયેલા લોહીને પણ ગરમ કરશે અને જગત્ જોશે કે “शमप्रधानेषु तपोधनेषु गूढं हि दाहात्मकमस्ति तेजः—શમપ્રધાન અને તપને જ ધન માનનારા આ હિન્દુસ્થાનના લોકમાં પણ સામાને બાળી મૂકે એવું ગૂઢ તેજ ઢંકાઈ રહેલું છે.

---

§ આ સ્થિતિ બરોબર સમજીને અત્યારે વૉર કૉન્ફરન્સે લશ્કરી નોકરી ફરજિયાત ન કરતાં લોકની સ્વતન્ત્ર ઇચ્છા ઉપર રાખી છે.

પણ તે માટે બેશક શકુન્તલાનો હેતુ જોઇએ જ. શાકુન્તલના પૂર્વોક્ત શ્લોકમાં કહ્યું છે તેમ "तदन्यतेजोऽभिभवाद्वमन्ति"—એ દાહાત્મક તેજ તેઓ ત્યારે જ પ્રકટ કરે છે કે જ્યારે સામું તેજ આવીને તેનું અપમાન કરે છે. હિન્દીઓને પરાભવમાં અપમાન ત્યારે જ લાગશે કે જ્યારે આ યુદ્ધ તે આપણું છે અને એમાં પરાભવ થાય તો તે આપણો થાય એમ એમને લાગણી ઉત્પન્ન થશે. પણ એ મમત્વબુદ્ધિ સ્વરાજ્ય મળે તો જ આવે એમ માનવું હોય તો તે ખરું છે તેમ જ ખોટું છે. ખરું એવી રીતે છે કે એ હિન્દુસ્થાનના રાજ્યમાં સ્વત્વબુદ્ધિ પેદા થયા વિના આ યુદ્ધમાં મમત્વબુદ્ધિ આવવી અશક્ય છે, પણ એ ખોટું પણ છે અને તે એ અર્થમાં કે પાર્લ્યમેન્ટમાં હિન્દુસ્થાનને 'હોમરૂલ' આપ્યું એમ જાહેર થાય તો જ હિન્દુસ્થાન સ્વરાજ્ય પામ્યું ગણાય એમ નથી: સ્વરાજ્ય એ ફક્ત બહારના અધિકારનું નામ નથી એ તો જીવનના ઉત્કર્ષ સાથે એની મેળે સિદ્ધ થતી જીવનની અવસ્થા છે: એ કોઇની આપી-લીધી કામ આવે એવી ચીજ નથી. હિન્દુસ્થાન સામ્રાજ્યને યુદ્ધે ચડશે અને સામ્રાજ્યનો પ્રાણ એનામાં પ્રવેશશે નહિ—એ બનવા જેવી સ્થિતિ જ નથી મહાત્મા ગાંધીજીના શબ્દોમાં—

"It follows, then, that we can but accelerate our journey to the goal by silently and simply devoting ourselves, heart and soul, to the work of delivering the Empire from the threatening danger. It will be national suicide not to recognize this elementary truth. We must perceive that, if we serve to save the Empire, *we have in that very act secured Home Rule.*"

માટે બજાર ભાવની વણિકવૃત્તિ બાજુ પર મૂકો, અને પ્રજાઓ કેવી રીતે ઉદય પામે છે અને અસ્ત પામે છે એના વિશ્વનિયન્તાએ કરી મૂકેલા અને ઇતિહાસને પાને પાને અંકિત મહાન નિયમો ઉપર વિશ્વાસ રાખો અને પછી તમારા શ્રી 'કવિ'ની લલકાર કરતી વાણીમાં—

> "ચડો જીતવા જગ, બ્યૂગલો વાગે
> ચાહીમ કરીને મરો, ફતેહ છે આગે"

તન્ત્રી

# મૃત્યુ.

There is no death! what seems so is transition;
This life of mortal breath
*Is but a suburb of the life elysian,*
*Whose portal we call Death*

(*Longfellow*).

'મૃત્યુ' એ શબ્દ મનુષ્ય માત્રને ભયંકર લાગે છે. હેનું કારણ એ છે કે કોઈ જમાનાઓથી આપણને પાર્થિવ વસ્તુઓનો મોહ છે; આપણું જીવન શરીરના અને ઇંદ્રિયોના સુખ માટે જ છે એમ આપણે માનીએ છીએ. લાંબા અભ્યાસથી જ માયાનું બંધન તોડી પેલી પાર જોઈ શકાય છે. ત્હારે આપણને ખબર પડે છે કે ખરી રીતે મનુષ્ય મૃત્યુ પામતો જ નથી. આ લોકનું જીવન તે માત્ર એક શાળા જેવું છે, આપણે એમાં ઘણું શીખવાનું છે, અને હેમાંથી પસાર થયા પછી પરલોકમાં જવાનું છે. આ ભૌતિક જીવનની શાળાના પ્રાથમિક શિક્ષણ માટે આપણને આ પંચભૂત શરીર રૂપી વસ્ત્ર આપવામાં આવ્યું છે. જ્યહારે આ શિક્ષણ પૂરૂં થાય છે ત્હારે આપણે આ વસ્ત્ર કાઢી નાખી બીજું વસ્ત્ર પ્હેરીએ છીએ. તે વસ્ત્ર ચર્મચક્ષુથી દેખાતું નથી. આપણે મૃત્યુ તો પામતાં જ નથી કારણ કે આત્મા અમર છે.

મૃત્યુ અથવા દેહનો ત્યાગ, તે ખરા જીવનનો—આધ્યાત્મિક જીવનનો—એક ન્હાનો બનાવ છે. આપણને એમ લાગે છે કે મૃત્યુ એટલે મનુષ્યત્વનો અંત. અને એમ લાગે એ સ્વાભાવિક છે. કારણકે આ જીવનના સર્વ વ્યવહાર બંધ પડે છે અને આપણે જાણતાં નથી કે ખરા મનુષ્યે (આત્માએ) માત્ર એક જીર્ણ વસ્ત્ર જ કાઢી નાખ્યું છે. આ અજ્ઞાનને પરિણામે મૃત્યુ એ ઐહિક જીવનનો શોકકારક બનાવ છે. ખરી રીતે જોતાં તો મૃત્યુ અસ્તિત્વ જ નથી ધરાવતું. મૃત્યુ એ સૂર્યાસ્તના જેવી એક ભ્રાન્તિ છે. રાત્રે પણ સૂર્ય આકાશમાં તો હોય છે, માત્ર આપણે હેને જોઈ શકતાં નથી. પરન્તુ આપણે જાણીએ છીએ કે સૂર્ય પૃથ્વીના બીજા ભાગમાં પ્રકાશે છે, અને બીજે દિવસે પ્રભાતમાં તે ફરીથી ઉગશે એ વિષે આપણી ખાત્રી હોય છે. તે જ પ્રમાણે આત્મા પૃથ્વીના નહિ પણ બ્રહ્માંડના બીજા ભાગમાં મૃત્યુ પછી પ્રકાશે છે અને મૃત્યુનો અંધકાર દૂર થતાં બીજા આત્માઓ પણ હેને મળશે જ.

Never the spirit was born; the spirit shall cease to be never,
Never was time it was not, End and Beginning are dreams!
Birthless and Deathless and Changeless remaineth th spirit for ever;
*Death hath not touched it at all, dead though the house of it seems.*
The man new dead is the man new born,, still living man,

One same existent spirit.........wilt thou weep ?
The end of birth is death, the end of death.. ...is birth.

આ લોકનું જીવન તે બે અનંતતા (eternities) વચ્ચેની સંયોગિભૂમિ જેવું છે. મૃત્યુ તે આત્માને દેહના બંધનમાંથી મુક્ત કરનારો હાથ છે.

એક સાદો દાખલો લઇએ. કોઇક વખત એકાદ ન્હાનું પક્ષી ઘરના ઓરડામાં દાખલ થાય છે. પણ પછી જે બારીમાંથી પોતે દાખલ થયું હોય તે જ ન જડવાથી બ્હાર નીકળવાનાં ફાંફાં મારે છે, ભીંતો છત પર અથડાય છે, અને આખરે થાકીને ભોંય પર પડે છે. આપણે દયા લાવી ત્હેને ઉચકીએ. પણ આપણા હાથમાં આવ્યાથી તે ઘણું જ ભય પામે છે અને કંપે છે. છતાં ત્હેને ખરો રસ્તો દેખાડવાનો, મુક્ત કરવાનો બીજો માર્ગ ન હોવાથી ત્હેને હાથમાં ઉચક્યા સિવાય છૂટકો નથી બારીની બ્હાર લઈ જઈ હાથ ઉઘાડીએ અને પક્ષી પાછું સ્વતંત્ર રીતે અનંત આકાશમાં ઉડી જાય તે જોતાં આપણને કેટલો આનંદ થાય છે!

આ દૃષ્ટાંત આપણા મર્ત્ય જીવનને પણ લાગુ પડતું નથી? આપણો આત્મા દેહ રૂપી ઘરમાંથી બ્હાર નીકળવાનાં ફાંફાં મારે છે. અને મૃત્યુ રૂપી પ્રેમાળ હાથ ત્હેને અનંતતામાં લઈ જવા માટે પોતાના પંજામાં લે છે. જે હાથ આત્માને ઉચ્ચતર જીવનમાં મૂકે છે તે આપણા ઉપર આવે, તો ત્હેનાથી ભય પામવાનું શું કારણ?

મૃત્યુ એ મનુષ્યનો શત્રુ નથી. જીવનનૌકા પૃથ્વીના કિનારા ઉપર બાંધેલી હોય છે, ત્હેને બંધનો કાપી નાખી નિઃસીમ શાંત સમુદ્રમાં પ્રયાણ કરાવનાર એ એક મિત્ર છે.

આ સર્વ એક પરમ સત્ય છે એની ના કહી શકાય નહિ. અને તત્ત્વજ્ઞાનના દૃષ્ટિબિંદુથી જોતાં મૃત્યુ ભયાનક નથી જ. તથાપિ પ્રિયજનનું મૃત્યુ થતાં મનુષ્યો રુદન કરે છે, તે આપણું મૃત સંબંધી દુઃખી થયું છે એ વિચારથી નહિ, પણ આપણને ત્હેનો ચિરકાલનો વિયોગ થયો છે એ વિચારથી જ. મૃત્યુ મરનાર પર નહિ તો પાછળ રહેલાં સ્નેહીઓ પર વિરહદુઃખ આણે છે, જ. અને તેથી જ 'મૃત્યુ' શબ્દ ભયંકર લાગે છે.*

ક.

---

* અંગ્રેજી ઉપરથી કેટલાક વધારા સાથે

## જીવન શ્યામ.

( સોરઠ મીઠી રાગણી. )

સુન્દર જીવન શ્યામ!
  હું તે શા, પ્રભુ! તમ ગુણ ગાઉં!
વિરાટ વિશ્વંભર વિલસો છોઃ
પદરજ અમને હસવી હસો છોઃ
ગરવા પ્રભુ ગુણજાણ!
  હું તે ક્યમ તમ ગાયાં ગાઉં!

હૈયાંને હિન્ડોલ હિંચો છોઃ
અમ નયને રસતેજ સિંચો છોઃ
ગુણમધુરપ્રિય પ્રાણ!
  હું તે તમ પ્રભુતા જ પીઆવું!

નિશદિનનાં સુખ દુઃખ ભૂલવો છોઃ
મોગરતાં ઉર અભય ભરો છોઃ
આ તે શાં અમ માન!
  હું તે તમ ગોપાલન માનું!

પ્રીતિ, ભક્તિ, વત્સલતાઃ જ્યાં—
પ્રકટો છો પુરુષોત્તમતા ત્યાંઃ
સાંકેતિક સંતાન.
  હું તે સમજું: ક્યમ સમજાવું!

અપાર્થિવે પુણ્યાત્મ પ્રભાવે,
વરે દેવવર દિવ્ય પ્રભાએ—
ભાગ્યોદયઃ ભગવાન!
  હું તે ક્યમ પ્રભુ! કીર્તન ગાઉં!

કરનાલી કરુણાલય તીર્થે
નર્મદા તટ

"લલિત."

# વતન 'વ્હાલું' છોડતાં.

( ગઝલ )

વતન વ્હાલું છોડતાં કંઈક ઉર થતું,
પરિચિત પ્રદેશ ત્યાગતાં ના દિલ ચાહતું — વતન

દિવસો જહીં વ્યતીત કીધા માતૃ-અંકમાં,
વીસરી વતન કદાપિ શકે શું મનુષ્યતા ! — વતન

સ્મૃતિપટે રહ્યાં કરે કે બાલ-ક્રીડનો,
નિર્દોષ કે તુફાન — કે શિશુ-પરાક્રમો — વતન

લીધી દીક્ષા જ્ઞાનની પવિત્ર સ્થાન જે,
જ્ઞાનરક્ત હૃદય તે શું વિસ્મરી શકે ? — વતન

જીવનના પ્રસંગોકેરાં સ્મરણો જાગતાં,
મરણાગ્ર શા શા ના સ્ફુરે સ્વભૂમિ ત્યાગતાં ? — વતન

ઇચ્છું માત્ર જીવનસન્ધ્યા ગાળી અહીં શાં ,
સ્નેહે સંકોરાતી જ્યોત અહીં જ બૂઝતું ! — વતન

નડિઆદથી મુંબાઈ,
તા. ૨૪ : ૪ : ૧૯૧૮.
બુધ-શનિ

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા

# ડા. મોંટેસોરીબાઈની શિક્ષણ પદ્ધતિ

અને

# તે ઉપરથી ઉત્પન્ન થતા વિચારો.*

ઇટલીમાં મોંટેસોરી નામની બાઇએ શિશુ શિક્ષણને માટે જે પદ્ધતિ અને પ્રક્રિ સ્થાપ્યાં છે તેને આધારે અંગ્રેજી અને બીજી અનેક ભાષાઓમાં અનુવાદો કરવામાં આવ છે અને તેને પરિણામે તે પદ્ધતિને માટે પોતે એમ કહેલ છે કે શરીર રૂપી બંધન પુરાયેલો આત્મા ઇંદ્રિયજન્ય જ્ઞાનવડે છૂટો થઇ શકે તો તે પોતાની પદ્ધતિને બળે કેળ ણી લેવાથી થઇ શકે તેવો વધારે સંભવ છે, એટલે કે દાખલા તરીકે બચ્ચાંઓ સ રીતે કહી શકે કે "હું મારા હાથોવડે જોઇ શકું છું." અંધકાર મધ્યે અને મૌન ધાર કરીને પ્રત્યેક શિશુનો આત્મા વિકાસ પામવામાં છૂટથી વિચરે, તેની બુદ્ધિની શક્તિ દિ ગુણિત બળ ધારણ કરે અને અનેક રીતે કેળવણીને માર્ગે જતાં જાણે આપાસ વિન અભ્યાસ આગળ વધે છે-એવી રીતે જ્યાં બને ત્યાં ખરેખર નિઃશંક રીતે કહેવું જોઇએ કે વિધાના વિશિષ્ટ પ્રકારવાળે માર્ગે પ્રભુ પ્રદત્ત પ્રતિભા જે જે પ્રદર્શનો કરે છે તે સાનંદાશ્ચર્ય ઉત્પન્ન કરનારાં છે.

આધુનિક કાળમાં સુધરેલા દેશોમાં શિશુજીવનને માટે સંયોગો સર્વ સુધરતા જાય છે દેશોમાં તો એ સુધારો એટલે અંશે આગળ વધ્યો છે કે અકાળમૃત્યુ અને શિશુમરણની સંખ્યામાં દિનપ્રતિદિન જોઇતો ઘટાડો થતો જાય છે, એ ઉપરથી તેઓના શરીરનું બંધાર પણ સુધરતું થાય છે. જો એ અને એના જેવા બીજા સુધારાઓનું તાત્પર્ય ટુંકામાં સમ જાવી શકાય તો એટલું કહેવું બસ છે કે દરેક જાતનું વિજ્ઞાનશાસ્ત્ર વિસ્તાર પામવાથ સુધારો અનેક દિશામાં થવા પામ્યો છે.

ડા. મીસ મોંટેસોરી પોતે લખે છે કેઃ—૧૯૧૧ના ફેબ્રુઆરીમાસમાં પ્રોફેસર હેન્રી ડબલ્યુ. હોમ્સ જેઓ હાર્વર્ડ યુનીવર્સીટીના કેળવણીખાતાના વડા હતા તેઓએ મારા ગ્રંથ અંગ્રેજીમાં ભાષાંતર કરવાનું માન આપવાની સૂચના કરી "—એ ભાષાંતર ૧૯૧૨માં પ્રસિદ્ધિ પામ્યું. પોતાની ઇટેલીઅન તથા અંગ્રેજી ભાષાની આવૃત્તિઓ બહાર પડી તે બે સમયની વચ્ચેનો વખત એવી રીતે ઉપયોગમાં લીધો કે મુશ્કેલ અને નહિ સમજાય તેવી બાબતો સ્હેલી કરીને જાહેરમાં મુકી શકી. મોંટેસોરી પદ્ધતિ પ્રમાણે કેળવણી આપવાનું કામ આનં

* કેળવણી સંબન્ધી અમે યોજેલી લેખમાળાનો કેળવણીની પદ્ધતિ વિષેનો આ નં. ૨ લેખ આ વિષયના ખાસ અભ્યાસક પાસે લખાવ્યો છે.

તન્ત્રી.

આપે તેવું છે; છતાં કેળવણી આપનાર કે લેનારને એવું ધારી લેવાની જરૂર નથી કે મનુષ્ય જાતિને કોઈ રીતે આ પદ્ધતિ પ્રમાણે ચાલતાં નવ-જીવન અર્પણ કરવાનું બને, અથવા તો મનુષ્ય જાતિનો તેનાથી ઉદ્ધાર થઇ શકે. પદ્ધતિ ઉત્તમ પ્રકારની છે, પરંતુ તેનાથી મનુષ્યને એકાએક લાભ થઇ જાય એ માન્યતા મિથ્યા છે. હરકોઇ પદ્ધતિ ગમે તેવી ઉત્તમ હોય તોપણ તેનાથી ચમત્કાર કે અદ્‌ભુત ફેરફાર થઇ શકતો નથી, ફક્ત એટલું જ બની શકે કે ઉત્તમ કેળવણીની પદ્ધતિ અમલમા મુકવામાં આવે તો તેનાથી ધીમે ધીમે સંગીન લાભ થવાનો સંભવ રહે છે. અલબત્ત એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે મનુષ્યજાતિ સંબંધે "કુસે-ડી-બેંખીની"-પદ્ધતિ જોકે માત્ર ચાખ્તરૂપે છે, તોપણ તેનું વિદ્વાન લોકોને પ્રયોગ તરીકે અભ્યયન કરવાની જરૂર છે, કારણ કે શાસ્ત્ર તરીકે વિકાસ પામવાનો તેનાં મૂળ તત્ત્વોમાં સંપૂર્ણ અવકાશ છે, અને એ વિકાસ થતાં કુદરતના છુપા ભેદો એક પછી એક ઘણા બહાર પાડી શકાશે. મોંટેસોરીબાઇ વિદ્વાન હોવાથી તેની પ્રતિભા ઉંચા પ્રકારની છે; તે ઉપરાંત તેનો ઉત્સાહ, તેની ધીરજ અને રચના રચી બંધારણ બાંધી શાસ્ત્રીય પદ્ધતિ અનુસાર વ્યવસ્થા કરવાની બીજી શક્તિ દરેક વિચારવંત વાચકના ધ્યાનમાં આવે છે, તે જોતાં તેની બુદ્ધિ તથા ડાહપણ ઉપર ઘણો ઉંચો અભિપ્રાય બાંધવાની કુદરતી રીતે તીવ્ર ઇચ્છા થયા વગર રહેતી નથી.

કેળવણીના પ્રદેશમા નવી નવી શિક્ષણ પદ્ધતિયો દાખલ કરવા તરફ રૂચિ જોડવાનો જે આપણો હાલનો યુગ છે તે દરમીઆન ઇટલીની રહેનાર બાઇ દા. મોંટેસોરીએ પોતે ઘણો શ્રમ લઇ જે નવીન રીતિ અમલમાં મુકાવા માટે પ્રસિદ્ધ કરી છે તેનાથી શિક્ષણ-શાસ્ત્રને ઘણો લાભ થયો છે, કારણકે અધ્યાત્મ વિદ્યાનાં મુખ્ય તત્ત્વોનો ઉપયોગ કરવાથી છેલ્લાં લગભગ એકસો વર્ષ થયાં મોટા ફેરફારો થયા કરે છે તેવામાં બીજી પાસાથી પ્રત્યેક શિશુને આ બાઇએ જાતિ અનુભવ વડે કેળવણી આપવા માટે અખતરાઓ ગોઠવ્યા છે. શિક્ષણશાસ્ત્ર પ્રયોગો ઉપર આધાર રાખે છે; પ્રયોગો અનેક પ્રકારના થાય ત્યારે તે માંહેથી મળતો અનુભવ અનુમાન તથા તર્ક ઉપર આધાર રાખે છે, તે ઉપરાંત જાતિ અનુભવથી સિદ્ધ કરેલા માર્ગો પણ સ્વીકાર કરવાને પાત્ર થાય છે. એટલે કે રસાયણ અને વૈદકશાસ્ત્રની માફક આ શાસ્ત્ર પણ પ્રયોગો ઉપર આધાર રાખે છે; કેવળ તર્ક કે વિચારના સટ્ટા ઉપર જ રાખે છે તેમ નથી.

ચાલતા યુગના વરાળ અને વીજળીની શક્તિથી વ્યવહારને વધારતાં યંત્રો તથા સંચા કામોની વચમા નિર્વાહ પામતા જીવનને શાસ્ત્રીય શિક્ષણ પદ્ધતિની ઉત્કટ આકાંક્ષા ઉત્તેજીત કરે છે, તેને અનેક રીતે તૃપ્ત કરવાની જરૂર છે. કાળનો મહિમા હજી એટલે અંશે વિસ્તાર પામ્યો નથી કે જે વખતે શાસ્ત્રીય શિક્ષણ કળાને માટે સારા પાયા ઉપર એક શાળા કાઠીઆવાડ અને ગુજરાતના કોઇપણ ભાગમાં બાંધવામાં આવી હોય. વસો જેવા ગામડામાં પેટલાદ તાલુકામાં આ શિક્ષણ પદ્ધતિની અનુસાર શિક્ષણ આપવાનો આરંભ થયો છે કેટલે દરજ્જે એ કાર્ય નિર્વાહ ચાલ્યો છે તે કહી શકાતું નથી.

ગ્યુસેપ સર્જીઇ (Giuseppe Sergi) નામના મનુષ્ય જીવનશાસ્ત્ર (Anthropology) ના કાબેલ પુરૂષે ઇટલીને માટે કહ્યું છે કેઃ—

Today in the social world, an imperative need makes itself felt—the reconstruction of educational method, and he who fights for this cause, fights for human regeneration. "—

આજકાલ સામાજીક વ્યવહારમાં એક મોટી આવશ્યકતા વર્તાય છે અને તેની પ્રતીતિ થાય છે. કેળવણીને લગતી પદ્ધતિનું બંધારણ ફરીથી કરવું તે રૂપી એ છે; અને જે મહાન પુરૂષો આ બાબતમાં લડત કરશે તેઓ મનુષ્યના ઉદ્ધાર માટે એટલે કે મનુષ્યના નવા જીવનમય જમાનાનું બંધારણ કરવા તરફ તે લડત થઇ એમ ગણી શકાશે."

આ લડત કરવામાં અધ્યાત્મ જ્ઞાનના પ્રયોગો વારંવાર કરવા પડશે; અસંખ્ય વેળા મનુષ્યના મન અને મગજમાં થતા વિકારોનું પ્રત્યેક શરીરના સંબંધમાં રૂપાંતર ફેરફારે દરરોજ થાય છે તેને લગતું અવલોકન કરીને ખરેખરા, ભૂલ વિનાના, બુદ્ધિ તથા કાળજી પૂર્વક એકઠા કરેલા દાખલાઓ સહિત શિક્ષણ વર્ગમાંથી કોઇએ વિદ્વત્તા ભરેલી રીતે અધ્યયન કરવું જોઇએ; અને પરિણામોનો પુખ્ત વિચાર કરી તેમાંથી યોગ્ય લાગ્યા પ્રમાણે સાર કાઢવામાં આવે તેનો અમલ કરવો જોઇએ; કારણકે કેળવણીના સંસ્કાર પેદા કરવામાં જે બંધારણ બાંધવામાં આવે તેનો પાયો બચપણની અવસ્થામાં નાંખવામાં આવે છે.

શિક્ષણ સબળ કરવા માટે મુખ્ય બાબત એ ધ્યાનમાં લેવાની અગત્ય છે કે પ્રત્યેક બાળકને સંબંધે ખાસ ચોક્કસ અને પ્રત્યક્ષ જ્ઞાન શિક્ષકે મેળવવું; અને વિદ્યાર્થીના શરીરની અને મનની શક્તિ તપાસવી; એટલું જ નહિ પણ તેના મગજનું વલણ રમત કરવાની વૃત્તિ, પ્રીતિ વગેરે કેટલીક લાગણીઓ અને હાવભાવો ઇત્યાદિ બાબતોથી વાકેફ થવાની જરૂર છે. માતા આ સ્થિતિમાં વધારે યોગ્યતા ધરાવે છે પરંતુ દરેક માતાને પોતાની મગજશક્તિનો વિકાસ શિક્ષણશાસ્ત્રનાં બધાં ધોરણો અને બધી પદ્ધતિયો અમલમાં મુકી શકે તેટલે અંશે થયો હોય તેમ માની શકાય નહિ. આવા સંયોગોમાં શિક્ષકનો દરજ્જો વધારવાનો, કાર્યવાહકતાની સત્તા વધારવાનો અને આજીવિકા વગેરે વધારવાનો પ્રશ્ન ઘણો આગળ આવે છે; પરંતુ આવા પ્રશ્નોનું સમાધાન સમાજને કે રાજ્યકર્તાને સોંપવું તેવા અનેક વિચારો ઉપર પુખ્ત મનન કરીને ડા. મોંટેસોરીએ વ્યવહારમાં અત્યંત ઉપયોગી પુસ્તક રચવા પહેલાં પોતાના અનુભવ મુજબ અખતરાઓ સિદ્ધ કરી જોયા. તેણીએ મુખ્યત્વે કરીને શિષ્ય વર્ગની (Hygiene) તંદુરસ્તીને લગતી બાબત ઉપર (anthropology) પરંપરાગત મનુષ્ય પ્રકૃતિને લગતાં શાસ્ત્ર સાથે સંબંધ ધરાવે છે તેની ઉપર, તથા અધ્યાત્મ વિદ્યાથી પ્રતીતિ થતા ફેરફારો થાય છે એ સર્વેનું જ્ઞાન તથા તેમાંથી નિકળતો અનુભવ જ્યારે શિક્ષણ મેળવી રહે ત્યારે આદર્શ રૂપ કે નમુનાદાર શિક્ષક થઈ શકે. પોતાનામાં અમુક અંશે કુદરતી બક્ષીસ હોય અને અમુક અંશે બહારના સંસ્કારોવડે તૈયાર કરવામાં

અવસ્થામાં જેમ મગજશક્તિ જાગ્રત રહી શકતી નથી તેમ આ ક્રિયામાં પણ થાય તેવી બીક રાખવાની જરૂર છે.

ડા. મોંટિસોરીની શિક્ષણ પદ્ધતિમાં માનસિક બળ વાપરવું પડે છે; અને ચિત્ત રમતમાં એકાગ્ર રહે તેને માટે આંખના ઉપયોગની ખાસ જરૂર છે, છતાં જ્યારે આંખો બંધ રાખવામાં આવે ત્યારે બીજા માનસિક વિકારો થતા જાય અને તેની વચ્ચે ચિત્તને રમતમાં સ્થિર કરવાની જરૂર છે. આવા સંયોગોમાં દરેક વખતે શિક્ષકે પોતાની બુદ્ધિ અને અનુભવથી પેદા થયેલું ડહાપણ વાપરીને ફ્રોબેલની રીતિનો ઉપયોગ વાજબી નહિ લાગે તેથી મોંટિસોરીની રીતિને અજમાવી અગર અનુકૂળતા પ્રમાણે બંનેમાંથી યોગ્ય લાગે તેમ મિશ્રણ કરીને કાર્યમાં લાગુ પડે તેવી રીતિ પોતે જ યુક્તિથી શિક્ષક અમલમાં મુકે તો જ ખરો લાભ થઇ શકે.

એટલે સુધી ચર્ચા કર્યા પછી એક હકીકત બતાવવી જરૂરની છે કે માબાપના ઘરમાં આ ડાહી બાઇની શિક્ષણ પદ્ધતિની જે જે સામગ્રી અને રાચ રચીલાના પદાર્થો હોય તેજ અથવા તેના જેવા આપણા દેશને માફક અને તેવી રીતે એકઠા કરી તેના સંગ્રહસ્થાન તરીકે બાળકને ઉછેરવાની જગ્યામાં મુકવા તેનાથી તેઓને હર્ષ પામવાનું નથી; કારણકે કેળવણીના પ્રદેશમાં તેનાથી કોઈ જાતનો ચમત્કાર પેદા થઇ શકતો નથી. એ બાઇની પદ્ધતિ મુજબ તો શિખવનારને ચુપચુપ ઉભા કે બેઠા રહી જોયા કે તપાસ્યા કરવાનું છે, બહુ જરૂર લાગે ત્યારે મદદ કરવાનું, હિંમત આપી હોંસ વધારવાનું ( Inspire ) સૂચના કરવાનું, દોરવાનું, સમજાવવાનું, સુધારવાનું એ એવી અનેક રીતે ચતુરાઇથી જરૂર લાગ્યા પ્રમાણે કામ લેવાનું છે. કેળવણી આપવી એટલે વ્યવહારમાં અમુક બંધારણ અમલમાં મુકવું પડે છે, ફક્ત તપાસ કરીને અખ્તરા કરીને પ્રયોગો કરવાથી સંતોષ પામવાનું નથી. અલબત સારી કેળવણી આપવાને ઇંતેજાર રહેતાં માબાપો શરાસ્ત્રીઓ રોપાવે તે ઘણું સારૂં છે; પરંતુ તેને કેળવણીના પ્રયોગમાં અસરકારક બનાવવા માટે કોઇ પ્રવીણ શિક્ષકની દેખરેખ અવશ્ય હોવી જોઇએ. કેટલાક અંગ્રેજી શિક્ષણ શાસ્ત્રના નિપુણ વિદ્વાનોનો એવો મત છે કે લખવાનું કામ આઠ કે નવ વર્ષની અગાઉ શિખવવાનું નથી; અને કેટલાક અમેરિકન શિક્ષણ શાસ્ત્રીઓ તેથી પહેલાં શિખવવા તરફ છે; તો આપણે આપણા દેશમાં દરેક બાળકની મગજશક્તિ અને કુદરતી વલણ ઉપર આધાર રાખીને વર્તન કરવું યોગ્ય છે.

બાળકની અંદર રહેલી કુદરતને બરાબર સમજવી તે બહુ મુશ્કેલ કામ છે. પુખ્ત ઉમ્મરે પહોંચેલા માણસની અંતઃસૃષ્ટિ, બહારની ચેષ્ટા, આકાર ઇંગિત વિગેરેથી સૂચિત બને છે; પરંતુ બાળકના મનોવિકારો તે બહાર લાવી શકતું નથી. તેની અવસ્થામાં સમજવા જોઇએ તેમાં જ ચતુરાઈ રહેલી છે. ખુબીઓ કે ખામીઓ કાંઇપણ જો વધારે ગુપ્ત રહે છે તો તે બાળકના સંબંધમાં બને છે. અંગ્રેજી ગ્રંથકાર બેન જોન્સન ખુબીઓ કે સૌંદર્ય માટે નાના કદને ઉદ્દેશીને કાંઇક એવો ધ્વનિ કાઢે છે:—

It is not growing like a tree
In bulk doth make man better be

Or, standing long an oak three hundred year
To fall a log at last dry, bald and sere;
A lily of a day
Is fairer far in May,
Although it fall and die that night
It was the plant and flower of Light
In small proportion we just beauties see
And in short measures life may perfect be.

જે અવસ્થામાં પ્રમાણમાં જીવનદશા વધારે સંપૂર્ણતામાં રહી હોય તેવી નાના કદની અને નાના માપની અવસ્થામાં જ્યારે માનસિક તથા શારીરિક ખુબીઓને પ્રત્યક્ષ જોઈ શકાય તથા સમજી શકાય, ત્યારે તેવી બાલ્યાવસ્થામાં ડહાપણવાળા ચતુર શિક્ષકે તેની બરાબર ઘટતી રીતે પરીક્ષા કરીને આગળ વધવું એ એક તેની મોટામાં મોટી ફરજ છે. આ ફરજ અદા કરવામાં દરેક શિક્ષક તૈયાર હોતો નથી તેમ દરેકમાં દક્ષતા જોઇએ તેટલી હોતી નથી; પરંતુ આપણે એટલી જાણવાની જરૂર છે કે એવો શિક્ષક ડા. મોંટેસોરીની પદ્ધતિ ગ્રહણ કરીને તેનો અમલ કરે તો તેને ફતેહ નિશ્ચયપૂર્વક મળવા સંભવ છે. એક દાખલો અહિં આપવાથી કુદરતને કેમ પારખી કાઢવી તે સમજી શકાશેઃ—(૧) બાળકો રમતાં હોય; અને તેઓની પાસે છુટાં ખુતાન, કોડી કે લખોટા હોય તેમાં તેઓ ધ્યાન આપતા હોય તે વખતે કહેવું કે—"ચાલ જોઇએ! ચમનલાલ! બે કોડી આ ઢગલામાં ઓછી લાગે છે તે લાવ અને તેમાં મુકી દે;" ચાલો છોકીઓ આપણે ત્રણ લખોટા કાઢી લાવો, અને આપણે ત્રણ જણાંને એક એક લખોટો પાસે રાખીને હુવેની રમત રમવાની છે. વળી તે પછી આપણે બીજો દાખલો જોઇએ,—(૨) એક રુપિઓ નવો ચળકે તો લેવો; બે અર્ધા રુપિઆ, ચાર પાવલાં અને આઠ બેઆની એમ સઘળાં ચળકતાં નવાં રાખવાં; હવે ઉપરની અવસ્થામાં સંખ્યાનું કાંઇક જ્ઞાન થયા પછી આ વિષયની રમત કરવાની છે; અને તેમાં કહેવું કે ચાલ છગનલાલ આ સઘળા (સિક્કા) નાના મોટા રૂપૈયા આપણે ગોઠવીએ છીએ—રૂ. ૧—૦ાા ૦ાા—૦ા ૦ા ૦ા ૦ા—૦)= ૦)= ૦)= ૦)= ૦)= ૦)= ૦)= ૦)= એવી રીતે ગોઠવવું અને એક કદના સિક્કા એક સરખા સાથે આવે તેમ ગોઠવીને રમત કરવાનું કહેવું. તે પછી નીચે પ્રમાણે સંખ્યા લખવી:—

૧
૧ ૨
૧ ૨ ૩
૧ ૨ ૩ ૪
૧ ૨ ૩ ૪ ૫
૧ ૨ ૩ ૪ ૫ ૬
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦

ઉપર બતાવ્યા પ્રમાણે લખોટાની કે દડાની હારો ગોઠવવી; અને ઉનના કે સુતરના દડાની ગુંથણી જેવું એક, બે, ત્રણ એમ દશ સુધી જુદી જુદી રમતની યુક્તિઓ બનાવવી જેથી બાળકને ગંખ્યા શિખવવાની શરૂઆત સારી રીતે થઈ શકશે. એ સઘળા પ્રયોગો વખતે કુદરતનું અવલોકન બહુ બારીકીથી અને કાળજીપૂર્વક કરવાનું છે; અને શિક્ષક કે માતાની ખરી કસોટી આવા વખત પર થઇ શકે છે.

આપણા આજના જમાનામાં ખરૂં સંગીન જ્ઞાન આપવામાં આવતું નથી એવી ફરિયાદ વારંવાર થયા કરે છે. દા. મોંટેસોરી જેવા શિક્ષકનું કાર્ય પ્રત્યેક શિષ્યની કુદરતી પ્રકૃતિ અને તેનો કુદરતી વિકાર કરવા તરફ વ્યાપૃત રહે છે, અને તેની સાથે અત્યંત પ્રવીણ શિક્ષકે શિક્ષણનો મૂળથી પાયો મજબૂત બાંધવો જોઇએ, એવો મુદ્દો સિદ્ધ થાય છે. ખરા કાબેલ શિક્ષણ-કલાના શાસ્ત્રીઓ અને હિમાયતીઓનો એવો અભિપ્રાય છે કેઃ—

"The ripest knowledge is best qualified to instruct the most complete ignorance."

જો એવી રીતે શિક્ષણનું કર્મ બધી પાઠશાળાઓમા થઇ શકે તો જે ફરિયાદઃ— "Our higher education goes wrong because our lower is unsound." એટલે કે ઉંચા પ્રકારની કેળવણી ખોડ-ખાંપી છે તેનું કારણ પાયો કાચો એ જ છે એવી જાતનું કલંક કેળવણીની પદ્ધતિપરથી નિકળી જાય-છતાં વ્યવહાર પક્ષે તે શક્ય નથી, અને અનેક બાબતોના સબબે તે દુઃખનું જલદી નિવારણ પણ થઇ શકે નહિ એ સમજતાં બાધ લાગશે નહિ.

શિક્ષણ આપવાનો પ્રારંભનો કાળ અને તેની સંપૂર્ણ અવધી કેવી અને કેટલી હોવી જોઇએ તેના સંબંધમાં નિપુણ વિદ્વાનોમાં પણ મતભેદ છે. જે બાળકનો જન્મ કેળવણીનાં વાતાવરણમાં થયેલો હોય છે અને જેની ઉપાધિઓ કેળવણીને અનુકૂળ હોય છે, તેવાં બાળકને માટે શિક્ષણનો સમય જુદો, તથા જેના ધંધાની જ માત્ર કેળવણી લેવાની હોય છે અને જેની ઉપાધિઓ શાળોપયોગી શિક્ષણ માટે ખાસ અનુકૂળ ગણી શકાતી નથી તેઓની કેળવણી આપવાનો સમય બીજો સમજાય છે. દાખલા તરીકે એક ખેડુતના છોકરાને શિખવામાં તે ૧૦-૧૨ વર્ષની વયનો થાય ત્યાંસુધી પુરતું ગણાય એવી માન્યતા પૂર્વે અને પશ્ચિમમા હતી; તેજ રીતે બીજા કારીગરો કે ધંધાદારીનાં બાળકોને માટે સમજવાનું હતું; પશ્ચિમમાંથી તે માન્યતા દૂર થઇ છે; અને પૂર્વમાંથી ધીમે ધીમે દૂર થવાનાં સારાં ચિહ્નો દૃષ્ટિગોચર થવા લાગ્યાં છે. રસ્કીન લખી ગયેલ છે કેઃ—

"In great States children are always trying to remain children and the parents wanting to make men and women of them. In vile States the children are always wanting to be men and women, and the parents to keep them children."

આપણા દેશમાં હજી શાળાની કેળવણી અતિ વિસ્તૃત પ્રદેશમાં પહોંચી નથી તેમ વળી જેને પ્રજાકીય ( National ) કેળવણી કહીએ તેવી સિદ્ધિદાયક બની નથી. જેમ ઓગણીશમો શતક યૂરોપ-અમેરિકા માટે પ્રગતિ અને વિકાસનો ગણાયો છે, તેમ વીશમો શતક હિંદુસ્થાન માટે થવાની મોટી વકી હાલના મહા ગંથામથી વિપ્લવો મજબૂત બનાવે છે. પેઇન નામના લેખકે લખ્યું છે કે—

Each city is subjected to great expense every year for the constitution of roads, for fortifying its ramparts and for buying arms and equipping soldiers. Why should it not sp nd an equal sum for the support of one or two school masters? The prosperity of a city does not depend solely on its natural riches, on the solidity of its walls, on the elegance of of its mansions, and on the abundance of arms in its arsenals, but the safety and strength of a city reside above all in a good education which furnishes it with instructed, reasonable, honorable and well-trained citizens (Compayré-History of Pedagogy P. 115 Payne).

અત્રે આશય એમ કહેવાનો કોઇ રીતિનો નથી કે ડા. મૉંટેસોરીની પદ્ધતિ અને પ્રકાર આપણા દેશને તદ્દન માફક આવશે; પરંતુ એટલું જણાવવાનો હેતુ છે કે આપણાં ગૃહોમાં માતાઓ આવી જાતિનું શિક્ષણ આપે કે જેથી થોડી મહેનતવડે રમતગમતમાં બાળકને ગૃહને ઉપયોગી શિક્ષણ મળી શકે; અને તેમ ન થાય તો તેને માટે રમતો કે મનોયત્નનો ખાસ પોતપોતાને અનુકૂલ પડે તેવાં દરેક માતાને બનાવી લેવાનો અધિકાર છે, અને તેઓને વધારે સરલતા કે સુગમતા પડે તેવી રીતે અમલમાં મુકવાનો અવકાશ છે. માતાના ખોળામાં છેક બચપણથી જ બાલકની કેટલાંક ચિહ્નો બહાર પડવાનો અને વિકાસ પામવાનો આરંભ થાય છે, ત્યારથી કયે અનુકળ વખતે શિક્ષણક્રમની અમુક યોજના લાગુ પાડીને અમલમાં મુકવી તેને માટે પ્રત્યેક માતાની મુનસફી ઉપર આધાર રાખવો જોઇએ; પરંતુ કુશળતાવાળી કળાનો ઉપયોગ કરવામાં આવે અને તેવી જ રીતે દરેક ગૃહની કેળવણી મોટે ભાગે પ્રગતિ પામે તો ક્રમે કરીને આપણા દેશની કેળવણીનો પાયો નાંખવાનું બંધારણ સુધરી શકે તેમાં શંદેહ નથી. દરેક દેશ અને દરેક કાળમાં ઉત્ક્રાંતિ ( Evolution ) માટે આત્યંતિક ફેરફાર સંભવતો જ નથી, અને પગલે પગલે માફકસર ફેરફાર કરવાનો નિયમ સર્વત્ર પ્રવર્તે છે. Evolution and not Revolution is the order of Development.

હવે માતાના ખોળામાં બચ્ચું પરવશ પડી રહીને રમત કરે ત્યારથી કેળવણીનો અમુક પ્રકાર શરૂ થાય છે, તેમાં માતાના જ્ઞાન અને ડહાપણ ઉપર કેળવણીના પ્રકાર અને પદ્ધતિનો આધાર મુખ્યત્વે કરીને રહે છે, આદર્શરૂપી શાળા ખરેખર ગૃહ છે, અને ખરેખરો ઉત્તમ પ્રતિનો શિક્ષક તે માતા જ છે; પરંતુ એવી માતાઓનો અનુભવ કરવો અથવા આ કાર્મિક જંગતમાં થોડી સંખ્યાથી અધિક જોવાં તે માત્ર સ્વપ્નદર્શન જેવું છે

એમ એવી હાલના સમયની હોય તો તે વિચારવા જેવું છે. કેળવણી આપવી એટલે ખરૂં જોતાં બાળક કે ગમે તેવી વયના શિષ્યની પ્રકૃતિનો વિકાસ કરવો એવો અર્થ પુખ્ત રીતે સમજણમાં ઉતારવાની દરેક જોખમદાર માતાપિતાને જરૂર છે. શાસ્ત્રીય પદ્ધતિથી શિક્ષણ આપવું તેજ અમૂલ્ય છે તેનું કારણ એવું નથી કે તેનાથી જ્ઞાનનો ભંડાર વધતો થાય છે પરંતુ તેનાથી ભવિષ્યની જીંદગાનીનું ઉત્તમ બંધારણ જન્મ પામે છે. એક પશ્ચિમ તરફનો વિદ્વાનશાસ્ત્રી લખે છે કેઃ—

"It is culture not knowledge simply that is the ultimate aim of education, that is to say, education is a process of assimilation, not one of accumulation. Education is a growth of self-consciousness."

કેળવણી આપવી એટલે શુદ્ધ ઉત્તમ પ્રકારના સંસ્કાર પાડવા; અને ફક્ત જ્ઞાનનો ભંડાર ભરવો એ અર્થ નથી, કારણકે કેળવણી ખરી રીતે સંસ્કરણ નહિં પણ સંભરણ—અર્થાત જ્ઞાનની આત્મા સાથે એકતા-સ્વપ્રત્યભિજ્ઞાને માર્ગે પ્રગતિ થવી તે એવો અર્થ છે. તે જ સિદ્ધ્યર્થ કરવા બને તેટલો પ્રયત્ન કરવો જોઇએ. આખી દુનીઆમાં સર્વેની વધારે મોટી જીત મેળવનારી શક્તિ તે સ્નેહ-પ્રીતિ કહી શકાય. આપણું જીવન એક તત્વવેત્તાના મત પ્રમાણે તો આદર્શમાંથી પતિત થવા જેવું છે. "લોંગફેલો"ની કવિતામાં લખ્યું છે તેમ.—

Then the little Hiawaths,
Learned of every bird its language,
Learned their names and all their secrets,
How they built their nests in summer,
Where they hid themselves in winter,
Talked with them whenever he met them,
Called them "Hiawatha's chickens"—ઇત્યાદિ

માતાઓ આદર્શરૂપી બનવાને માટે બધા સંયોગો સાનુકૂલ હોવા જોઇએ. વીશમી સદીના વિકાસની સાથે આપણા દેશમાં યાંત્રિક શક્તિઓ અને બીજી વધારે મોટી તથા તીવ્ર ગતિની શક્તિઓનો અમલ જામી પડવાથી માતાઓને બાળકોથી અળગ રહેવાનો પ્રસંગ વધારે આવે છે અને આવતો જશે-હાલનીશાળાઓમાં અને ઘરમાં પણ એવી જાતની કેળવણી આપવામાં આવે છે કે શાળા કે ગૃહ એક બાજુપર અને જીવન દશા જગતની બીજી બાજુપર—અર્થાત્ જીવનદશા ખરેખરી જીંદગીની જામતીની દશા સાથે નિકટનો સંબંધ ધરાવે છે અને જે શિક્ષણક્રમથી ટકી રહેવો જોઇએ તે રહેતો નથી—તેવો સંબંધ મજબુત બનાવી તેનો ટકાવ કરવા જે કોઇ પદ્ધતિ પસંદ કરી શકાય તે કરવા એ જ છે; અને તે શક્તિ મનુષ્ય પ્રાણીઓમાં પેદા થાય તેવું યોજનારી ઘણી બળવાન વાત જો કોઇ પણ હોય તો તે માતાપણું-માતા બનવાનો ધર્મ-એ જ છે. માતાનો પ્રેમ એક દિવસ

આખી દુનીઆની ઉપર રાજ્ય ચલાવશે; અને તે પછી લડાઇની તૈયારી કરનારાં વહાણો અને મનવારો તથા બંદુક કે તોપો કાંઇ રહેશે નહિ. અરે ભવિષ્યની માતાઓ! તમે જાગ્રત થાઓ અને તમારી કીર્તિ ધર્મની ફરજની બરાબર પિછાન કરો; તે એ છે કે તમે એવા પુત્રો તથા પુત્રીઓને જન્મ આપો કે તેઓ સલાહ સંપ-શાંતિ, દયા-પ્રીતિ અને બાઇ બેનના જેવો સ્નેહ રાખીને એક બીજાની સાથે જનસમાજમાં વર્તે; અને તેમ કરવાથી હાલ જે ફક્ત મ્હોંએ બોલાય છે તે પ્રાર્થના ખરી પડશે કે: "તારૂં રાજ્ય હે પરમેશ્વર અહિં પૃથ્વી ઉપર થાઓ, અને જેવું સુખ તારૂં રાજ્ય સ્વર્ગમાં હોવાથી ભોગવાય છે તેવું સુખ અહિં પૃથ્વી ઉપર થશે."

તા. ૨૧—૩—૧૮. } શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા.

---

# અંબાલાલ સાકરલાલ.

મ્હારા લેખવિષયનું મથાળું આટલું જ કેમ કરૂંછું? દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ હું કેમ નથી લખતો? માન્યજનનું અપમાન કરૂંછું?—તેમ નથી. મ્હારા મનની સમક્ષ એ મૂર્તિ 'દિવાન બહાદુર' તરીકે ખડી થઈ નથી સકતી. હું તો 'અંબાલાલ સાકરલાલ' અથવા 'અંબાલાલભાઈ' એટલી સંજ્ઞાથી જ એ વ્યક્તિ જોઈ સકુંછું. માનવમંડળમાં પ્રત્યેક વ્યક્તિનું વ્યક્તિત્વ નામ (વિશેષ નામ) ની સંજ્ઞા વિના તો મન ઉપર છપાતું નથી જ; એટલે નામસંજ્ઞા એ આવશ્યક છે. એ અલ્પતમ સંજ્ઞા વિના ચાલે એમ નથી. એ ઉપરાંત જે ઉપાધિયો લગાડો તે વ્યક્તિત્વદર્શન માટે અધિક છે માટે અનાવશ્યક છે અને મ્હારે તો આજ આ અસાધારણ વ્યક્તિત્વ વિશે, એ વ્યક્તિત્વની છાપ મ્હારા મનના પટ ઉપર શી પડી હતી તે વિશે, થોડીક છૂટક છૂટક નોંધ કરવાની ઇચ્છા છે.

**નામમાત્રાવશેષ!** આમ નામથી જ, માત્ર સ્મરણમાં જ, સ્વરૂપ અવશિષ્ટ રહેવા માટે લોકો શોક શા માટે કરતા હશે? નામ પાછળ મૂકી જવું એ તો જીવનસાફલ્યનું એક ગુણલક્ષણ છે. પરંતુ તે દૃષ્ટિથી હું આ ઉદ્ગાર નથી કાઢતો. નામ વડે જ વ્યક્તિનું સ્વરૂપ ખડું થઈ સકેછે, અને તેથી નામ માત્ર અવશિષ્ટ રહ્યાથી શોક કરવો અનુચિત ગણુંછું. એ વ્યક્તિસ્વરૂપ નામ વિના કાંઇક મનને અગોચર રહેછે. આમ જોતાં મૃત્યુ એ ગૌણ બનાવ થાયછે, નામસ્મરણથી વ્યક્તિત્વની સતત સંનિધિ એ પ્રધાન વસ્તુ બનેછે. અલબત, ઐહિક જીવનકાળમાં જીવન જીવવાના વિધિ ઉપર એ નામસામર્થ્યનો આધાર છે જ.

એ નામસામર્થ્ય અંબાલાલભાઈના જીવને અસાધારણ પ્રમાણમાં પ્રાપ્ત કર્યું હતું. પરંતુ તે જીવન વિશે ચર્ચા કરવાનો અત્યારે પ્રસંગ નથી, મ્હારી પ્રતિજ્ઞા પણ તે માટે નથી. આજ તો, ઉપર પ્રતિજ્ઞા દર્શાવી તે પ્રમાણે, એ જીવનમાંથી પ્રગટ થયેલા વ્યક્તિત્વની

આગળ વાંચી સંભળાવતા હતા; હેમાં અર્થ સમઝાવવાનું કામ અપવાદ પ્રસંગે જ કરતા હતા; માત્ર હેમનું વાંચન તે જ અદ્ભુત શિક્ષણરૂપ થતું હતું.

દેશીભાષા દ્વારા શિક્ષણ આપવાની હિમાયતના હાલના ઘોષણાપૂર્ણ સમયમાં અંબાલાલભાઈનું શિક્ષણનું એક સ્વરૂપ નોંધવા જેવું છે. છઠ્ઠા તથા સાતમા ધોરણમાં એઓ મુખ્યત્વે શિક્ષણ આપતા હતા. એ પ્રસંગે ગુજરાતી ભાષાનો ઉપયોગ, ગણિત ઇત્યાદિ જેવા વિષયોમાં એઓ કરતા હતા ખરા, પણ જવલ્લે જ; બહુ ભાગે બધા વિષયો એઓ અંગ્રેજી બોલીને જ શીખવતા હતા. અને હેનો લાભ હમને સર્વને તો ખરેખરો કીમતી થયો હતો. દરેક વિષયનું અંગ્રેજી ભાષામા શી રીતે પ્રતિપાદન કરી સકાય તે હમને અનુભવથી સમઝાયું હતું; અને એ રીતે હમારી અંગ્રેજી ભાષાની શક્તિ કેળવાતી હતી. આ વાતના ઉદાહરણ રૂપે, તેમ જ અંબાલાલભાઈની શિક્ષણની રીતિનું સામર્થ્ય બતાવવાને, એક દૃષ્ટાન્ત આપું: છઠ્ઠા ધોરણમાં હું હતો તે વખતે અંકગણિતશાસ્ત્રમાં Stocksનો વિષય હું લગાર પણ સમઝી સકતો નહોતો. માત્ર એક જ દિવસ અંબાલાલભાઈએ હમારા વર્ગમાં આવીને એક જ કલાક એ વિષયનું પ્રતિપાદન કર્યું તો સમર્થ અને સરળ રીતે કર્યું કે તે પછી એ વિષયનાં તત્ત્વોની છાપ મ્હારા મન ઉપર કાયમ રહી, દૃઢ થઈ ગઈ. બીજાનું શીખવ્યું અને અંબાલાલભાઈનું ન શીખવ્યું એ બરોબર આવી ના સકે. **गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तुच्छिन्नसंशयाः** એ વચનનો ગૂઢ અને અપૂર્વ અર્થ હું હવે જ હેમની પદ્ધતિનો વિચાર કરતાં સમઝી સકું છું.

હું છઠ્ઠા ધોરણમાં હતો ત્હાં સુધી સંસ્કૃતના વિષયમાં હું તદ્દન કાચો હતો. મુખ્ય કારણ બે હતાં: એ વિષય તરફ પ્રવૃત્તિ કરવાનું આલસ્ય, અને શિક્ષકનું તે પ્રવૃત્તિ કરવા રસ ઉત્પન્ન કરવાનું અસામર્થ્ય. ધાતુઓનાં, નામોનાં, વિભક્તિરૂપો હમને પૂછવામાં આવતાં, તો હું અને બીજા ઘણા છોકરાઓ કેવળ ગપ્પો મારીને રૂપ કહેતા, અને જોગજોગે ખરાં પડે તો નંબર ચઢતા! આ સ્થિતિમાં અંબાલાલભાઈએ મેટ્રિક કલાસમાં હું આવ્યો ત્હારે ઊપડતા જોઈ, અને કોઈ અદ્ભુત યુક્તિથી એ વિષયમાં હવે રસ પૂર્યો અને શિક્ષણ આપ્યું, કે મેટ્રિકમાં અને તે પછી યુનિવર્સિટીની પરીક્ષાઓમાં બી. એ. સુધી સંસ્કૃત તે મ્હારો અતિ પ્રિય વિષય થઈ ગયો અને પરીક્ષાઓમાં સારાં પરિણામ આવ્યાં.

આ બે પ્રસંગો—અંકગણિતમાં Stocks અને સંસ્કૃત એ વિષયોમાં અસાધારણ શિક્ષણ વિજયના પ્રસંગ—નું સ્વરૂપ અંબાલાલભાઈની શિક્ષક તરીકેની શક્તિનો વિલક્ષણ પુરાવો આપેછે. Stocksની બાબતમાં હેમણે જોયુ કે વિદ્યાર્થીની બુદ્ધિશક્તિના કોઈક ભાગમાં અસામર્થ્ય છે, કોઈક સ્ક્રૂ શિથિલ થયોછે, સંસ્કૃતના વિષયમાં જોયું કે કેવળ આલસ્યનો કચરો અને કાટ ચઢીને યન્ત્રની ગતિ રોકાઈછે: ક્યાં, શું, નડતર છે તે જોયું; કચરો કાટ કાઢી નાખ્યા, શિથિલ સ્ક્રૂ ફેરવીને ટાઈટ કર્યો, વિષયમાં રસ ઉપજાવીને તેલ પૂર્યું. અને આમ યન્ત્ર સુવ્યવસ્થિત કરી-સરળ રીતે ચાલે એમ બનાવી દીધું.

સંયમયુક્ત ક્રોધ ભરેલી, મુખચર્યા કરીને ગુરુજી બોલ્યાઃ—"This is sheer impertinence!" બસ, એટલું જ કહીને એ ચાલતા થયા, અને પેલા લડાવેલા વિદ્યાર્થીનું મ્હો કરમાઈ ગયું, અને ચૂપ થઈ, એ નીચે માથે લખવા મંડી ગયો.

સામાન્ય રીતે હું આ ગુરુના ઠપકામાં કદી પણ આવેલો નહિં, અને કદી પણ ઊંચે સ્વરે એઓ મ્હારી જોડે બોલેલા નહિં. પરંતુ મ્હારી એ જ સરલ માર્ગ આદરવાની સાધ્યને લીધે એક પ્રસંગે અતિ વિરલ બનાવ બન્યો. મેટ્રિકના વર્ગમા મ્હારી જોડે બે વિદ્યાર્થીઓ વિલક્ષણ હતા; તે બંનેને હું તથા મ્હારા બે ગોઠિયાઓ જરાક ક્રૂરતાથી મશ્કરીઓ કરી હમેશ સતાવતા હતા. આ સતાવણીને સહન ના થવાથી અંતે એક દિવસે એ બેમાંના એકે ક્લાસમાં ઊભા થઈને અંબાલાલભાઈને ફરિયાદ કરીઃ—"સાહેબ! આ નરસિંહરાવ, અને આ—મ્હને તથા—ને વારંવાર મશ્કરીઓ કરીને હેરાન કરેછે" અંબાલાલભાઈએ શીખવવાનું કામ એકદમ બંધ કર્યું અને લગભગ પંદર વીસ મિનિટ સુધી ખાસ મ્હને ઠપકો દેનારું ભાષણ ચલાવ્યુંઃ "ઈશ્વરે નરસિંહરાવને તથા—ને ઉત્પન્ન કર્યા ત્હારે હેને એમ થયું કે હેમને ગમ્મત માટે રમકડાં જોઈયે તેથી—ને તથા—ને ઉત્પન્ન કર્યા." ઇત્યાદિ બહુ બહુ હમને શરમે નાંખનારાં વચન કહ્યાં, મ્હારી આંખોમાથી જરજર આંસુ પડવા માંડ્યાં.—બસ. આ કલાકમાં બુદ્ધિશિક્ષણને બદલે આમ પરોક્ષ રીતે આખા વર્ગને નીતિશિક્ષણ મળ્યું.

નીતિશિક્ષણ શાળામા આપવાની હારી હારી અનેક સ્વાભાવિક રીતિયોનો આદર અંબાલાલભાઈ કરતા તે સર્વનો સંગ્રહ થઈ શકે તો શાળામાં નીતિશિક્ષણના વિષમ પ્રશ્ન ઉપર અપૂર્વ અજવાળું પ્રકાશ પડે.

ધાર્મિક શિક્ષણ તો સરકારી શાળાઓમા આપવું અસાધ્ય જ છે. પરંતુ અંબાલાલભાઈ શિષ્યોનાં ચારિત્ર્ય ઘડવા માટે અનેક આડકતરી અસર કરતા હતા હેની કીંમત ઓછી ન્હોતી. કેટલાકનું માનવું એમ હતું કે એઓ અંદરખાનેથી atheist (નાસ્તિક) હતા. પરંતુ ખરું જોતાં આ જગતમાં કોઈ પણ વિચારશીલ પુરુષ નાસ્તિક થઈ શકતો જ નથી; અને અંબાલાલભાઈ મ્હારા પિતાના સમાગમથી પ્રાર્થનાસમાજમાં નિયમસર હાજરી આપતા હેનું અજાત રીતે શિષ્યવર્ગ ઉપર ગૂઢ, પરિણામ સુસંસ્કાર દ્વારા આવ્યા વિના રહ્યું ન્હોતું. કોઈ પણ રીતે સાક્ષાત્ ધાર્મિક શિક્ષણ ના આપતા પુસ્તકોના સામાન્ય શિક્ષણદ્વારા અને પોતાના ચારિત્ર્યની છાપ મારફત ધાર્મિક શિક્ષણનું કામ એઓ કશાથી પાર પાડતા હતા. નીતિ અને ધર્મ, અવિશ્લેષ્ય જ છે, અને નીતિશિક્ષણ શુષ્ક ઉપદેશથી આપવું અશક્ય છે તેથી જ નિષ્ફળ નીવડેછે; તે સાથે પરોક્ષ પદ્ધતિથી એ શિક્ષણ આપવાની કળા ઈશ્વરદત્ત જ છે. આ વાતનો અનુભવ અંબાલાલભાઈની સાથે ગુરુશિષ્ય સંબન્ધમાં આવનારને સૂક્ષ્મ રીતે થતો હતો. ઝીણા ઝીણા ચારિત્ર્યઘટનના ઉપાયો હેમના મગજમાં સ્વાભાવિક રીતે જ પ્રકટ થતા હતા. એક પ્રસંગ યાદ આવે છે. ઈ. સ. ૧૮૭૪ માં વડોદરાના ગાયકવાડ મલ્હારરાવ ઉપર કમિશન બેઠું હતું તે વખતે રેસિડેન્સીમાં ફાયતુ કલાકોની જરૂર હોવાથી

અમદાવાદ હાઇસ્કૂલના હેડ માસ્તર ઉપર મૅટ્રિક ક્લાસના છોકરાઓમાંથી કેટલાકને મોકલવા માટે માગણી આવેલી એ ચાર શિષ્યોને પસંદ કરીને અંબાલાલભાઇએ કહ્યું:—"તમે વડોદરે જશો?" છોકરાઓએ આનાકાની બતાવી, બ્હાનાં કાઢ્યાં, કાંઇ નહિ તો થોડા દહાડાની મુદત માગી. અંબાલાલભાઇ બોલ્યાઃ—"મ્હારો મણિલાલ હોત તો આજ જ હેને દોરી લોટો લઈને મોકલી દેત." છોકરાઓ તૈયાર થવાને કબૂલ થયા.

અંબાલાલભાઇના વ્યક્તિત્વનો એક અસાધારણ લાભ મ્હને મળ્યો હતો તે એ કે હું હેમનો શિષ્ય હતો તે સમયમાં દર રવિવારે મ્હારા પિતાને મળવાને એ આવતા અને બે ત્રણ કલાક સુધી વાર્તાલાપ કરતા હતા. આ પ્રસંગે હમેશાં હું હાજર રહેતો હતો, અને હેમના વાર્તાલાપ સાંભળવાથી મ્હને વિલક્ષણ સંસ્કાર મળતા હતા. એ વાર્તાલાપનું શ્રવણ તે જ અનુપમ શિક્ષણ બનતું હતું.

આવા પ્રસંગોમાં એક વિશેષ પ્રસંગ વળી યાદ આવે છે. અમદાવાદમાં બાળલગ્નનિષેધક સભા સ્વ. નવલરામ તથા અંબાલાલભાઇના ઉત્સાહ, યોજનાશક્તિ, અને કર્તવ્યનિષ્ઠાથી સ્થપાઈ હતી અને વેગથી હેનું કામ ચાલતું હતું, તેવામાં બાળલગ્નથી થતા અનર્થ વિશે ઇનામી કવિતાઓ રચાવવામાં આવેલી; એ કવિતાઓનું પરીક્ષણ કરવાની કમિટીમાં અંબાલાલભાઈ, નવલરામભાઈ, મ્હારા પિતા, અને બીજા એક બે સદસ્યો હતા. એ કમિટી અમારા મકાનમાં દીવાનખાનામાં મળતી અને કવિતાઓ હેમને ગાઇ સંભળાવવામાં આવતી હતી. એ પ્રસંગે હું હાજર રહેતો, અને પરીક્ષણને અંગે થતી ટીકાઓ સાંભળવાથી પણ મ્હને શિક્ષણવત્ લાભ થયો હતો.

હું મૅટ્રિકમાં પાસ થયા પછી મુંબાઈમાં કૉલેજમાં ભણવા રહ્યો તે વખતે અંબાલાલભાઈ કામ પ્રસંગે મુંબાઈ આવેલા; હેમને હું તથા મ્હારો એક વિદ્યાર્થી મિત્ર મળવા ગયા. અમારા અભ્યાસાદિક વિશે પ્રશ્નો પૂછ્યા પછી અંબાલાલભાઇએ પૂછ્યું—"રાંધવાનું શી રીતે ચાલે છે?" અમે કહ્યું:—"હાથોહાથ કરિયે છિયે." એ કાંઇક પ્રસન્ન થયા અને બોલ્યાઃ—"ત્હમારું મ્હો ધૂમાડાથી કાળું નહિ થઈ જાય?"—આમ કહી એક નવી વહુના ઘરની વાત કહી: સાસુએ વહુને રાંધવાનું કહ્યું ત્હારે જવાન વર કહે:—"મ્હારી વહુનું મ્હો કાળું થઈ જશે."

આ પછી અનેક વર્ષો વીત્યાં; હું કૉલેજનો અભ્યાસ પૂરો કરી સરકારી નોકરીમાં પડ્યો, અને ગુરુશિષ્યનો સંપર્ક ઓછો થતો ગયો. તથાપિ જ્યારે જ્યારે હું અમદાવાદ જતો ત્યારે વડોદરા રાજ્યમાંથી નિવૃત્ત થઈને અંબાલાલભાઈ આવ્યા પછી હેમને મળવાને માટે પ્રત્યેક વખતે હું જતો અને ઊંચા પ્રકારના વિષયોની ચર્ચાનો લાભ હેમની પાસેથી હું લેતો. આવા એક પ્રસંગે મ્હારા પુત્ર નલિનકાન્ત વિશે વાત નીકળતાં જણાયું કે હેના હાથના લેખો 'વસન્ત'માં આવતા તે અંબાલાલભાઈ મમતાથી વાંચતા હતા અને વખાણતા હતા. શિષ્યોની સાથે આમ વત્સલતા અને મમતાયુક્ત સંબંધ રાખનારા ગુરુ વિરલ હોય છે.

ઈ. સ. ૧૮૯૮-૯૯માં અમદાવાદના ડિબેટિંગ ઍન્ડ લિટરરી 'સોસાયટી'ના તન્ત્રમંડળની માગણીથી મ્હેં એક અંગ્રેજીમાં ભાષણ આપ્યું હતું, વિષયનું Social Dynamics નામ મ્હેં આપ્યું હતું; સ્વ. ગોવર્ધનરામે થોડા જ સમય પૂર્વે એ જ મંડળમાં બે ભાષણો હિન્દુસંસાર વિશે આપ્યાં હતાં, ત્હેના ઉત્તરરૂપે કાંઈ મ્હારું ભાષણ હતું. ગોવર્ધનભાઈના ભાષણ વખતે તેમ જ મ્હારા ભાષણ વખતે પ્રમુખસ્થાન અંબાલાલભાઈને આપવામાં આવ્યું હતું. મ્હને શ્રોતાજન આગળ ઓળખાવતી વખતે અંબાલાલભાઈએ થોડુંક ભાષણ કર્યું ત્હેમાં હમારો ગુરુશિષ્યસંબન્ધ દર્શાવતાં મ્હારે વિશે એવાં તો સ્નેહભર્યાં સ્તુતિવચનો કહ્યાં કે—મ્હારું ભાષણ આરંભતે હું ક્ષણવાર ક્ષોભમાં પડી ગયો હતો. મ્હારા ભાષણને અંતે અંબાલાલભાઈએ પોતાના વિચારો દર્શાવતાં ગોવર્ધનભાઈની અંગત સ્તુતિ કરવાની સાથે ત્હેમના વિચારો તરફ અસંમતિ અને મ્હારા વિચારો સાથે સંમતિ સબળ રીતે દર્શાવી હતી.

ઈ. સ. ૧૯૦૫ માં પ્રથમ ગુજરાતી સાહિત્યપરિષદ્ અમદાવાદમાં ભરાઈ તે પ્રસંગે "જોડણી" વિશેનો મ્હારો નિબન્ધ મ્હેં વાંચ્યો તે સાંભળીને અંબાલાલભાઈએ મ્હારા અભિપ્રાયો સાથે અસંમત એઓ હતા છતાં—મ્હારા નિબન્ધ વિશે બહુ પ્રશંસાનાં વચન, બેઠક પૂરી થતે, મ્હને કહ્યાં. મ્હેં કહ્યું:—"આપનું આપેલું પાછું મ્હેં તો આપ્યુંછે. નવું કશું મ્હારું નથી." એ બોલ્યાઃ—"હું હમેશાં એમ જ ઇચ્છુંછું કે મ્હારું આપેલું મ્હને મ્હારા શિષ્યો આ રીતે આપે.'

ઈ. સ. ૧૯૦૭માં મુંબાઈમાં બીજી સાહિત્યપરિષદ્ ભરાઈ ને વખતે રત્નાગિરિથી હું મુંબાઈ તે પરિષદ્ માટે આવેલો. પ્રો. ગજ્જરને ઘેર હું ઉતર્યો હતો. રા. કેશવલાલ ધ્રુવ તથા અંબાલાલભાઈ પણ ત્હાં જ ઉતર્યા હતા. અંબાલાલભાઈ સાથે એક ઘરમાં રહેવા નો આ પ્રથમ જ પ્રસંગ મ્હારે આવ્યો. જમવા વગેરેની ત્હેમની ઘડિયાળ જેવી નિયમિતતા આ વખતે મ્હેં દીઠી. હમે પરિષદ્ અને અન્ય વિહારને લીધે જમવાને માટે વ્હેલા મોડા ગમે તેમ બેસિયે, પણ અંબાલાલભાઈ તો અમુક ટકોરે જ બેસવાના. હમે મોડા જમવા જઈયે તો કહેશે કે—'ભલા હમે પોતાના ઉપર કાબૂ રાખી સકોછો!" આ મેળાપને પ્રસંગે વાતે વાતે મ્હેં ત્હેમને કહ્યું કે મ્હારા ગુરુ તરીકે આપની છબિ મ્હારી કને રાખવાની ઇચ્છા છે. ત્હેમણે તરત ત્હેમના એક દીકરાને કહ્યું કે યાદ રાખીને આપજે. હજી સુધી તે છબિ મ્હને મળી નથી. પોતે તો ઋણમુક્ત થયા હતા. ત્હેમનો દોષ નથી.

*આ હમારા સહવાસના વખતમાં એક વાતપ્રસંગે મ્હેં અંબાલાલભાઈને કહ્યું—"કેટલાક લોકો આપના ઉપર મ્હને બગાડવાનો દોષ દે છે." અંબાલાલભાઈ કહેઃ—"એટલે? શી રીતે?" મ્હેં કહ્યું:—"એ લોકો કહેછે—હુંગે ચીકણો, જિદ્દી, ચોક્કસ, કશું પણ તપાસ કર્યા વગરના માનો હેવા થવાઠો તે અંબાલાલને લીધે." અંબાલાલભાઈને આ આરોપથી ક્ષોભ ના ગયો. મ્હેં પણ કહ્યું એ અવગુણો મ્હારામાં ભલે રહે.

રાજકોટમાં ત્રીજી સાહિત્ય પરિષદ ઈ. સ. ૧૯૦૯માં મળી તે પૂર્વે પ્રમુખપદ સંબન્ધી ખટું કડવાશભરી ચર્ચા વર્તમાન પત્રાદિકમાં ચાલી રહી હતી. આ ચર્ચાથી આરમ્ભમાં હું અજાણ્યો હતો: રેવાગિરિમાં ગુજરાતી વર્તમાનપત્રો મ્હારા જોવામાં ભાગ્યે જ આવતાં હતાં. એક મિત્ર કનેથી એકાદવાર વર્તમાનપત્ર મળ્યું તો જણાયું કે આ લાલભાઈ અને મ્હારી વચ્ચે પ્રમુખપદ માટે સ્પર્ધા ચાલતી હતી; હમારી વચ્ચે ખરું જોતાં નહિ, કેમ-કે હમે બંને તો એ વિચારથી અસ્પૃષ્ટ જ હતા, પણ આસપાસના લોકોએ ધાંધળ ચલાવી પક્ષસ્પર્ધા ઉત્પન્ન કરી હતી. આ પ્રસંગે મ્હેં અંબાલાલભાઈ ઉપર પત્ર લખીને વસ્તુસ્થિતિ દર્શાવી હતી અને એ ચર્ચા સાથે મ્હારો કશો સંબન્ધ ન્હોતો તે વિશે ખાતરી આપી હતી. એ પત્રના ઉત્તરમાં અંબાલાલભાઈએ મ્હને જે પત્ર લખી મોકલ્યો તે હેમાંના ઉદાર ભાવ, સૌજન્ય અને ન્યાયવૃત્તિ માટે ચિરસ્મરણીય ધન તરીકે મ્હેં જાળવી રાખ્યો છે.

ઈ. સ. ૧૯૧૩ માં અમદાવાદમાં પ્રાન્તિક સંસારસુધારા પરિષદનું પ્રમુખપદ મ્હને મળ્યું તે પ્રસંગે મ્હારું ભાષણ સાંભળવાને માટે અંબાલાલભાઈ ખાસ આવ્યા હતા. મ્હારું ભાષણ પૂરું થયું કે તરત ચાલ્યા ગયા હતા. પાછળથી કોઈ મિત્ર આગળ હેમણે વાત કરી હતી કે "નરસિંહરાવના સાંસારિક સુધારા સંબન્ધી દૃઢ મતો છે તે મ્હારે સર્વથા અભિમત નથી, પરંતુ હેમના ભાષણ તરફ અન્ય દૃષ્ટિએ હું ગુણજ્ઞ દૃષ્ટિથી જોઈ સકુંછું." આ મતલબના વિચાર દર્શાવ્યા હતા. મ્હારા ઉપરની મમતાને બળે જ એઓએ ભાષણ સાંભળવા આવીને આમ મ્હને માન આપ્યું હતું.

પેનશન લઈને અમદાવાદમાં આવીને અંબાલાલભાઈ રહ્યા પછી હેમની પાસે પ્રત્યેક પ્રસંગે હું જતો હેમાંમાં એક વખત મ્હેં હેમને મ્હારી એક યોજના બતાવી; ગામડાંમાં દવાખાનાંનો લાભ વ્યાપકરૂપે મળતો નથી અને એ સાધનને અભાવે અનેક જણો દુઃખ ભોગવે છે, મરણ પામે છે; તે માટે દાક્તરી મદદ બધે પ્હોંચી સકે એ માટે એ યોજના હતી. હેમણે તે વાંચી, પછી મ્હને એ યોજનાની ઇષ્ટતા દર્શાવતાં કહ્યું:—' સરકાર મદદ કરવાની ના પાડે તો નિરાશ ના થતાં, એક જિલ્લામાં પોતાની મેળે પ્રયોગ કરી બતાવીને સરકારને દૃષ્ટાન્ત પ્રત્યક્ષ કરવું, એટલે આપોઆપ હેમને સ્વીકારવું પડશે." આ સામાન્ય સત્ય હતું તે નિર્વિવાદ છે. મ્હારી યોજનામાં તે સત્યનો પ્રયોગ અનેક કારણથી અસાધ્ય હતો; પરંતુ આ ઉત્સાહનાંથી જ અંબાલાલભાઈની કેળવણી ફંડની પ્રવૃત્તિ પ્રેરાઈ હતી તે વાતનું સ્મરણ અહિં થાય છે. દુર્ભાગ્યે હેમના અવસાન સાથે એ કેળવણી ફંડની યોજનાનું ભાવિ હાલ તરત તો તેજસ્વી નથી જણાતું.

અંબાલાલભાઈના અવસાનના થોડા વખત પ્હેલાં હેમની છેલ્લી માંદગીની વખતે હું એક બે મિત્રોની સાથે હેમના સુખસમાચાર જાણવાને હેમને સાબરમતી નદી પારને બંગલે ગયો. એઓ વિષમ, અસાધ્ય, અવસ્થામાં હતા. અંદર જઈને ક્ષોભ કરવાનો પ્રસંગ ન્હોતો; બહારથી જ હેમના એક દાક્તરને સમાચાર પૂછી સ્થિતિ જાણી લઈ, પ્રસંગપ્રેરિત ગમ્ભીરભાવે, અને ચિન્તાભારથી ભરેલા હૃદયે, હમે પાછા ગયા. થોડા દિવસ પછી એ

મ્હારા સદ્ગુરુ આ જીવનની સર્વ યોજના, સંયમનો, પોતાની પાછળ મૂકી ચિર શાન્તિમાં પ્રવિષ્ટ થયા મ્હારા ચારિત્ર્યના મુખ્ય ઘટક ગુરુના અવસાનની વાત સાંભળી તે વખતે હું અમદાવાદમાં ન્હોતો. આ અસાધારણ, સમર્થ. પુરુષના ચારિત્ર્યનો શતાંશ પણ હેમના શિષ્યોમાં નિવિષ્ટ થાય, તો ગુજરાતનું સુભાગ્ય ગણાશે.

વાંદરા
તા. ૦૪- ૨-'૦૭
૧૦-૩-૧૮.

નરસિંહરાવ ભોળાનાથ

# મોંઘવારી.*

આજકાલ ઘેર, ચોરે, રેલવે ગાડીમાં—જ્યાં જ્યાં ચાર માણસને મળવાનો પ્રસંગ આવે છે ત્યાં, બલ્કે આપણાં દૈનિક સાપ્તાહિક માસિક વગેરે વર્તમાનપત્રોની ઑફિસમાં પણ—, યુદ્ધથી બીજે નંબરે ચર્ચાતો વિષય તે **મોંઘવારી** છે. આ મોંઘવારીનું કારણ શું?

પ્રાસ્તાવિક.

યુદ્ધ: આ સાદો અને સહેલો જવાબ છે, જગતનું કારણ ઈશ્વર, એના જેવો. પણ મનુષ્યબુદ્ધિની જિજ્ઞાસા સાદા અને સહેલા જવાબથી તૃપ્ત થતી નથી. એનું કારણ કાં તો એમ હોય કે મનુષ્યને શ્રમ ખાતર શ્રમ લેવો ગમે છે, અથવા તો એમ હોય—અને મને એ જ વધારે સંભવિત લાગે છે—કે સત્ય હમેશાં મનુષ્યબુદ્ધિને '**मामुद्धर**,' '**मामुद्धर**' એમ પોકાર્યા જ કરે છે, અને સત્ય હમેશાં સાદું અને સહેલું હોતું નથી તેથી એના ઉદ્ધરણની ક્રિયા નિશદિન ધીરે ધીરે અને યુગે યુગે ચાલ્યાં જ કરે છે. આ રીતે જગતના કારણરૂપે ઈશ્વર છે એ સાદો અને સહેલો ઉત્તર જે વારંવાર ઉચ્ચાર્યા કરે છે ત્યારે પણ એ ઉત્તરને ઊંડા અન્વેષણના જ્ઞાનથી ભરે છે. બાણ વાગ્યું હોય ત્યારે એ બાણ તુરત કાઢવાને બદલે એ બાણ કોણે માર્યું હશે, કોણે બનાવ્યું હશે, શેનું બનાવ્યું હશે ઇત્યાદિ પ્રશ્નો વિચારવા એ અકાળે અને નિરર્થક છે એમ બુદ્ધ ભગવાને દૃષ્ટાન્તરૂપે કહેલું સુપ્રસિદ્ધ છે. એ ઉપદેશનો હેતુ ગમે તે હો, પણ તે સાથે એટલું પણ સુપ્રસિદ્ધ છે કે એમના પોતાના જ ધર્મચક્રમાં એ બધા પ્રશ્નો અને એના ઉત્તરો ઉત્પન્ન થયા જ. હવે એ ન્યાયે, આ બે વિષયને એના ગૌરવની બાબતમાં સરખા કરી નાંખ્યા વગર, બોલીએ તો—મોંઘવારી છે તે દૂર કરવી એટલું જ

* વસન્ત-ઑફિસ તરફથી વસન્ત માટે એક આર્થિક લેખમાળા માટે યોજના કરવામાં આવી છે. તેનો પહેલો મણકો ગયા અંકને અન્તે "રૈયતવારી ગામડાની તપાસ" એ મથાળા નીચે આપ્યો છે. આ બીજો મણકો છે.

કર્તવ્ય સમજવાને બદલે; વસ્તુતઃ એ શાથી ઉત્પન્ન થઇ છે, એ વાસ્તવિક છે કે મિથ્યા એમ એના સ્વરૂપને અને કારણનો વિચાર કરવા કરતાં, એ ઇષ્ટ છે કે અનિષ્ટ, અનિષ્ટ હોય તો પણ એ પરિહાર્ય છે કે અપરિહાર્ય—ઇત્યાદિ પ્રશ્નોના ઉત્તર શોધવા બુદ્ધિ મથે છે. પરંતુ એ ઉત્તર મેળવવા સહેલા નથી. શંકરાચાર્યે એક શ્લોકમાં ઉત્તરોત્તર દુર્લભ વસ્તુઓની માળા રચી છે, તેવી જ અર્થશાસ્ત્રના વિષયોમાં ઉત્તરોત્તર કઠિનતાની માળા રચીએ તો—Exchange યાને દ્રવ્યવિનિમયનો વિષય, અને એને અંગે આવતા ચલણ, મોંઘવારી વગેરે અવાન્તર વિષયોનું સ્થાન ઘણા કઠિન વિષયોમાં પડે છે. પ્રોફેસર ગોખલે જેવા અર્થશાસ્ત્રના ઊંડા અભ્યાસી વિદ્વાન પણ આ વિષય ઉપર બોલતાં, "હું ધારૂં છું કે" ઇત્યાદિ વિષયને ઘટતી નમ્રતાવાળા શબ્દપુરઃસર પોતાનો મત દર્શાવતા. પ્રો. ગોખલેની માગણી ઉપરથી સરકારને આ વિષયમાં નિર્ણય કરવાની જરૂર પડી ત્યારે એમણે પણ સિદ્ધાન્તરૂપે એકદમ મત દર્શાવી ન દેતાં, એ વિષે ખાસ તપાસ કરવાને મિ. દત્ત નામે નાણાં અને હિસાબ ખાતાના પોતાના એક બાહોશ અમલદારની નીમણુક કરી. અત્યારે આ વિષય ઉપર "Introduction to the Study of Prices" ( મૅકમિલન ) વગેરે સામાન્ય પ્રવેશક ગ્રન્થો ઉપરાંત, વિશેષરૂપનાં પ્રતિષ્ઠિત લખાણો—

(૧) મિ. દત્તનો રિપોર્ટ તથા તે ઉપર સરકારનો ઠરાવ, (૨) "Prices and Wagesin India" ઉપર સરકારના વાર્ષિક રિપોર્ટ તથા સરકારના આંકડા ખાતા તરફથી બહાર પડેલ "Variations in Indian Price Levels from 1861 to 1912" લેખ, (૩) સ્વ૦ ગોખલેનાં ધારાસભામાં ભાષણો, અને (૪) હિન્દુસ્થાનના અર્થશાસ્ત્રને લગતાં પ્રો. જદુનાથ સરકાર, પ્રો. કાળે વગેરે અધ્યાપક વિદ્વાનોનાં પુસ્તકોમાંનાં પ્રકરણો અને પ્રકરણખંડો છે.

પરંતુ એ લખાણોનો ઊહાપોહ વાચક આગળ રજુ કરતાં પહેલાં—સામાન્ય લોકબુદ્ધિને પણ થોડા ઘણા વિચારથી સૂઝી આવે એવાં ચાલતાં મોંઘવારીનાં શાં શાં કારણો છે એ જોઇએ. તેમાં—

(૧) પ્રથમ તો એ જણાય છે કે—અત્યારે યુદ્ધને લીધે પરદેશથી અમુક અમુક માલ આવતો બંધ થયો છે અથવા આવતો ઘટી ગયો છે, તેથી ખુલ્લી રીતે દેખાઇ આવતાં એ માલ મોંઘો થયો છે એટલું જ નહિ, પણ એ પરદેશી માલના સસ્તા ઉપયોગથી ઉત્પન્ન થતા બીજા દેશી માલની પણ કિંમત વધી ગઇ છે.

(૨) અમુક માલની આયાત ઘટવાને કે બંધ થવાને લીધે તે જાતનો દેશી માલ હરીફાઇને અભાવે મોંઘો થયો છે.

(૩) કેટલાક પદાર્થો, જે અસલ કાચા માલ રૂપે જ ઉપયોગમાં લેવામાં આવતા, તેમાંથી હવે બીજા પદાર્થો બનાવવામાં આવે છે અને આ રીતે વધુ પ્રમાણમાં ખપ,

જણાય છે કે સરકારે કેટલાંક વર્ષથી રૂપીઆની કિંમત કૃત્રિમ રીતે વધારી દીધી છે જેથી રૂપા માટે રૂપીઆ આપવા કોઇને પરવડે એમ નથી, એટલે પહેલાં પાડેલા રૂપીઆ એમના એમ રહે છે અને વધારામાં હમણાં જે બહુ નાણાં પાડવા માંડ્યાં છે તે લોકમાં પ્રચલિત થઇ એના વિનિમયમાં માલની આપલે થાય છે—એટલે અર્થ એ થયો કે વધારે નાણાંનો એટલો માલ; એટલે કે માલની કિંમત વધારે, મોંઘવારી, એ પરિણામ આવ્યું છે. આ બાબતમાં સરકારનો ખુલાસો એવો છે કે વધતા જતા વેપારને પહોંચી વળવા માટે એમને વિશેષ નાણાં પાડવાની જરૂર પડે છે, અને પૃથ્વીના બીજા દેશોમાં જ્યાં સોનાનાણું વપરાય છે ત્યાં પૃથ્વી ઉપર સોનાની પેદાશ વધારે થએલી હોવાથી સોનાનાણાંમાં ચીજોના ભાવ વધ્યા છે અને તેથી પરદેશમાં ખપતી હિન્દુસ્થાનની ચીજોનો ભાવ હિન્દુસ્થાનમાં પણ વધે એ સ્વાભાવિક છે —અર્થાત્, અત્રેની મોંઘવારી* એ પૃથ્વીમાં સર્વત્ર પ્રસરેલી મોંઘવારીનું પરિણામ છે, અને સરકારે નાણાં વધારે પાડ્યાં એ હિન્દના જ હિતાર્થે—નાણાંની તંગીને લીધે વ્હેપારમાં પડતી મુશ્કેલી દૂર કરવા માટે છે એમ સરકારનું કહેવું છે. સોનાના વધારાથી પરદેશમાં ચડેલા ભાવની અત્રેના ભાવ ઉપર થએલી અસર મિ. ગોખલે કબૂલ કરે છે. પણ ઘણા ભાગે સરકારે અત્રે પાડેલાં નાણાં બહુ વધી પડ્યાં છે (૧૮૯૮ સુધી કુલ ચલણમાં ૧૩૦ કરોડ રૂપીઆ હતા તેમાં તે પછીનાં દશ વર્ષમાં ૧૦૦ કરોડ નવા ઉમેરાયા) એ જ કારણ ગણે છે અને વ્હેપારના વધારા કરતાં પણ આ નાણાંનો વધારો વિશેષ થઈ ગયો છે એમ બતાવે છે.

સરકારે મિ. ગોખલેની દલીલ અદ્ધર કાઢી નાંખી નહિ. ઑ. મિ. બેકરે એનો જવાબ વાળ્યો. તેમાં જણાવ્યું કે ૧૮૯૩ માં સરકારે લોક માટે ટંકશાળ બંધ જાહેર કરી તે પહેલાંનાં વર્ષોમાં દર વર્ષે સરેરાશ ૧૫ કરોડ રૂપીઆ પાડવામાં આવતા હતા અને તે પછીનાં પંદર વર્ષોમાં સરેરાશ સાત કરોડ રૂપીઆ પાડવામાં આવ્યા છે. રૂપીઆની કિંમત એના રૂપાના પ્રમાણમાં કૃત્રિમ રીતે વધારવામાં આવી છે તેથી બજારમાં રૂપીઆ ગળાતા નથી એ ખરૂં, તેમ બીજા દેશમાં વધારાનાં નાણાં પરદેશ ચઢીને સમતા પ્રાપ્ત થાય છે, તે રીતે આપણા રૂપીઆની ખરી કિંમત રૂપાને ભાવે ઓછી હોવાથી થતું નથી. પરંતુ તે સામે એક વાત ધ્યાનમાં રાખવાની છે કે વધારે પડતા સિક્કા બે રીતે સરકારમાં પાછા ફરે છેઃ એક તો જમાએલા સિક્કા પાછા આવે છે તે રીતે, અને રૂપીઆ [illegible]

§ અલાહાબાદ યુનિવર્સિટિના અર્થશાસ્ત્રના પ્રોફેસર એચ. એસ. જેવન્સ પણ ઇન્ડિયન જર્નલ ઑફ ઇકૉનોમિક્સના ગયા જાન્યુઆરી માસના અંકમાં કહે છે. "The rise since 1896 appears to have been initiated and stimulated by the great output of gold from South Africa" ૧૮૯૬ પછી ભાવ ચઢ્યા તેનું એક કારણ દક્ષિણ આફ્રિકામાંથી પુષ્કળ સોનું નીકળ્યું છે. આ ઉપરાંત બે બીજાં કારણ બતાવે છે, જે આગળ ઉપર નોંધવામાં આવશે.

* અત્યારે યુદ્ધના કારણથી થએલી મોંઘવારી તે જુદી

કારં વિલાયત સરકાર ઉપર હુંડી લખી આપે છે તે રીતે. મિ. બેકર પછી, સર ગાય ફ્લીટ્વૂડ વિલ્સને ગોખલેના મતમાં સંમતિ ન બતાવી, પણ જણાવ્યું કે આ મોંઘવારીથી સરકારને પણ સહન કરવું પડે છે, અને એ સંબન્ધી ઊંડી તપાસ કરાવવા સરકાર રાજી છે, પણ વસ્તુતઃ—એમના મત પ્રમાણે—મોંઘવારીનાં ખરાં કારણ સરકારની આર્થિક નીતિ કરતાં વધારે ઊંડાં છે; સોનાનું ચલણ સ્વીકારવાથી હિન્દુસ્થાન અત્યારે પૃથ્વીના બીજા દેશ સાથે ભળી ગયું છે અને એ દેશની મોંઘવારી હિન્દુસ્થાનમાં પણ પ્રતિફલિત થાય છે. આ દેશમાં અત્યારે જે બહુ મ્હોટા આર્થિક ફેરફારો થવા લાગ્યા છે તેમાં નાણાંનો ભાવ—અર્થાત્ પ્રકૃત સમયે મોંઘવારી—એ પણ એક એ જ જાતનો ફેરફાર છે. પણ તે સાથે સર ગાય એટલું બોલી જાય છે કે "Whether the change will ultimately result for the good of India, it is difficult to say." આમાં સ્પષ્ટ રીતે વિષયની કઠિનતાનો સ્વીકાર છે. મિ. ગોખલે પોતાના મતમાં દૃઢ રહ્યા અને બીજે વર્ષે (૧૯૦૯) ધારાસભામાં બોલતાં જણાવ્યું કે—સરકાર તરફથી જે જે ખુલાસા (મિ. બેકર વગેરેએ કરેલા) કરવામાં આવ્યા છે તે ધ્યાનમાં લીધા છતાં પણ—સરકારે જે થોકબંધ નાણાં પાડયાં છે તેને લીધે સઘળી ચીજોના ભાવ વધ્યા છે. છત અને ખપના નિયમને લીધે અમુક અમુક પદાર્થોના ભાવ વધે; પણ જ્યાં સઘળા પદાર્થોના વધ્યા છે ત્યાં પૂર્વોક્ત કારણ જ હોવું જોઇએ. આના કોઇ કોઇ અપવાદ બતાવવામાં આવે છે પણ એનો ઉત્તર એ છે કે (૧) ચલણી નાણાં, (૨) ખપ અને (૩) છત, આ ત્રણ હેતુ એકઠા મળીને ફળ ઉપજાવે છે, નાણાંના ફેરફારથી ભાવમાં થએલો સામાન્ય વધારામાં પાછળના બે હેતુ વડે ફેરફાર થાય છે—જેથી કેટલીકવાર ઉપર કહ્યું તેમ અપવાદ દેખાય છે પણ વસ્તુતઃ નાણાંના વધારાથી ભાવમાં વધારો થાય એ સામાન્ય નિયમને બાધ આવતો નથી.†

મોંઘવારીનું કારણ સરકારે છૂટથી નાણાં પાડવા માંડયાં એ છે—એ મત એકલા સ્વ. ગોખલેનો જ નથી.§ ૧૯૧૧,માં એપ્રિલ ૨૮ના "પાયોનિયર મેઇલ"ના અંકમાં "Prices

---

† પ્રો. જેવન્સ્ આ સ્વીકારે છે: "Going back 100 years in India or 400 years in England we find that prices of home-made produce have roughly speaking trebled, and this must be due mainly to the great increase of the circulating medium—સો વર્ષ ઉપરનું હિન્દુસ્થાન અને ચારસો વર્ષ ઉપરનું ઇંગ્લંડ જોઇએ છીએ તો તે વખત કરતાં અત્યારે દેશની પેદાશના ભાવ ત્રણ ગણા થઈ ગયા છે અને તે મુખ્યત્વે કરી ફરતાં નાણાંના વધારાને લીધે છે.

§ પ્રો. કીન્સ્ નામે એક અંગ્રેજ વિદ્વાન પણ સરકારની આ સિક્કા પાડવાની રીત ઉપર ગોખલે કરતાં પણ વધારે સખ્ત પ્રહાર કરે છે. એ કહે છે: "સરકારે ૧૯૦૫–૦૬ માં વેપાર માટે નાણાંની માગણી થઇ એટલે ૧૯૦૬–૦૭ માં પણ એ માગણી થશે એમ

જણાય છે કે સરકારે કેટલાંક વર્ષથી રૂપીઆની કિંમત કૃત્રિમ રીતે વધારી દીધી છે જેથી રૂંપા માટે રૂપીઆ આગવા કોઇને પરવડે એમ નથી, એટલે પડે । પાડેલા રૂપીઆ એમના એમ રહે છે અને વધારામાં હમણાં જે બહુ નાણાં પાડવા માંડ્યાં છે તે લોકમાં પ્રચલિત થઇ એના વિનિમયમાં આવતી આપત્તે થાય છે—એટલે અર્થ એ થયો કે વધારે નાણાનો એટલો ભાવ; એટલે કે માલની કિંમત વધારે, મોંઘવારી, એ પરિણામ આવ્યું છે. આ બાબતમાં સરકારનો ખુલાસો એવો છે કે વધતા જતા વેપારને પહોચી વળવા માટે એમને વિશેષ નાણા પાડવાની જરૂર પડે છે, અને પૃથ્વીના બીજા દેશોમા જ્યાં સોનાનાણું વપરાય છે ત્યા પૃથ્વી ઉપર સોનાની પેદાશ વધારે થએલી હોવાથીકુ સોનાનાણાંમાં ચીજોના ભાવ વધ્યા છે અને તેથી પરદેશમાં ખપતી હિન્દુસ્થાનની ચીજોનો ભાવ હિન્દુસ્થાનમાં પણ વધે એ સ્વાભાવિક છે —અર્થાત્, અન્નેની મોંઘવારી* એ પૃથ્વીમાં સર્વત્ર પ્રસરેલી મોંઘવારીનું પરિણામ છે, અને સરકારે નાણાં વધારે પાડ્યા એ હિન્દના વ્યાપારના ઉદ્દેશથી—નાણાંની તંગીને લીધે વ્હેપારમાં પડતી મુશ્કેલી દૂર કરવા માટે છે એમ સરકારનું કહેવું છે સોનાના વધારાથી પરદેશમા ચઢેલા ભાવની અન્નેના ભાવ ઉપર થએલી અસર મિ ગોખલે કબૂલ કરે છે. પણ ઘણા ભાગે સરકારે આ પાડેલા નાણા બહુ વધી પડ્યા છે (૧૮૯૮ સુધી કુલ ચલણમાં ૧૩૦ કરોડ રૂપીઆ હતા તેમા તે પછીનાં દશ વર્ષમા ૧૦૦ કરોડ નવા ઉમેરાયા) એ જ કારણ ગણે છે અને વ્હેપારના વધારા કરતા પણ આ નાણાનો વધારો વિશેષ થઈ ગયો છે એમ બતાવે છે.

સરકારે મિ. ગોખલેની દલીલ અદ્ધર કાઢી નાંખી નહિ. ઑ. મિ. બેકરે એનો જવાબ વાળ્યો, તેમાં જણાવ્યું કે ૧૮૯૩ માં સરકારે લોક માટે ટંકશાળ બંધ જાહેર કરી તે પહેલાંના વર્ષોમા દશ વર્ષ સરેરાશ ૧૫ કરોડ રૂપીઆ પાડવામાં આવતા હતા અને તે પછીનાં પદર વર્ષમા સરેરાશ સાત કરોડ રૂપીઆ પાડવામા આવ્યા છે રૂપીઆની કિંમત એના રૂપાના પ્રમાણમા કૃત્રિમ રીતે વધારવામાં આવી છે તેથી નાણાં રૂપીઆ ગળાતા નથી એ ખરૂં, તેમ બીજા દેશમાં વધારાનાં નાણાં પરદેશ ચઢીને સમતા પ્રાપ્ત થાય છે, તે રીતે આપણા રૂપીઆની ખરી કિંમત રૂપાને ભાવે ઓછી હોવાથી થતું નથી. પરંતુ તે સામે એક વાત ધ્યાનમાં રાખવાની છે કે વધારે પડતા સિક્કા બે રીતે સરકારમા પાછા ફરે છેઃ એક તો ઘસાએલા સિક્કા પાછા આવે છે તે રીતે, અને રૂપીઆ વધે હિન્દી સર-

§ અલાહાબાદ યુનિવર્સિટિના અર્થશાસ્ત્રના પ્રોફેસર એચ. એસ. જેવન્સ પણ ઇન્ડિયન જર્નલ ઑફ્ ઇકૉનોમિક્સના એવા જાન્યુઆરી માસના અંકમા કહે છે "The rise since 1896 appears to have been initiated and stimulated by the great output of gold from South Africa" ૧૮૯૬ પછી ભાવ ચઢવા તેનું એક કારણ દક્ષિણ આફ્રિકામાથી પુષ્કળ સોનુ નીકળ્યું છે આ ઉપરાંત એ બીજાં કારણ બતાવે છે, જે આગળ ઉપર નોંધવામા આવશે

* આગારે યુદ્ધના કારણથી થએલી મોંઘવારી તે જુદી

એ સાથે સરકારે જુદા જુદા વર્ષમાં પાડેલા નવા સિક્કાના આંકડા સરખાવે છે, અને બંનેની એકસરખી ન્યૂનાધિકતા બતાવીને એમાંથી એ લેખક એવું અનુમાન કાઢે છે કે મોંઘવારી નવા સિક્કા બહુ પડવાના કારણથી થઇ છે.

૧૯૧૧ ની ૨૦ મી ડીસેમ્બરના ટાઇમ્સ ઑફ ઇન્ડિયા પત્રના લેખમાંથી મેં એક નોંધ કરી રાખી છે તેમાં મોંઘવારીના આંકડા અને એના કારણનો નિર્ણય નીચે પ્રમાણે કર્યો છેઃ—

આપણા ઇલાકામાં ૧૮૭૩ ના અનાજના ભાવનો ૧૦૦ આંક બાંધીને ગણતાં—

| | ઘઉં | બાજરી | જુવાર |
|---|---|---|---|
| —૧૮૯૧ માં | ૧૨૦ | ૧૧૭ | ૧૧૬ |
| ૧૯૦૧ | ૧૭૪ | ૧૩૪ | ૧૫૧ |
| ૧૯૧૦ | ૧૭૧ | ૧૫૧ | ૧૬૯ |

૧૮૯૧ પછી બાજરી ફક્ત એક વખત ૧૧૭

અને જુવાર „ ૧૩૨— થઇ હતી. ઘઉં ખઃ એ એના ભાવ ક્રમવાર ૧૧૭ અને ૧૩૨ રહ્યા છે.

બળતણના ભાવમાં સેંકડે ૧૦૦ ટકા એટલે બેવડો વધારો થયો છે. અને મીઠા સિવાય દરેક ચીજના ભાવ વધ્યા છે. આથી સામાન્ય રીતે, ૧૮૯૧ થી ૧૯૧૧-એ વીસ વર્ષમાં ૫૦ ટકા મોંઘવારી થઇ છે, અને મજુરીના ભાવ—૩૦ ટકા વધ્યા છે એટલે સામાન્ય લોકને ગુજરાનના ખર્ચ ( cost of living ) માં સેંકડે ૩૦ ટકા વધારો થયો છે. આ સ્થિતિનાં કારણ રૂપે એ લેખમાં પાંચ વાનાં ગણાવ્યાં છેઃ—

( ૧ ) પરદેશ માલનું ચઢવું.

( ૨ ) વરસાદની તંગી.

( ૩ ) નાણાંનો વધારો;

( ૪ ) પૃથ્વીના સર્વ દેશોમાં ચઢેલા ભાવ.

( ૫ ) અનાજને ઠેકાણે અન્ય વહેપારી માલનું ( જેમકે રૂનું ) વાવેતર.

અને એમાંથી ખાસ કરી છેલ્લું કારણ મહત્ત્વનું ગણ્યું છે.

૧૯૦૪ પછીથી ભાવ બહુ ચઢવા માંડયા અને સ્થિતિ ગંભીર થતી ચાલી, ગોખલે વગેરેએ ઉપર જણાવ્યું તેમ સરકાર નાણાં બહુ પાડે છે એમ ફરિયાદ કરી, અને વર્તમાનપત્રોમાં તેમજ ધારાસભામાં બહુ ચર્ચા ચાલવા માંડી તેથી આખરે આ સંબન્ધી ખરી હકીકત એકઠી કરીને એ ઉપર રિપોર્ટ કરવા મિ. કે. એલ. દત્ત નામે એક બાહોશ અમલદારની નીમણુક કરી. એમણે રિપોર્ટમાં જણાવ્યું કે આ મોંઘવારીનાં કારણ મુખ્ય બે જાતનાં છેઃ ( ૧ ) હિન્દુસ્થાનનાં ખાસ, અને ( ૨ ) પૃથ્વીમાં અન્યત્ર પણ જોવામાં આવતાં એવાં. તેમાં પહેલી જાતનાં કારણોમાં એમણે નીચેનાં ગણાવ્યાં:—

(૧) અનાજની ઉત્પત્તિમાં ઘટાડો.

(૨) પરદેશમાં અનાજનુ અને બીજા કાચા માલનુ ચઢનુ.

(૩) રેલવે વગેરે સાધનની વિશેષ સરળતાને-લીધે અનાજનું બહાર ગામ ચઢવું;

(૪) બહાર ગામ લઇ જતાં થતા ખર્ચમાં ઘટાડો;

અને બીજી જાતનાં કારણમાં—

(૧) સોનાની વિશેષ છત.

(૨) ધીરધારમાં વધારો.

(૩) લડાઇમાં ધનનો નાશ.

(૪) લડાઇનાં સાધન—લશ્કર સરંજામમાં ખર્ચ.

ગણાવ્યાં. અને તે ઉપર ખુલાસો ઉમેરતાં મિ. દત્તે જણાવ્યું કે આ બધાં કારણોએ એકઠાં મળીને જ અત્યારની સ્થિતિ ઉત્પન્ન કરી છે. આમાં એક વાત ધ્યાનમાં રાખવાની છે કે મિ. દત્તને અનાજની ઉત્પત્તિ ૧૯૦૫ થી ૦૯ માં ઓછામાં ઓછી જોવામાં આવી, અને વસતીનો વધારો જોતાં એની ભાવ ઉપર ઘણી અસર થએલી હોવી જોઇએ એમ એમણે માન્યું. આ સંબન્ધી આપેલા આંકડા ( ૧૮૯૦-૯૧ થી ૧૮૯૪-૯૫ ને ૦૦ આંક બાંધીને) આ પ્રમાણે છેઃ ( જુવો આવતું પૃષ્ઠ )

| | ૧૮૯૦–૯૧ થી ૧૮૯૪–૯૫ ની સરેરાશ આંક | ૧૮૯૫–૯૬ થી ૧૮૯૯–૧૯૦૦ | ૧૯૦૦–૦૧ થી ૧૯૦૪–૦૫ | ૧૯૦૫–૦૬ ૧૯૦૯–૧૦ | ૧૯૧૦–૧૧ | ૧૯૧૧–૧૨ |
|---|---|---|---|---|---|---|
| વસ્તી | ૧૦૦ | ૧૦૬.૬ | ૧૦૩.૭ | ૧૦૫.૭ | ૧૦૭.૮ | ૧૦૮.૪ |
| કુલ વાવેતરનું ક્ષેત્રફળ | ૧૦૦ | ૯૮ | ૧૦૩ | ૧૦૫ | ૧૦૮ | ૧૦૬ |
| અનાજના વાવેતરનું ક્ષેત્રફળ. | ૧૦૦ | ૯૬ | ૧૦૧ | ૧૦૨ | ૧૦૬ | ૧૦૩ |
| અનાજની ઉત્પત્તિ. | ૧૦૦ | ૯૮ | ૧૦૫ | ૯૮ | ૧૧૭ | ૧૦૯ |

મિ. દત્તના રિપોર્ટ ઉપર સરકારે ઠરાવ બહાર પાડ્યો તેમાં જણાવ્યું કે મિ. દત્તને મળી શકેલા આંકડા પૂરેપૂરા વિશ્વાસપાત્ર નહોતા, અને ખરી સ્થિતિ એ છે કે વસ્તીનો વધારો અને વાવેતરનો વધારો સરખા પ્રમાણમાં રહ્યા છે, અને વિશેષમાં જતાવ્યું કે નહેર વગેરે વધતાં પાણીનાં સાધનને લીધે પહેલાં કરતાં અનાજ વધારે પાકતું હોવું જોઈએ, અને તે બહારગામ લઈ જવા—લાવવાનાં સાધન વધ્યાં છે એટલે અનાજ પહેલાં કરતાં વધારે કામ કરે છે ('efficiency').

આપણે ઉપર જોયું કે ટાઇમ્સ ઑફ ઈન્ડિયા પત્રનો લેખક અનાજનું વાવેતર ઓછું થતું માનીને એને મોંઘવારીનું મુખ્ય કારણ ધારે છે. અને મિ. દત્તે પણ એને એક મ્હોટું કારણ ગણ્યું હતું. પણ જે આંકડાને આધારે એ અનુમાન થાય છે એ બહુ વિશ્વાસલાયક નથી એમ સરકારનું કહેવું ખરું હોય તો પ્રો. કાળે " Agricultural improvements effected during the last few years have not augmented the yield to an extent of which account may be taken."—એ પ્રમાણે પોતાનો મત જણાવતાં, સરકારના ખેતી ખાતાના મુખ્ય અમલદાર મિ. મૅકેનાનો આધાર બતાવે છે તે પણ નકામો જાય છે.

૧૯૦૪ પછીથી ભાવ બહુ ચઢવા માંડયા અને સ્થિતિ ગંભીર થતી ચાલી, ગોખલે વગેરેએ ઉપર જણાવ્યું તેમ સરકાર નાણું બહુ પાડે છે એમ ફરિયાદ કરી, અને વર્તમાનપત્રોમાં તેમજ ધારાસભામાં બહુ ચર્ચા ચાલવા માંડી તેથી આખરે આ સંબન્ધી ખરી હકીકત એકઠી કરીને એ ઉપર રિપોર્ટ કરવા મિ. કે. એલ. દત્ત નામે એક બાહોશ અમલદારની નીમણુક કરી. એમણે રિપોર્ટમાં જણાવ્યું કે આ મોંઘવારીનાં કારણ મુખ્ય બે જાતનાં છેઃ ( ૧ ) હિન્દુસ્થાનનાં ખાસ, અને ( ૨ ) પૃથ્વીમાં અન્યત્ર પણ જોવામાં આવતાં એવાં. તેમાં પહેલી જાતનાં કારણોમાં એમણે નીચેનાં ગણાવ્યાં:—

(૧) અનાજની ઉત્પત્તિમાં ઘટાડો.

(૨) પરદેશમાં અનાજનું અને બીજા કાચા માલનુ ચઢવું.

(૩) રેલવે વગેરે સાધનની વિશેષ સરળતાને-લીધે અનાજનું બહાર ગામ ચઢવું;

(૪) બહાર ગામ લઇ જતાં થતા ખર્ચમાં ઘટાડો;

અને બીજી જાતનાં કારણમાં—

(૧) સોનાની વિશેષ છત.

(૨) ધીરધારમાં વધારો.

(૩) લડાઇમાં ધનનો નાશ

(૪) લડાઇનાં સાધન—લશ્કર સરંજામમાં ખર્ચ.

ગણાવ્યાં. અને તે ઉપર ખુલાસો ઉમેરતાં મિ. દત્તે જણાવ્યું કે આ બધાં કારણોએ એકઠાં મળીને જ અત્યારની સ્થિતિ ઉત્પન્ન કરી છે. આમાં એક વાત ધ્યાનમાં રાખવાની છે કે મિ. દત્તને અનાજની ઉત્પત્તિ ૧૯૦૫ થી ૦૯ માં ઓછામાં ઓછી જોવામાં આવી, અને વસ્તીનો વધારો જોતાં એની ભાવ ઉપર ઘણી અસર થએલી હોવી જોઇએ એમ એમણે માન્યું. આ સંબન્ધી આપેલા આંકડા ( ૧૮૯૦-૯૧ થી ૧૮૯૪-૯૫ નો ૧૦૦ આંક બાંધીને) આ પ્રમાણે છેઃ ( જુવો આવતું પૃષ્ઠ )

આફતના કારણથી ધીરધાર ઘટી, તેથી ભાવ ઊતર્યા. ૧૮૯૮ પછી દક્ષિણઆફ્રિકામાં પુષ્કળ સોનું નીકળ્યું, યૂરોપની પ્રજાનાં સંસ્થાનો વિસ્તર્યાં અને ધીરધાર વધી—તેથી પાછા ભાવ ચઢયા છે. આ ઉપરાંત ભાવની ચઢઊતરમાં જે ઘટીચક્રવત્ સામાન્ય કાલગતિ પ્રવર્તતી જોવામાં આવે છે—તેમાં કેટલાક ૩ થી ૫ વર્ષના અને બીજા ૭ થી ૧૪ વર્ષના ગાળા નજરે પડે છે—આમાં જે કેટલોક નિયમ પ્રવર્તતો જોવામાં આવે છે તે આકસ્મિક નથી, પણ કુદરતના નિયમ ઉપર આધાર રાખે છે—તે એવી રીતે કે હવાના અને સૂર્યના તાપના ફેરફાર પ્રમાણે અનાજની પેદાશમાં વધઘટ થાય છે (આ રીતે સૂર્યનાં ધાબાંના વધવાના સમય સાથે વ્હેપારની મન્દતાના સમયની એકતા વૃદ્ધ પ્રો. જેવન્સ, અલ્લાહબાદવાળા પ્રોફેસર—ના પિતાએ બતાવી હતી), અને એની ભાવ ઉપર અસર થાય છે. હવે આ સઘળાં તત્ત્વો ધ્યાનમાં રાખી ભવિષ્ય વિષે પ્રો. જેવન્સ્ એવો ખ્યાલ બાંધે છે કે—

ભવિષ્ય દર્શન

અત્યારે યુદ્ધમાં ગૂંથાએલાં રાજ્યો પુષ્કળ ધીરધારમાં ઊતરી પડયાં છે તેને લીધે, તેમજ સાક્ષાત્ યુદ્ધની અસરથી—યુદ્ધ ચાલે છે ત્યાં સુધી ભાવ ઝપાટાબંધ ચઢયા જશે, કદાચ યૂરોપમાં સુલેહ પાસે આવતાંની સાથે એમાં કાંઇક ઘટાડો થશે—પણ વિશેષ સંભવ એમ જણાય છે કે સુલેહ થયા પછી તુરત બે ત્રણ વર્ષ ધાતુ સાંચાકામ અને ઇમારત પૂલ વગેરે બાંધવાનાં સાધનોનો પુષ્કળ ખપ જાગશે અને તેથી ભાવ ચઢશે—અને એ સમય પતી ગયા પછી આશરે વીશેક વર્ષનો ભાવની ઊતરનો જમાનો બેસશે, જેમાં પૂર્વોક્ત ઘટીચક્રવત્ કાળની ગતિ કાંઇક કાંઇક ફેરફાર કર્યાં કરશે. એ સમય ગયા પછી પાછો -૧૮૯૮ પછી ભાવ ચઢયા તેવો—મ્હોટો ફેરફાર થશે. ઘટીચક્રવત્ જે કાળની ગતિ અસર કરે છે તેનું માપ એવું છે કે જો ૧૦ વર્ષથી એ વધારે ચાલે તો તે ૧૩—૧૪ વર્ષ ચાલે છે. ૧૯૦૭ માં ભાવ ઊંચા પહોંચ્યા અને તે પછી પણ એ ઊંચા ચાલે છે તો તે હવે યુદ્ધ પછી ૧૯૨૦—૨૧ ની સાલમાં ઊંચામાં ઊંચા પહોંચશે, પણ યુદ્ધ જો ૧૯૨૦ આખર સુધી લંબાય તો ૧૯૨૪ એ ઊંચામાં ઊંચા ભાવની સાલ નીકળશે. આ પ્રમાણે ઇંગ્લંડ માટે ભવિષ્ય વર્તાય છે—હિન્દુસ્થાન ઉપર હજી ઇંગ્લંડ જેટલો ભાવમાં ચઢાવ થયો નથી પણ તે થવા લાગ્યો છે (અને હિન્દુસ્થાન યુદ્ધમાં સાક્ષાત્ ભાગ લેશે એટલે એ ભાવ બહુ જ ચઢી જશે, અને સોના નાણાં અને રૂપા નાણાં વચ્ચેના પ્રમાણમાં ખાસ કૃત્રિમ ફેરફાર કરવામાં નહિ આવે, અને નહિ આવે એમ આપણે માની લઇએ, તો ઇંગ્લંડના ભાવ પ્રમાણે જ હિન્દુસ્થાનમાં પણ ચઢેલા રહેશે, કારણ કે દરિયાઇ રસ્તો છૂટો થશે અને સ્ટીમરનાં નૂર ઘટશે જેથી પરદેશ માલ ચઢશે—આ રીતે લડાઇ શાન્ત થયા પછી પણ ત્રણ ચાર વર્ષ ઊંચા ભાવનો સંભવ છે—તે પછી એટલે ૧૯૨૩—૨૪ પછી કદાચ ભાવનો અવસર્પિણીકાળ બેસે.

આવી સંકુલ સ્થિતિમાં તટસ્થ અને નિષ્પક્ષપાત વિચારકને ચોક્કસ નિર્ણય ઉપર આવવું કઠણ—બલ્કે અશક્ય—થઇ પડે છે. તથાપિ આ મોંઘવારીનાં કારણના

ફલિત

સમસ્ત ચિન્તન ઉપરથી આટલું ફલિત થાય છે કે—

(૧) હિન્દુસ્થાન પૃથ્વીના બીજા દેશો સાથે જોડાએલું હોઇ ત્યાંના ભાવ વધવાથી હિન્દુસ્થાનમાં ભાવ વધ્યા છે: એ ભાવ વધવામાં સોનાનો વધારો, અને વ્હેપારનો વધારો એ બે મુખ્ય કારણ છે.

(૨) નાણાંની સંખ્યાનો મોંઘવારી સાથે સંબન્ધ છે—જો કે વ્હેપારની સગવડ માટે સરકારને નાણાં પાડવાં પડે છે એ ખરૂ હોય.

(૩) અનાજની ઉત્પત્તિનું પ્રમાણ એ અનાજના ભાવનું નિર્વિવાદ કારણ છે, અને એ ઉત્પત્તિ બહુ તો વસ્તીના વધારા સાથે સરખા પ્રમાણમાં જ વધી હશે (સરકાર પણ આ કરતાં વધારે કહેતા નથી.)

(૪) લડાઇ એ અત્યારે વિશેષ કારણ છે, અને એમાંથી ભવિષ્યના ભાવ ઉપર પણ બહુ અસર થવાનો સંભવ છે.

લાભ હાનિ

હવે એક છેલ્લો વિચારવાનો પ્રશ્ન એ છે કે—આ મોંઘવારીથી લાભ છે કે હાનિ? આનો ઉત્તર સામાન્ય રૂપે આપતાં કહેવું પડે છે કે ઊંચા ભાવ તે ભલે અર્થશાસ્ત્રમાં દેશની આર્થિક સમૃદ્ધિનું ચિહ્ન ગણાતું હોય, પણ જનસમાજના અમુક વર્ગને તો એ બહુ કષ્ટદાયી થઇ પડે છે. ઉપર ટાઇમ્સ ઓફ઼ ઇન્ડિયા પત્રમાંથી ટાંકેલા મત તો વાચકે જોયો જ કે—૧૮૯૧ થી ૧૯૧૧ સુધીમાં મજૂરીનો દર ૩૦ ટકા વધ્યો છે ત્યારે સામાન્ય જરૂરીયાતનો ભાવ ૫૦ ટકા વધ્યો છે—એટલે સાધારણ લોકના જીવનનિર્વાહમાં ૨૦ ટકા મુશ્કેલી ઊમેરાઇ છે. પણ આ ગણતરી તો ૧૯૧૧ ની. તે પછી મોંઘવારી એટલી બધી થઈ ગઇ છે કે એ આંકડા નીકળશે ત્યારે લોક આ મુશ્કેલીમાંથી શી રીતે જીવતા નીકળ્યા એમ સર્વને આશ્ચર્ય લાગશે. પરન્તુ અત્યારે આ મોંઘવારીમાં કોને કેટલો લાભ કે હાનિ છે એ યથાશક્તિ પૃથક્કરણથી તપાસીએ.

(૧) અનાજની મોંઘવારી એટલે ખેડૂતને લાભ—થોડા અનાજનાં વધારે નાણાં ઊપજે, અને સરકારનો કર પણ રોકડ વીસોટીમાં જવાનો એટલે અનાજની પેદાશના પ્રમાણમાં કર પણ ઓછો પડે. વળી સમસ્ત પ્રજાને પણ એક મ્હોટો લાભ: ઇંગ્લંડમાં "હોમ ચાર્જીઝ" યાને પ્રતિવર્ષ અમલદારોનાં પેન્શન પગાર વગેરે ખાતે હિન્દુસ્થાન તરફથી ભરાતી રકમ પણ ઓછી ભારે પડે, કારણ કે એ રકમ અત્રેથી ચઢાવવામાં આવતા અનાજ વગેરે પદાર્થો રૂપે ભરાય છે અને એ પદાર્થોના ભાવ ઊંચા હોય તો તેટલે અંશે એ થોડા મોકલવા પડે અને વધારે મોકલાયા હોય તો તેટલી રકમ ત્યાં જમે રહે. પરન્તુ હવે આ સામે શી શી હકીકત છે તે તપાસો—એક તો હિન્દુસ્થાનની વસ્તીનો પોણો ભાગ ખેડૂતનો કહેવાય છે પણ વસ્તુત: એમાંનો ઘણો ભાગ ખેડૂતનો નથી પણ ખેતીના કામથી ગુજરાન ચલાવનારનો છે, એટલે કે ખેતીના મજૂરોનો પણ એમાં સમાવેશ થાય છે—અને અનાજના

ભાવ ઊંચા રહેવાથી જે લાભ જમીનના માલીક ખેડૂતને થાય છે તે ખેતીના મજૂરને થતો નથી. પણ ખેતીના મજૂરને મજૂરીનો દર વધ્યો નથી? વધ્યો છે—પણ એનો અર્થ એ થયો કે ખેડૂતને ખેતીનું ખર્ચ એટલું વધારે, અર્થાત્ અનાજના ભાવ વધવાથી ખેડૂતને જે લાભ દેખાય છે તે સામે ખેતીના ખર્ચમાં વધારો થયો છે એ હકીકત પણ ગણવાની છે. બીજું—ખેડૂતને અનાજ ઉપરાંત જીવનની કોઇ જરૂરિયાત નથી? સુધરેલા જીવનની જરૂરિયાતો આથી મૂકો, પણ વસ્ત્ર તો જોઇએ જ ને? એ એ પોતે ઉત્પન્ન કરતો નથી; કપાસનો ભાવ એને વધારે આવે છે, તો કાપડનો ભાવ પણ તે જ રીતે વધારે આપવો પડે છે. ત્રીજું—હિન્દુસ્થાનનો ખેડૂત ઘણે ભાગે દેવાદાર સ્થિતિમાં છે એ જાણીતું છે. અનાજના ભાવ વધવાથી એ દેવું ઓછું થાય છે એ હિસાબનું એક પાસું; પણ એનું બીજું પાસું એ કે જે વર્ગમાંથી એમને નાણાં ઉધાર મળે છે એમની પાસે મોંઘવારીના કારણથી ધીરવાનો પૈસો ઓછો થાય તો તેટલે અંશે ખેડૂતને નાણાંની સગવડ મળવામાં મુશ્કેલી વધે ને ખેતી મન્દ પડે, પાક ઓછો થાય, એને જ પરિણામે અનાજના ભાવ વધે, અને એ ખેડૂતની સમૃદ્ધિનું ચિહ્ન લેખાય! કેવું અદ્‌ભુત ભ્રાન્તિનું ચક્ર! ચોથું—અનાજના ઊંચા ભાવથી ખેડૂતને લાભ થવા સંભવ છે એમ આપણે માનીએ તો પણ એ સંભવ તે વાસ્તવિક સ્થિતિ છે એમ માનતાં વાર લાગે છે. તેનું કારણ કે એ અનાજના ભાવનો જોઇએ તેવો લાભ અજ્ઞાન અને નિર્બળ ખેડૂત લઇ શકતો નથી, પરંતુ પરદેશ માલ ચઢાવનાર પરદેશી કંપનીઓ અને એમના દલાલો એ લાભ લણી જાય છે.

(૨) હવે ખેડૂત સિવાયનો—અનાજના પાક ઉપર જેની માલકી નથી તેવો—બધો વર્ગ લઇએ તો તેને અનાજની મોંઘવારીથી ખુલ્લું નુકસાન છે. જેઓની માસિક કે વાર્ષિક આવક નાણાં રૂપે નક્કી બંધાઇ ગઇ છે—જેમકે સરકારી નોકરો વગેરે—તેમને તો આ મોંઘવારી શુદ્ધ દુઃખ રૂપ જ છે. પણ જેઓના પગારમાં ફેરફાર થઇ શકે છે—જેમકે ખાનગી ગુમાસ્તાઓ ચાકરો મિલમજૂરો વગેરે—તેમને પણ મોંઘવારીના પ્રમાણમાં પગારનો વધારો થતો નથી. હમેશાં એ વધારો ખરી મોંઘવારી કરતાં બે પગલાં પાછળ જ રહે છે. હવે શહેરોનો ધનિક વર્ગ લઇએ તો તેને કાપડ વગેરેના ઊંચા ભાવથી એ કંપનીઓના શેરહોલ્ડર અને એજંટ તરીકે નફો થાય છે—પરન્તુ એમના જીવનની જરૂરિયાતોમાં ચોતરફ સામાન્ય મોંઘવારી પ્રવર્તી રહી છે એ પણ એની સામે મૂકવી જોઇએ; પણ એટલું જ નથી.

(૩) વધારે મહત્ત્વનું વિચારબિન્દુ તો એ છે કે મોંઘવારીથી દેશની સમૃદ્ધિમાં વધારો થાય છે કે નહિ? આમાં ધંધાના આપણે બે વર્ગ પાડીએ—એક યુદ્ધને અંગે સરંજામ પૂરો પાડવાના કામને લગતા, અને બીજા સામાન્યોપયોગી. તેમાં પરદેશી માલની આયાત ઘટવાથી તે તે માલ પૂરો પાડવાના કામને અંગે ઉત્પન્ન થએલા પહેલા વર્ગના ધંધાના નફા સામે દેશને લડાઇ ખાતે થતું મ્હોટું દેવું માંડવાનું છે, એટલે એ

નફો તો ચોખ્ખી રીતે મૃગતૃષ્ણા જેવો છે બીજા ધંધામાં થતો નફો તે પ્રજાના એક ભાગના ખીસામાંથી નીકળી બીજા ભાગના ખીસામાં જાય તેથી કાંઈ દેશ સમસ્તની સમૃદ્ધિ વધી એમ અનુમાન ન થાય. એ નફો ખરો ત્યારે જ કહેવાય કે જ્યારે અહીંના કારખાનાં પ્રજા ઉપર બોજો વધાર્યા વગર પરદેશના માલને હઠાવે, વા પરદેશ માલ વેચીને ત્યાંથી નફો કરીને દેશમાં લાવે. આ જ રીતે, લડાઈની શરૂઆત થતાં જે માલ અહીંના વેપારીના હાથમાં રહી ગયો અને એના તેઓએ મ્હોંમાગ્યા મૂલ્ય લીધા, અને ચઢતે ભાવે ચઢતો વેપાર કરીને જે નફો પરચુરણ વ્યેપારીઓ કરતા ગયા—અને એને પરિણામે ઉત્તમ અને મધ્યમ વર્ગના વ્યેપારી વર્ગમાં જે ધનની છોળો જણાઈ, તે વસ્તુતઃ વિચારતાં દેશની સમૃદ્ધિનો છોળો નથી એ સ્પષ્ટ છે દક્ષિણના પ્રસિદ્ધ અર્થશાસ્ત્રી સ્વર્ગસ્થ રા. બ. જોશીના શબ્દોમાં—

'A real increase of wealth and prosperity comes to nations as it *does to individuals, not from any recklesses piling up of coined rupees,* nor again from any rise of prices which, as shown before, is in India almost invariably associated with crop-failures and famine conditions, but only from increase in industrial activity, energy and efficiency on the one side, and on the other, from increased productive employment of capital With us there is a deplorable deterioration in both respects

'

[વસન્ત-ઑફિસ.]

---

# માસિક મધુકરી.

"The Central Hindu College Magazine"—આ જુન ૬૬ અને અલ્પ મહત્ત્વના ચોપાનીઆમાં આ માસનો એક ઉત્તમમાં ઉત્તમ લેખ આવ્યો છે "The development of military art in medaeval India" એવું લેખનું મથાળું છે, અને તે મૂળ હિન્દુ યુનિવર્સિટિમાં અલ્લાહબાદવાળા પ્રો. રશબ્રૂક વિલ્યમ્સ નામના એક અંગ્રેજ વિદ્વાને પ્રો. જદુનાથ સરકારના પ્રમુખપણા નીચે એક ભાષણ રૂપે આપ્યો હતો બહુ સાદી અને સરળ વર્ણનશૈલીમાં એમણે મધ્યકાળની એશિઆ અને યુરોપની યુદ્ધકળા વર્ણવી છે—અને તેમાં એમણે એમ બતાવ્યું છે કે હિન્દુસ્થાનમાં રજપૂતો બહાદુર લડવૈયા હોવા છતાં મુસલમાનો સામે ટકી શક્યા નહિ તેનું કારણ મુસલ-

એશિઆની મધ્યકાળની યુદ્ધકળા

માનોની સંખ્યા કે એમનો જંગલી જુસ્સો હતો એમ નહિ, પણ તેઓમાં ચઢતા પ્રકારની યુદ્ધકળા હતી. એ વાતનો એ વિગતવાર પૂરાવા સાથે આ પ્રમાણે ઇતિહાસ આપે છેઃ યુદ્ધકળા જૂના વખતમાં ચીના લોકોમાં સારી ખીલી હતી. એમાં મુખ્ય સૈન્યના ત્રણ વિભાગ પાડવામાં આવતા હતા—વામ, દક્ષિણ અને મધ્ય; અને મધ્યની પાછળ એક ભાગ 'રિઝર્વ' યાને અનામત રાખવામાં આવતો. એ અનામત રાખેલો ભાગ ટોળાબંધ ધસારો કરીને મધ્યભાગના વિજયને સંપૂર્ણતાએ પહોંચાડતો, અને હાર ઉપર ખાટ આવતી હોય તો હાર અટકાવવાના કામમાં એ ભાગ લેવાતો. મોગોલ નરેશ જંઘીઝખાને આ રચનામાં ઉમેરો કર્યો તે એ કે એણે દરેક વિભાગના એ જ પ્રમાણે ત્રણ ત્રણ પેટા વિભાગ કર્યા; જેમકે, વામવામ, મધ્ય-વામ, અને દક્ષિણ વામ, દક્ષિણ-દક્ષિણ, મધ્ય-દક્ષિણ, અને વામ-દક્ષિણ ઇત્યાદિ. જંઘીઝખાન યૂરોપના મધ્યભાગ સુધી એનાં લશ્કર લઇ ગયો અને યુરોપને ધ્રુજાવ્યું અને હરાવ્યું તે આ યુદ્ધની કળાથી—કેટલાક ઇતિહાસકારો ધારે છે તેમ, એના જંગલી લશ્કરના જંગલી જુસ્સાથી નહિ. જંઘીઝખાન એના સમયનો સર્વોત્તમ શાસ્ત્રીય યુદ્ધવેત્તા હતો, અને એણે પ્રાચીન યુદ્ધની પદ્ધતિ—જે પદ્ધતિને અનુસરવાથી રજપૂતો યુદ્ધ હારતા—તેમાં ફેરફાર એ કર્યો કે સેનાપતિએ સેનાને અગ્રભાગે નહિ, પણ સેનાના નિર્ભય ભાગમાં રહેવું જોઇએ, જેથી સેનાપતિના મરણથી લશ્કર વીખરાઈ જાય એ પરિણામ ન આવે. જંઘીઝખાનની લશ્કરના ખોરાક સરંજામ બાબેની ગોઠવણ પણ ઉત્તમ રહેતી. એ જેમ જેમ આગળ વધતો તેમ તેમ પાછળ કિલ્લાની હાર બાંધી એમાં અનાજ ભરતો જતો, અને એના રક્ષણ માટે લશ્કરની ટુકડીઓ રાખતો. જંઘીઝખાન પછી તૈમૂરે યુદ્ધની કળામાં એક મ્હોટો ઉમેરો કર્યો તે એ કે એણે જંઘીઝખાનના સૈન્યના વામ અને દક્ષિણ ભાગની બાજુએ એક એક સૈન્યની ટુકડીઓ રાખી, જેનું કામ બાજુ પરથી દુશ્મનને ઘેરી વળવાનું હતું. તૈમૂર પછી તુર્ક લોકોએ યુદ્ધની કળા વિશેષ ખીલવીઃ યુરોપ અને એશિઆના સન્ધિ ઉપર આવેલા હોઇ એ લોકોની બંને ખંડની કળાનું જ્ઞાન હતું અને બન્નેનું તેઓએ ઉત્તમ મિશ્રણ કર્યું. યુરોપમા લશ્કરને લાંબી કૂચ કરવાની નહોતી પણ શહેરમાં કિલ્લા બાંધી ભરાઇ બેઠેલા દુશ્મનને જીતવા માટે કિલ્લા તોડવાની કળા ખાસ કેળવવી પડતી—તેમાં દારૂગોળાનો ઉપયોગ થવા માડ્યો હતો તથા પત્થર ફેંકવા વગેરે કામની યુક્તિઓ શોધાઇ હતી. ઘોડા કરતાં ઘણે ભાગે પાયદળનો ઉપયોગ પડતો, અને મેદાનમાં જ્યાં સામસામું લઢવાનું આવતું ત્યાં જમીન ઉપર ધનુષ્ય ઊભું ટેકીને ખેંચવામાં આવતું. એશિઆમાં લશ્કરને છેટાં બહુ કાપવાં પડતાં તેથી ત્યાં પાયદળ કરતાં અશ્વારોહ યાને ઘોડેસ્વારનું લશ્કર વધારે કામ કરતું અને ઘોડા ઉપરથી ધનુષ્યનો ઉપયોગ થોડો થઇ શકે તેથી ધનુષ્યબાણ કરતાં ભાલા અને તરવારનું વધારે વપરાતાં. ઇરાન અને તુર્કસ્તાન વચ્ચે એકવાર લડાઈ થઇ તેમાં તુર્કસ્તાને યૂરોપનો તોપનો ઉપયોગ કરીને ઇરાનની એશિયાઇ પદ્ધતિ સામે વિજય મેળવ્યો—અને ઉપર કહ્યું તેમ બે ખંડના લાભ ભોગવનાર એ તુર્ક લોકોએ યુદ્ધની કળા બહુ સારી કેળવી—જેને પરિણામે હિન્દુસ્થાનમાં તેઓ વિજય મેળવી શક્યા એટલું જ નહિ, પણ સર્વત્ર લશ્કરમાં તુર્ક લોકો માટે બહુ માગણી થવા લાગી.

વાલ્વ ઘડવાને માટે બહારથી એકાદ શિલ્પીને બોલાવવાની જરૂર પડતી નથી? કોઇ પણ બુદ્ધિમાન્ સંકેતકાર અથવા કોઈપણ બુદ્ધિમાન્ શિલ્પીને બોલાવી લાવવામાં આવતો નથી?' બાષ્પયંત્ર પોતાનું સેફટી વાલ્વ પોતાની મેળે ઘડી શકતું નથી; પોતાની મેળે પોતાની મરામત પણ કરી શકતું નથી. પ્રાણી શરીર પણ એક પ્રકારનું યંત્ર છે, તે સત્ય છે. પરંતુ કોઇ પણ પ્રાણીને ઉપર્યુક્ત કાર્ય માટે કોઇની બાહ્ય સહાય લેવાની જરૂર પડે છે? તે પોતાનું યંત્ર પોતે જ ઘડે છે. આસન્ન વિપત્તિનું નિવારણ કરવાનો ઉપાય તે પોતેજ શોધી કાઢે છે. સ્વનિર્મિતયંત્રમાં આપત્તિનું નિવારણ કરવાને માટે શિલ્પીએ જે ઉપાય કરી રાખ્યો હોય, તે યંત્ર ઇતર કોઇ પણ આપત્તિ આવી પડે તો તેનું નિવારણ કરવાને શક્તિમાન્ હોતું નથી તેવા પ્રસંગમાં શિલ્પીને નવીન અંગ ઉત્પન્ન કરવાની જરૂર પડે છે; નિત્ય નિત્ય નતન નૂતન આપત્તિઓની સામે નિત્ય નિત્ય નૂતન નૂતન ઉપાયો શોધવા પડે છે. પરંતુ પ્રાણીનું શરીર તો પોતે પોતાની મેળે જે તે સઘળું કરી શકે છે; પોતાના વ્યાધિનો પ્રતિકાર પોતે જ કરે છે; નિત્ય નિત્ય નૂતન નૂતન આપત્તિનો નિત્ય નૂતન પ્રતિકાર ઉદ્ભવે છે. પોતાના વ્યાધિનો પ્રતિકાર કરવા માટે તે શિલ્પીની રાહ જોઈ બેશી રહેતું નથી. આશ્ચર્ય જેવું તો એ જ છે કે—જેઓ અવૈજ્ઞાનિકો છે, તેઓ પ્રાણમાં તેવી કંઇ અદ્ભુત શક્તિ રહી છે, એમ સ્વાભાવતઃ માને છે. એટલુ જ નહિ પણ દેહયંત્ર ઘડનારો, દેહયંત્રમાં આપત્તિ નિવારક અંગ ગોઠવનારો દેહથી અતિરિક્ત કોઇ ગુપ્ત શિલ્પી છે, એમ તેઓની દૃઢ માન્યતા હોય છે. તે કાર્યને માટે કોઈ બુદ્ધિમાન્ વિધાતા-પુરૂષ Intelligent Designerની કલ્પના કરવાને, તેનુ આહ્વાન કરવાને તેઓ ઇચ્છે છે. પરંતુ જેઓ વૈજ્ઞાનિકો છે, તેઓ તો તેવા કાલ્પનિક વિધાતા-પુરૂષનું નામ સાંભળતાં જ ચમકી ઉઠે છે, જુદ જડમાં જે ધર્મ જોવામાં આવતો નથી, તે ધર્મ પ્રાણમય જગમાં છે, એવું સ્વીકારીને જડ દ્રવ્યોની અંદર એક મજબૂત દીવાલ બાંધીને સંતુષ્ટ થાય છે.

સાંકેતિક રચનાની દલીલ Argument from designને આધારે એક યુક્તિ નિષ્પન્ન થાય છે. શિલ્પમાત્રમાં એક પ્રકારનો ઉદ્દેશ રહેલો છે. તે ઉદ્દેશ સદ્વર્તમાન ક્રિયાની ઉપયોગિતા છે. ધારો કે—કોઈ ખાણમાંથી રૂપાનું એકાદ ચગદું મળી આવ્યું; તે ચગદું કોઇથી ઘડાયેલું ન હોતાં કદાચ કુદરતી પણ હોઈ શકે. પરંતુ તે ચગદાની એક બાજુએ કોઈ રાજાના મુખની છાપ કોતરાયેલી હોય અને બીજી બાજુએ તેની કિમ્મત લખવામાં આવી હોય અને તે કિમ્મત પ્રમાણે તેનો સ્વીકાર પણ થઈ શકે તેવું હોય, તો આપણે કહેવું જ પડશે કે, તે નાણાનો કોઇ કૃત્રિમ સિક્કો છે, તેવું ચગદું કોઇ ખાણમાંથી કુદરતી રીતે મળવાનો સંભવ નથી. કોઇ ખાસ ઉદ્દેશના સાધન તરીકે કોઇ ખાસ સંકેતકારે તેનો સંકેત તૈયાર કરેલો હોવો જોઇએ, તેમ જ તેનો ઘાટ કોઇ શિલ્પીથી ઘડાવો જોઇએ. બાષ્પયંત્રના સેફટી વાલ્વને માટે પણ તેવું અનુમાન સહજ કરવું પડે છે. પ્રાણી શરીરમાં અનેક પ્રકારનાં કર્મસાધનોપયોગી અંગ પ્રત્યંગોની વ્યવસ્થા જોઇને અવૈજ્ઞાનિકો એક બહારના સંકેતકાર અથવા શિલ્પીની કલ્પના કરે, તો તેમાં આશ્ચર્ય જેવું શુ છે? વૈજ્ઞાનિકોને તેવી

કલ્પના અરુચિકર હોવાથી, તેવી સત્રની શક્તિ પ્રાણમાં જ છે, એમ સ્વીકારવાની જરૂર પડે છે. ઉભય પક્ષોમાંથી કયો પક્ષ અમે અંગીકૃત કરશું, તે પ્રશ્ન અત્ર ઉપસ્થિત કરતા નથી જે શક્તિ પ્રાણમાં પ્રત્યક્ષ થાય છે. તે શક્તિ પ્રાણરહિત જડમાં પરિચિત થતી નથી, એનો બન્ને પક્ષોને સ્વીકાર્ય છે.

જેઓ બળક્રિયા વિદ્યા Dynamicsના વિલાસી હશે, તેઓને સ્થિતિ શીલતાનો નિયમ principle of stability સુવિદિત હશે. Stabilityનો અર્થ સ્થિતિ શીલતા અથવા સ્થાસ્નુતા થઇ શકે છે. સ્વાભાવિક સ્થિતિમાંથી કોઇ કારણને લીધે ભ્રષ્ટ થઇને પણ ફરીથી જે પદાર્થ સ્વાભાવિક સ્થિતિ પ્રાપ્ત કરે છે, તે પદાર્થ સ્થિતિશીલ stable કહેવાય છે. એક પેન્સિલને તેના અગ્ર ભાગ ઉપર સીધી ઉભી રાખી શકાશે નહિ; તે સ્થિતિમાં તે સ્થિતિ શીલ નથી તેને સુવાડી દેવામાં આવે તો જ સ્થિતિશીલ થઇ શકે. ઘડીયાળના લોલકને હલાવવામાં આવે તો ફરીથી પોતાના સ્વાભાવિક સ્થાનમા આવી જાય છે, થોડી વાર ડોલાં ખાઇને પૂર્વ સ્થિતિ પ્રાપ્ત કરે છે; તે સ્થિતિમાં તે સ્થિતિશીલ છે, એમ સિદ્ધ થાય છે. સ્થિત્યંતર થવાથી એકનું એક દ્રવ્ય સ્થિતિશીલ હોય અથવા ન પણ હોય. બળક્રિયાવિદ્યા સ્થિત્યંતર Conditions of stabilityનું નિર્ધારણ કરવાને ઇચ્છે છે, અને તેને નિયતકોષ્ટકમાં ઘટાવવાને મથે છે. સૌરજગતની સ્થિતિશીલતા વિષે લાપ્લાસે આલોચના કરી છે. તેઓએ સ્પષ્ટ રીતે સિદ્ધ કર્યું છે કે—વર્તમાન અવસ્થામાં સૌરજગત્ સ્વકક્ષાથી ભ્રષ્ટ થયા છતાં પણ તેનો નાશ થવાનો, ચુરેચુરો થઇ જવાનો ભય નથી. બીજા હાથ તરફ સર જ્યોર્જ ડાર્વિન પ્રભૃતિ પંડિતો એ ચન્દ્રમંડલની સ્થિતિશીલતા વિષે મીમાંસા કરીને સ્થાપિત કર્યું છે કે, કોઈ એક કાળે ચંદ્ર પૃથ્વીમાંથી છટકી જુદો પડી ગયો છે; અને અતઃપર ભવિષ્યમાં એક એવો દિવસ આવશે કે જ્યારે પૃથ્વી ઉપર પાછો પડીને ધીક મારશે. વિલર્ડ ગિબ્સના પ્રયત્નથી રસાયનવિદ્યાની ભાંગફોડનું, વિકૃતિ પરિણતિનું સ્થિતિશીલતાના હીસાબમાં ગણિત કરવામાં આવે છે. જોસેફ ટામસને પરમાણુઓની અંદર રહેલ ઇલેક્ટ્રોનની સ્થિતિશીલતાના અવસ્થા ભેદ Condition of stabilityનો વિચાર કરીને રેડીયમાદિ ધાતુઓનાં પરમાણુઓની ભાંગફોડની પણ આલોચના કરી છે. રેડીયમ પદાર્થ અસ્થાયિ પરમાણુઓના ચુરેચુરા કરીને, નૂતન નૂતન આકૃતિઓ ધારણ કરીને નૂતન નૂતન ધાતુઓ ઉત્પન્ન કરે છે, તે તો આજે આપણે નજરે જોઇએ છીએ. સંપ્રતિ તે સંબંધી ઘટનાઓ વિજ્ઞાનવિદ્યાને લગભગ અધીન થયેલી છે, અર્થાત્ નિયતકોષ્ટકમાં લગભગ ઘટાવી શકાય છે. જીવન્ત પ્રાણીઓનાં શરીરોની સ્થિતિ શીલતાના સંબંધમાં નીચે પ્રમાણે વિવેચન કરી શકાય. પ્રત્યેક પ્રાણી પોતાના પરિવેષ્ટન environmentમાં પોતાની સ્થિતિ રાખે છે. પરંતુ તે પરિવેષ્ટન નિત્ય પરિવર્તનશીલ હોય છે. પ્રાણીનું શરીર પોતાની સ્થિતિ શીલતાને અનુસાર નિત્ય નિત્ય પરિવર્તનશીલ પરિવેષ્ટન સાથે સામંજસ્ય રાખવાને માટે પોતાની જ ભાંગફોડ કરે છે, અને તેમ કરીને નવીન સ્વરૂપ અને નવીન આકૃતિ ધારણ કરીને પોતે પોતાને બદલાવી નાંખે છે. પ્રાણીઓ એ પ્રમાણે જે વિવિધ સ્વરૂપો ધારણ કરે છે, તે જડપદા-

પોતાના પરમાણુઓ વિવિધ આકૃતિઓ ધારણ કરે છે, તેની બરાબર છે, સઘળા સ્વરૂપોનું સ્થાયિત્વ એક સરખું હોતું નથી. જે સ્વરૂપો સ્થિતિ શીલતાનાં સ્થિત્યંતરોની સાથે બંધ બેસી શકે તેવા હોય, તે જ લાંબા કાળ સુધી ટકી શકે છે; જેઓ બંધ બેસતાં આવતાં નથી, તેઓનો નાશ થાય છે અથવા તેઓની ભાંગફોડ થઇને તેમાંથી નૂતન નૂતન સ્વરૂપો પ્રકટ થાય છે. પરિવેષ્ટનનો વ્યત્યય થતાં જ મેમ્મોથ mammoth અને મેસ્ટોડન mastodon નામનાં પ્રાચીન કાળનાં રાક્ષસી કદનાં પ્રાણીઓ પણ પોતાનો બચાવ કરી શક્યાં નથી. ઝોંડા cockroach જેવાં ક્ષુદ્ર જંતુઓ મેમ્મોથ અને મેસ્ટોડન કરતા પ્રાચીનતર હોવા છતા અને તેઓના કરતાં વધારે પરિવર્તનોમાં પ્રસાર થયા છતાં અદ્યાપિ પર્યંત ટકી શક્યાં છે. પ્રાણીવિદ્યાનો મીમાંસા યોગ્ય સમસ્ત ક્રમવિકાસનો વ્યાપાર એ પ્રમાણે કેવળ સ્થિતિ શીલતાના હીસાબમાં ઘટી શકે કે કેમ, તે પ્રશ્ને આધુનિક વૈજ્ઞાનિકોનું બહુ લક્ષ ખેંચ્યું છે. જો તેમ થઇ શકે તો સમસ્ત ક્રમવિકાસનો વ્યાપાર બળક્રિયાવિદ્યામાં સમાઇ જાય. સંભવિત છે કે, એક સમયે પ્રાણપદાર્થ protoplasm સ્થિતિ શીલતાના નિયતકોષ્ટકમાં બધાઇ જશે. અને ત્યાર પછી પૃથ્વી ઉપર વસતાં કયાં પ્રાણીઓ પૃથ્વીની કઇ અવસ્થામાં ટકી રહેશે અથવા નાશ પામશે, તેનો આપણે ગણિતથી નિર્ણય કરી શકીશુ. કોટિ વર્ષો પછી જ્યારે પૃથ્વીની ઉષ્ણતા ઘટી જશે અથવા અન્તરીક્ષમાં કાર્બોનિક એસિડ વધી જશે, ત્યારે કયાં નૂતન પ્રાણીઓ ઉત્પન્ન થશે અથવા વર્તમાન પ્રાણીઓ કેવું સ્વરૂપ ધારણ કરી સ્વરક્ષણ કરશે, તેનો આપણે અંકગણિતથી હિસાબ કરી શકીશું. તે તો સાંભળવામાં આવ્યું હશે કે—મેન્ડેલે પ્રકટ કરેલ નિયતકોષ્ટકના પ્રયોગથી કયાં માતપિતામાંથી કેવાં સ્વરૂપવાળાં સંતાનો ઉત્પન્ન થઇ શકે, તે આજકાલ કાગળ ઉપર કલમ કસીને કહી દેવાનો પ્રયત્ન કરવામાં આવે છે, અને તદનુસાર પ્રાણીઓની જાતિ સુધારવાનો આરંભ કરવામાં આવ્યો છે. આધુનિક સુપ્રજનનવિદ્યા Eugenics નિયતકોષ્ટકના પ્રયોગથી નૂતન પરિવેષ્ટનને અનુકૂળ નૂતન પ્રાણીઓ ઉત્પન્ન કરવાનુ સ્વપ્ન દેખે છે. સંભવ છે કે—એક દિવસે મનુષ્યની પ્રજ્ઞા વિજય મેળવશે; નૂતન પરિવેષ્ટનની સાથે સામંજસ્ય રાખીને પ્રાણી શરીરોનું નૂતન સ્વરૂપો નિષ્પન્ન કરવાને સમર્થ થશે. તેમ છતાં એક પ્રશ્ન તો ઉપસ્થિત થયા વિના રહેતો નથી કે—કદાચ કોઇ એક દિવસે તેવો શુભ યોગ પ્રાપ્ત થાય, તો તે દિવસે પ્રાણનું પ્રાણત્વ રહેશે કે નહિ? નિયતિની શૃંખલામાં પ્રાણ જકડાઇ જવાથી પ્રાણપ્રવાહ અટકી પડશે કે કેમ? પ્રાણ પોતાની વિશિષ્ટતા, પોતાનો વિચિત્ર ઇતિહાસ ખોઇ નાંખશે કે કેમ?

ભવિષ્યમાં ગમે તે થાય, પરંતુ વર્તમાનકાળમાં તો આપણે જોઇ શકીએ છીએ કે પ્રાણનો પ્રવાહ જડતાના બંધનથી બંધાઇ જવાને ઇચ્છતો નથી. શાશ્વત નિયમરૂપી બંધ બાંધીને પ્રાણના પ્રવાહને પોતાના પાષાણમય તટોની મધ્યમાં ઘેરી લેવાને જડ મથ્યા કરે છે, પરંતુ પ્રાણનો બલવાન્ પ્રવાહ ઉભય તટો ઉપરથી ઉભરાઇ જઇને, તે તટોને તોડી નાખીને વહેતો રહ્યો છે. તે પ્રાણ પ્રવાહ ક્યારે કયે માર્ગે વળશે, તે કોઇથી પણ કહી શકાય તેમ નથી. પ્રાણનો તે ઉભરો વેગવાન્ છે, તરંગિત છે, આવર્ત સદવર્તમાન છે અને

કેનિલ છે. તેથી જ જડને ખેંચીને તે પોતાની સાથે લઇ જાય છે, ઐરાવતના જેવા પ્રચંડ કાયથી ગંગા પ્રવાહના વેગવડે સર્વત્ર ઉભરાઇ જાય છે. જડની સાથે પ્રાણનો તેજ વિરોધ છે, તે જ કર્ષાકર્ષી છે, તે જ ધક્કાધક્કી છે, તે જ ખેંચાખેંચી છે અને તે જ મારામારી છે. અમે પૂર્વાપર કહ્યું છે કે—પ્રાણનો ઇતિહાસ એટલે ઉપર્યુક્ત વિરોધનો ઇતિહાસ. પ્રાણની તેજ સનાતન ક્ષુધા છે, તે જ 'ખાઉં ખાઉં' કરવાની પ્રવૃત્તિ છે, જે પ્રવૃત્તિમાંથી ઉપર્યુક્ત વિરોધનો ઇતિહાસ ઉદ્ભવ્યો છે. અહુણાં તો પ્રાણનો તે જ વિચિત્ર, નિત્ય, નૂતન અને ચમત્કારજનક ઇતિહાસ છે. તે ઇતિહાસ જ પ્રાણની વિશિષ્ટતા છે, તેમ જ આધુનિક જીવનતત્ત્વવિદ્યા Biology તે જ વિરોધની કથા કહે છે.

એ ઇતિહાસનો સ્થૂલ નિર્દેશ કરવાને માટે પણ એક શ્વાસે સાતકાંડ રામાયણ ગાઇ જવી પડે તેમ છે. તેથી આ પ્રસંગે તો માત્ર આટલેથી જ વિરમીએ છીએ, વાચકોની જિજ્ઞાસા જોવામાં આવશે તો વિશેષ વિવેચન કરવાને પુનઃ ઉત્સાહિત થઇશું.

માનશંકર પીતાંબરદાસ મેહેતા.

( અનુવાદક. )

---

# પુત્રને--પિતાના પત્રો.

૪૪.

મ્હારા પ્રિય પુત્ર.

ભાઈ, ગૃહસ્થ તરીકે મનુષ્યને મિષ્ટભાષી થવાની ઓછી જરૂર નથી. એટલે એમ ન સમજવું કે, મીઠી મીઠી વાતો કરવાની ટેવ રાખવી, કે સહુને સાચાં જુઠાં સવાસલાં કરીને મન હરણ કરવું, ભાટાઇનો ધંધો લેવો. મનમાં કંઈ અને હૃદયમાં બીજું એવાને ઠગારા કહેવા જોઇએ. લૌકિક ભાષામાં એવાને મ્હોએ મધ પીરસનારા અને હૃદયમાં હલાહલ ઝેર રાખનારા કહીએ છીએ. જો હલકી ભાષામાં બોલીએ તો "મીઠી બાઈ" ની સંજ્ઞાથી લોકો તેવા મનુષ્યને સંબોધે છે. મીઠી વાણી એટલે શુદ્ધ અન્તઃકરણથી પ્રેરાયલી, નીરા ઉદાર. હૃદય ખોલીને ખાત્રી થઈ શકતી હોય તો કોઇ જોઇ શકે કે જેવું બોલે છે તેવુ તેના અન્તઃકરણમાં છે, ને તેવા ઉદાર મીઠી વાણીમાં કાઢે છે. આટલી

તો આપણે બોલીએ તે પહેલાં સ્હામા મનુષ્યના મનમાં આવી જાય કે એના મનમાં અમુક શુભ વિચાર પરિવર્તન કરે છે, ને હમણાં તે વાણીદ્વારા બહાર નીકળશે. વળી મીઠી જીભે બોલવું એટલે હમેશાં સારૂં સારૂં કહેવું એટલુ જ નહીં. પણ તેમાં બોલનાર, સાંભળનારનું અન્તઃકરણથી હિત ઇચ્છનારો છે, એવી ખાત્રી થાય. જેમ આપણાં માબાપ કે મુરબ્બી આપણું સદા હિત કરનારાં છે, પણ આપણે વાંકા ચુકા ચાલીએ, અપરાધ કરીએ છીએ તો તેઓ આપણા સારા માટે તરત કટુ વચનમાં ઠપકો દે છે. તે વખતે તે કટુ વાણીની કિંમત મીઠી વાણી' કરતાં લક્ષાવધી ગણવી. મ્હોંએ મીઠું બોલનારાં તો ઘણાંએ મળશે, પણ આપણા હિતને સારૂ કટુ વચન કહેનારાં આજકાલ ઘણાં થોડાં છે. મ્હારા જોવામાં એવાં ઘણાં મનુષ્ય આવ્યાં છે કે જે મીઠું જ બોલે. કહે કે "આપણે શું કરવા કડવું વચન કહેવું. ભોગ, થવાનું હશે તે થશે. મરવા દયોને ?" કેટલાક એવા જોવામાં આવે છે કે, મળે ત્યારે મીઠું મીઠું બબડયા જ કરે, પણ તે ઉપર ઉપરનું. તેના મનમાં તેથી વિરૂદ્ધ જ ભાવના. કેટલાક પોતાના સ્વાર્થની વાત હોય ત્યાહાં સારૂં સારૂં બોલે, ને મળતો બંધ થાય, કે ગરજ ન રહે, એટલે પોતાનો જે અસલ સ્વભાવ હોય તે ઉપર આવી જાય. આખી ઉમ્મરભર મીઠી મીઠી વાતો કરીને જગતને છેતરનારા થોડા જોવામાં આવતા નથી. કેટલાક એવા દીઠામાં આવે છે કે સ્વાર્થસિદ્ધિને માટે માખણીઆમની ઉપમાને પાત્ર થાય છે, તે થોડા સમય સુધી તેમનો રોળ સાચવી શકે છે, પણ પરિણામે પોત પ્રકાસ્યા વગર રહેતા નથી. કેટલાક સમયને અનુસરીને મીઠું બોલનારા હોય છે. જેવું મ્હોં તેવો તમાચો. પોતાનાથી મ્હોટા દરજ્જા કે પદવીવાળા સાથે મિષ્ટ ભાષણ. ને હલકી સ્થિતિ કે ગરીબ સાથે વાતચીત કરે ત્યારે વિલક્ષણ પ્રકૃતિવાળા! કેટલાક તો બોલતાં પહેલાં હસીને આંખ્યો મચકારીને મીઠું બોલનારા તરીકે ઓળખાવવા માગે છે, પણ તેવાને ધૂર્ત સમજજો. કેટલાક બૈરાં સાથે વાત કરે ત્યારે ચીબરાઈ જતા દીઠામાં આવે. પણ જો તેમનો સ્વાર્થ ન સરે તો તે લાંબો વખત પોતાની મંદબુદ્ધિ જાળવી શકતા નથી. આ અને તેવા મીઠી વાતો કરનારાના અનેક ભેદ રહે છે, ને તે લખવામાં એટલો જ હેતુ છે કે તેવાથી હમેશાં સાવધાન મનથી વ્યવહાર કરવો. બનતાં સુધી સાંભળનારાઓએ બોલનારાનું મીઠું વચન કેવી ભાવનાથી પ્રેરાયલું છે એ જાણી લેવાનો પ્રયત્ન કરવો. મીઠી વાણીને વિષે મ્હારો અભિપ્રાય એવો છે કે તે એક સહજ પ્રકૃતિજન્ય સ્વભાવ છે, પ્રસંગ અને અનુભવ તેનાં પૌષ્ટિક તત્વો છે, મનુષ્ય જાતિ પશુ પક્ષિ ઇત્યાદિ તેનાં આધીન પાત્રો છે, અને બાલોદ્ગાર તેના અન્તઃકરણની મનોવૃત્તિને પ્રકટ કરનાર સાધનભૂત છે. જ્યાં ક્યાંહાં મીઠું બોલવું એ આવડે છે એટલે વધારે નથી લખતો.

લિ. હારા પિતાના અનેક આશીર્વાદ.

૪૫

મ્હારા પ્રિય પુત્ર

ગૃહસ્થાશ્રમ માંડવાની સાથે મનુષ્યે એક મ્હોટુ વ્રત પોતાના કુટુંબમા જે પાળવુ ઉચિત છે તે નિંદા, કુચેષ્ટા અને કુથલી કે ચુગલી રહિત જીવન ગાળવાનું છે. તમે શરૂઆતથી જ જો એ દુષ્ટ વ્યસનનો ત્યાગ કરશો તો તેનો બદલો તમને પરિણામે અતિશય કિંમતી જણાશે. જે ઘરમાથી આ નીચ વાસનાનો બહિષ્કાર કરવામા આવે છે, તેઓના તરફ દૃષ્ટિ કરો તે ઘરમા સદા સંતોષ, સુખ, અને નિરૂપાધિ અવસ્થા જણાય છે. મનુંગીને રહે છે, નકામો વખત ગાળવામા આવતો નથી, કકામ અને કલહને ત્યાહા પ્રવેશ કરવાનો પ્રસંગ મળતો નથી ને એમ વાર જો તે વસ્તુને ઉત્તેજન આપશો તો પછી તે તમારા ઘરમા નિવાસસ્થાન કરીને રહેશે, ને તમારી લોકમા અપકીર્તિની સાથે ઇજ્જતના કાંકરા થશે પ્રથમ તો આપણે ઘરમા બાઇડી કે છોકરા આગળ પારકી નિંદા જ ન કરવી આપણે કાને આવી હોય તો આ કાને સાંભળી બીજા કાને કાઢી નાખવી એકવાર જો તે બૂરી આદતને જગા આપશો તો પછી તે છૂટશે નહીં ને તમને નિંદા કરતા જોઇને છોકરાને પણ એ કુટેવ ચોટી પડશે અને તમારૂં ઘર એક નિંદાખાનું ગણાશે કેટલાક ઘરમા આપણે જોઇએ છીએ કે વડીલ પુરૂષ વર્ગ નિંદા રહિત રહે છે પણ સ્ત્રી વર્ગ તેને વિશેષ આદરમાન આપે છે, જેના પરિણામે ઘરમા છોકરામા બુરી ટેવ આવી જાય છે, એ ઘરમાં પુરૂષ હોય ત્યાહા સુધી કોઇના મ્હોમા જીભ ન હોય એવુ વર્તન બતાવી, તેની ગેરહાજરીમા સ્ત્રિયો, છોકરા, આસપાસના સગાવ્હાલા, પાડોશીઓ એકઠા થઇને પેટ ભરીને ગીલા કરે છે બીજુ આપણા આગળ કોઈ નિંદાની વાત કરે તો તરત તે કહેનારને તોડી પાડવાનો નિયમ રાખવો આપણામા એક ઉક્તિ છે કે "પારકી નિંદા અને પારકી સ્ત્રી સહુને સારી લાગે" નિંદાનો ફેલાવો થવાથી આપણા ઝગડે વધી પડે છે કુસંપ થાય છે જીભ છુટી કરવાનો અવકાશ મળે છે અને એમ ઉત્તરોત્તર આપણે આપણું જીવન વિષમય બનાવીએ છીએ છોકરા આગળ નિંદાના પ્રસંગ ન આણવા એટલુ જ નહીં, પણ તેમને એવા સૂચક પ્રશ્ન પણ નહીં કરવા કે જેથી તેમને ઉત્તેજન મળે. એક ઇંગ્રેજી પુસ્તકમા મ્હે વાંચેલુ છે કે એવો કયો પુરૂષ કે સ્ત્રી છે કે જે પોતાના પાડોશી મિત્રના સગા વ્હાલાની કે સ્નેહી સંબંધીઓની નિંદા નથી કરતા? કુચેષ્ટાનું પણ તેવુ જ સમજવુ. કોઇના *ચાળા, નીચ મશ્કરી, અમર્યાદ વચન, પારકા સ્ત્રી પુરૂષના નિર્લજ્જ અથવા કુછંદી, વ્યવહારના કથન ઇત્યાદિ દોષોને દેશવટો આપવો. તેનાથી આપણી ભાવના બગડે છે, અને ઘણીવાર અનીતિમા દોરાવાનો દરવાજો મળે છે કુથલી કે ચુગલીને પણ તેટલા જ જોરથી દબાવવાનો પ્રયત્ન કરવો પારકી નિંદાની સાથે આપણામા મિથ્યાભિમાનનું પ્રાબલ્ય વધે છે આપણે તે વૃત્તિ ગણવાથી આપણે પોતાને જ છેતરીએ છીએ આપણા દેશમા, તેમા વિશેષ કરીને ગુજરાતમા આ અવગુણોએ ઘણું ઘર ઘાલ્યું છે મ્હારી ખાત્રી પ્રમાણે પુરુષો

સો ટકા તો આ અવગુણોના પ્રચારને લીધે આપણો સંસાર દુઃખી છે. કેટલાક નિંદાખોર, ચુગલીખોર તો ઘેર ઘેર ભટકીને કલહ વધારવાનો ધંધો લઇ બેઠા છે. કેટલીક સ્ત્રિયો અને કવચિત્ કાચી વયનાં ઉછરતાં છોકરાં આ દુષ્ટ રોગનાં ભોગ થઇ પડે છે. કેટલાંક કુટુંબો અને ઘરો આ ટેવને માટે પ્રસિદ્ધ હોય છે. સાંજે નવરાં પડે તો પછી ઘર આગળ "કોર્ટ" જેવું ભરી, પરાઈ નિંદાઓ કરી હૈયાંની તૃપ્તિ કરે છે, અને કેટલાંક ખાનદાન "હાયકોર્ટ"ની ઉપમા મેળવવા ભાગ્યશાળી થયાં છે. આ સ્થિતિ કરતાં આપણા ઉપર અજ્ઞાનતાનો દોષ રહે તે બેહતર છે. તેને બદલે પ્રત્યેક ઘરમાં રમત ગમત, કથાવાર્તા, ભરવું, શીવવું, લખવું, વાંચવું, ગાવું, બજાવવું, ચીતરવું અને ઉપાધિરહિત વાણીવિલાસમાં કાળ કાઢવો એ સર્વથા શુભદાયી અને શ્રેષ્ઠ માર્ગ છે. આપણે તો માણસ જ ઘરમાંથી ખૂટી પડ્યાં છે એટલે તે ચેપ લાગવાનો ભય નથી.

લી. હારા પિતાના અનેક આશીર્વાદ

૪૬.

મ્હારા પ્રિય પુત્ર.

ગૃહસ્થે ધાર્મિક વૃત્તિ અને શ્રદ્ધા રાખવી જરૂરીઆતની છે કે નહીં તેનો તને પ્રશ્ન પુછુ છું, અને આશા રાખું છું કે તેનો પ્રત્યુત્તર તું હકારમાં જ દઇશ. મનુષ્ય જાતિએ કોઈ પણ પ્રકારની ધાર્મિક વૃત્તિ શીખવી અને તેનું પરિપાલન કુટુંબમાં કરવું એ મ્હારી નજરમાં ખાસ આવશ્યકતાની વસ્તુઓ છે. આપણે જેવું આચરણ રાખીશું તેવું ઘરનાં માણસો કરશે. ને તેમ તેમ ઘરનો આચાર સુધરેલો રહેશે. આચારથી પ્રભુ પ્રસન્ન રહેશે, અને પ્રભુ પ્રસન્ન રહેવાથી ધર્મ અખંડ અને અચ્યુત બન્યો રહેશે. હવે કોણે કેવો ધર્મ પાળવો એ પ્રશ્ન ઉપસ્થિત થશે. મ્હારૂં માનવું એવું છે કે વર્ણાશ્રમને અવલંબીને આપણાથી જે નિત્ય નૈમિત્તિક કર્મો થાય તે ઉત્તમ. તેમ સહુ અધિકાર પરત્વે કરે તે વધારે લાંબું ચાલે. વિશેષ લક્ષ્યમાં રાખવા જેવું એ છે કે આપણે બનતા સુધી આપણા કુટુંબમાં ચાલતો આવેલો ધર્મ સર્વથા માન્ય રાખીને પાળવો. તેમ પાળવાની અંદર ગાડરીઆ પ્રવાહની માફક નહીં, પણ શ્રદ્ધાવાન બનીને તે પ્રમાણે વર્તવું, વખતે કેટલીક વાતમાં તમારી શ્રદ્ધા ન ચોંટે, પણ તેનો સમજ્યા વગર તિરસ્કાર કરવાને બદલે, તેમાંથી દોષો ગાળીને તે ધર્મની શુદ્ધ સ્થિતિ કાયમ રાખવા પ્રયત્ન કરવો. આપણા કુટુંબમાં મૂર્તિનું પૂજન થતું આવતું હોય તો તેને સાક્ષાત્ પ્રભુ માનીને તે પ્રમાણે વર્તવું. એનો વાસ ક્યાંહાં નથી? એ સર્વ વ્યાપી છે. મૂર્તિપૂજન એ ગૌણ ભક્તિમાર્ગ છે. આપણું લક્ષ્ય પ્રભુ ઉપર ચોંટાડવાનું પ્રથમ પગથીયું છે. આકાર ઉપર ધ્યાન ધારણા સિદ્ધ થયાં એટલે નિરાકાર નિરંજન ઉપર

એ ભાગના આરંભમાં ગાંધીજીએ એક લઘુ પણ અત્યન્ત મનોહર અને ગંભીર તાત્પર્યથી ભરેલી પ્રસ્તાવના લખી છે એમાં એમણે આ વ્યાખ્યાનમાળા પ્રસિદ્ધ કરવાનો હેતુ, સ્વ. ગોખલે સાથે પોતાનો સંબન્ધ, અને એ મહાપુરુષના જીવનનું પરમ રહસ્ય બહુ ઉત્તમ રીતે આપ્યું છે

" લોખંડનો ઉપયોગ તરવાર બનાવવામાં નહિ, પણ હળ બનાવવામાં થશે, અને સિંહની સાથે ઘેટાં મિત્રભાવે વિચરશે· એવી સ્થિતિ ઉત્પન્ન કરનારી પ્રવૃત્તિ ગોખલેજીના જીવનનો મન્ત્ર હતો, એ જ તેમનો સન્દેશો છે, અને હું માનુંછું કે સરળ મનથી વાંચનાર, તેમનાં આ ભાષણોમાં આ મન્ત્ર શબ્દે શબ્દ ઓળખશે "

—પ્રસ્તાવનાના આ છેલ્લા શબ્દો વાચક કદી ભૂલી શકશે નહિ.

અમે સૂચવીએ છીએ કે આ વ્યાખ્યાનમાળાના બીજા ભાગો પ્રસિદ્ધ થાય ત્યારે દરેક ભાગમાં આ પ્રસ્તાવના મૂકવી, અને દરેક ભાગના ખાસ વિષયને લગતી એક એક ખાસ પ્રસ્તાવના પણ ગાંધીજીએ પોતે ઉમેરવી અથવા યોગ્ય લેખક પસંદ કરીને તેની પાસે લખાવવી. આ ભાગમાં પણ આ જાતની એક પ્રસ્તાવના લખાઈ હોત—જેમાં સ્વ ગોખલેના દાદાભાઈ, રાનડે, મહેતા વગેરે સાથેના સંબન્ધનું અલ્પ દિગ્દર્શન કરાવી શકાત—તો તે અસ્થાને ન હતી.

પુસ્તક, સુન્દર છાપ કાગળ વગેરે—પ્રકૃત પ્રસંગે આડમ્બરના નહિ, પણ પ્રેમનાં—નિશાનથી અંકિત છે તે તે વ્યક્તિઓ જેમના સમ્બન્ધી વ્યાખ્યાનો છે તેમની છબિઓ પણ આપી છે. અને પુસ્તકને દરેક રીતે આકર્ષક અને પ્રિયદર્શન કર્યું છે.

ભાષાન્તરકર્તા ગ રા. મહાદેવ હરિભાઈ દેશાઈ આ લેખકને આ જાતનાં કાર્ય માટે એક ઉત્તમ અધિકારી રૂપે જાણીતા હોઈ એમના કામથી આશ્ચર્ય પામવાનો પ્રસંગ રહ્યો નથી. તથાપિ એમણે કરેલી સેવા બહુ સારી રીતે થઇ છે—માત્ર સારા ભાવથી જ નહિ, પણ સારી ક્રિયાથી પણ થઇ છે—એ માટે એમને જાહેર અભિનન્દન આપતાં આનંદ આવે છે.

[ વસન્ત-ઑફિસ. ]

Reg. No. B 452

# वसन्त

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु । यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૭, અંક ૩. [ માસિક ] ચૈત્ર, સંવત્ ૧૯૭૪.

તન્ત્રી અને પ્રકાશક,—રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ. બી. એ. એલ્. એલ્. બી.
ઍલિફન્ટ રોડ—અમદાવાદ.



અમદાવાદ—ટંકશાળ—કાળુપુર શ્રી 'સુનીતિ' પ્રિન્ટિંગ પ્રેસ કઃ શ્રી. મો. મોતીલાલ ચામણદાસે છાપ્યું.

## લવાજમ.

લવાજમ સર્વ માટે વર્ષ એકના—સાત ફોર્મે સારા કાગળે રૂ. ૩॥ (પોસ્ટેજ સાથે.)

„ રફ કાગળ રૂ. ૨॥ ( „ )

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.

---

Reg. No. B 456



# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु । यश्चा-यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૭, અંક ૩. [ માસિક ] ચૈત્ર, સંવત્ ૧૯૭૪.

## મહાન પ્રસંગ.

"Who then is the faithful and wise servant, who his lord hath set over his household to give them their food in due season? Blessed is that servant, whom his lord when he cometh shall find him so doing."

—*Matthew*

**દીર્ઘદૃષ્ટિ**

ગયા અંકમાં આ મથાળાના લેખમાં, આ યુદ્ધને અંગે હિન્દુસ્થાનની પ્રજાને આત્મ-વિકાસનો કેવો વિરલ પ્રસંગ પ્રાપ્ત થયો છે એ અમે બતાવ્યું. યુગનો ઇતિહાસ સૈકામાં, સૈકાનો વર્ષમાં, અને વર્ષનો એક દિવસમાં સમાવવાની ઇતિહાસના મહાન નાયકની જે અદ્ભુત શક્તિ અને કલા છે, તેનું પ્રત્યક્ષ દર્શન અત્યારે આ યુદ્ધમાં આપણને થાય છે. અને એ દર્શન થતાં છતાં પ્રસંગનો લાભ લેવો ચૂકીશું તો આલોકદ્વારની એક 'ધન્ય ક્ષણ' આપણે ગુમાવી એમ પાછળથી પશ્ચાત્તાપ થયા વિના રહેશે નહિ.

પણ ઇતિહાસના આ મહાન નાયકે જેમ હિન્દની પ્રજાને આ એક મ્હોટો પ્રસંગ આપ્યો છે તેમ હિન્દુસ્થાન ઉપર રાજ્ય કરનાર બ્રિટિશ સરકારને પણ આપ્યો છે. અને એ પ્રસંગ એના રાજ્યમન્ત્રીઓ ઓળખી શકે છે કે કેમ એના ઉપર બ્રિટિશ સામ્રાજ્યના

ભવિષ્યનો મ્હોટો આધાર છે. આ સત્ય તે ગયા અંકમાં અમે બતાવેલા સત્યની જ બીજી બાજુ છે અને જે ન્યાયે અમે ' સ્વરાજ્ય અને સામ્રાજ્ય ' ની અમારી લેખમાળામાં એક જ સત્યની બે બાજુ સ્પષ્ટ કરવા યત્ન કર્યો હતો, તે જ ન્યાયે અમે ગયા લેખના સત્યની પૂર્તિ આ લેખમાં કરીશું.

' જગતનું મધ્ય બિન્દુ હું છું, અને સકળ જગત્ પરિવર્ત પામ્યા કરશે પણ હું તો એની વચમાં અવિચળ રહ્યાં જ કરીશ '—એવી અભ્યથી વૃત્તિની કલ્પના જે અમલદારના મગજમાં હશે તે ભૂલ કરે છે. હિન્દુસ્થાનનાં દેશી રાજ્યો પડયાં અને એનું રાજ્યતન્ત્ર બ્રિટિશ પ્રજાને સોપાયુ તે વખતે જગતના ધણીએ એ પ્રજાને જે તામ્રપટ લખી આપ્યું છે તેના શબ્દો જે અમલદાર બરાબર રીતે વાંચી—સમજી—અને તે પ્રમાણે ચાલી જાણશે, તે જ બ્રિટિશ સામ્રાજ્યને જાળવી શકશે એમ અમારૂં દૃઢ માનવું છે. એ તામ્રપટના શબ્દો શા હતા? બહુ જ સાદા, અને નિઃશંક સત્યથી ભરેલાઃ તે એ કે—જગતના ઇતિહાસમાં કશું જ ' સ્થિર સ્થાવર ' નથી, પણ તે ' સ્થિરસ્થાવર ' નથી માટે જ બદલાયા કરે છે એમ નથી—પણ ઇતિહાસમાં જીવનનું તત્ત્વ રહેલું છે માટે તે બદલાયાં કરે છે, જીવન માટે જ આવશ્યક છે કે એણે બદલાયાં કરવું—ગમે તેમ બદલાયાં કરવું એમ નહિ, પણ જીવનના નિયમને અનુસરતી રીતે બદલાયાં કરવું: હિન્દુસ્થાનના જીવનને માટે આવશ્યક હતું કે એણે જીવનને પ્રતિકૂળ થઇ પડેલા એવા દેશી રાજ્યોના હાથમાંથી પડવું, અને જીવનને અનુકૂળ થવા જતા એવા પરદેશી રાજ્યના હાથમાં જવું. ઇતિહાસમાં રહેલું જીવનનું આ તત્ત્વ જે રાજ્યકર્તા સમજશે તેનું આ તામ્રપટ છે.

તો હવે બ્રિટિશ સામ્રાજ્યને જાળવવા ઇચ્છતા દરેક બ્રિટિશ રાજ્યતન્ત્રીની ફરજ નથી કે જીવનનું તત્ત્વ શું છે એ સમજવું, અને સમજીને એનો હિન્દુસ્થાનના રાજ્યતન્ત્રમાં સ્વીકાર કરવો? એ ફરજ તામ્રપટના દાન સાથે જ ઇતિહાસના અધિરાજે બ્રિટિશ રાજ્યતન્ત્રીઓને માથે નાંખી હતી અને તેઓએ તે વર્તમાન સમય પહેલાં—ઘણાં વર્ષો પહેલાં—સમજવી જોઇતી હતી. પણ પ્રભુ દયાળુ છે: જડ પ્રકૃતિ ક્રૂર કહેવાય છે તેવો એ ક્રૂર નથી; મનુષ્યજાતિ અજ્ઞાનતાથી કર્તવ્યનો પાઠ વાંચી ન જાણે તો તેને તે માયાળુ પિતાની પેઠે પાસે બેસાડીને અક્ષરે અક્ષર ઉપર આંગળી મૂકીને એ પાઠ વાંચતા શીખવે છે. એનો એક અક્ષર જે એ અત્યારે વંચાવી રહ્યો છે તે—**હિંદુસ્થાનની વાયવ્ય દિશા છે.**

બ્રિટિશ પ્રધાન મન્ત્રીએ આપણા વ્હાઇસરૉયને જણાવ્યું કે દુશ્મન પૂર્વ તરફ યુદ્ધનું દ્વાર ખોલે છે, અને તે માટે દરેક હિન્દી જને ' પોતાની ભૂમિ 'નું રક્ષણ કરવા તત્પર થઇ જવું. આ તાર વાંચી પ્રજા ગભરાટમાં પડી ન જાય તે માટે—એ તારનો ખરો અર્થ વ્હાઇસરૉયે દિલ્હી-કૉન્ફરન્સમાં સમજાવ્યો. તે એ કે—અત્યારે દુશ્મને એ તરફ લશ્કરની જમાવટ કરવા માંડી છે અથવા તો યુદ્ધની પ્રત્યક્ષ સામગ્રી રચવાનું કામ આરમ્ભ્યું છે એમ કાંઇ નથી, પણ છૂપી રીતે એ દિશામાં બ્રિટિશ સામ્રાજ્ય સામે ઉશ્કેરણી કરવા એણે ગાણમો

કામે લગાડી દીધાં છે, અને એને પરિણામે વાયવ્ય કોણ તરફની લડાયક પ્રજા આપણા મિત્ર અફઘાનીસ્તાનના અમીરને પજવે અને યુદ્ધનાં દુન્દુભિ હિન્દુસ્થાનની સરહદ ઉપર વગાડે તે સામે પ્રથમથી ચેતવાની જરૂર છે. ઇંગ્લંડનું ટાઇમ્સ પત્ર આ સંબન્ધમાં લખતાં કહે છે કે—આ દિશામાં માત્ર શક્યતા કરતાં વિશેષ તૈયારી છે. અને દિલ્હી-કૉન્ફરન્સ્ પછી પંજાબમાં લેફ્ટેનન્ટ ગવર્નર સર માઇકલ ઑ'ડાયરે પ્રજાને પ્રતિબોધતું જે ભાષણ આપ્યું તેમાં પણ તૈમૂર અને નાદિરશાહના દિવસો સંભારી આપી સૌને યુદ્ધ માટે સજ્જ થઇ જવા કહ્યું.

આ વખત પ્રજાને ગભરાટમાં પડવા દેવાનો નથી, પણ વસ્તુસ્થિતિની ગંભીરતા ખુલ્લી આંખે અને પૂર્ણ પ્રતિભાથી સમજીને લૉર્ડ જર્મૉર્ડની નિખાલસ રીતિએ પ્રજાને પણ એ સમજાવવી એ રાજ્યતન્ત્રીઓની ફરજ છે. આ ગભીરતામાં એક મ્હોટું તત્ત્વ એ છે કે—રશિયા દુશ્મનના પગ તળે ચપાયું તેથી મિત્રરાજ્યોને એક મદદ ગઇ કે દુશ્મનના લશ્કર ઉપરથી પૂર્વ તરફનું દબાણ ગયું એટલું જ નથી—પણ અફઘાનીસ્તાન અને ઇરાનના ઉત્તર ભાગસુધી નિર્વિઘ્ને પોતાનું લશ્કર ઊતારવાની એને અનુકૂળતા મળી.

પણ આ ભયને પણ આપણે મ્હોટો ગણવ નહિ. ગઇ સદીમાં લિટન અને ડફરિનના વખતમાં રશિયાએ મધ્ય એશિયામાં રેલવે બાંધી અને અફઘાનીસ્તાનની સીમા સાથે પોતાની સીમા અડાડી—અને તેથી 'પંજદેહનો ગભરાટ' ઊઠ્યો ત્યારે આપણે ઘણામાં ઘણું શું કરવું પડ્યું? અફઘાનીસ્તાન સાથે મળીને 'શાસ્ત્રીય સીમા' નક્કી કરવી પડી, દેશી રાજ્યોમાં થોડું થોડું 'સામ્રાજ્યસેવાનું લશ્કર' સ્થાપવું પડ્યું, અને લડાઇનો વખત આવશે ત્યારે આપણા 'સીખ' અને આપણા 'ગુરખા' દુશ્મનને પહોંચી વળશે એવા શાન્ત નિશ્ચયથી આપણે આપણું હંમેશનું કાર્ય કર્યે ગયા! પણ અત્યારનો પ્રસંગ બહુ જુદો છે. તે વખતે રશિયા સામે ટર્કીનું પ્યાદું આપણી શેતરંજમાં ગોઠવાયું હતું, એ અનુકૂળતા અત્યારે આપણી નથી. અનુકૂળતા નથી એટલું જ નહિ પણ પ્રતિકૂળતા છે.

દુશ્મને યુક્રેઇન (યૂરોપી રશિયાનો અગ્નિકોણનો ભાગ) સાથે સલાહ કરી, અને દક્ષિણ યૂરોપી રશિયામાં કાળા સમુદ્રનો કાંઠો પણ એને શરણે થએલો છે એટલે એશિઆઇ તુર્કસ્તાનના ઉત્તર ભાગમાં ટ્રેબિઝૉંડ અને એની પૂર્વે ઇરાન તરફનો એનો રસ્તો ખુલ્લો છે. અને બીજે રસ્તે મધ્ય એશિઆની રેલવેવડે સમરકંદ બોખારા અને ખીવા સુધીના પ્રદેશમાં, તેમજ કાળા સમુદ્રના બાટુમ બંદરેથી ચાલી કાસ્પિયન સમુદ્રના બાકુ બંદરે થઇને મર્વ, ખુશ્ક, અને અફઘાનીસ્તાનમાં હેરાત પર્યન્ત વહાણ અને રેલવે માર્ગે એ ઊતરી શકે છે—અને એ બંને ભાગની મ્હોટી વસ્તી જાતે તુર્ક અને ધર્મે મુસલમાન હોઇ, તુર્કસ્તાન આ લડાઇમાં આપણા પક્ષમાં નથી અને સામા પક્ષમાં છે એ મ્હોટામાં મ્હોટી પ્રતિકૂળતા છે.

આ પ્રતિકૂળતાને બ્રિટિશ રાજ્યતન્ત્રીએ પહોંચી વળવું પડશે. પહોંચી વળવું અશક્ય નથી હિન્દુસ્થાનની પ્રજામાંથી જોઇતું લશ્કર મળી શકશે—પણ જેમ ધર્મની ભાવનાથી એ પ્રદેશના લોક તુર્કસ્તાન સાથે જોડાશે તેમ અત્રે એ સામે એવી રાષ્ટ્રભાવના ઉત્પન્ન થવી

જોઇએ કે જેને બળે તેત્રીસ કરોડ હિન્દની વસ્તી—મુસલમાન સુદ્ધાંત—બ્રિટિશ સામ્રાજ્યની સાથે 'એકપ્રાણ' થઇને ઊભી રહે. એ 'એક પ્રાણ' તે અમારી "સ્વરાજ્ય અને સામ્રાજ્ય" ની લેખમાળામાં અમે વારંવાર બતાવ્યું છે તેમ, **સ્વરાજ્ય** જ હોઇ શકે.

અત્યારે દુશ્મનને પહોંચી વળવા માટે જે પગલાં ભરવાનાં છે તે લશ્કરમાં માણસોની ભરતી કરવામાં કે લશ્કરી ખર્ચને પહોંચી વળવા માટે મ્હોટી 'લોન' ભરાવવામાં સમાપ્ત થવાનાં નથી. કરવાના કાર્યમાં બંને આવશ્યક છે, પણ જે કરવાનું છે તેનો ન્હાનામાં ન્હાનો અને નજીવામાં નજીવો ભાગ તે એ છે. હિન્દુસ્થાનમાં ભૂખે મરતા ગરીબ લોકની સંખ્યા એવી મ્હોટી છે કે સારો પગાર આપીને જોઇતી સંખ્યામાં લશ્કર ઊભું કરવું અશક્ય નથી. તેમ હિન્દુસ્થાનમાં નાણાં વાવવાનાં બીજાં આર્થિક ક્ષેત્રો એટલાં થોડાં છે અને સરકારની આબરૂ એવી મજબૂત છે કે પ્રજા તરફથી લોન ભરાવી મુશ્કેલ નથી. અને તેમાં દેશી રાજ્યોના ખજાના પણ બહુ સારી મદદ આપી શકશે. પણ માણસ અને દ્રવ્ય એ બે સાધનોથી જ આ યુદ્ધ જીતાશે? એટલાથી જ કાર્ય સરે એમ હોત તો રશિયાને માણસની ખોટ નહોતી, અને 'મિત્ર રાજ્યો' એ એને ધન પણ ઘણું પૂરૂં પાડયું હતું. પણ રાષ્ટ્રની એકતા સાધનાર એક આત્મા વગર,—સમસ્ત પ્રજાને 'એકપ્રાણ' બનાવીને રણયજ્ઞમાં આહુતિ આપવા ઊભી કરે એવી રાષ્ટ્રભાવના વગર—રશિયા દુશ્મનના પગ તળે ચંપાયું, અને એવી જ ભાવના બ્રિટિશ રાજ્યતન્ત્રી હિન્દુસ્થાનમાં ઉત્પન્ન નહિ કરે તો...... ભવિષ્યનો વિચાર કરતાં હૃદય કંપે છે.

આ સ્વરાજ્યનો પ્રશ્ન તે, આ યુદ્ધ ગમે તેવું મ્હોટું હોવા છતાં, માત્ર આ યુદ્ધનો જ પ્રશ્ન નથી. મધ્ય એશિઆની તુર્ક પ્રજા અને એશિઆઇ રશિઆની રશિયન પ્રજા એટલી થોડી સુધરેલી છે, અને ત્યાંના રસ્તા પણ લશ્કરી સરંજામ લઇ જવા લાવવા માટે ફ્રાન્સ અને જર્મનિના પ્રમાણમાં એટલા થોડા રચાએલા છે કે આ યુદ્ધમાં એ માર્ગે દુશ્મન અત્યારે બહુ કાર્ય સાધી જાય એમ લાગતું નથી. પણ આ યુદ્ધને પરિણામે જે એ પ્રદેશની રાજકીય સ્થિતિ થવાનો સંભવ છે એ અત્યારથી ધ્યાનમાં લેવા જેવી છે. આ યુદ્ધમાં બ્રિટન અને ફ્રાન્સનો જય થશે તથાપિ તે એવો થઇ નહિ શકે કે જેને પરિણામે આપણે મધ્ય એશિઆના ભયથી સર્વથા મુક્ત રહી શકીએ આપણે માની શકીએ છીએ કે આ યુદ્ધને અન્તે જે કોલકરાર થશે તેમાં એશિઆઇ રશિયામાં જર્મનિની સત્તા કે અનુકૂળતા બિલકુલ ન રહે એવી ગોઠવણ કરવામાં આવશે. પરન્તુ તુર્કસ્તાનને નબળું પાડવામાં આપણને બીજી અનેક રીતે નુકસાન હોઇ એને આપણે એવું નબળું પાડી શકીશું નહિ કે જેથી મધ્ય એશિઆથી માંડી કૈરો અને કૉન્સ્ટાન્ટિનોપલ સુધી તુર્કસ્તાનની એકપ્રજાભાવના બંધાતી અટકી શકે. અને એ કરતાં પણ જરા વિસ્તૃત પ્રતિભાની દૃષ્ટિથી જોઇશું તો મૉંગોલિઆથી માંડી મૉરૉક્કો સુધી—વચ્ચે વચ્ચે સારી રીતે પહોળો—એવો મુસલમાની રિયાસતનો પટ્ટો પૃથ્વીના ગોળાર્ધમાં 'માનક' જેવો પડેલો આપણને નજરે પડશે. આ સ્થિતિ ઇતિહાસમાં પૂર્વે એક વાર હતી અને ફરીથી ઉત્પન્ન થાય તો તેમાં આશ્ચર્ય નથી

એ સ્થિતિ ઉત્પન્ન થાય તો એનો શો અર્થ થયો ? બ્રિટિશ સામ્રાજ્યના ચોખ્ખા બે ટુકડા પડી ગયાઃ એક, ઇંગ્લંડ અને ઇંગ્લંડ સાથે આટલાંટિક માર્ગે સંબન્ધ ધરાવતું કેનેડાઃ અને બીજો, હિન્દુસ્થાન અને એને બે પડખે બે સામ્રાજ્યનાં સંસ્થાનો—ઑસ્ટ્રેલિયા અને દક્ષિણ અને પૂર્વ આફ્રિકા. આ બીજો ભાગ એ જ ઇંગ્લંડને બ્રિટિશ સામ્રાજ્યના તાજની શોભા આપનાર છે, અને એના રક્ષણ માટે હિન્દને એનું કેન્દ્ર બનાવવું જરૂરનું છે. લશ્કર, સરંજામ, આર્થિક સમૃદ્ધિ, સ્વરાજ્યબળ—એ સઘળાં હિન્દમાં એવાં સ્વતન્ત્ર અને ખીલેલાં કરી મૂકવાં જોઇએ કે જેને માટે હિન્દને સુવેઝની નહેરની પેલી તરફ આશાનાં નયનો ફેંકવાં ન પડે. ઇંગ્લંડે હિન્દુસ્થાનનું ક્ષાત્ર તેજ હર્યું તે એ દેશના લોકને બહારના દુશ્મનથી નિત્ય કંપતા રાખવા માટે ન હતું. નિઃશસ્ત્રતાની તપશ્ચર્યાથી એની આસુરી વૃત્તિ હણાય એટલા પૂરતો જ નિઃશસ્ત્રતાના કાયદાનો બચાવ છે, અને બનતી ત્વરાથી એ કાયદો દૂર કરી આ દેશમાં ક્ષાત્ર તેજ પુનઃ પ્રકટે એવી યોજના કરવી એ બ્રિટિશ રાજ્યતન્ત્રીનો અત્યારે મ્હોટામાં મ્હોટો ધર્મ છે. વળી, આ યુદ્ધોમાં શારીરિક બળ અને લશ્કરી કવાયત એ જ બસ થતાં નથી. વર્તમાન સમયમાં યુદ્ધ એ અસંખ્ય શક્તિઓથી ગંકુલ એવી પ્રજાજીવનની એક સ્થિતિનું નામ થઇ ગયું છે, અને જ્યાં સુધી સકળ પ્રજાજીવનનું અન્તરમાંથી ઉત્થાન કરવામાં ન આવે ત્યાં સુધી યુદ્ધની સામગ્રી અધૂરી અને નિર્બળ રહે છે. ફ્લૅન્ડર્સનાં રણક્ષેત્રો અત્યારે 'ક્રિકેટનાં મેદાનો' ઉપર કે સૉલ્સબરિ પ્લેઇનની કવાયતથી જ જીતાતાં નથી—અત્યારે તો એ વિજ્ઞાનશાસ્ત્રીની પ્રયોગશાળામાં અને પ્રયોગને ઉદ્યોગરૂપે મૂર્ત કરનાર સાહસિક વણિકો અને કુશળ મજૂરોનાં કારખાનાંમાં જીતાય છે, અને તે માટે હિન્દુસ્થાનની અંદર જ પુષ્કળ પ્રયોગશાળાઓ અને ઉદ્યોગશાળાઓ રચ્યા વગર, તથા એમાં હિન્દુસ્થાનની બુદ્ધિ અને કાર્યશક્તિ ખીલવ્યા અને યોજ્યા વગર, હિન્દુસ્થાનને યુદ્ધ લાયક બનાવી શકાશે નહિ. એ ઉપરાંત વર્તમાન યુદ્ધમાં મ્હોટી જરૂર ધનની પડે છે. હિન્દુસ્થાન આ યુદ્ધમાં ભગીરથ પ્રયત્ન કરીને ઇંગ્લંડને જે ધન પૂરું પાડી શકે છે તે પંદર દિવસના યુદ્ધના ખર્ચ બરાબર પણ થતું નથી. આવું દરિદ્ર હિન્દુસ્થાન—અમાડ મહિને જમીન ઉપર ચાર લીટા પૅંચી જેમ તેમ પેટ ભરનાર હિન્દુસ્થાન—ભવિષ્યનાં યુદ્ધમાં શી રીતે ટકી શકશે ? ઇંગ્લંડ એ ધન પૂરું પાડશે ? સામ્રાજ્ય રાખવું હોય તો પૂરું પાડવું જોઇએ એમ કહાય કોઇ હાજર-જવાબીનો જવાબ આપશે, પણ મુશ્કેલીનું એ ખરું સમાધાન નથી. એ રીતે ઇંગ્લંડ ધન પૂરું પાડ્યાં કરે અને હિન્દુસ્થાનને બચાવી રાખે—એમ કદી બનવાનું જ નથી. ઇંગ્લંડ હિન્દુસ્થાનને બ્રિટિશ સામ્રાજ્યના અંગ તરીકે સ્વીકારે છે તે એને સામ્રાજ્ય ઉપર ભારરૂપ રાખવા માટે નહિ—ભારનો અનુભવ થશે તે દિવસે તો ઇંગ્લંડ હિન્દુસ્થાનને એકદમ છોડી દેશે.

વળી આ સિવાય એક ગૌણ દેખાતી પણ વસ્તુતઃ મહત્ત્વની હકીકત ઉપર બ્રિટિશ રાજ્યતન્ત્રીએ ધ્યાન દેવું પડશે. અત્યાર સુધીની રાજ્યનીતિમાં કેટલાક બ્રિટિશ અમલદાર એમ સમજ્યા જણાય છે કે હિન્દુ અને મુસલમાનનો કુસંપ એ બ્રિટિશ સામ્રાજ્યનો આધારસ્તમ્ભ છે. વસ્તુસ્થિતિ એથી ઉલટી જ છે. મુસલમાન કોમનું હિત હિન્દુઓ સાથેની

હિન્દ આ પ્રગતિતત્ત્વના પ્રભાવપ્રદેશની તદ્દન બ્હાર નથી—ન હોઈ શકે. હિન્દના રાજ્યતંત્રમાં તો લોકશાસનના સિદ્ધાન્તોની અસર સ્પષ્ટ રીતે દેખાવા માંડી છે. કૉંગ્રેસે એ લોકશાસનવાદ પ્હેલાં કરતાં વધારે સ્પષ્ટતાથી, વધારે હિમ્મતથી અને વધારે આગ્રહથી પ્રકટ કરવા માંડયો છે, અને એ લોકતંત્રના સિદ્ધાન્તને અનુકૂલ યોજના તાત્કાલિક વ્યવહાર માટે રજુ કરી છે,—દૂરના સાક્ષાત્કાર માટે નહિ. દહીં દૂધમાં પગ રાખનાર કેટલાક અગ્રેસરોને પણ સ્વરાજ્યનું સાધ્ય સ્પષ્ટતાથી સ્વીકારવું પડ્યું છે, અને હિન્દની ન્યાય્ય અભિલાષાઓની સિદ્ધિમાં અન્તરાયરૂપ થતા સ્વાર્થાન્ધ અંગ્રેજ અધિકારીઓને પણ "પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર(Government responsible to the people)ની ભાવના જખ મારીને સ્વીકારવી પડી છે,—ધન્ય છે બ્રિટિશ પ્રધાનોની શાણી અને ન્યાયી રાજ્યનીતિને.

લોકશાસનવાદનું એક પરિણામ ધ્યાન ખેંચે એવું છે. તે એ દૃષ્ટિ છે કે રાજ્યતંત્રીઓ લોકોના સ્વામી નથી, લોકોના સેવકો છે; લોકોના હિતને માટે ત્હેમનાં કૃત્યો એ લોકો ઉપર ઉપકાર નથી, લોકોનો એ અધિકાર છે; "સરકારની દયા" એ શબ્દો ભૂતકાલના સ્મારક થશે, "લોકોનો હક" એ વર્તમાનકાલનો પ્રચલિત પ્રયોગ થશે. માત્ર શાસ્ત્રીઓની વ્યર્થ વિતંડાનો જ આ વિષય નથી, કાર્યકરોના પ્રત્યક્ષ કાર્યપ્રદેશનો પરમ પ્રશ્ન છે. આજ હિન્દ આત્મનિર્ણયનો અધિકાર ઇચ્છે છે, તે સાધવા સર્વસ્વ સમર્પે છે, કાલ તે હક હકીકત થશે અને હિન્દ ત્હેનો અમલ કરશે.

મોરારજી કૅસલ, મહાબળેશ્વર,
તા. ૯: ૫ ૧૯૧૮.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

# કિન્ડરગાર્ટન.*

કિન્ડરગાર્ટનનો શબ્દાર્થ સમજાવવા અનેકવાર પ્રયાસ થયા છે અને બાળકોને કેળવણી આપવાની સંસ્થામાં 'કિન્ડરગાર્ટન'નો ઉપયોગ થવો જોઇએ એવો ખ્યાલ ગુજરાતમાં એક વખત બહુ વ્યાપ્ત જણાતો હતો. છતાં પણ ' કિન્ડરગાર્ટન ' વિષે જોઇએ તેવી સંગીન સમજ નહિ હોવાને કારણે ' કિન્ડરગાર્ટન 'ને અન્યાય મળ્યો છે એટલું જ નહિં, પણ ગુજરાતે બહુ ગુમાવ્યુ છે.

' કિન્ડરગાર્ટન ' શબ્દનો પ્રયોગ કરનાર ફ્રોબેલ હતો એ તો જાણીતી હકીકત છે. પણ 'કિન્ડરગાર્ટન'થી ફ્રોબેલે કેવો અને કેટલો અર્થ સાધ્યો હતો એ હકીકત કમભાગ્યે ગુજરાતમાં બહુ થોડા જ જાણતા હશે. કિન્ડરગાર્ટન એ એક શાળા–નિશાળ–નું જ નામ છે; શિક્ષણ અને કેળવણીની સંસ્થાને પરંપરાગત નિશાળ કે શાળા એવું નામ નહિં આપતા ફ્રોબેલે ' કિન્ડરગાર્ટન ' એવું નામ આપ્યુ. જ્ઞાન માત્ર નામથી જ થાય છે એ સ્વીકારનારને તુર્ત જ સમજાઈ જશે કે ફ્રોબેલને નિશાળ કે શાળા એ નામ નહિં રુચ્યુ અને તેણે કિન્ડરગાર્ટન એવું એક નવું નામ કલ્પી પ્રચલિત કર્યું તેનાં સબળ કારણો હોવાં જોઇએ નિશાળમાં કેળવણી લેવા આવનાર બાળકોને ત્રાસ થતો; નિશાળના નામથી જ બાળકો કાંપતાં અને નિશાળ કેદખાનાથી પણ વધારે ભયંકર સ્થળ ગણાતી. ફ્રોબેલને મતે આ ત્રાસ વગર જરૂરનો હતો એટલું જ નહિં, પણ અસ્વાભાવિક અને અનિષ્ટ હતો. નિશાળ નામ રાખવાથી તેની સાથે ત્રાસનો પણ ભાવ આવી જ જશે એવી ફ્રોબેલને ખાતરી થવાથી તેણે નિશાળ નામનો ત્યાગ કર્યો અને પોતે શરૂ કરેલી કેળવણી સસ્થાને 'કિન્ડરગાર્ટન' ( બાલોદ્યાન ) એવું નામ આપ્યું.

ફ્રોબેલને તેના વખતની નિશાળમાં જે જે દોષો માલમ પડયા હતા તેમાંનો ઉપર કહ્યો તે ત્રાસરૂપ હોવાનો દોષ તો માત્ર ઘણાંમાંનો એક જ હતો. નિશાળમાં જે કેળવણી મળતી તે ફ્રોબેલને મતે અધુરી જ નહિ, પણ અસ્વાભાવિક હતી. નિશાળોમાં માત્ર અમુક જ વિષયોનું શિક્ષણ અપાતું એ ફ્રોબેલને મતે ઘણું જ ખોટું હતું. માણસની દરેકે દરેક વૃત્તિ અને શક્તિ, ઇન્દ્રિય અને અવયવને યોગ્ય કેળવણી મળવી જ જોઇએ એમ ફ્રોબેલનો મત હતો. જે નિશાળમાં તેવી કેળવણી ન મળે તે સંસ્થાને નિશાળનુ નામ જ ન ઘટે એવું તેનું માનવું હતું. પોતાની સંસ્થાને નિશાળ નામ નહિં આપતાં કિન્ડરગાર્ટન નામ આપ્યું હતું તે એટલા જ માટે કે જો નિશાળ નામ આપવામાં આવે તો નિશાળનાં નામથી પરિચિત લોકોને ફ્રોબેલની શિક્ષણપદ્ધતિ નવા પ્રકારની હતી તે એકદમ જણવામાં ન આવે.

* કેળવણી લેખમાળા પદ્ધતિ. નં. ૩

વળી, છોકરૂ ૭ સાત વર્ષનું થાય ત્યારેજ નિશાળમાં મોકલવાનું ધોરણ પણ ફ્રોબેલને મતે અયોગ્ય અને અનર્થકારી હતું. કુદરત માણસને જન્મથી જ કેળવણી આપવાની શરૂવાત કરે છે અને દોઢથી ત્રણ ચાર વરસ સુધીની ઉમ્મરમા તો દરેક બાળક એટલું બધુ શીખી જાય છે કે તે બધી મુદત તદન જ દરકાર વગરની ગાળવા દેવામાં આવે તો કુદરતનાં કેળવણીના કાર્યમા વિલંબ થાય છે એટલુ જ નહિં પણ બાળકનાં પ્રારંભનાં બે ત્રણ વર્ષ તદ્દન નકામાં જાય છે. જો કુદરતને અનુસરી યોગ્યતાથી શિક્ષણ આપવુ હોય તો બાળક ત્રણ વરસનુ થાય ત્યાંથી જ શિક્ષણની કેળવણીની શરૂવાત થવી જોઇએ. ફ્રોબેલને લાગ્યું કે જો નિશાળ નામ રાખવામા આવશે તો તે નામનો ત્રાસ, તેમાં ચાલતું ધોરણ અને છોકરાંની દાખલ થવાની ઉમ્મર એ ત્રણેમાં ધારેલો ફેરફાર થશે નહિં, અને તેમ ન થાય ત્યાં સુધી મનુષ્યની કેળવણીમાં જે જે સુધારા ઇષ્ટ અને આવશ્યક છે તે પણ થવાનો સંભવ રહેશે નહિં. તેથી તે વખતની નિશાળો અને તેમાં ચાલતાં ધોરણોથી જૂદી પડતી પોતાની સંસ્થાને ફ્રોબેલે કિન્ડરગાર્ટન એવું નામ આપ્યુ અને તેવાં નામથી જ સમજાવ્યું કે

૧. કુદરત જ મનુષ્ય માત્રને કેળવણી આપે છે અને નિશાળો તો તે કુદરતનાં કાર્યને માત્ર મદદ રૂપ જ હોવી જોઇએ, એટલે નિશાળનો ત્રાસ ન હોવો જોઇએ, એટલું જ નહિં, પણ જેમ રમવા ફરવાની જગાએ બાળક પોતાની મેળે દોડતુ કુદતું ખેંચાય છે તેમ જ નિશાળમા બધા બાળકોએ હોંસથી અને આકર્ષાઇને આવવું જોઇએ. કેળવણીની જે સંસ્થા આવુ કરી ન શકે તે નિશાળ કહેવાય જ નહિ.

૨ મનુષ્યને કુદરત આપોઆપ જ કેળવણી લેવા પ્રેરે છે. કેળવણી આપવી એ તેનુ જ કાર્ય છે અને તેથી જે સંસ્થા તેવી સ્વાભાવિક કેળવણી આપી ન શકે તે નિશાળ કહેવાય જ નહિ. કુદરતનાં કેળવણીનાં કાર્યમાં મદદ કરનારી સસ્થા તે જ ખરી નિશાળ કહેવાય. કુદરત મનુષ્યને સમગ્ર મનુષ્ય તરીકે જ જુએ છે અને તેથી મનુષ્યની દરેકે દરેક શક્તિ, દરેકે દરેક વૃત્તિ, દરેકે દરેક ઇન્દ્રિય, દરેકે દરેક અવયવને કેળવણી મળ્યા જ કરે તેવી યોજના કરે છે. નિશાળમાં પણ તેવી જ યોજના હોવી જોઇએ.

૩. બાળક ૭ સાત વર્ષનું થાય ત્યાં તો ઘણું ઘણું શીખી જાય છે! નિશાળનું શિક્ષણ તેટલી મુદત સુધી મુલતવી રાખવામાં શિક્ષણ અને કેળવણીનું કાર્ય વગર કારણે મુલતવી રખાય છે એટલુ જ નહિ, પણ દરકાર વગરના છોડ જેમ તેમ ઉગી બાગની શોભામા ક્ષતિ કરે છે તેમ જ બાળકરૂપી છોડ જેમ તેમ મોટા થઈ સંસારના બાગની શોભામાં ક્ષતિ કરનારા નીવડે છે. માટે ત્રણ વરસની ઉમ્મર થાય ત્યારથી જ બાળકનું શિક્ષણ અને કેળવણી શરૂ થવાં જોઇએ.

'કિન્ડરગાર્ટન,' ત્યારે, ફ્રોબેલે સ્થાપેલી એક નમુનારૂપ શાળા હતી. જેમા નિશાળ માટેનો ધાક તદ્દન જ દૂર કરવામાં આવ્યો હતો; જેમાં ત્રણ વરસની ઉમ્મરથી જ બાળ-

કોને કેળવણી આપવાનું કામ શરૂ કરવામાં આવતું હતું, જેમાં બાળકને અમુક જ વિષયનું એકતરફી જ્ઞાન નહિ આપતાં, બાળકની દરેકે દરેક વૃત્તિ, શક્તિ, ઇન્દ્રિય, અવયવને સાવધાન કેળવણી આપવામાં આવતી અને બાળક એક ખરો અને સંપૂર્ણ મનુષ્ય બને એવી કાળજી રાખવામાં આવતી.

આ કિન્ડરગાર્ટનમાં શીખવવા માટે જે અભ્યાસક્રમ ઘડવામાં આવ્યો તેને 'કિન્ડરગાર્ટન અભ્યાસક્રમ' એવું નામ મળ્યું અને જે પદ્ધતિથી જે ક્રમ શીખવવામા આવતો તે પદ્ધતિ પણ 'કિન્ડરગાર્ટન પદ્ધતિ' કહેવાઈ. ખરી સ્થિતિ આવી હોવા છતાં ગુજરાતમાં તો કિન્ડરગાર્ટન કેમ જાણે એક નવો વિષય હોય એમ જ ગણાવા લાગ્યું. ટાઇમ ટેબલમાં પણ ભાષા ગણિત સાથે 'કિન્ડરગાર્ટને' એક વિષય તરીકે સ્થાન મેળવ્યું અને અભ્યાસક્રમમા જે કાંઇ રમત ઉદ્યોગ વગેરે હતા તે 'કિન્ડરગાર્ટન' નામથી ઓળખાવા લાગ્યાં. કિન્ડરગાર્ટન કાંઇ એક વિષય નથી. પણ બાળકને રીતસર કેળવણી આપવા માટે જે નવીન પદ્ધતિ ફ્રોબેલે સમજાવી તે પદ્ધતિ છે એટલું સમજવામાં આવશે તો કિન્ડરગાર્ટન વિષે થતી અનેક હાસ્યજનક ભૂલો દૂર થશે.

સંસ્થાનું નામ આપનાર, અભ્યાસક્રમની સંપૂર્ણ યોજના તૈયાર કરનાર, અને પદ્ધતિને સ્પષ્ટ રીતે સમજાવનાર જો કે ફ્રોબેલ હતો, છતાં પણ એટલું યાદ રાખવાની જરૂર છે કે પ્રચલિત પદ્ધતિની અયોગ્યતા દર્શાવી, નવીન પદ્ધતિની પ્રથમ સૂચના કરનાર તો ફ્રોબેલનો ગુરૂ પેસ્ટેલોઝી હતો. મનુષ્યની કેળવણી માટે નવીન દર્શનો કરાવનાર જે જે મહાપુરુષો થઈ ગયા તેમાં પેસ્ટેલોઝી મૂળ વિચારક અને ફ્રોબેલ તો તેનો શિષ્ય અને અનુયાયી ગણાય છે. બાળકને પોતાની મેળે, પોતાની ઇન્દ્રિયોના ઉપયોગ દ્વારા, કેળવણી મળવી જોઇએ એ સિદ્ધાન્ત સમજાવનાર પેસ્ટેલોઝી હતો. પેસ્ટેલોઝીના પહેલાં કેળવણી આપવાની જે પદ્ધતિ ચાલુ હતી તે મગજને અમુક જ્ઞાનથી ભરી દેવાની જ પદ્ધતિ હતી. પહેલા તો અમુક ભાષા અને તેમાં લખાયેલા ઉત્તમ પુસ્તકોના અભ્યાસમા જ બાળકેળવણીનો સમાવેશ થઇ રહેતો. કોમીનીયસે લોકોને તે વિચારના અનર્થનું ભાન આપ્યું, અને તે કેળવણી તદ્દન જ અપૂર્ણ રહેતી એ સમજાવ્યું. મનુષ્યને ભાષાના જ્ઞાન ઉપરાંત બીજાં સામાન્ય જ્ઞાનની જરૂર છે એ કોમીનીયસે સિદ્ધ કર્યું; છતા વિષયોનું જ્ઞાન માત્ર ગોખણપટ્ટીથી જ અપાતું અને તે તે વિષયોની માહેતી મગજમાં ભરવી એટલી જ સમજ હતી. શીખવવાના વિષયોમા વધારો થયો, પણ શીખવવાની પદ્ધતિ તો પહેલાના જેવી જ હતી. છોકરાંને તે તે વિષયોમાં તૈયાર કરવા એ જ એકલું લક્ષ્ય ગણાતું, સત્ય, શારીરિક શિક્ષા એ આવશ્યક નહિ, પણ અનિવાર્ય લેખાતી, અને જરૂરના મનાતા વિષયોમાં પુસ્તકપંડિત બનાવી દેવા એ જ કર્તવ્ય ગણાતું. તેવી રીતે તૈયાર થયેલા યુવકો દુનિયામા ઘણી ઘણી બાબતોનું અજ્ઞાન બતાવતા અને તેમની કેળવણી એકતરફી અને અપૂર્ણ જ રહેતી. આ અનર્થ દૂર કરવાની જરૂર બતાવવામાં રૂસો અને પેસ્ટેલોઝીએ પહેલ કરી. રૂસોએ બાળકોને કુદરત પર જ છોડવાની હિમાયત કરી અને પેસ્ટેલોઝીએ બાળકોને પોતાની ઇન્દ્રિયોદ્વારા જ્ઞાન મેળવતા કરવાની હિમાયત કરી. બંનેનો હેતુ ચાલતો અનર્થ દૂર કરવાનો હતો; પુસ્તકો વાગી

મોંટે કરવામાં જ કેળવણીની સમાપ્તિ ગણાવાથી, શાળાના મકાનોમાં ભમ જેવા, શિક્ષકના દાબમાં ગોંધાઈ રહેવાથી, અને બીજા દોરાવે તેમજ દોરાયા જવાથી, બાળકોને ખરી કેળવણી મળી શકતી નથી. કુદરત પ્રાણીમાત્રને કેળવણી આપે છે, મનુષ્ય પ્રાણીને પણ આપે છે, અને બાળકોને સારાં મનુષ્યો બનાવવા કુદરત જ પ્રયાસ ચાલુ રાખે છે. તેથી બાળકને જે કેળવણી આપવામાં આવે તે કુદરતને રસ્તે જ ચાલતી હોવી જોઇએ. કુદરતથી બાળકને વિખૂટાં પાડી દેવાં એ મહા અનર્થ છે. કુદરતે બાળકને ઇન્દ્રિયો આપી છે, અવયવો આપ્યા છે, તે ઇન્દ્રિયો અને અવયવો સ્વાભાવિક વિકાસ મેળવે છે; કુદરત જ તેને વિકસાવે છે—કેળવે છે—અને તેથી બાળકને કેળવણી આપનારનું કામ તો માત્ર એ જ છે કે કુદરતના તે વિકાસકાર્યમાં મદદરૂપ થવું. બાળકોને કુદરતની સાથે જ રહેવા દેવાં. કૃત્રિમ સાધનો અને સગવડો વધારી દઈ, કૃત્રિમ અંકુશો અને નિયમોથી બાળકોને માત્ર સંચારૂપ બનાવી દઈ, પદાર્થો અને ઇન્દ્રિયો વચ્ચેનો સંબંધ શિથિલ કરી દઇ, બાળકોને કુદરતના લાભથી બેનસીબ રાખવાના બધા પ્રયાસો, બાળકોને ઇન્દ્રિયોદ્વારા કેળવણી લેવા દેવામાં વીઘ્નરૂપ બને છે. બાળકોની કુદરતી પ્રેરણાઓ કુંઠિત બની જાય છે અને કુદરતે ધારેલું વિકાસકાર્ય સરળતાથી પ્રગતિ કરી શકતું નથી. રૂસોએ આ અનર્થો દૂર કરવા જે રસ્તો બતાવ્યો છે તેની સાથે આહિં સીધો સંબંધ નથી તેથી તેને વિષે વિસ્તાર કરવાની જરૂર નથી. પેસ્ટેલોઝીએ જે નવીન દર્શન કરાવ્યું તેના શાસ્ત્રીય પરિણામ તરીકે જ 'કિન્ડરગાર્ટન'ની ઉત્પત્તિ છે. પેસ્ટેલોઝીએ ખાસ ભાર મૂકી જે સત્ય પ્રકટ કર્યું તે એ હતું કે બાળકોને પોતાની ઇન્દ્રિયોનો સીધો અને સંપૂર્ણ ઉપયોગ કરવાની છૂટ આપવી જોઇએ. પુસ્તકોદ્વારા અમુક વિષયો માત્ર મગજમારીથી તૈયાર કરવામાં ઇન્દ્રિયોને વિકાસ માટે અવકાશ જ રહેતો નથી. બાળકોને પદાર્થ સાથે નહિં, પણ માત્ર શબ્દો કે વિચારો સાથે જ સંબંધ કરવા દેવામાં આવે છે. તેમ કરવાથી માત્ર પુસ્તકપંડિતો જ તૈયાર થાય છે એટલું જ નહિં, પણ ઇન્દ્રિયોનો જે વિકાસ થવો જોઇએ તે વિકાસ થઈ શકતો નથી. પરિણામે સમગ્ર બાળકને કેળવણી મળતી નથી. તેની અમુક શક્તિ જ કેળવાય છે. ઇન્દ્રિયો જે હેતુથી કુદરતે આપી છે તે હેતુ સધાતો નથી એટલુ જ નહિં પણ કુદરતની વિરુદ્ધ વર્તન કરવાથી મનુષ્ય જાતને અંતે હાનિ જ થાય છે. માટે બાળકોને પદાર્થો સાથે સીધો સંબંધ ધરાવનારાં થવા દેવાં, તેમને પોતાની દરેક દરેક ઇન્દ્રિયનો ઉપયોગ કરતાં શીખવવું, અને તે પ્રમાણે કુદરતના કાર્યમાં મદદરૂપ બનીને જ કેળવણી આપતા જવી.

પેસ્ટેલોઝીના આ સિદ્ધાન્તને કાર્યક્ષમ સ્વરૂપ આપી, તેણે શરૂ કરેલ પ્રયાસો ચાલુ રાખી, કેળવણીની એક નવીન શાસ્ત્રીય પદ્ધતિ પ્રચલિત કરનાર ફ્રોબેલ હતો. ફ્રોબેલે પેસ્ટેલોઝીની સાથે થોડો વખત કામ કર્યું; અને તે ઉપરાંત સંસારની જૂદી જૂદી સ્થિતિનો અનુભવ મેળવ્યો હતો. લશ્કરમાં પણ જોડાયેલ હોવાથી આજ્ઞાધીનતાના લાભો પ્રત્યક્ષ કર્યા હતા. અને જૂદા જૂદા ધંધા અને નોકરીના અનુભવ પછી તેને પોતાનું જીવનકાર્ય સૂઝયું હતું. તે બધા અનુભવોથી ઘડાયેલ હોવાથી માત્ર એક પુસ્તકગુરુ જ નહિં, પણ ખરા સર્વ-

ગુણસંપન્ન ગુરુના જેવી લાયકાત ફ્રોબેલમાં આવી અને બાળકોને માણસ બનાવવા માટે કેવી જાતની અને કેવી પદ્ધતિથી કેળવણી આપવી જોઇએ એ તેણે મહાપ્રયાસો કરી સમજાવ્યું.

ફ્રોબેલે જોયું હતું કે (૧) અપાતી કેળવણીનો સમાવેશ માત્ર અમુક વિષયોનાં પુસ્તકો તૈયાર કરવામાં જ થતો હતો; (૨) તેમ કરવાથી વિદ્યાર્થીઓની બધી શક્તિ અને વૃત્તિ કેળવણી પામતી નહોતી; અને (૩) કેળવણીની શરૂવાત અયોગ્ય રીતે મુલતવી રાખવામાં આવતી હતી. આ ત્રણ મુખ્ય દોષો લાગવાથી તે દૂર કરવાની તેને જરૂર જણાઇ અને તેથી તેણે

૧ પહેલું તો એ જ સિદ્ધ કર્યું કે જો કે બાળક કેળવણી લેવાની શરૂવાત તો જન્મથી જ કરે છે, અને દરેક બાળકની કેળવણી માટે તેના જન્મથી જ કાળજી રાખવાની છે, તોપણ નિશાળમાં કે શિક્ષકદ્વારા કેળવણી ત્રણ વરસની ઉમ્મર થાય ત્યાંસુધી મુલતવી રાખવી પડશે. પરંતુ તેથી મોડું કરવા જતાં બાળકના વિકાસ પર યથાયોગ્ય ધ્યાન આપી શકાતું નથી. માટે બાળકની કેળવણી તે ત્રણ વરસનું થાય ત્યારથી જ શરૂ થવી જોઇએ.

૨ બીજું, બાળકને માત્ર ભાષા, વ્યાકરણ કે ગણિત શીખવવાથી જ કેળવણી મળી જતી નથી. તેમ કરવાથી તો માત્ર મગજ કે યાદદાસ્તને કેળવણી મળે છે. બાળકની ખરી કેળવણીમાં તો તેની દરેકે દરેક શક્તિ, વૃત્તિ, ઇન્દ્રિય અને અવયવને કેળવણી મળવી જોઇએ. માટે શીખવાતા અભ્યાસક્રમમાં બહુ ન્યૂનતા રહેલી છે તે દૂર થવી જોઇએ. હૃદયની વૃત્તિઓ, શારીરિક અવયવો અને કલ્પના વગેરે બધી શક્તિઓનો સંપૂર્ણ વિકાસ ન થાય તો કેળવણી યથાયોગ્ય અપાઈ એમ કહેવાય નહિં.

૩. અને ત્રીજું, કેળવણી માટે માત્ર પુસ્તકો અને અક્ષરોનો જ ઉપયોગ થતો આવ્યો છે તે બરાબર નથી. બાળકોને દુનિયામા પ્રાણીઓ અને પદાર્થો વચ્ચે રહેવાનું છે અને તેથી બાળકોને તે બધા સાથે સીધો સંબંધ બાંધવા દેવો જોઇએ કે જેથી તેમનું સંસારનું જ્ઞાન સંગીન થાય, જાતિ અનુભવ પૂર્ણ થાય, અને પ્રભુનાં એક પ્રાણી તરીકે જગતમાં પોતાનું સ્થાન સમજી પોતાના જન્મનું સાર્થક્ય કરી શકે.

આવા ખ્યાલથી ફ્રોબેલે પોતાની નવી પદ્ધતિની શરૂવાત કરી. તે પદ્ધતિમા જે જે નિયમોનો સમાવેશ થાય છે તેમાંના મુખ્ય નીચે પ્રમાણે છે:—

૧. છોકરાંઓએ શાન્ત શ્રોતા અને જ્ઞાનના ગ્રહણ કરનાર નિષ્ક્રિય પાત્ર તરીકે રહેવાનું નથી. પણ પોતપોતાની ઇન્દ્રિયોને છૂટથી પ્રવર્તવા દઇ કાંઇક ક્રિયા કરનારા બનવું જોઇએ; અને એવી ક્રિયાદ્વારા પોતાની સર્વ શક્તિઓના વિકાસનું કામ સરળ બનાવવું જોઇએ.

૨. બાળકો ઉપર (૧)માં કહ્યા પ્રમાણે કરી શકે માટે કુદરતની પ્રેરણાને અનુકૂળ હોય તેવી જ શિક્ષણપ્રણાલી ગોઠવવી જોઇએ. કુદરતી રીતે જ બાળકો ક્રીડનપ્રિય હોય છે એટલે શાળામાં ક્રીડન-રમત ગમતને મુખ્ય સાધન ગણ્યું. રમત પણ સહેતુક અને સત્પરિણામી હોવી જોઇએ એ ખરૂં. પરંતુ નાનપણમાં બાળકોને તો એમ જ લાગવું જોઇએ કે તેઓ કુદરતનાં પ્રેરાયાં જ રમે છે.

૩. બાળકનો જડ અને ચેતન કુદરત સાથેનો સંબંધ હમેશાં ચાલુ રહેવો જોઇએ. ઘરમાં પળાતાં તથા મનુષ્યને મદદરૂપ થતાં પ્રાણીઓનું પાલન તથા સહવાસ અને ઝાડપાનનું કામ દરેક બાળકને આનંદ આપનારૂં અને આવશ્યક જ નીવડવું જોઇએ.

૪ રમતદ્વારા અને બીજી રીતે જે જે શીખવાય તે બધું સ્વાભાવિક સંબંધ ધરાવતું જ હોવું જોઇએ. શિક્ષણના એક કાર્ય સાથે બીજું કાર્ય એવી સ્વાભાવિક રીતે સંકળાયેલું હોવું જોઇએ કે છોકરાંઓ એકમાંથી બીજામાં સંક્રાન્ત થતાં તેમને નવીનતાનો કે ત્રુટિનો લેશમાત્ર ખ્યાલ થઇ આવવો જોઇએ નહિ.

૫. બાળકને સંસારમાં સૌની સાથે હળી મળી કાર્ય કરવાનું છે તેથી સમુદાયમાં રહી, સમુદાયને માટે અને સમુદાયના નિયમને તાબે રહી સર્વ સંગાથે જ કામ કરવું જોઇએ.

૬. આ પ્રમાણે જે કેળવણી મળે તે કેળવણીમાં મુખ્ય ધ્યાન બાળકની વૃત્તિ પર અને તેના વિકાસ પર રહેવું જોઇએ. બાળકને પોતાની મેળે જ કેળવણી લેવાની કુદરતી વૃત્તિને ઉત્તેજન મળે તેવું કરવું જોઇએ. શિક્ષણની પદ્ધતિ જ એવી હોવી જોઇએ કે બાળક પોતાની મેળે જ ઉક્ત હેતુ સિદ્ધ કરવા તરફ પ્રેરાય અને પોતાની બધી તાકાત પોતાનો વિકાસ કરવામા વાપરતું થાય.

આ નિશ્ચયો અને સિદ્ધાન્તો લક્ષમાં રાખી ફ્રોબેલે જે પદ્ધતિ ઘડી કાઢી તે પદ્ધતિથી તેણે પોતાની કિન્ડરગાર્ટનમાં કામ શરૂ કર્યું. તેણે 'કિન્ડરગાર્ટન' શાળામાં જે પદ્ધતિ વાપરી તેને સ્વાભાવિક રીતે જ 'કિન્ડરગાર્ટન પદ્ધતિ' એવું નામ મળ્યું અને તે પદ્ધતિ પ્રમાણે શીખવવા જે અભ્યાસક્રમ કલ્પી કાઢ્યો તે પણ 'કિન્ડરગાર્ટન અભ્યાસક્રમ' કહેવાયો.

કિન્ડરગાર્ટન પદ્ધતિમાં સરળ વાર્તાકથન, સહેલું ચિત્રકામ, નાનાં નાના ગીતો અને બાળકોની રમતોનો સમાવેશ થવા ઉપરાત, બહુજ ઉમંગી અને આનંદી, તથા પોતાના કાર્યમાં નિપુણ હોય તેવા શિક્ષકની ખાસ આવશ્યકતા છે. તેમ જ તે પદ્ધતિથી શીખવવું હોય તો શાળા સાથે નાનો સુનો બાગ તથા થોડાં ઘણાં પાળેલાં પ્રાણીઓ પણ હોવા જોઇએ, અને મકાન એવું સોઇદાર હોવું જોઇએ કે છોકરાંઓ છૂટથી હરી ફરી શકે.

'કિન્ડરગાર્ટન અભ્યાસક્રમ' વીશ 'બક્ષીસો'નો છે. પરતુ તે બક્ષીસો અને ઉદ્યોગોમાં

જ 'કિન્ડરગાર્ટન'નો સમાવેશ થતો નથી. બાળકનો સ્વભાવ ક્રીડનપ્રિય હોય છે અને તેથી તેઓ રમી શકે અને સાથે સાથે જ્ઞાન અને કેળવણી પણ મેળવતાં જાય તેવા હેતુથી, ફ્રોબેલે શિક્ષકની સગવડ વધારવા ખાતર અમુક ખેલો અને ઉદ્યોગો કલ્પી કાઢ્યા અને નાનાં બાળકને કેળવણીની શરૂવાત કેમ કરવી એ તે ખેલો દ્વારા બતાવ્યું. પણ તે વીશ બક્ષીસો જ કાંઈ 'કિન્ડરગાર્ટન' નથી. એ હકીકત ગુજરાતમાં સમજવામાં આવી ન હોય તેવું જણાય છે. કારણ 'કિન્ડરગાર્ટન' એ એક શાળા જ હતી એવું સુવિદિત હોવું જ જોઇએ છતાં તે અર્થ તો ઘણો દૂર રાખી, કિન્ડરગાર્ટન પદ્ધતિની પણ જોઇએ તેવી દરકાર ન કરી, માત્ર વીશ બક્ષીસો શીખવવામાં જ ગુજરાતના કિન્ડરગાર્ટન શિક્ષણની સમાપ્તિ થતી હોય તેવું જણાય છે. વીશ બક્ષીસોમાંથી પણ નિશાળોમાં રીતસર તો ભાગ્યે જ બે ચાર પાંચ શીખવાતી જોઈ હશે. ત્રણ વરસનાં બાળકને શીખવવાની પહેલી બક્ષીસ છ સાત વરસનાં બાળકને શીખવાતી જોઇએ, અને કાંઈ સમજ કે વસ્તુસ્થિતિના વિચાર વગર નકામા અને હાસ્યજનક પ્રશ્નો પૂછાતા સાંભળીએ, ત્યારે બહુ નિરાશા અને ખેદ થાય છે. આ પરિણામ આવવાનું મુખ્ય અને એકજ કારણ એ જ છે કે કિન્ડરગાર્ટન એ વીશ બક્ષીસથી બનતો વિષય નથી, પણ મૂળે તો, નાનાં બાળકોને સ્વાભાવિક રીતે કેળવણી લેવાની સગવડ કરી આપનાર એક સંસ્થા છે, અને પછી તે સંસ્થામાં જે પદ્ધતિથી કામ કરવાનું ખાળાવવામાં આવ્યું હતું તે પદ્ધતિ છે એ સમજ ગુજરાતમાં ભાગ્યે જ માલમ પડે છે. સંસ્થા અને પદ્ધતિની વાત ગલત કરી વીસ બક્ષીસોમાં જ 'કિન્ડરગાર્ટન'નો સમાવેશ કરી દેવામાં આવ્યો અને ટાઇમટેબલમાં પણ કેમ જાણે એક નવો વિષય હોય તેમ કિન્ડરગાર્ટનને સ્થાન મળ્યું. આવી સ્થિતિનું પરિણામ નિરાશાભર્યું અને હાસ્યજનક નીવડે એમા કાંઈ આશ્ચર્ય જેવું ન ગણાય. 'કિન્ડરગાર્ટન' એ એક વિષય નથી; વીસ બક્ષીસોથી જે ક્રમ ગોઠવાયો છે તે કાંઈ 'કિન્ડરગાર્ટન' નથી; તે તો કિન્ડરગાર્ટન શાળામાં કિન્ડરગાર્ટન પદ્ધતિ શીખવવા માટે સૂચનારૂપે તૈયાર કરવામાં આવેલા અમુક પાઠો જ છે. પાઠો ગોખાવવાથી શિક્ષણ મળી જતું નથી, તેમ વીસ બક્ષીસો જાણ્યાથી જ કાંઈ કિન્ડરગાર્ટન પદ્ધતિ સુજ્ઞાત થઈ જતી નથી—વીસ બક્ષીસો શીખવનારી નિશાળ કાંઈ કિન્ડરગાર્ટન બની જતી નથી. પદ્ધતિ એ આત્મા છે; બક્ષીસો માત્ર શરીર છે. આત્મા વિનાનું શરીર માત્ર શબ જ કહેવાય છે. ગુજરાતમાં આ જ્ઞાન શિક્ષકોમાં ફેલાશે તો જ અને ત્યારે જ કિન્ડરગાર્ટન કાંઈક લાભકારક બની શકશે.

પરંતુ, આત્મા જેમ શરીર વિના રહી શકતો નથી તેમ વીસ બક્ષીસ વિના કિન્ડરગાર્ટન પદ્ધતિની શરૂવાત ન થઈ શકે અને તે વિષે સંગીન માહેતી પણ મેળવી શકાય, માટે વીસ બક્ષીસો જાણવી એ તો જરૂરનું છે જ. તે વીસ બક્ષીસો કઈ કઈ છે અને કયા ક્રમમાં શીખવાય છે એ તો 'શિશુશિક્ષણ' કે તેના જેવાં પુસ્તકમાંથી કે ગુજરાતશાળાપત્રના જુના અંકોમાંથી જાણી શકાશે. પ્રથમ પિછાન આપવા માટે ટુંકામાં તેનું કથન કરવાથી લાભ તો નથી; તો પણ વાચકને તદ્દન અજ્ઞાત નહિ ગણતા તે બક્ષીસોનો સંક્ષિપ્ત

ઉલ્લેખ આપવો એ જરૂરનું માન્યું છે. બધી બક્ષીસો પેટીમા અલગ અલગ રાખવામાં આવે છે, અને તેનાં સાધનો બધાં લગભગ તૈયાર જ હોય છે. થોડીને બેસો અને થોડીને ઉદ્યોગો એવું નામ અપાયું છે. પહેલી બક્ષીસ ૭ જુદા જુદા રંગના દડાની બનાવેલી છે. રંગનું જ્ઞાન, તથા ઇન્દ્રિયના ઉપયોગથી તેની પિછાન, આપવા માટે ગોળ વસ્તુ હોય નાનાં બાળકોને રમવાનું ઉત્તમ સાધન ગણી પહેલી બક્ષીસ દડાઓની જ બનાવી છે. બીજી બક્ષીસમાં આકારનું જ્ઞાન વધારવાના હેતુથી દડા જેવો લાકડાનો એક ગોળો રાખી, તેની સાથે બીજા આકારો રાખવામાં આવ્યા છે અને મુકાબલાથી જ્ઞાન મેળવવાની કુદરતી પદ્ધતિને અનુકૂળતા મળે તેવી સગવડ રાખી છે. ત્રીજી, ચોથી, પાંચમી, અને છઠ્ઠી બક્ષીસોમાં એક ઘનના જૂદા જૂદા ભાગો કરી. તે ભાગોથી જૂદા જૂદા આકારો બનાવવાનું શીખવાય છે. ભાંગ ફોડ અને નવી બનાવટ એ નાનાં બાળકોની પ્રકૃતિને અનુકૂળ રમતો છે અને તેથી તેવી રમતને અવકાશ મળે અને તેની સાથે જૂદા જૂદા આકારો જાણવામાં આવે, પોતાના વિચારોને આકારદ્વારા વ્યક્ત કરવાની બાળકોને તક મળે અને તે બધા સાથે નવો નવો વિનોદ મળ્યા કરવાથી બાળકોનો ઉત્સાહ અને આનંદ ચાલુ રહે એવા હેતુથી આ બક્ષીસોની કલ્પના થએલી જણાય છે. સાતમી બક્ષીસમાં કાગળની જૂદા જૂદા આકારની અને રંગની તક્તીઓ છે—જેને ગોઠવવાની રમત કરતાં, આગલું જ્ઞાન પાકું થાય છે અને ઘન અને કટકાને બદલે માત્ર ઉપરની સપાટીથી જ કામ કરવાનું શીખાય છે. આઠમીમાં સળીના આકારો અને નવમીમાં બનાવેલા તેના ભાગના આકારો બનાવવાના છે. દશમીમાં બનાવેલા આકારોના ચિત્રોનું આલેખન કરવાનું છે. અગ્યારમીમાં કાણાં પાડવાનું, બારમીમાં પાડેલાં કાણાંમાં દોરો પરોવી આકારોની રૂપરેખા તૈયાર કરવાનું, તેરમીમાં કાગળ કાપી તેના જુદા જુદા મનોરમ આકાર બનાવવાનું, ચૌદમીમાં સાદડી ગુંથવાનું, પંદરમીમાં લાંબી પહોળી પટ્ટીઓને એકબીજાના આધારથી ગોઠવીને આકારો બનાવવાનુ, સોળમી અને સત્તરમીમાં જોડેલી પટ્ટીઓથી અને કાગળને વળ દઈ ગુંથવાની પટ્ટીઓના આકારો બનાવવાનું, અઢારમીમાં કાગળોને વાળીને આકારો બનાવવાનું, ઓગણીસમીમા સળીઓને પલાળેલા વટાણામાં ખોસી આકારો કરવાનું અને વીસમીમાં માટીના નમુનાએ કરવાનું કામ રાખવામાં આવ્યુ છે. આ બધી બક્ષીસો અને ઉદ્યોગો ફ્રોબેલે પોતાના દેશ કાલને ધ્યાનમાં રાખીને કલ્પેલ હોવા છતાં એ બધાંમાં ઘણાં ખરાં તો એવાં સર્વ સામાન્ય છે કે બધા દેશમાં અને બધે કાલે તેનો ઉપયોગ કરી શકાય. ત્રણ વરસનું બાળક થાય ત્યારથી કેવી કેવી રમતો તેને પ્રિય થઈ પડે અને તે રમતદ્વારા કેવી કેવી જાતનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે એ વિષે સંગીન વિચાર કર્યા પછી આ ક્રમ તૈયાર કરવામાં આવ્યો છે. તો પણ વખતના વહેવા સાથે, નવા અનુભવની પ્રાપ્તિથી, અને કેળવણીના ઉદ્દેશોમાં કાંઇ કાંઇ પ્રગતિ થવાનાં કારણે ફ્રોબેલની આ બક્ષીસોમાં સુધારા વધારા થયા છે. આપણે અંહિ તો માત્ર નકલીયા વૃત્તિ જ હોવાને લીધે, દેશકાળની ગણના ધ્યાનમાં લેવાતી જ નથી

તેનુ પરિણામ એ આવ્યુ છે કે ફ્રોબેલની બક્ષીસોમાં અને તેણે સૂચવેલા આકારોમાં આપણા જીવન પ્રમાણે જે કાંઇ ફેરફાર આવશ્યક જ નહિં, પણ અનિવાર્ય જ ગણવા જોઇએ

તેવા પણ ફેરફાર કરવામાં આવ્યા નહિ, અને જેવું ત્યાં તેવું આંહિ દાખલ કરી દીધું. બાળકોની ઉમ્મરનો તફાવત પણ લક્ષમાં લેવામાં ન આવ્યો, એટલે ત્રણ વરસનાં છોકરાંને શીખવવાની રમતો સાત વરસના બાળકોને શીખવવા લાગી; પ્રશ્નો પણ તેવા ને તેવા જ પૂછાવા લાગ્યા—આકારોમાં છોકરાંની સ્વભાવ વૃત્તિ અને આસપાસના સંજોગોનું ધ્યાન આપવામાં ન આવે તો ફ્રોબેલનો મુખ્ય સિદ્ધાન્ત જ ઉંધો વળી જાય છે એ પણ ધ્યાનમાં ન રહ્યું. અને ક્રૉસ ત્યાં દરેક છોકરૂં જન્મથી જુએ, પણ આંહિ તો છોકરાંને તેનું ભાન સરખુ ન હોય, તો પણ ત્યાં પહેલો આકાર ક્રૉસ હોય માટે આંહિ પણ તે જ જોઇએ એમ માની માત્ર વાંદરીયા બુદ્ધિથી જ બક્ષીસો શીખવવા લાગ્યા અને પરિણામ એ આવ્યું કે કિન્ડરગાર્ટન પદ્ધતિ જેવી વિશ્વવંદ્ય પદ્ધતિ આંહિ નિંદ્ય થઇ પડી! કિન્ડરગાર્ટન પદ્ધતિ સામે કાંઈ વિરોધ આજે ગુજરાતમાં દેખાય છે તે આવા કારણોને લીધે જ જન્મ પામ્યો છે. કિન્ડરગાર્ટન પદ્ધતિ તો શિક્ષણ અને કેળવણીની એક એવી સ્વાભાવિક અને સર્વાનુકૂળ પદ્ધતિ છે કે તે પદ્ધતિ સામે વિરોધ હોઈ શકે જ નહિં—તેના પ્રયોગમાં જેટલી બેદરકારી અને સાધારણ સમજનો અભાવ બતાવવામાં આવે તેટલો તેને સામે વિરોધ ઉપસ્થિત થાય ખરો, પણ તે વિરોધ પદ્ધતિ સામે નહિં, પણ પ્રયોગ સામે જ છે એમ સમજવું જોઇએ. ગુજરાતમાં કમભાગ્યે આ ભેદ સમજાયો નથી અને ખાસ કરીને ત્રણ વાંધા તે પદ્ધતિ સામે બતાવવામાં આવે છે. પહેલો તો એ કે તે પદ્ધતિ અનુકૂળ નથી. આ વાંધો પદ્ધતિના અજ્ઞાનથી જ ઉભો કરવામાં આવે છે. દરેક બાળકને, કુદરત કેળવણી આપે છે જ—તે કુદરતનાં કાર્યમાં મદદરૂપ થઇ, બાળકની કેળવણી સફળ થાય, સાર્થક થાય, સ્વાભાવિક રહે, અને બાળક ખરો મનુષ્ય બને એ જ હેતુ કિન્ડરગાર્ટન પદ્ધતિનો છે અને તે બરાબર સમજવામાં આવે તો પદ્ધતિ સામેનો વિરોધ જન્મ પામી શકે નહિં. વિરોધ છે તે માત્ર પ્રયોગ સામે છે—પ્રયોગોમાં દેશકાળાનુસાર સુધારા વધારા ન થવાને લીધે તે વિરોધ વ્યાજબી છે એમ સ્વીકારવું જોઇએ; પરંતુ તેટલું સ્વીકાર્યાથી પદ્ધતિ સારી નથી એમ કહી શકાશે નહિ. બીજો વાંધો તે પદ્ધતિ ખર્ચાળ છે એવો લાવવામાં આવે છે. આ વાંધો પણ પ્રયોગ માટે જોઇતી બુદ્ધિ ન વાપરવાને પરિણામે જ ઉભો થાય છે. થોડામાં થોડા ખરચે કિન્ડરગાર્ટન પદ્ધતિથી કામ લઈ શકાય તેવું છે રમતો અને બક્ષીસો બધા પરદેશથી જ લાવવા જોઇએ કે અમુક જાતના જ હોવા જોઇએ એવો ખોટો આગ્રહ દૂર કરી સ્થાનિક સાધનોનો ઉપયોગ કરવામાં આવે તો ખરચ વધવાનો સંભવ નથી. ત્રીજો વાંધો શિક્ષકો નથી એવો આગળ કરવામાં આવે છે. આ વાંધો બતાવવામાં આવે છે એ જ ગુજરાતનું હતભાગ્ય સૂચવે છે; બાળકેળવણી જેવા દેશને ઘડવામાં બહુ જ જરૂરના વિષયમાં બેદરકારી કેટલી બધી છે એ તો જેમણે તે સંબંધે વિચાર કર્યો હશે તે જ જાણતા હશે અને ખેદ પામતા હશે. તે વિષે સંચલન કરી લોકોને કાંઈ ભાન આપવાને બદલે શિક્ષકો નથી માટે પદ્ધતિ અનુકૂળ નથી એમ કહેવાની જે હિંમત ધરવામાં આવે છે એ તો એટલું જ બતાવે છે કે સારા પરિણામ માટે કે દેશના ખરા ઉદ્ધાર માટે કાંઈ વિચાર સરખો કરતા નથી—માત્ર વ્યાપારી બુદ્ધિથી—અને તે પણ અચુકટ અણસમજણ ભરેલ વ્યાપા-

રીની ટુકી બુદ્ધિથી—તુર્ત લાભ ન થાય માટે સારો જ ન કરવો એવા ખોટા ખ્યાલો બાંધે છે. શિક્ષકો ન હોય તો તે તૈયાર કરવાનું નબની શકે તેવું નથી. જેમ બધી બાબતમાં કરવું પડે છે તેમ જોઇતી વસ્તુ માટે યોગ્ય શ્રમ લેવાય, યોગ્ય ધન ખરચાય, તો પછી શિક્ષકો તૈયાર નહિં થાય એમ કહી શકાશે નહિં. આમ આ ત્રણ મુખ્ય વાંધાઓ તો તદ્દન પાયા વગરના જ છે. કિન્ડરગાર્ટન પદ્ધતિને ગુજરાતમાં જે તક મળવી જોઇએ તે મળી જ નથી એટલે તેને વિષે વિરુદ્ધમાં મત બાંધવામાં કાંઇ પણ જાતનું ઔચિત્ય હોય એમ માની શકાશે જ નહિં.

કિન્ડરગાર્ટન પદ્ધતિ સર્વને અનુકૂળ છે, બાળકની કેળવણીને સ્વાભાવિક સરળતા આપનારી છે, અને સર્વ દેશમાં સર્વ કાળે ઘટતા ફેરફાર સાથે સ્વીકરણીય છે એમ કહ્યા પછી એટલું પણ સ્વીકારવું ઘટે છે કે તે પદ્ધતિ કાંઈ સર્વાંશે પરિપૂર્ણ નહોતી, હજી થઈ નથી. પ્રભુએ મનુષ્યને આપેલી પરિમિત બુદ્ધિ પ્રમાણે મનુષ્ય પોતપોતાની કલ્પના રજુ કરે છે, અને એ સ્વાભાવિક જ છે કે તે કલ્પનામાં નવીનતાનાં દર્શનનો અવકાશ હોય. બાળકની કેળવણી માટે ફ્રોબેલે જે રસ્તે વિચાર કર્યા હતા તે જ રસ્તે વિચાર કરનાર, અને અનુભવ લેનાર દાક્તર બાઈ મૉન્તેસોરીને* કિન્ડરગાર્ટન પદ્ધતિમાં ઘણા ઘણા સુધારા વધાર આવશ્યક જણાયા. તે બાઇએ સિદ્ધ કરી બતાવ્યું કે સ્વાભાવિક કેળવણી પર અને બાળકની સ્વતંત્ર વિકાસ વૃતિપર કિન્ડરગાર્ટન પદ્ધતિનો મૂળ આધાર હોવા છતાં, તે પદ્ધતિ માટે ઘડાયેલા અભ્યાસક્રમ પ્રમાણે કામ કરતાં મૂળ હેતુનો જ સંહાર થઈ જાય છે. વળી બીજી વાત એ બતાવી કે કિન્ડરગાર્ટન પદ્ધતિમાં બાળકને ખરો મનુષ્ય બનાવવા માટે ખાસ ભાર મૂકવામાં આવે છે, છતાં કેટલીક ઉપયોગી બાબતોમાં કિન્ડરગાર્ટન અભ્યાસક્રમ કાંઈ પણ શિક્ષણ આપી શકતો નથી. અને તે ઉપરાંત બાળકની ઉમ્મર વિષે પણ વિચાર કરી સિદ્ધ કર્યું કે શિક્ષણ અને કેળવણીનું કાર્ય હજી પણ વહેલું શરૂ કરી શકાશે. ત્રણ વરસને બદલે બે વરસ પૂરાં થાય ત્યારથીજ બાળકને હાથમાં લેવું જોઇએ એમ તે બાઇએ સૂચવ્યું, અને કિન્ડરગાર્ટન પદ્ધતિના મૂળ સિદ્ધાન્તોને સ્વીકારી, તેના પ્રયોગો અને અભ્યાસક્રમમાં ઘણોજ ફેરફાર કરી પોતે એક નવી જ પદ્ધતિ, જગતની આગળ રજુ કરી. તે પદ્ધતિ પણ જો યોગ્ય રીતે સમજાયા વિના, કે શિક્ષકો તૈયાર કર્યા વિના દાખલ કરવામાં આવશે, તો કિન્ડરગાર્ટન પદ્ધતિ સામે જે વાંધા કાઢવામાં આવે છે તેવા જ તેની સામે પણ ઉપસ્થિત કરવામાં આવશે. પરંતુ, અત્યારે આપણે તે વિષે લખવાનો પ્રસંગ નથી. માત્ર એટલું જ બતાવવાની જરૂર હતી કે કિન્ડરગાર્ટન પદ્ધતિ બહુ જ સ્વાભાવિક અને સર્વાનુકૂળ પદ્ધતિ હોવા છતાં, તેમાં સુધારા વધારાનો અવકાશ હતો, અને બાઈ મોન્તેસોરીએ તે બતાવી બાળકેળવણીના વિષયને બહુ મોટો લાભ કર્યો છે. આવું હોવા છતાં કિન્ડરગાર્ટન પદ્ધતિ કાંઇ નકામી કે નિરુપયોગી થઈ ગઈ નથી—થઈ જઈ શકે નહિં. અનેક

---

* મૉન્તેસોરી શિક્ષણ પદ્ધતિ વિષેનો લેખ ગયા અંકમાં પ્રસિદ્ધ થયો છે.

તન્ત્રી.

વાર કહેવામાં આવ્યું છે તે વળી ફરી એકવાર કહેવાની જરૂર જણાય છે કે કિન્ડરગાર્ટન પદ્ધતિ એ બાળકેળવણીની એક એવી સંગીન પદ્ધતિ છે કે શિક્ષક થવા ઇચ્છનારે, અને માતાપિતા થનાર દરેક શખ્સે, તે પદ્ધતિના સિદ્ધાન્તો સારી પેઠે સમજવા જોઇએ. નાનાં બાળકને કુદરત જ કેળવણી આપ્યે જાય છે—તે કુદરતનાં કાર્યમાં મદદરૂપ બનવું, બાળકોની સ્વાભાવિક વૃત્તિ શક્તિને વિકાસ આપતા જઈ, તેની દરેક ઇન્દ્રિય અને અવયવને યોગ્ય કેળવણી મેળવતા થવા દેવું, અને બાળક એક ખરા મનુષ્ય તરીકે દેશને, જગતને, અને પ્રભુને સંતોષ આપે તેવો બને એ જોવું, એ કિન્ડરગાર્ટન પદ્ધતિનો મુખ્ય ઉદ્દેશ છે. તે પરિણામ લાવવા માટે જે જે પ્રયોગો અને અભ્યાસક્રમ બતાવવામાં આવે તેમાં દેશકાળ અનુસાર ફેરફાર થયા જ કરે એ અનિવાર્ય છે; પણ તેવા ફેરફારથી મૂળ સિદ્ધાન્તને અસર થતી નથી એ પણ દેખીતું જ છે. આ પ્રમાણે કેળવણી આપવામાં કિન્ડરગાર્ટન સ્થાપનાર ફ્રોબેલે જે જે નિશ્ચયો મુખ્ય માન્યા હતા તે તે ઉપર ગણવામાં આવ્યા છે. બાળક એક ખરો મનુષ્ય બને માટે તેની દરેકે દરેક શક્તિ, વૃત્તિ, ઇન્દ્રિય, અવયવ યથાપ્રશસ્ત કેળવાવાં જોઇએ. શરીરને સારી રીતે કસીને તૈયાર કરનાર, મન મગજને વિકસાવી આત્મવિકાસ સંપૂર્ણ કરનાર, સંસારમાં ઉપયોગી સેવા કરનાર અને પ્રભુનાં કાર્યને પિછાની, પ્રભુના પ્રેમને પોષી, પ્રભુના એક બાળક તરીકે એક નમ્ર, નિષ્પાપ અને સુંદર આત્મા તરીકે પ્રભુને ચરણે પોતાનું સર્વસ્વ સમર્પણ કરનાર ખરા મનુષ્યો બનાવવા એ કિન્ડરગાર્ટ પદ્ધતિનો ઉદ્દેશ છે—તે ઉદ્દેશ પાર પાડવા માટે દેશકાલાનુસાર અભ્યાસક્રમ તૈયાર કરવો એ તે પદ્ધતિ સમજનાર સર્વ વ્યક્તિની ફરજ છે. આવી જાતની સમજ ગુજરાતમાં સર્વવ્યાપી થાય અને ગુજરાતને અનુકૂળ પ્રયોગો કલ્પી કાઢનાર પ્રતિભાશાળી વ્યક્તિ તુર્ત પ્રકાશમાં આવે એવી ઈશ્વરની પ્રાર્થના છે.

હિમ્મતલાલ ગણેશજી અંજારિઆ.

---

# બાળપોથી ઉપર દૃષ્ટિપાત.

આ લેખમાં બાળપોથીનાં પત્તાં ફેરવતાં જે અવગુણ ભાસ્યા તેનું પત્રક માત્ર કરવાની ધારણા છે. પ્રો. ધ્રુવના આદેશ પ્રમાણે એના ગુણનુંયે વિવેચન કરવા પ્રયત્ન કર્યો હોત તો આત્માનું કલ્યાણ થાત એવો સંભવ ખરો. પરંતુ આવી સમાલોચનાનો મુખ્ય હેતુ, ગુર્જર બાળકોના હાથમાં મૂકાતું સાહિત્ય સર્વાંગસુંદર તો નહિ (સર્વાંગસૌંદર્ય રાષ્ટ્ર સૂત્રધાર નથી ત્યાં લગી તો અસાધ્ય જ અને રાષ્ટ્રના હાથમાં તંત્ર આવે તે પચ્છીયે કષ્ટસાધ્ય) પણ યથાશક્તિ યથામતિ દોષમુક્ત કરાવવું એટલો જ હોય છે; પરિણામે, એમાં ખોડખાંપણનું જ દિગ્દર્શન આવે. વાચનમાળાના વિદ્વાન્ કર્તાઓ વિદ્વાનને તો સાર કથળ સમાન મૌનરૂપ આભૂષણ

ન સજે અને પોતાથી નાનેરા સંઘાતે દયાભાવે ચર્ચા કરવામાં હીનપદ કે ખોટ્ય ન સમજે તો કેવું સારું ?

પૂઠા ઉપર મેક્‌મિલનનું નામ છે તે સ્થાને મણિલાલ ઇચ્છારામ દેસાઇનું નામ કેમ નથિ ? એ મારો પેલો પ્રશ્ન છે. ગુજરાતી અને એવા બીજા શ્રીમંત છાપખાનાવાળાઓને, વાણિજ્યના કટોરામાં સ્વદેશપ્રીતિનું ટીપુ બે ટીપાં નાખવા અને મેક્‌મિલનને મારી હઠાવવા વીનવિયેં તો એમાં આપણે બહુ અઘટિત યાચના કરી નહિ ગણાય. છાપવાનું મુલ તો સદ્‌ભાગ્યે અદ્યાપિ આંહીં જ રહ્યું છે; પણ તેય થોડા વર્ષમાં વિલાયત જવા મંડે તો આશ્ચર્ય નહિ થાય.

પૂઠાના અંતરંગ ઉપર પ્રસ્તાવના છે તેના ચોથા ખંડમાં આ વાક્ય આવે છેઃ—'તેની **સામા** ચિત્ર ને ચિત્રનું નામ **આપેલું** છે.' આમાં કાં તો **સામાં** અને **આપેલાં** જોઇયે, નહિ તો **સામુ** (અથવા **સામે**) જોઇયે. ગુર્જરીનાં મુખં ભ્રષ્ટ એટલે સુધી કે વાચનમાળામાંય વિશુદ્ધિની આશા ગગનકુસુમવત્ ?

પેલા પાઠને મથાળે ચિત્ર આપ્યું છે (પાનું ૧૩) તે જોઈને વિચારપરંપરા સ્ફુરે છે. ચિત્રકારે ત્રણ કૃષ્ણમૂર્તિયોની સ્થાપના કરી છે. ચિત્રકારના હૃદયમાં વનિતાવાત્સલ્ય (શિવલ્રી chivalry) ઊછળે છે ને ઊભરાઇ હાલે છે, એટલે જગદંબાનાં બેય સ્વરૂપ ખુરશી ઉપર બિરાજેલ છે. ભારતની દરિદ્રતાનું ધ્યાન ધરી કોઇ કદાચિત્ કહે કે પુત્રીનું આસન પુત્ર જેવું જ હવે, પરંતુ એ આસન દૃષ્ટિગોચર નથિ એટલે સંદેહનો લાભ લેવાનો આપણને અધિકાર છે. મંગળમૂર્તિયોના શ્યામ સ્વરૂપમાં પણ પ્રૌઢ અર્થ રહ્યો છે; સૌન્દર્યની પરાકાષ્ઠાનો આપણને સાક્ષાત્કાર કરાવનાર ભગવાન્ કૃષ્ણચંદ્ર વાને શ્યામળા જ હતા, એટલુ જ નહિ પણ જે બન્ધુઓની દુર્દશા કરીને આપણે આપણી વર્તમાન અધોગતિના ભાગી થયા છિયેં અને જેમના ઉદ્ધારમાં જ આપણો પણ ઉત્કર્ષ સંભાયેલ છે એ બન્ધુઓ પણ શ્યામવર્ણા છે. મૂર્તિ ઊજળી હોત તો આપણે [illegible] જેવા છિયેં એવો ભ્રમ ઉપજ્યો થાત, કાળમુખા છિયેં એ સત્યની વિસ્મૃતિ થાત, [illegible] પદ્ધતિ [illegible] પોચવા કેવા ભગીરથ પરિશ્રમની અપેક્ષા છે એ હિતોપદેશ [illegible], કે શિક્ષકો તૈયાર કર્યા [illegible]. ધર્મરાજની સભામાં વાણિયાબ્રાહ્મણને ઉંચું જ અને [illegible] જે વાંધા કાઢવામાં આવે છે તેવા [illegible] આવો બોધ શ્રવણેન્દ્રિયના [illegible] સતત [illegible], અત્યારે આપણે તે વિષે લખવા વ્યવસાય આદરી માત્ર [illegible] બતાવવા [illegible] હતી કે કિન્ડરગાર્ટન પદ્ધતિ બહુ જ [illegible] સર્વાનુકૂળ પદ્ધતિ હોવા છતાં, તેમાં સુધારા વધારાનો અવકાશ હતો, [illegible] સોરીએ તે બતાવી બાળકેળવણીના વિષયને બહુ મોટો લાભ કર્યો છે. [illegible] કિન્ડરગાર્ટન પદ્ધતિ કાંઇ નકામી કે નિરુપયોગી થઈ ગઈ નથી—થઈ જઈ શકે, હતો તે કારણ

* મૉન્તેસોરી શિક્ષણ પદ્ધતિ વિષેનો લેખ ગયા અંકમાં પ્રસિદ્ધ થયો હો રૂપમા ઉદ્દેશ

મ.

બેઠી છે? પ્રાતઃકાળના કિંવા રાંધાના કે પરછી મધ્ય રાત્રના ‘ચાહિભોગ’નાં દર્શન થાતાં લાગે છે. કલિયુગમાં ભગવાન્ નિર્ધનનારાયણરૂપે જ અવતરે છે, તેથી મેજ ઉપર ત્રણ જણ વચ્ચે એક જ પ્યાલો એટલી પરિમિત સામગ્રી ધરાઈ જણાય છે. ‘ચા. ચા જર’, ‘ચા ચા થઈ’ આ વચન તો શ્રાસિયાના ઘરમાં પ્રાહુણા સારુ પાંચે પકવાન્ન તૈયાર કર્યાની વાત ચાલતી હતી એ જ પંક્તિનાં હશે. ક્ષુધાશાન્તિગૃહમાંથી કદાચ એક જ પ્યાલો નૈવેદ્ય મગાવ્યું હશે. અને એક ‘કપ’ના ત્રણ ભાગ પડે એ વિપત્તિને વારવા સારું જ કદાચ માતા યશોદા કુંવર કનૈયાને મધની તાણ્ય કરતાં હશે. પણ કલિયુગના કનૈયામાં કૃષ્ણચંદ્રનો કાંઇક અંશ ખરો એટલે તે તો ‘કપ’વાળા પ્રસાદનો જ સત્યાગ્રહ કરે છે. મહીમાંખણ દુર્લભ થઈ ગયાં, પરછી ધૈર્ય સો ધૈર્ય, ચા તો ચા. પેટનો પાતાળકૂવો પૂર્યે જ છૂટકો. ગમે તેમ કરીને તત્ક્ષણ જ જઠરાગ્નિની ટાઢી હાર્યા વિના હાલતું નથિ. સમય એવ કરોતિ બલાબલમ્. સમયધર્મ એ જ પરમધર્મ એટલે દૂધ પદભ્રષ્ટ થયું અને ચાનો પટ્ટાભિષેક થયો. Le roi est mort, vive le roi. મહારાજા મરણ પામ્યા, પણ જીવો મહારાજા.

જેણે ચિત્ર કર્યાં હોય એણે વેઠ્ય જ ઉતારી છે, જેમ આવ્યા તેમ આડા ઊભા મારી દીધા છે. મનુષ્ય સારાં ન ચિત્ર્યાં તે તો જાણે ઠીક પણ ગાય-ઘોડા ઇ. બિચારાં પશુઓ ઉપરે દૈવને દયા નથિ આવી.

૧૫ મે પાને મામાને માથે મરાઠી ડફલું ( પાઠ ૭ ) છે તે અર્થસૂચક છે. એક તો મુંબઈ પ્રાન્તમાં મરાઠી પ્રજા સર્વોપરિ છે એ વસ્તુસ્થિતિનું એમાં પ્રતિબિંબ છે. તે ઉપરાંત, ગુર્જર પ્રજામાં સ્વમાન–આત્મશ્રદ્ધા કાંઇક ન્યૂન છે અને પારકું એટલું સારું ગણીને સ્વીકરવાની વિપરીતવૃત્તિ પ્રધાન છે એનો અનાયાસે ધ્વનિ નીકળે છે. ગૂજરાતની ઉદારચરિતતા પરિસીમાએ જ પોંચી છે. જેટલા જગતમાં દેશ એટલા પ્રકારના વેશ પેરવાવાળા ગૂજરાત સોરઠ વિના બીજા કોઇ પ્રદેશમાંથી મળવા કઠિન. વે. શા. સં. વેદમૂર્તિ મહીસુરા વૈદ્યશાસ્ત્રિયોને મસ્તકે ભ્રમણ કરતાં મરાઠી ચકરડાં, મહાત્માઓને શિરે દીપી નીકળતી બંગાળી બત્તિયો, રાજાને માથે બિરાજી રહેલ સાફા ઇ. ઇ. થી માંડીને બુટલેર્–પંક્તિયે સ્થાપનારી ટોપિયોનો આપણામાં સુકાળ છે. મહારાજા ગાયકવાડે કદાપિ ગુર્જરવસ્ત્ર પેર્યાં નથિ એટલા સારુ રા. રા. નાનાલાલ કવિના નેત્રમાંથી શોકની અશ્રુધારા છૂટે છે, કવિરાજને પોતાને માથે અમે અશોભતી સાફલી દીઠી છે પરંતુ અમારે હતભાગ્યે સૌરાષ્ટ્રીય ફેંટો અથવા ગૂજરાતી પાઘડી જોયાનું સ્મરણમાં નથિ. સાત સાત વર્ષે શરીર નવું જ રચાય છે એ વાત સાચી હોય તો હવે મહારાજા ગાયકવાડના દેહના ધાતુમાત્ર ગુર્જર અન્નોદકે બંધાઈ ગયા હશે તથા તેમને ઉપાલંભ મળે છે તેનું ખરું પાત્ર ગૂજરાત છે, જેને સંસર્ગદોષે તેમની અધોગતિ થઈ, અને કવિરાજનો હમ્પ્સ શાંણી સાસરે જાવાની કલ્પનાય ન કરે અને ગાંડીને શિક્ષા દે એના જેવો છે. આ સ્થળે આંટિયાળી પાઘડીને વળગી રહેલ ગોંડળ–ઠાકોર સા. અને દેશી ચકીના સંગી મોરબી–ઠાકોર સા. એ બે નૃપતિઓને ધન્યવાદ દેવો ઘટે છે. વીર્યવતી પ્રજા પ્રસંગે બીજી પ્રજાનો વેશ નથિ ધરતી એમ નથિ; પણ આપણામાં તો, વેશ આપણો સ્વામી

કરી લઘુ બનાવવો આ તો ઠીક, પણ અક્ષર ને અક્ષર ભેગી નાંખનાં। મહાકવિયોનું રુંવાડું ફરકતું નથિ, અને ત્રાતા કોઇ છે' નહિ' એ જાણતા છતાં ત્રાહિ ત્રાહિ ગડપ ફાગી જાય છે. આ અત્યાચાર દિવસે દિવસે એવો સામાન્ય થાતો જાય છે કે, આ ઠીક નથિ થાતું એટલો ઉદ્‌ગાર કરવો તે પણ સાહસનો અવધિ જાણે ન હોય એવું મનને લાગી જાય છે. નિત્ય ઊઠીને અશુદ્ધ જ દેખતા હોઇયેં તો એ અશુદ્ધ છે એવો વિચાર જ થોડા સમય પછી ઉદ્‌ભવે નહિ અને અશુદ્ધ સર્વશુદ્ધ ભાસવા મંડે એ સત્યનો આ જ્વલંત દૃષ્ટાન્ત છે. એટલે બાળપોથી તો આ અઘટિતઘટનાથી મુક્ત રહે તો ઠીક એવી અભિલાષા રાખવી તે અયોગ્ય જ. સાંપ્રતકાળના લગભગ સર્વ કવિમાં પ્રસાદગુણનો અત્યંતાભાવ છે એવી સ્થિતિમાં બીજા પરિણામની આશા નહિ. સાહિત્યમાં રાજ્ય પોપાંબાઇનું છે, ધણી ધોરી કોઇ છે નહિ. સ્વતંત્રતાની યોગ્યતા નથિ, પરતંત્રતા ખમાતી નથિ, અતંત્રતા વર્તી રહી છે. +સર્વેપિ યત્ર નેતારઃ સર્વે પંડિતમાનિનઃ। ન વ્યયો વયસાં કાર્યો ધીમતા તત્ર સર્વથા ॥ આવી કાંઇક સ્થિતિ છે.

૩૦ મે પાને ચાંદા તથા તારાના ગીત છે તે વિષયે થોડુંક સૂચવીને લેખ સમાપ્ત કરીશું. ચાંદા વિષયે કવિ કહે છે,

× × × અર્ધો ધરે મુગટ, આખો ધરે, મા,
આવે ન કદી હાલો, × ×

'ચંદ્રમા ક્યારેક અર્ધો મુગટ ધરે, ક્યારેક આખો ધરે છે' આ મુગટ તે ચંદ્રબિંબ જ કે બીજો કોઇ? અને બિંબ ચંદ્રનો મુગટ તો શી રીતે કહ્યો? 'આવે ન કદી હાલે', આ વાક્યમાં કવિની વિવક્ષા મને તો અગમ્ય છે. કોઇ સહૃદય સમજાવે તો મોટી કૃપા. તારા વિષયે લખે છે,

× × × અંધારી રાતે એ દેવ કેરી આંખો,
નાનકડી ઉઘાડે તેજ કેરી પાંખો

આમાં કલ્પના બહુ ક્લિષ્ટ છે. તારાને દેવની આંખનું રૂપક આપ્યું છે તે નવતર અને અઘરું છે, પરંતુ 'આ દેવની આંખ તેજની પાંખ ઉઘાડે છે' એમ કહે છે ત્યારે તો * 'ગંડસ્યોપરિ પિટિકા સંવૃત્તા' જેવો પ્રકાર થાય છે. આંખને પાંખ હોય ખરી? પાંખ કદાચિત્ હોય અને તે બંધ હોય તો આંખ ઓળખી શકાય કેમ?

લીલાપુર. અભયાનુજ.

---

+ જ્યાં સર્વ નેતા—અગ્રેસર બને છે અને સર્વ પોતાને પંડિત માને છે ત્યાં બુદ્ધિમાને વયમાન વેણુ નાખી ન દેવું.

* ગંડ—ગુમડા—ઉપર ફોલ્લી થઈ.

# હિન્દુસ્થાનનું આર્થિક જીવન.*

[ સર ટી. ડબલ્યુ. હોલ્ડરનેસના એક પ્રકરણનો અનુવાદ. ]

"India, therefore, feeds and to some extent clothes its population from what two-thirds of an acre per head can produce. There is probably no country in the world where the land is required to do so much."

*Sir. T. W. Holderness*

હિન્દુસ્થાનના લોકની આર્થિક સ્થિતિ—એ કરતાં થોડાક જ વિષય ઉપર એ કરતા અધિક ચર્ચા થતી હશે. બ્રિટનના ટાપુઓની વસ્તી કરતાં હિન્દુસ્થાનના લોક બહુ જ વધારે ખરાબ સ્થિતિમાં છે, તેઓ દિવસે દિવસે વધારે ગરીબ થાય છે કે વધારે તવંગર? તેઓની વધતી જતી સમૃદ્ધિ કે ગરીબાઇ, જે રાજ્ય નીચે તે વસે છે તેને લીધે કેટલે અંશે ઉત્પન્ન થયેલી છે?

તવંગર કે ગરીબ ? એ ચિત્ર

પરદેશના લોકની આર્થિક અવસ્થા એની માત્ર બાહ્ય પરિસ્થિતિ ઉપરથી નક્કી કરવી તે કરતાં કશું જ વધારે કઠિન નથી. સર ફ્રેડ્રિક ટ્રીવ્ઝ એમણે પૂર્વ દેશમાં પોતાના પ્રવાસની હકીકત આપતાં હિન્દુસ્થાન અને એના લોક એણે એમના મન ઉપર કરેલી અસર નોંધી છે. એ કહે છે કે "હિન્દુસ્થાનના પુરુષ સ્ત્રીઓ અને છોકરાંની ઘણી મ્હોટી સંખ્યા મનુષ્ય જીવનનાં ઓછામાં ઓછા સુખની લીટી કરતાં કાંઈક નીચે, અને ભૂખમરાની લીટી કરતાં કાંઇક ઉપર,—એ સ્થાને છે." એ કહે છે કે "દેશ ગૃહહીન જેવો દીસે છે." એ દારિદ્ર્ય અને શોકની જોનારના મન ઉપર છાપ મૂકે છે. ગાંમડાં માટીની દિવાલોના ઘણાં દયામણાં ગુંછળાં છે અને તે જ્યાં ત્યાં એકાદ માટીથી ભર્યા તળાવની આસપાસ જમીન ઉપર થાપી દીધાં છે." એથી ઉલટું, સર જૉન સ્ટ્રેચી હિન્દુસ્થાનના પોતાના લાંબા પરિચયને પરિણામે આ પ્રમાણે નોંધ કરે છેઃ "એ નિઃશંક છે કે સાધારણ આબાદીની સ્થિતિમાં વસ્તીના પ્રમાણમાં હિન્દુસ્થાન કરતાં આપણા દેશમાં ( ઇંગ્લંડમાં ) વધારે તંગી અને અતિશય કંગાલ હાલતછે. હિન્દુસ્થાનના ખેડુતની ઝુંપડી સ્વચ્છ અને એના વિચાર પ્રમાણે જોઇએ તેટલા આરામનું સ્થાન છે. એની પાસે વસ્ત્ર બહુ નથી પણ એને બહુની જરૂર પણ નથી. શિયાળામાં ટાઢ સહન કરવી પડે છે. સાધારણ સ્થિતિમાં એ ઇચ્છે છે તે જાતનો ખોરાક એને જોઇએ તેટલો મળી રહે છે. એ એના પોતાના જ ખેતરમાં અથવા વાડીમાં પાકે છે, જેમ કે બાજરી, ઘઉં, ચોખા, શાક ભાજી વગેરે. એની પોતાની ગાયના તથા ભેંસના દૂધમાંથી એને

* આર્થિક માળા લેખ—૩.

પણ હિન્દુસ્થાનની બધી જ જમીન સારી અને પાણીની સગવડવાળી હોતી નથી તથા દરેક કકડો ઓછામાં ઓછો પાંચ એકરનો હોતો નથી. કેટલાક ખેડુતને પાંચ એકર કરતાં બહુ વધારે હોય છે તેથી બીજાને પાંચ કરતાં બહુ ઓછી હોય છે અને જે માણસને પાંચ કરતાં ઓછી હોય છે અને તે પણ ઉતરતી જાતની તે માણસ અને તેનું કુટુંબ હિન્દુસ્થાનના ધોરણ પ્રમાણે પણ ગરીબ હોય છે.

જમીનદાર ખેડૂત કરતાં નીચે જમીન વગરના લોકનો મોટો વર્ગ છે, જે પૈસાદાર ખેડૂત માટે ખેતરમાં મજુરી કરીને ગુજરાન ચલાવે છે. તેઓનું ગામડાના જનસમાજમાં ચોક્કસ સ્થાન હોય છે અને તેઓ જો કે ગરીબ હોય છે અને ઓમને મજુરીનો બદલો પણ થોડો આપવામા આવે છે તો પણ જમીનદાર વર્ગની એક ફરજ મનાય છે કે કાઠાં વર્ષોમાં તેઓનો જીવનનિર્વાહ કરવો. તે ઉપરાંત ગામડાંમાં બીજી કેટલી વસ્તી હોય છે કે જે જમીન ખેડતી નથી પણ જેનુ ગુજરાન ચલાવવાની ગામડાની ફરજ હોય છે; જેમકે ગામડાનો કુંભાર, લુહાર, મોચી, સુતાર, હજામ, ધોબી અને શરણાઈઓ. તેમાં સુતાર-લુહાર એ ખેડૂતનાં હળ વગેરે ખેતીના સાધન બનાવે છે, ચામડીઆ અને મોચી કામ તૈયાર કરી આપે છે, વગેરે. આ બધાંઓને

ગ્રામસ્થા અને સુન્દર ગ્રામજીવન.

કાપણી વખતે અનાજમાંથી અમુક ભાગ મળે છે તે ઉપરાંત તેઓના બીજા પણ કેટલાક હકો હોય છે. આખું વર્ષ બધાં કુટુંબો પોતપોતાની સત્તા પ્રમાણે દાન કર્યા કરે છે., આવી દંભરહિત પરોપકારવૃત્તિ જે હિન્દુસ્થાનના જનસમાજની સઘળી ભૂમિકાઓમાં નજરે પડે છે એ એના જીવનની એક સુંદરમાં સુંદર રેખા છે. એ ફક્ત ગામડામાં જ જોવામાં આવતી નથી. તથાપિ ગામડામાં એ બહુ ઉત્તમ રીતે પ્રકાશે છે. દરેક ગામડાને એના અશક્ત અને વગરાં નિર્ધન મનુષ્યો તથા એના નિરાધાર બચ્ચાંઓ ભિખારીઓ તથા કામ કરતાં શરમાતા એવા ઢોંગી ધૂતારાઓ પણ પોષવાના હોય છે. પશ્ચિમના દેશોમાં ગરીબને ભીખ માગતા અટકાવવાનો કાયદો તથા ગરીબનુ ગુજરાન ચલાવવાની રાજ્યની ફરજ એ બે કારણને લઇ આ જાતનું દાન ત્યાં જોવામાં આવતું નથી. પણ પૂર્વમાં એ એક ધાર્મિક ફરજ મનાય છે, અને કુટુંબ અને નાતના મજબુત અને પવિત્ર સંબંધોને લીધે પશ્ચિમ જેવા ગરીબના નિર્વાહના કાયદાની જરૂર રહેતી નથી. આ કરતાં ઇંગ્લાંડ અને હિન્દુસ્થાન વચ્ચે કોઇ પણ વધારે ગંભીર તફાવત નથી, દુકાળ અને તંગીનાં વર્ષ સિવાય ગરીબોના નિર્વાહની રાજ્યને માથે ફરજ નથી

હિન્દુસ્થાનનું ગામડાનુ જીવન એક આદર્શ જીવન છે અથવા તો એમાં દયાળુ મનથી જોતાં કાંઈ દુઃખકારક નથી એમ કહી શકાશે નહિ. બાળમરણ અને સામાન્ય જાનનું

બીજી બાજુ.

નુકસાન પુષ્કળ છે. ઇંગ્લાંડમાં જે રોગ, આરોગ્ય અને વૈદકશાસ્ત્રના બળથી, સારાં ઘરથી, અને રહેવાની સારી રીતથી જીતાયા છે તે હિન્દુસ્થાનમાં જોસથી પ્રવર્ત્તે છે. પ્લેગ જે ઇંગ્લાંડના લોકોને ૧૪ મા સૈકામાં 'કાળું મૃત્યુ' એ નામે જાણીતી હતી તે હાલ વર્ષોમાં

(૧૮૯૭ થી ૧૯૧૧) ૭૦ લાખ એટલે કે વધેલા લંડન અને એના પરાંનાં કરતાં પણ વધારે વસ્તીને ખેંચી ગઇ છે. કોલેરા શીતળા અને ટાઢીઓ તાવ દેશમાં કાયમ નિવાસ કરી રહ્યો છે અને એકંદર મળી લાખો માણસના જાન હરે છે. ઇલાજથી મટાડી શકાય એવાં મૃત્યુ ઘણાં થાય છે પણ, રાજ્યના હાથમાં જે સાધારણ સાધનો છે તેનાથી તે મટાડી શકાતાં નથી. યુરોપના વૈદકશાસ્ત્ર પ્રમાણે ચાલતી જાહેર ઇસ્પિતાલો અને દવાશાળાઓ દેશમાં ઠેર ઠેર છે એનાથી ઘણો મંદવાડ અને દુઃખ દૂર કરાય છે. પણ હિન્દુસ્થાનના લોકનો મ્હોટો ભાગ વૈદકશાસ્ત્રની મદદ વિના જ મરી જાય છે એમ કહીએ તો ચાલે. છતાં વસ્તી વધે છે એ બતાવી આપે છે કે ત્યાં જીવનની શક્તિ મૃત્યુની શક્તિ કરતાં બળવત્તર છે. પણ લોકો નિરાશાથી નસીબને શરણે થાય છે. એમના ધર્મ ઉપર જે શાંત વિષાદની છાયા પડેલી હોય છે અને જે થકી તેઓનું માનસિક દૃષ્ટિબિન્દુ રચાયેલું હોય છે, તે છાયા એની ભૂમિ ઉપર પડે છે અને એની દશા ઉપર અસર કરે છે. અને આ મૃત્યુના મૂળમા આ શારીરિક કારણ નથી એમ નહિં કહેવાય. આ પ્રમાણે આખા હિન્દુસ્થાનમાં ગામડાના જીવનની બંધાયેલી જાડી રૂપરેખા છે વસ્તીના $\frac{9}{10}$ ગામનું આ જીવન છે પાંચ હજાર કરતાં વધારે વસ્તીવાળાં એવા શહેરમા માત્ર $\frac{1}{10}$ ભાગ રહે છે. આપણે હિન્દુસ્થાનનાં મ્હોટાં શહેરો મજાંથી સાંભળીએ છીએ પણ તે બે હાથની આંગળીએ ગણી શકાય છે. બે લાખ કરતાં વધારે વસ્તીવાળાં એવાં દશ શહેર પણ નથી એમાંનાં ચાર બંદર છે, જે ઘણે ભાગે બ્રિટિશ મૂડી અને વેપારથી અસ્તિત્વમાં આવ્યા છે, ચાર, દિલ્હી લાહોર લખનૌ, અમદાવાદ એ ચાર જુનાં રાજ્યોની રાજ્યધાની છે અને એક કાશી એ હિન્દુ ધર્મનું પવિત્ર નગર છે. આથી ઉલટું ઇંગ્લાંડમાં સેંકડે ૯૦ ટકા વસ્તી દશ હજાર કરતાં વધારે વસ્તીવાળાં શહેરોમાં રહે છે. અને ૨૫ ટકા વસ્તી ૨॥ લાખ કરતા વધારે વસ્તીવાળાં નહેરમાં રહે છે. ઇંગ્લાંડમાં ખેતી એ છ કે સાત મોટા ઉદ્યોગોમાંનો એક છે અને પ્રજાની સમસ્તની આવકમાં એ પ્રમાણમાં થોડોક જ ભાગ આવે છે. હિન્દુસ્થાનમાં મુંબાઇ અને કલકત્તા બાદ જે કાંઇ ધન ઉત્પન્ન થાય છે એ મ્હોટી જાગીરોના ભાડામાંથી થાય છે. ઉત્તર હિન્દુસ્થાનમાં ખાસ કરીને બંગાળા અને આગ્રા અયોધ્યાના સંયુક્ત પ્રાન્તમાં મ્હોટા જમીનદારો છે, જેઓની આવક અંગ્રેજી અર્થમાં પણ મ્હોટી ગણી શકાય અને જેઓની જાગીર હજારો એકરની હોય છે. તેઓ, પૂર્વના બીજા દેશોની માફક હિન્દુસ્થાનમા પગપૂર્વથી જમીનની માલકી ભોગવતું એવું રાજ્ય અને ખેડુત યાને ગામડાંનો જનસમુદાય એ બેની વચ્ચે દાખલ થયેલા છે. તેઓ શી રીતે અસ્તિત્વમાં આવ્યા એનો ઇતિહાસ આપતાં અત્રે બહુ લંબાણ થઇ જાય. તેઓમાંના કેટલાક પ્રાચીન લોકનાયકને સ્થાને છે, જેમ હાલમાં કેટલાક સ્કૉટીશ જમીનદારો ત્યાંની કોમોનાં અમલના અગ્રણીના વંશજો છે તેમ, બીજા કેટલાક મોગલ રાજ્યના સમયના ઇજારદારોના વંશજો છે, જે ઇજારદારોને ખેડુતોની જમીનની વિઘોટી વસુલ કરી બાદશાહી તિજોરીમાં ભરવાના કામ બદલ જાગીર આપવામાં આવી હતી. આમાંથી ગમે તે રીતે

હિન્દુસ્થાન મ્હોટે ભાગ ગામડાનો દેશ

એમની જમીનદારી ઉત્પન્ન થઇ હોય પણ ખેડૂત પ્રત્યેનું તેઓનું સ્થાન બ્રિટિશ રાજ્યથી તથા બ્રિટિશ રાજ્યના જમીનદારીના કાયદાને લીધે મજબુત થયું છે તથા તેઓનું ધન પણ વધ્યું છે. જુના દેશી રાજ્યના સમયમાં ખેડુતો પાસેથી એકઠી કરેલી જમાબંદીનો ... પણ તેઓ રાખી શકે તો બહુ હતું; બ્રિટિશ અમલદારીમાં તેઓને ... રાખવા મળે છે. અને બંગાળા કે જ્યાં રાજ્ય પ્રત્યેનો એમનો કર યાવચ્ચંદ્ર દિવાકરૌ એ નક્કી થયેલો છે ત્યાં તો જમીનના ભાડામાં અને ખેતીના વિસ્તારમાં વધારો થવાથી તેઓને બહુ લાભ થઇ ગયો છે. જમીનદારીના કાયદા સંબંધી એટલે કે જમીનદારના હક ઉપર અંકુશ મુકી એમના હાથ તળેના ખેડુતોના રક્ષણ માટેનાં કાયદા વિષે ગમે તે અભિપ્રાય ધરાવવામાં આવે પણ હિન્દના ખેડુતોનો આ પ્રકારના રક્ષણ માટે મજબુત હક છે એમાં શંકા નહિ. હિન્દી સરકારે આ હક સ્વીકાર્યો છે અને તેઓના હિત માટે વખતો વખત કાયદા કર્યા છે. દરેક પ્રાન્તમાં તાબાના ખેડુતનું ભાડુ વધારવાની તથા એને ખેતરમાંથી કાઢી મુકવાની જમીનદારની સત્તા કાયદાથી સારી પેડે નિયંત્રિત કરવામાં આવી છે.

ઉપર પ્રસંગોપાત્ત આપણે ગામડાના જનસમાજ વિશે વાતકરી અને એના વર્ણનમાં એમ કહ્યું કે એ જનસમાજ સ્વપર્યાપ્ત હોય છે એટલે કે એની સઘળી જરૂરીયાતો ગામડાની માંહેથી જ પૂરી પડે છે. જે ગામડાના ખેડુતો હોય છે ત્યાંનાં જ ખેતરના મજુરો પણ હોય છે, તથા ગામડાના કારીગરો નેસ્તી વાણીઆ અને સરકારનો વહીવટ કરનાર પણ ત્યાંના જ રહેવાસી હોય છે. હિન્દુસ્થાનના ગામડાના જનસમાજનું બંધારણ, ત્યાંના લોકની સંયુક્ત જવાબદારી, અને ગામની એકઠી માલકીની જમીનને લગતા તથા ખેડાણ જમીનની વહેંચણીને લગતા એના ધારાઓ ઇત્યાદિ વિષે ઘણી વિદ્વત્તા ભરેલી ચર્ચાઓ થયેલી છે. લડાઇ અને તોફાનનાં વખતમાં ગામડાની જનસંસ્થા કેવી મજબુત ટકી રહી છે એ પણ આપણું ધ્યાન ખેંચે છે. આ ગામડાના જનસમાજ વિશે ઇ. ૧૮૩૦માં લખતાં એક નામાંકિત અમલદાર સર ચાર્લ્સ મેટકાફ લખે છે કે

ગ્રામસંસ્થા—એની પ્રશંસા.

" જ્યાં બીજું કશુ ટકતું નથી ત્યાં આ ગામડાની જનસંસ્થાઓ ટકેલી જોવામાં આવે છે. રાજ્યવંશો એક પછી એક ગબડી જાય છે, પરિવર્તે પછી પરિવર્ત થયે જાય છે, હિન્દુ પઠાણ મોગલ મરાઠા સીખ ઇંગ્લીશ એક પછી એક દેશના માલીક બદલાતા જાય છે પણ ગામડાની સંસ્થાઓ એની એ રહે છે. તોફાનના વખતે તેઓ શસ્ત્ર ઝાલી પોતાનાં રક્ષણની મજબૂત તૈયારી કરે છે. દુશ્મનનું લશ્કર દેશમાં ... ચાલ્યુ જાય છે. ગામડાના લોક પોતાના ઢોર ગામમાં પૂરે છે અને દુશ્મનને બીજી ...ના પાસેથી ચાલ્યો જવા દે છે. એમને લુટી લેવામાં આવે અથવા જાન માલની ખુવારી કરવામાં આવે અને શત્રુનું બળ અટકાવી શકાય એવું ન હોય તો દૂર સગાંવહાલાંના ગામડાઓમાં જઇને વસે છે અને તોફાન પસાર થઇ જાય છે એટલે તેઓ પાછા ઘેર આવી પોતાનો ધંધો ફરી માડે છે. એક જમાનો નષ્ટ થઇ જાય પણ તે પછીનો જમાનો પાછો આવ્યા વિના રહેતો નથી. ગામડાના જનસમાજનુ આ ઐક્ય જેથી દરેક ગામડું એક ન્હાનું સરખું રાજ્ય બની રહે છે તેને લીધે હિન્દુસ્થાનના લોકનું અસંખ્ય

પરિવર્તનોમાં પણ રક્ષણ થયું છે અને તેઓના સુખનું એ એક મોટું કારણ છે. અને એને લીધે જ તેઓ ઘણી ખરી સ્વતંત્રતા ભોગવી શકે છે." હિન્દુસ્થાનના ગામડાના જન સમાજનું બંધારણ એ એક પ્રાચીન સંસ્થા છે એ આપણને પેલા પ્રાચીન જમાનાનું સ્મરણ આપે છે કે જ્યારે જનસમાજ એક પૂર્વજના પુરુષ વંશમાં જન્મેલા કુટુંબો મળીને બનેલા હતાં. થીઓડોર મોરીસને એમના "ઇકોનોમીક ટ્રાન્ઝિશન ઑફ ઇન્ડીઆ" નામના પુસ્તકમાં બતાવ્યું છે કે હિન્દુસ્થાનની ગામડાની સંસ્થાના જે લક્ષણો છે તે બીજા દેશમાં પણ એક વખતે હતાં અને તે કેટલાંક આર્થિક કારણોથી ઉદ્‌ભવે છે. જેમકે પ્રાચીન ફ્રાન્સમાં ગામડાંના જનમંડળની રાજાને કર ભરવાની સંયુક્ત જવાબદારી હતી જે જવાબદારી તેઓ વહેંચી લેતા. ગામડાના રાવણીઆઓ તથા રખારીઓ રાખવામાં આવતા જેઓને આખા ગામ તરફથી દરેક ખેડુતની ઉપજના પ્રમાણમાં રકમ ઉઘરાવી એકઠી કરી આપવામાં આવતી. હિન્દુસ્થાનનું ગામડું જે આર્થિક સ્વતંત્રતા ભોગવતું હતું અને ગામડાની સઘળી જરૂરી બાબતો ત્યાંને ત્યાં પૂરી પડતી તેનું એક કારણ એ હતું કે જુના વખતમાં વ્યવહારનાં બહુ સાધન નહતાં. દેશી રાજ્યના સમયમાં ગાડાને જવા આવવાને મ્હોટા રસ્તા ન હતા અને મ્હોટા જથામાં માલ ખપાવવાના બજારો ન હતાં, મુસાફરી પણ જોખમ ભરેલી હતી કારણ કે પોલીસ ન હતી અને લડાઇ અને લુંટફાટ એ દેશની સામાન્ય સ્થિતિ હતી. દરેક ગામ એકલવાયું હતું અને તેથી તેને પોતાના નોકર મજુર અને કારીગર રાખવાની જરૂર પડતી. વસ્તી છૂટાં છૂટાં ગામોમાં વીખરાયેલી પડી હતી અને આથી મજુરીને હળવાથી ફરી શકાય તેવી રીતે તેની વહેંચણી કરી શકાતી નહિ. યુરોપનો દરેક દેશ આ સ્થિતિમાંથી પસાર થયો છે, પણ જ્યારે યુરોપમાં એ સંક્રાંતિ થઈ અને સ્થાનિક જુદાઈ છેલ્લાં સો દોઢસો વર્ષમાં તોડી નાંખવામાં આવી ત્યારે હિન્દુસ્થાનમાં એ ૧૯ મી સદીની શરૂઆતમાં શરૂ થયું. છેલ્લાં ત્રીસ વર્ષમાં જ રેલ્વે હિન્દુસ્થાનમાં બહોળી પથરાઇ છે. વળી ત્યાં સારા રસ્તાઓ ઘણાજ થોડા હતા. વિભક્તતા અને આર્થિક સ્વતંત્રતા વાળું ગામડું યુરોપમાંથી નાશ પામી ગયું. તે પછી પણ હિન્દુસ્થાનમાં તે કાયમ રહ્યું. એ જનસમાજમાં એક જુના જમાનાના બંધારણનું ચિહ્ન છે અને તે હવે જ અસ્ત પામતું જાય છે. સર થીઓડોર મોરીસન લખે છે કે અર્વાચીન શહેર જેમાં અંગ્રેજ લોકોનો મ્હોટો ભાગ રહે છે એની હયાતીનો આધાર દર દેશ સુધી ચાલતી આપ-લે ઉપર છે અને જુદાં જુદાં ઔદ્યોગિક અવયવના પરસ્પર આશ્રય ઉપર વર્તમાન જનસમાજ સ્થાયેલો છે. પ્રાચીન જનસંસ્થાનું લક્ષણ તે ગામડાંનું પરસ્પર અસંબદ્ધતા અને સ્વતંત્રતા છે. એક ત્રણ દહાડાની રેલવેની હડતાલથી ઇંગ્લાંડના ઉદ્યોગ કેવા અટકી પડે છે તથા એમાં કેટલી બધી અવ્યવસ્થા આવી જાય છે તેનો આપણને અનુભવ છે. હિન્દુસ્થાનમાં બધી રેલવે બંધ થઇ જાય તો પણ ઘણુંખરું ગામડાંની જનસંસ્થા એમનું શાંત જીવન નિર્ભયે ભોગવ્યાં કરશે.

બીજી બાજુ: એના કારણ વિષે સર થિયોડોર મૉરિસનનો મત.

હવે આપણે હિન્દુસ્થાનમાં દુકાળ એટલે શું એ સમજી શકવાની સ્થિતિમાં આવ્યા. જે દેશને કેવળ ખેતી ઉપર જ આધાર રાખવો પડે છે તેના એક વખત પણ પાક ખરાબ

દુકાળ અને એનું નિવારણ.

ઉતરવાથી પાયમાલી થઈ જાય છે. એ એક ઉદ્યોગમાં પેદાશ થતી નથી અને તેની અસર દરેક જણને ખમવી પડે છે. હિન્દુસ્થાનની ખેતીનો આધાર અરબીસમુદ્ર અને બંગાળના અખાતના વાયુથી ઉત્પન્ન થતા વરસાદ ઉપર છે. અને એ વરસાદ ઓછો પડે વા ન પડે એવું કોઇ કોઇ વાર બન્યા કરે છે. કેટલીક વખત એ તંગી દેશના થોડાક જ ભાગમાં હોય છે અને કેટલીક વખતે એમાં મ્હોટા ભાગ પણ સપડાય છે. પણ કોઇ વખતે એમ બનતું નથી કે જ્યારે આખા હિન્દુસ્થાન ઉપર વરસાદ પડ્યો ન હોય. આ છેલ્લી હકીકત અગત્યની છે કારણ કે એનો અર્થ એ છે કે નબળા વર્ષમાં પણ જે અનાજ ઉગ્યું હોય તથા આગલાં વર્ષમાંથી જે બચ્યું હોય તે મળીને દેશમાં લોકથી બીજા બાર મહીના કાઢી શકાય છે. પણ તે ત્યારેજ બને કે જ્યારે અનાજ દૂર પ્રાન્ત સુધી ઝડપથી લઇ જઇ શકાય. અસલ વારામાં આ થઈ શકતું નહિં દરેક ગામડું છુટું પડેલુ હતું અને દરેક પ્રાન્ત એથી પણ વધારે છુટેલો પડેલો હતો. આ પરિસ્થિતિમાં જે વિશાળ ભાગમાં વરસાદની તંગી પડે ત્યાં એ સંકટનો કોઈ ઈલાજ કરી શકાતો નહિં. દુકાળ એના પૂરેપુરા અને ભયંકરમાં ભયકંર સ્વરૂપમાં ફરી વળતો. કેટલીક ભાગ્યશાળી વ્યક્તિઓ તેમજ ગામડાંઓએ કદાચ ખોરાકનો જથ્થો પોતાને જોઇએ તેટલો ભરી રાખ્યો હોય પણ ઘણાખરા લોક તો આવા દુકાળમાં ભરી પરવારતાં અથવા દુકાળની ભૂમિની બહાર જઇ જેમ તેમ ગુજરાન કરતાં. છેલ્લાં ત્રણસે વરસમાં હિન્દુસ્થાનના ગામડાઓની સ્થિતિની પૂરેપૂરી નોંધ મેળવી શકીએ તો એકપણ લગ કર દુકાળથી લોક કેવા નાશ પામી જતા હતા એ આપણે જાણી શકીએ.

આ અર્થમા હવે હિન્દુસ્થાનમાં દુકાળ રહ્યો નથી. માત્ર સરકારનાં દફતર અને લોકની ભાષામાં હજી ચાલે છે. પણ એનો અર્થ એટલો જ રહ્યો છે કે પાણીની તંગી અને તેથી ઉત્પન્ન થતી અનાજની મોંઘવારી. એનો અર્થ એવો નથી કે અનાજ નથી અને લાખો માણસ અનાજ વગર ભૂખમરાથી મરી જશે. આમ સ્થિતિ બદલાવાનુ કારણ છેલ્લા ૪૦ વર્ષમાં હિન્દી સરકારે દાખલ કરેલી રેલ્વે અને નહેરો બાંધવાની આર્થિક નીતિ છે. અત્યારે હિન્દુસ્થાનમાં ૩૧૦૦૦ માઇલ રેલ્વે છે અને ૨૩૦ લાખ એકર જમીન નહેરથી વાવવામાં આવે છે. આ આંકડાના બે અર્થ થાય છે. નહેરોનો અર્થ એ કે વરસાદ ન પડે તેવા વર્ષમાં પણ પુષ્કળ જમીન ખેડી તથા વાવી શકાય છે અને પાક ઉતારી શકાય છે. બીજું રેલ્વેનો અર્થ એ કે નહેરોવાળી જમીનમાં પેદા થયેલો ખોરાક દૂર પ્રાંત ઝડપથી લઇ જઇ શકાય છે અને અનાજની ખોટ નિવારી શકાય,છે. એક લશ્કરી રૂપક વાપરીએ તો દુકાળ રૂપી દુશ્મને જે વસ્તી ઉપર ઘેરો ઘાલ્યો હોય તે વસ્તીને રેલ્વે અને નહેરો વડે સરકાર દુશ્મન સામે મદદ કરી શકે છે. આખી સ્થિતિની કુંચી અનાજ કેમ પુરૂ પાડવું એમાં રહેલી છે અને એ કુંચી આપણા હાથ આવ્યુ એટલે તંગીમાં આવેલી વસ્તીને મદદ કેવી રીતે આપવી તેટલોજ ગોઠવણનો પ્રશ્ન રહે છે. એ ગોઠવણ આ પ્રમાણે કરવામાં આવી છે. કે ખેતી વગર જેઓ ધધા વગરના થઇ ગયા હોય છતાં કામ કરવાને મજબુત હોય તે-

, મને માટે સરકાર તરફથી મ્હોટાં જાહેર કામ ખોલવાં અને તેઓને મજુરી આપવી અને છોકરાં તથા ઘરડાં તથા અપગ એને મફત મદદ કરવી. દુકાળ સામે લડતનું કામ બહુ મ્હોટું શ્રમવાળું છે અને એની વિગતનો તથા કામ કરવાની રીતનો પહેલેથી વિચાર અને નિર્ણય કર્યા વગર તે બની શકતું નથી. દરેક પ્રાંતમાં આમ કરવામાં આવ્યું છે અને દુકાળ સંબંધી કાયદો ઘડવામાં આવ્યો છે. દુકાળ સંબંધી કાયદો એટલે તગીના સમયમાં લોકોનું સંકટ કેવી રીતે ઓછું કરવું એટલુ જ. આ કામમાં ખર્ચ પણ ઘણું થાય છે, કરોડો રૂપીઆનુ થાય છે, પણ તે માટે હવે હિન્દુસ્થાનમાં કાયમની ગોઠવણ થઇ છે. જેમ ઇગ્લાંડમા ગરીબ સંબંધી કાયદો છે તેમ. દરેક વર્ષે એ માટે એક જુદી રકમ કાઢી રાખવામાં આવે છે જેને દુકાળના વિમાની ગ્રાન્ટ કહે છે.

આ પ્રમાણે હિન્દુસ્થાનમા દુકાળ સામે લોકનું રક્ષણ કરાય છે. હજી પણ આવા દુકાળથી લોકને કષ્ટ ઘણું થાય તથા પાકનુ નુકશાન થાય તથા મૃત્યુની સંખ્યા પણ વધે. પણ જુના વખતમાં જેમ ગામડાંઓ દુકાળના ઓઘમાં તણાઇ જતા તેમ ન થતાં હવે તે સ્થિર ઉભાં રહે છે અને એક વરસનું નુકશાન બીજા વર્ષમાં વાળે છે. પૂર્વે દેશી રાજ્યોમાં દુકાળ એ વસ્તીના વધારા ઉપર અંકુશ રૂપે કામ કરતું. બ્રિટિશ રાજ્યમાં યુદ્ધ અને અંધાધુંધી જતાં રહ્યાં છે અને દુકાળની વિનાશકારક ધાર બુઠ્ઠી થઈ છે, ત્યારે વસ્તી ઘણી વધી છે. ગુજરાનનાં સાધનના પ્રમાણમાં એ વધારે વધી જશે એમ દેખાય છે. છેલ્લા ત્રીસ વર્ષમાં હિન્દુસ્થાનની વસ્તી ૨૦ ટકા એટલે ૫ કરોડથી વધારે વધી છે. અત્યારે એ ૩૧॥ †કરોડ છે. આ સંખ્યા બહુ મોટી છે. હિન્દુસ્થાનની હાલની ઔદ્યોગિક સ્થિતિમા યુરોપને ધોરણે આવડી મ્હોટી વસ્તી ગુજરાન ચલાવી શકે એ અશક્ય છે. પણ ત્રીસ વર્ષ ઉપર વસ્તીને ગુજરાનનાં જે સાધનો હતાં તેના કરતા અત્યારની વસ્તીને વધારે સારા સાધનો છે એમ કહેવામાં હરકત નથી. ટુંકામાં હિન્દુસ્થાનની ખેતી અને ઉદ્યોગની ઉપજ વસ્તીના કરતા વધારે ઝડપથી વધી છે. રેલ્વે અને નહેરોના કાર્યથી હિન્દી સરકારે દેશને દુકાળમાંથી બચાવ્યો. એટલું જ કર્યું નથી એની ઉત્પાદકશક્તિ વધારી છે. પંજાબમાં લાખો એકર ફળદ્રુપ જમીન વરસાદની સીમાની બહાર રહેવાથી ઉજડ અને અણખેડેલી પડી રહેતી, ત્યાં હવે નહેરનાં સમૃદ્ધ સંસ્થાનો બની ગયાં છે. તે જ સાથે રેલવેએ ખેડુતોને માટે દૂર દેશ સુધી મ્હોટાં બજારો ઉઘાડી આપ્યાં છે. બીજા પ્રાંતોમાં પણ ખેતીના વિસ્તારને આ જાતની મદદ મળી છે. આથી હિન્દુસ્થાન સામાન્ય આબાદીના વર્ષમાં તેની વધેલી વસ્તીનો ખોરાક પુરો પાડી શકે છે એટલું જ નહિ પણ અનાજ, શણ, તેલનાં બીયાં વગેરે ૧૦૦૦૦૦૦૦૦ પાઉન્ડનો માલ પરદેશ ચઢાવી શકે છે.

હિન્દુસ્થાનમાં ઔદ્યોગિક પરિવર્ત હજી શરૂ જ થાય છે. હજી સુધી તો એની અસર મુખ્ય ઉદ્યોગ ખેતી તે ઉપરજ જણાયેલી છે. અસલની ગ્રામસંસ્થા હવે છુટી અને સ્વતંત્ર મટતી જાય છે. એ હવે દૂરનાં બજારો માટે વાવેતર કરે છે અને હિન્દુસ્થાનની બહા-

† ૧૯૦૧ના વસ્તીપત્રકમાં. અત્યારે તો ૩૩.

**બ્રિટિશ રાજ્યથી થવા માંડેલો આર્થિક અભ્યુદય**

રની પ્રજાના વેપારના સમુદ્રમાં હવે એ ખેંચાય છે. આ ફેરફાર સાથે એનાં જોખમ પણ રહેલાં છે. અને કેટલાક એ જોઇ ખેદ પામે છે. પણ તે અનિવાર્ય છે અને એકંદર સરવાળે એનાથી લાભ છે. મજુર વર્ગ હવે વધારે ફરતો, એક સ્થળેથી બીજા સ્થળે જઇ શકતો, થયો છે, અને તેથી તે વધારે કાર્ય કરી શકે છે. ખાંડ અને બીજા અર્વાચીન કારખાનાના ઉદ્યોગો જુદેજુદે સ્થળે દેશના અંદરના ભાગમાં તેમજ દરિઆકાંઠે સ્થપાયેલા છે. એ ઉદ્યોગોમાં સોનાની અને કોલસાની ખાણો, રૂ સુતર અને શણના યાંત્રિક શક્તિથી ચાલતાં યન્ત્રો, ચાહ અને કાફીનાં વાવેતરો એટલાં ગણાવવાં બસ છે. આ અને બીજા ઘણા ઉદ્યોગો વધતા જાય છે એથી મજુરીનુ પણ બજાર ઉત્પન્ન થયું છે  તેથી મજુરીની હરીફાઇ તથા શિક્ષિત અને અશિક્ષિત મજુરીની રોજી આખા દેશમાં વધી છે. દશ વર્ષ ઉપર ઉત્તર હિન્દુસ્થાનમાં બે આને ખેતીનો મજુર મળતો. હવે રોજીનો દર બેવડો અને કેટલેક ઠેકાણે તો ત્રણગણો થઇ ગયો છે. કુશળ સુતાર લુહારની રોજી એ કરતા પણ વધારે પ્રમાણમાં વધી છે  જેઓ હિન્દુસ્થાનને ઉત્તમ રીતે જાણે છે તેઓને તેના ઔદ્યોગિક વિકાસમાં શ્રદ્ધા છે.

આ પ્રકરણના શરૂઆતના પ્રશ્નનો જવાબ એ છે કે હિન્દુસ્થાનમાં ગુજરાનનું ધોરણ તે પશ્ચિમના દેશનું ધોરણ નથી. એ કરતાં એ ઉતરતું છે. પણ નિર્ધનતા એ સાપેક્ષ શબ્દ છે અને આ સરખામણીના ધોરણમાં તફાવત એ માત્ર વધારે ઓછાનો તફાવત નથી પણ પ્રકારનો તફાવત છે. હિન્દી ધોરણ બ્રિટિશ અમલ સ્થપાયા પછી અને એને લીધે પહેલાં કરતાં ચઢ્યુ છે, તે હજી ચઢે છે, અને અત્યારે જોઇ શકાય છે તે પ્રમાણે તો એ ભવિષ્યમાં પણ ચઢ્યાં કરશે.

[વસન્ત ઑફિસ.]*

---

* આ લેખના સર્વ વિચારો અમને ગ્રાહ્ય છે એમ નથી. પણ વિદેશી અર્થશાસ્ત્રીઓ હિન્દુસ્થાનની આર્થિક સ્થિતિનો પ્રશ્ન કેવી રીતે વિચારે છે, તથા એમના વિચારના મુદ્દા શા છે એ સારી રીતે લોકની જાણમાં આવવું જોઇએ—એ હેતુથી આ જાતના લેખ પ્રસિદ્ધ કરવામાં આવે છે. પ્રકૃત લેખમાં એક અત્યન્ત મહત્ત્વની હકીકત અપાએલી છે એ ધ્યાનમાં રાખવાની છે—તે એ કે **"હિન્દુસ્થાન માણસ દીઠ ક્ષે એકર જમીનના પાકમાંથી પેટ ભરે છે અને શરીર ઢાંકે છે! પૃથ્વી ઉપર બીજો કોઈ એવો દેશ નહિ હોય કે જ્યાં જમીન ઉપર આટલો બધો બોજો પડતો હશે."**

# ચર્ચાપત્ર.

## આર્યા અને ગીતિનું સ્વરૂપ અને મ્હારા અભિજ્ઞાન શકુન્તલ નાટકમાંની આર્યાઓ અને ગીતિઓ.

રા. રા. વસન્તના તંત્રી,

અમદાવાદ.

મહેરબાન સાહેબ,

૧. "ગીતિનું સ્વરૂપ" એ તેના વિદ્વાન કર્તાએ તા ૨૭-૯-૧૯૧૬ નો પૂરો કરેલો નિબન્ધ આપનો પોષ માસનો અંક આજે મળતાં તેમાં પૂરો થયેલો જોઇને આનન્દ થાય છે. આવો કીંમતી નિબન્ધ સમ્પૂર્ણ પ્રકટ કરતાં આપને આટલો સમય લાગ્યો, તો આ આપને મોકલું છું તે લખાણ—આપ સ્વીકારશો તો યે—પ્રકટ થતાં કેટલો વખત લાગશે એવી શંકા તો થાય છે, પણ તેનું સમાધાન એ રીતે કરી લઉં છુ કે સામાન્ય રીતે ટુંકુ તો લખું છું જ, અને આ ખાસ ટુંકું લખીશ, કે બહુ વિલમ્બ ન થાય, અને આપને મ્હારા લખાણના કકડા કરી નાખવા ન પડે.

૨ એ નિબન્ધ સાથેનો મ્હારો દૂરદૂરનો સમ્બન્ધ છે, તે આપના વાંચનારાઓના ધ્યાનમાંથી ખસી ગયો હશે જ, માટે તે તેમને પ્રથમ સંભારી આપવા રજા લઉં છું. એ નિબન્ધની ઉત્પત્તિ "અનાર્ય" * રા. રા. મગનલાલ ચતુરભાઇ પટેલના અભિજ્ઞાનશાકુન્તલ ઉપર લખેલા ચર્ચાપત્રમાંથી છે. (જુઓ વસન્ત વિ. સ. ૭૧ ના ભાદ્રપદનો એટલે ૧૪ મા વર્ષનો ૮ મો અંક, પૃ. ૫૨૬-૫૨૭, અને તે પછી આજ સુધીના અંકો.) અને રા. રા. પટેલના ભાષાન્તરની ઉત્પત્તિ મ્હારા રંક તરજુમાને લીધે થઇ એમ રા. રા. પટેલ પોતાની પ્રસ્તાવનામાં જણાવે છે. (પૃ. ૨૮-૨૯), † વળી આ પ્રસ્તાવનામાં એઓ કહે છે, એમને

* આપ તખલ્લુસની આગળ રા. રા. અને પાછળ ડિગ્રીઓ છાપો છો ખરા, પણ એ રીત મ્હને વાંધાવાળી લાગે છે.

† મ્હેં હજી સુધી પ્રસ્તાવના જ વાંચી છે. પ્રસ્તાવનાના આ બંને પાનામાં "કર્ઇપ" "કર્ઇપતા"- એમ જ છપાયુ છે. રા. રા. નરસિંહરાવ મ્હારી ચોપડીમાંના "સ્પર્શજ્ઞેયુ"ની પણ ટીકા કરે છે. ચોપડીની સાફ નકલ કોઇ કરે, પ્રુફ કોઇ તપાસે, એ સ્થિતિ એઓના ધ્યાનમાં રહી જ શકતી નથી. મ્હારી પ્રસ્તાવનાની તાજી કલમ એઓ ફરી એકવાર જોશે અને હવેથી મ્હારા લખાણમાંથી કઇ પણ એઓ ઉતારે તો તે પોતાને ખરી લાગતી જોડણીમાં જ ઉતારશે, તો કૃપા થશે. ખરૂં જોતાં આવી આવી બાબતો છેક ઝીણી છે,

મ્હારો તરજુમો કર્કશ લાગ્યો; મ્હારી કાવ્યરચનામાં એમને કેટલીક ખામીઓ જણાઇ. કર્કશતા અને ખામીવાળી કાવ્યરચના તો શું, પણ મ્હારી પ્રસ્તાવનામાં મ્હેં મ્હારા તરજુમાને એક "સાહસ" જ કહ્યું છે, અને એમાં 'ઘણી યે ન્યૂનતા" છે, એમ સ્પષ્ટ સ્વીકારેલું છે. વારુ. રા. રા. પટેલ મ્હારા એ સાહસને મૂળને વધારે અનુસરતું હોવાનું પ્રમાણપત્ર આપે છે તે માટે એઓનો આ સ્થળે ઉપકાર માનું છું.

આ ચર્ચા સાથે મ્હારો વધારે નિકટ સમ્બન્ધ પણ છે. એ તરજુમામાંના મ્હારાં કેટલાંક પદ્યો રા. રા. નરસિંહરાવે પોતાના આ નિબન્ધમાં ઉદાહરણ તરીકે લઇને તે ઉપર ટીકા કરેલી છે. [ વસન્ત, વર્ષ ૧૬ ના અંકો: જુઓ પૃ. ૩૪ ( શિથિલતાનો દાખલો ), પૃ. ૪૫૯–૬૦ ( નવમી માત્રાને લગતા દૂષણના દાખલા પાંચ ); પૃ. ૬૭૫ ( પાદાન્તે લઘુ યોજેલો છતાં તે ગુરુ ગણેલાના દાખલા બે ); અને પૃ. ૭૨૭ ( દલાન્ત લઘુ ક્ષમ્યનો દાખલો ) ].

૩. રા. રા. નરસિંહરાવ જેવા સમર્થ લેખક પોતાના જ કરી લીધેલા વિષયમાં મ્હારી રંક કૃતિઓ ઉપર ટીકા કરે તો તે પૂરેપૂરી ધ્યાનમાં લેવા બંધાયેલો છું જ. વળી "કાલિદાસના સર્વોત્તમ નાટકની સર્વગુણસમ્પન્ન છબી ગુજરાતીમાં" થાય એ મ્હારી અભિલાષા છે, અને મ્હારા તરજુમાની "ઘણી યે ન્યૂનતા" બને તેટલી ઓછી કરવામાં મ્હને જેની જેની પાસેથી જે જે પ્રકારની મદદ મળી શકશે તે તે સર્વ ઉપકાર સાથે સ્વીકારવા તૈયાર છું એટલે આ ચર્ચામાં પડવાનું બેવડું કારણ છે; પણ એને આ અભિલાષાની પોષક બને એવું રૂપ બને તો આપવું એ જ મ્હને ઉત્તમ રસ્તો લાગે છે. આમ કરતાં એ ચર્ચામાં ( ઉપર પ્રમાણે ) નોંધાયેલા દોષોમાંથી કેટલાકનો મ્હારો બચાવ હું રજુ નહીં કરી શકું, એટલું જ નહીં પણ ( આગળ વાંચતાં જણાશે તેમ ) એમાંની કેટલીક પંક્તિઓ હું પોતે ત્યજી દઉં છું. તે ઉપરથી બનવાજોગ છે ખરું, કે એ ત્યજી દીધેલી પંક્તિઓનો બચાવ છે જ નહીં એમ કેટલાક માની લેશે. તે ભલે. આવા વિષયોમાં મત બાંધવાને અધિકારી છે તેઓ તો જાણે છે જ, કે—

(અ) વધારે સારું ગણી રૂપાન્તરનો સ્વીકાર કરીએ તેટલા ઉપરથી જ ત્યજી દીધેલું મૂલ રૂપ દૂષિત જ હતું એવી કબૂલાત અપાઇ જતી નથી;

(આ) અને નવું વધારે સારું ગણાવવાનું કારણ વધારે સુઘટિત પદ્યબન્ધ એ એક જ નહીં, પણ (૧) એ નવું રૂપ મૂળના અર્થનું વધારે નિકટ કે બંધબેસતું

---

મહત્ત્વ વગરની જ છે; જાહેર પ્રકટ કરવા માટે લખતાં સામાન્ય માણસને શરમ થાય અને સામાન્ય વાંચનારને પીંજણ લાગે એવી છે. પરન્તુ છેક જ ઝીણી અને નમાલી વાતોને પણ જતી કરવાની અશક્તિ, એ ખોડ, આપણા સૌના કમનસીબે, ઝીણી નથી. વળી લગભગ બધામાં જ એ ખોડ એક નહીં તો બીજા રૂપમાં વિલસે છે, અને આપણા સૌની આસપાસના વાતાવરણમાં કડવાશ વધાર્યા કરે છે.

પ્રતિબિમ્બ, (૨) કે પ્રથમના પાઠને બદલે બીજા પાઠનો સ્વીકાર, (૩) કે નવું ગુજરાતી તરીકે વધારે સારું, (૪) કે આગળ પાછળના ભાગની સાથે લેતાં વધારે સારું, વગેરે અનેક કારણોમાંથી એક કે વધારે હોઇ શકે છે, જે સર્વને મુકાબલે પદ્યબન્ધનું જ કારણ કોઇક જ વાર સૌથી વધારે મહત્ત્વનું હોવા સમ્ભવ છે.

૪. "હવે સમૂળો ટળ્યો જ સન્દેહ" એમા હ લઘુ છે તે દોષ નથી એ ખરું. પણ એ રચનાને રા. રા. નરસિંહરાવ સારી ગણતા હોય એમ હું માની શકતો નથી. મ્હને તો એના દોષ બહુ ખૂંચે છે. અને તો પણ નર્મદના સારશાકુન્તલમાંથી કંઈક તો લેવું એવા વિચારથી આ અને એક બીજું ટૂંકું વાક્ય મ્હેં મ્હારા તરજુમામાં લીધાં હતાં.

૫. "પૌરવ નૃપનું રાજ્ય", "ત્યાં અવિનય કો આજ", એ દાખલાઓમાં અંત્ય લઘુને મ્હેં ગુરુ ગણ્યો જ નથી. મ્હારા તરજુમામા આવા ચાર શ્લોક છે (જુઓ આગળ છેલ્લી કલમ—શ્લોક ૭,૧૮,૩૦,૩૧), જે નથી આર્યા, કે નથી ગીતિ, કે નથી આપણા પરમ્પરાગત છન્દઃશાસ્ત્રમાં નોંધાયેલો કોઇ પણ પદ્યબન્ધ. આ ચાર શ્લોક નવી મિશ્ર રચનાના છે. એમાંના વિષમ પાદ સોરઠાના છે અને સમપાદ આર્યા કે ગીતિના સમપાદને મળતા છે,* એટલે એમને સોરઠી આર્યા કે સોરઠી ગીતિનાં નામ આપું છું. રા. રા. નરસિંહરાવ જેવા પદ્યશાસ્ત્રી પણ આ વિષમ પાદ સોરઠાના છે એટલું પકડી ન શક્યા, અગિયારમી માત્રાનો લઘુ મ્હેં ગુરુ જ ગણેલો હોવો જોઇએ એવા તર્કે ચ્હડી ગયા, એ વિચિત્ર છે. સોરઠાની એમને ઓળખ નથી એમ તો નથી જ. એ સોરઠાખંડો ઓળખી જ ન શકાય એટલા બધા દુષ્ટ પણ જણાતા નથી....રા. રા. નરસિંહરાવ ભ્રાન્તિમાં પડયા તેનો ખુલાસો જે હો તે હો, પરન્તુ આ મિશ્ર રચનાઓની હવે પછી જે કંઇ ચર્ચા થાય તે એમનું સ્વરૂપ સમજીને થાય તો જ ઉપયોગી છે

૬. મ્હારી જુની (એ તરજુમામાં છાપેલી) અને અહીં આપવામાં આવતી નવી (જુઓ આગળ) આર્યાગીતિઓ વિશે મ્હારે જે કંઇ કહેવાનું છે, તે આર્યાગીતિના સ્વરૂપની ચર્ચાના રૂપમાં જ કહીશ. રા. રા. નરસિંહરાવ આર્યાગીતિના પ્રાચીન અને નવીન ગ્રંથોમાં દેખાતાં લક્ષણોમા તફાવત જુએ છે તે બરાબર છે. પણ એ તફાવતનું સ્વરૂપ લક્ષણોમાં અમુક વિગત વધારેઓછી એટલાથી જ કળાય એમ નથી. સંસ્કૃત સાહિત્યમાં અનુષ્ટુપ વૃત્ત એક નહીં પણ બે છે એ જાણીતું છે. એક પ્રાચીન અનુષ્ટુપ, જે નવીનને મુકાબલે અનિયમિત છે, અને મહાભારત અને "આર્ષ" સાહિત્યમાં પુષ્કળ અને પછીના

* આર્યા કે ગીતિ ચાર પાદની હોય, તેમ બારમી માત્રાએ યતિસ્થાન નહીં એવાં બે દલની પણ હોય, એ રા. રા. નરસિંહરાવનું વિવેચન સ્વીકારું છું. પણ આ નવી મિશ્ર રચનાઓ તો ચાર પાદની છે.

સાહિત્યમાં વિરલ જોવામાં આવે છે. અને બીજો તે નવીન અનુષ્ટુપ, પાંચમું રૂપ લઘુ વગેરે નિયમો વાળો. બીજાને મુકાબલે પહેલો અનુષ્ટુપ અણઘડ અપદ્ય જેવો આપણને લાગે એ કુદરતી છે એથી ઉલટું પહેલો અનુષ્ટુપ અનિયમિત હતો ખરો પણ તેમાં એક ગુણ જેટલા પ્રમાણમાં હતો તેટલો બીજા (નિયમોથી સુઘટિત) અનુષ્ટુપમાં ન વર્તાય, એ પણ કુદરતી છે. એ ગુણ તે એ વાણીપ્રકારની ગદ્યના જેટલી સરલતાની સાથે ગદ્ય કરતાં વધારે અસરકારકતા. સુઘટિત પદ્યની દૃષ્ટિએ જોતાં એ ગુણને અર્ધપદ્યત્વ પણ કહી શકાય. પરન્તુ એ અર્ધપદ્યત્વ અથવા એ બીજ દશાનું તો યે પદ્યત્વ હોવાથી એ વાણીપ્રકાર ગદ્યના કરતાં વધારે અસરકારક લાગે, ગદ્ય માત્ર "બોલી" લાગે, ત્યારે એ "સાહિત્ય" લાગે; અને દરેક શ્લોકના આન્તર સંવાદ ઉપર પૂરી દૃષ્ટિ નહીં; એટલે પાંચસોહજાર શ્લોકોના પ્રવાહમાંથી પાંચપચીશ (એની અનિયમિતતાને લીધે) બહુ ખડબચડા હોય તે દોષ ગણાય નહી, પાંચ પચીશનો આન્તર સંવાદ સારો હોય તે ખાસ સુંદર લાગે, જે જે ઠેકાણે અર્થ અને વાણીનો મેળ ગદ્યના કરતાં વધારે અનગ્ઠો પ્રતીત થાય તે એમાં ભૂષણ લાગે, અને એ વાણીપ્રવાહનો કર્તા તેને લગભગ ગદ્યના જેટલી જ ત્વરાથી રચે, અને સાંભળનાર કે વાંચનાર તેને એટલી જ ત્વરાથી ઝીલી શકે. જે પદ્યરચના પ્રજાનો મોટો ભાગ વિના શ્રમે વિના વિલમ્બે ઝીલી શકે જે સાંભળતાં જ તેને આનન્દ થાય, અને જે વિશે વિચાર કરતાં પણ આનન્દ જ પ્રધાન વૃત્તિ રહે, તે પદ્યરચનામાં જ લાંબા કાવ્યનું મહાસાહિત્ય સમ્ભવે. અને એથી ઉલટું, જે કોઇ પદ્યરચનાને વિશે વિચાર કરતાં આનન્દની વૃત્તિ પ્રધાન રહેવાને બાદલે અનિયમિતતા—વિસંવાદ—ખડબચડાપણું—અપદ્યત્વ તેમાં (ભાતમાં કાંકરીની માફક) વધારે વધારે ખુચના ગાંડે તે પદ્યરચના કાલક્રમે ત્યજાવાની જ. ' કવિઓ એને ને એને સુધારીને એનુ નિકસિત સંવાદ વાળું રૂપ ઉત્પન્ન કરે ખરા, પરન્તુ પ્રજાની પ્રીતિ એ રચનાના આદિ "અનાદિ" કુદરતી સ્વરૂપ ઉપર જેટલી હતી, તેટલી આ સંસ્કૃત કૃત્રિમ સ્વરૂપ ઉપર ન યે થાય, અને કર્તા શ્રોતાની સંપૂર્ણ એકતાનતા વિના જે અસમ્ભવિત તે મહાસાહિત્યને માટે કોઇ બીજી રચના પણ પ્રચારમા આવે. આપણી પદ્યકલાના લાંબા ઇતિહાસની એક જીવતી કલા તરીકે આ પ્રમાણે ઐતિહાસિક સમાલોચના કરવાની છે. જુના નવા ગ્રંથોમાંના લક્ષણોના પૂર્વાપર વિરોધમાથી એકવાક્યતા ઉપજાવવાની ફિલસુફી અનેક દૃષ્ટિએ ઉપયોગી અને આવશ્યક છતાં આવી ઐતિહાસિક મીમાંસાને મુકાબલે નીરસ અને નિષ્ફલ છે એવું મ્હારૂં અધીન મત છે.

અર્ધગેય માતાના ઉદરમાંથી ગેય પુત્રીના પ્રસવનો ઇતિહાસ પણ એવો જ છે. આજ પણ ઉત્તર હિંદમાં હજારો બીપુરુષો હાથમાં રાખેલા બ્હેરખાનો એક એક મણકો સેરવતાં જાય છે અને તુલસીરામાયણમાંના કોઇ ભાગનો "પાઠ" કરતાં જાય છે. આ પાઠનો પ્રવાહ તે એક મધુર લયનો પ્રવાહ છે. પણ એને સંગીત કહી શકીશું ? એ લયમાં ગેયતાના તાલ યતિ આદિ સર્વ લક્ષણ છે કે નહી એવી તપાસ યોગ્ય છે શું ? શાસ્ત્રીય છે શું ? જે શાસ્ત્રીય કુમારી પોતાની મર્યાદા વિસ્મરે તે શાસ્ત્રીય કહી શકાય? એક બે બીજા દાખલા લ્યો. પ્રથમ, નર્મદની આ પંક્તિઓ તપાસો :



"પૂર્વજ જેના । જે વળીં આજે જન્મ થકી । ગુજરાતીં વધા—
કોઈ રીતની તોપણ ॥ ને વળીં આર્યધર્મને રાખીં રહ્યા ॥
તેની તેની છે ગુજરાત ॥ પછીં હોય ગમે તે જાત ॥।"

અહીં અર્થ પ્રમાણે ન્હાનામોટા વિરામ ક્યાં આવે તે બતાવવા ઊભી લીટીઓ કરી છે. પહેલી પંક્તિને અન્તે જોઇએ એવો વિરામ આવતો નથી તે બતાવવા આડી લીટી કરી છે. ગેય પદ્ય તરીકે કે વાક્યરચના તરીકે પણ આ રચનાને દોષરહિત કોણ કહી શકશે* ? ખરી વાત એ જ છે કે અહીં એવી કસોટીઓ અસ્થાને છે. બીજા દાખલાઓ જોવા હોય તો નરસિંહ મહેતા કે ધીરાનાં પદોમાંથી યે તાલભંગ મેળભંગ સંવાદભંગના મંખ્યાબંધ મળી આવશે. અને ઉપર અર્ધપદ્યતાના સમ્બન્ધમાં બતાવ્યું છે તે જ પ્રમાણે અર્ધગેયતા જ ઇષ્ટ હોય ત્યાં પૂર્ણ ગેયતાની કસોટીઓ લગાડવી તે શાસ્ત્રીય ટીકા નથી.

આર્યા પણ એના પ્રથમ કુદરતી અસંસ્કૃત રૂપમાં એક આવો અર્ધગેય લયબન્ધ હતો. એની અર્ધગેયતાને લીધે જ એનો છૂટથી અનેકાનેક ભેદપ્રભેદ પ્રકારમાં ઉપયોગ થઇ શકતો, અને એના વૈવિધ્યને લીધે તે લાંબા ત્વરિત ગાનપ્રવાહને માટે લોકપ્રિય હતો. વળી સ્વ. મણિલાલ નભુભાઇ દ્વિવેદીએ નાટકના તરજુમામાં આર્યાનું અર્ધગેય અથવા આદિ રૂપ વાપર્યું તે એમણે યોગ્ય જ કર્યું છે. એઓ કવિ હતા, ફિલસુફ હતા, વિદ્વાન હતા, અને તે ઉપરાંત ડગલે ડગલે ક્ષણે ક્ષણે બુદ્ધિમાં અવનવા બુદ્બુદ—નાના પ્રકારના ઉન્મેષ—ઊઠયા કરે એવી એમની સર્ગશક્તિ હતી. ગુજરાતનો જે અર્વાચીન કાલ તેમાં વત્તીઓછી પણ ખરી સર્ગશક્તિ ગુજરાતી લેખકોમાંથી જે ગણતર મનુષ્યોમાં જોવામાં આવી છે તેમાંના એઓ એક હતા. સંસ્કૃત ભાષાના છંદો અને નાટકોમાં ઉત્તરોત્તર વધતી ગેયતા આવી એ તેઓ જાણતા હતા. નાટકમાં સંગીતને સ્થાન છે પરુ, કારણ કે જે જે કલાઓનું સાધન મનુષ્યનો દેહ તે સર્વેનું વત્તુંઓછું પણ રસિક સંમેલન એમાં આવી શકે. પરન્તુ કેવલ સંગીતમય કે સંગીતપ્રધાન નાટક એ તો નાટકનો જુદો જ પ્રકાર: જેમ સંગીતકવિતા એ તો કવિતાનો જુદો જ પ્રકાર. ભાસ શૂદ્રક કાલિદાસ અને ભવભૂતિના નાટકોમાં પદ્યો પુષ્કળ છે ખરાં. એ નાટકો પદ્યપ્રધાન જ છે. અને એ હરેક પદ્ય આજ સૈકાઓથી આપણે જ્યારે જ્યારે એ કોઇ નાટકનો પ્રયોગ કરીએ છીએ ત્યારે ત્યારે ગાઇએ જ છીએ એ પણ ખરું: ગાનવાદનના સમ્પૂર્ણ સાજ સાથે ગાઇએ છીએ. પરન્તુ એ નાટકો જ્યારે મૂલ રચાયાં અને રંગ ઉપર ભજવાયાં ત્યારે તે સંગીતપ્રધાન નાટકો તરીકે ભજવાયાં હશે ? સંગીતપ્રધાન નાટકો તરીકે ભજવવાને માટે શું કર્તાઓએ એ રચેલાં ? બિલકુલ નહીં. અભિજ્ઞાન શાકુન્તલમાં સંગીત ચાર સ્થલે જ છે. (૧) નાન્દી—મરહાની સંગીત. (૨) આ પછી થોડી વારે પ્રસ્તાવનામાં નટીના મુખમાં જે આર્યા આપી છે તે નટી "ગાય છે" એમ સ્પષ્ટ

* નર્મકોશના ઉપોદ્ઘાતની આ કડીઓમાં ઉપર ટાંકી છે તેના કરતાં વધારે દોષવાળી કડીઓ પણ છે.

લખ્યું છે. (૩) પાંચમા અંકના આરમ્ભમાં ક્ષુમ્પદિકા "પડદા પાછળ ગાય છે"--આ પણ સ્ત્રીસંગીત. (૪) અને થોડી વાર પછી વૈતાલિકો એક પ્રહરનો અન્ત અને બીજાના આરમ્ભને અનુલક્ષીને ગાય છે તે મરદાની સંગીત. નાટકનો પ્રયોગ કરતાં આ બે સ્ત્રીસંગીત અને બે મરદાની સંગીત ગાનવાદનના સમ્પૂર્ણ સાજ સાથે થવાં જોઇએ. પણ તે શિવાયના આમાંનાં પદ્યો—આ નાટકની કવિતા--અર્ધગેય અને મધુર (સંગીતની દૃષ્ટિએ ભલે ને અનિયમિત કે દૂષણવાળા જણાય) એવા જુદા જુદા ઢાળમાં રસિક છટાથી બોલવાની છે. તાલની સહાય, સંગીતના યતિ*, કે સંગીતના બીજા નિયમો આદિ સાથે એ કવિતાને લેવાદેવા છે નહીં. આત્મલક્ષી ઉદ્‌ગારમાં, પરમાત્મલક્ષી ભક્તિરસની કવિતામાં, તેમ ઉચ્ચ લાગણીની જમાવટના સંજોગોમાં કવિતા અને સંગીતનું સંમેલન ઇષ્ટ અને કુદરતી હોઇ, એવાં સંગીતકાવ્યો કવિતા તેમ ગાન બંને ભલે હોય. પરન્તુ સંગીતપ્રધાન નહીં એવાં નાટકોની કવિતા તો પરલક્ષી, સંવાદાત્મક, વર્ણનાત્મક, કે બોધરૂપ જ મોટે ભાગે હોવાની; તેમાં સંગીત અનાવશ્યક છે એટલું જ નહી પણ સંગીતનાં ધ્રુવપદ, અસતાઇ, પલટા, તાન, આદિ ક્ષતિકર છે. સંગીતપ્રધાન નહીં એવાં નાટકોની કવિતાઓ ગદ્ય નથી, જુદાં જુદાં પદ્યો છે, એ વિચક્ષણતા જ એમના ઉચ્ચારણને નિયમિત વિવિધ અને ઇષ્ટ માધુર્ય વાળી છટાથી અલંકૃત કરવાને માટે બસ છે. સ્વ. મણિલાલે પોતાના તરજુમામાં આ સંગીત થઇ ગયેલાં વૃત્તોને બદલે અર્ધગેય લાવણીઓ આદિનો ઉપયોગ કરેલો છે, તે આ દૃષ્ટિએ જોતાં એ તરજુમાનું દૂષણ નહીં પણ ભૂષણ ગણાવું જોઇએ, કારણ કે આ વખતમાં વૃત્તો તો એટલે દરજ્જે ગેય બની ગયેલાં છે કે સમશ્લોકી તરજુમો કરવા જતાં તરજુમો એક સંગીતપ્રધાન નાટક જ થઇ જાય છે, જ્યારે મૂલ કર્તાએ તેને સંગીત નાટક તરીકે રચેલું નહોતું તેમ તે સૈકાઓમાં એના પ્રયોગ સંગીતપ્રધાન નાટક તરીકે થતા પણ નહોતા.

૭. હવે આર્યાગીતિના સુસંસ્કૃત ગેય તાલબદ્ધ રૂપ ઉપર આવીએ. રા. રા. નરસિંહરાવનો લાંબો નિબન્ધ એમના સંગીતશોખને લીધે આ રૂપનું વિવેચન જ બની ગયો છે. પણ મ્હારો આશય સમજવામાં—આ આખા ચર્ચાપત્રની જુદી એકને લીધે—ફેર ન પડે તે સારુ અહીં આરમ્ભમાં સ્પષ્ટ નોંધું છું કે એ નિબન્ધમાં એ (ઉક્ત મર્યાદાની અંદરનું) વિવેચનકાર્ય સૂક્ષ્મ દૃષ્ટિથી પૂરતી વિદ્વત્તાથી અને આનન્દદાયક રસિકતાથી થયું છે. "અનાર્ય" એમના મયૂર કવિ આદિ મરાઠી સાહિત્યથી ભલે રાચે....દક્ષિણીઓના પાંડિત્ય, કાર્યકારિતા, આર્યસંસ્કૃતિ ઉપર સ્થાયી અનુરાગ, આદિ ગુણો પણ મોટા છે....હમણાં જ હાલિયડનો એક પદ્યબદ્ધ મરાઠી તરજુમો મ્હારા જોવામાં આવ્યો—હોમરને જાણે ગેઠ શિખાસૂત્રવાન્ વામનપંત બનાવ્યો હોય ને એવો !...પણ રસિકતા, સ્વતન્ત્ર વિચાર, મર્મગ્રહિતા, સાહસ, આદિમાં

* કવિતા અને પદ્યશાસ્ત્રના વિષયમાં યતિ શબ્દનો અર્થાનુસારી વિરામ એ જ અર્થ યોગ્ય છે, સંગીત કે બીજાં શાસ્ત્રો કે બીજી કલાઓમાં એ શબ્દનો ભલે બીજો અર્થ હોય.

મ્હને તો એ હજારપાંચસો વર્ષોનાં લગભગ એટલાં મરાઠી વાઙ્મયમાં * આપણે ગુજરાતને શીખવા જેવું, એના વિસ્તાર અને પાંડિત્યના પ્રમાણમાં જણાતું નથી. રા. રા. નરસિંહરાવ આદિ ગુજરાતી પદ્યકારોની સઘન કૃતિઓ મયૂર જેવાની સાકી કુટપદ્ધતિથી માપવાનો પ્રયાસ "અનાર્ય" કે કોઇએ પણ કરવા જેવો નથી....

ગેય આર્યા—ગીતિમાં ગણસંકર વિશે રા. રા. નરસિંહરાવ જે મિતપ્રમાણની રસતરતા દેખાડે છે તે જ યોગ્ય છે. યગણ (ISS) + ૩ માત્રા અગર રગણ (SIS) + ૩ માત્રાના ગણસંકર (લગાગાલગા, ગાલગાલગા, લગાગાગાલ, ગાલગાગાલ લગાગાલલલ, ગાલગાલલલ) કાનને ખરી રીતે (અનુક્રમે) જ+સ, ભ+સ, જ+જ, ભ+જ, જ+ન+લ, ભ+ન+લ, એ રૂપે પ્રતીત થાય છે—જો સંકરસ્થાનનો દીર્ઘ સ્વર ગમે તે દીર્ઘ સ્વર નહીં પણ અમુક દીર્ઘ સ્વરોમાંનો જ એક હોય, અને હલની તાલગ્યના જળવાઇ હોય તો—એ પણ બરાબર છે. જગણ (ISI) ના મહત્ત્વ વિશેનો એમનો અભિપ્રાય પણ મ્હને માન્ય છે, જો કે અક્ષરશઃ નહીં. આપણા છન્દઃશાસ્ત્રમાં જે ઝીણા ઝીણા સ્પષ્ટ સુવ્યવસ્થિત અને વસ્તુનું સત્ત્વ ઓળખ્યું નથી એવા કનિષ્ટ અભ્યાસીને ગાણિતિક જ લાગે એવા—નિયમો છે, તે શીખાઉનો કાન પદલાલિત્યના સૌંદર્યગ્રહણમાં કેળવાતો આવે તેને માટે ઘણા ઉપયોગી છે. વળી સૂક્ષ્મ વિચારશક્તિ ઉઘડતાં એમાંના કોઇ ને કોઇ નિયમની પાછળ એવા સિદ્ધાન્તનું દર્શન થઇ શકે છે, કે તે સિદ્ધાન્તનું તો અક્ષરશઃ પાલન એ જ ખરી અને પૂરી સ્વતંત્રતા છે. આર્યા અને ગીતિના સમ્બન્ધમાં જગણ કેટલા મહત્ત્વનો છે એ વિશે રા. રા. નરસિંહરાવ છન્દઃશાસ્ત્રના જુના અને નવીન ગ્રંથોમાંથી ઉતારા આપીને તે ઉપર પોતાનું વાર્તિક પણ રચે છે, કે—

"શૈથિલ્યનો ઉતાર જગણ છે...લના નીચાણમાંથી ગાની દીર્ઘતાના શિખર ઉપર ચ્હડી તરત લના નીચાણમાં પડાય છે. આ ગતિ હોડીની ગતિમાં થતા ફેરફારના જેવી છે;" વગેરે. (પૃ. ૪૬૨-૩)

એમણે જુનાનવા છન્દઃશાસ્ત્રના ગ્રંથોમાંથી કરેલા ઉતારાઓમાં વિપ્રા, રાજ્ઞી, સતી, વેશ્યા આદિ આર્યા—ગીતિની જુદી જુદી જાતો માટે જે વચનો છે, તે તો જાણે અલકાર

* આવી વ્યાપક ઉક્તિઓ વાપરવી પડે છે એ સંક્ષિપ્ત લખાણનો મોટો દોષ છે; આવી ઉક્તિઓ ખરી હોય ત્યારે પણ અર્ધસત્ય જ હોય, પ્રકાશના કરતાં સમજફેર જ વધારે ફેલાવે છે....મરાઠી કવિતાના ઢગલામાંથી તુકારામ આખી દુનિયાના સર્વ પૂજ્ય સાહિત્યમંદિરમાં પધરાવવા યોગ્ય છે, અને મુક્તેશ્વર વામન, અને બીજું થોડુંએક કહિણની બહાર વધારે જાણીતું થવા યોગ્ય છે....અને તો પણ મરાઠી કવિતાના પ્રતિનિધિ તરીકે જ્યાં ત્યાં ગાણિતિક પદ્યરચનાની "ચોકટ" પૂરનાર મયૂરનું નામ લગભગ પહેલું મૂકાય મ્હડે એ પણ ખોટું નથી.

જેવાં ગણવાના છે; માત્ર દિશાસૂચક છે. હોડીના આન્દોલનનો અલંકાર પણ અલંકાર જ છે. એ સર્વમાંથી ફલની મુખ્ય મહત્ત્વની વાત તો બે જ જણાય છે. જે હું મ્હારા શબ્દોમાં અહીં નોંધવા રજા લઉં છું.

૧. આર્યા અને ગીતિનું પૃથક્કરણ ચતુષ્કલના કકડા પાડી પાડીને કરવું એ જ ઉત્તમ છે. અને ગણસંકર મનસ્વી કે ઘણા ન હોવા જોઇએ, બહુ ઓછા, વિરલ સ્થાને, અને અમુક માપના જ હોવા જોઇએ, અને દરેક સંકરને માટે સ્પષ્ટ જોઇ શકાય અને તોળી શકાય એવું કારણ જોઇએ, પછી અમુક કારણની બાબતમાં મતભેદ તો થાય, સરખી યોગ્યતા વાળા રસિકો વચ્ચે પણ થાય.

૨. આ બન્ધમાં જગણ એટલો તો મહત્ત્વનો છે કે જગણ યોગ્યસ્થાને, યોગ્ય પ્રમાણમાં અને તાલરચના સાચવીને વાપરતાં આવડે, ત્યારે જ આ સુગેય બન્ધની રચના ઉપર હાથ બેઠો એમ કહી શકાય. પરન્તુ આ રચનાઓમાં જગણ ૧ લી,‡ ૫ મી, ૯ મી, ૧૩ મી, ૧૭ મી, ૨૧ મી, અને ૨૫ મી માત્રાથી આરમ્ભ કરીને જ જોવાના, ક ના, જે કોઇ સ્થાને જગણ ઉપસેલા હોય તે સર્વ સ્થાને તે જોવાના? લઘુ પછી ગુરુ અને પછી પાછો લઘુ એ આનુપૂર્વી ગમે ત્યાંથી આરમ્ભાય, તથાપિ તેની પદ્યલાલિત્ય ઉપર અમુક અસર થવાની જ. જુઓ, ત્રણ દાખલા વિચારો. (૧) પૂર્વાર્ધમાં છઠ્ઠો માત્રાગણ લલલલ અને પાંચમો લલગા હોય તો ૧૮, ૧૯+૨૦, અને ૨૧ એ માત્રાઓનો જગણ બને છે*, (૨) ૧ લા અને ૨ જા ગણનો મકર હોય પણ સંકરસ્થાન પહેલાનું અને પછીનું રૂપ લ હોય, તો ૩, ૪+૫, અને ૬ એ માત્રાઓનો જગણ સધાયો, (૩) આર્યાના ઉત્તરદલમાં પાંચમા છઠ્ઠા ગણનો મકર હોય, અને ઉપર પ્રમાણે સંકરસ્થાનની બે બાજુએ લ હોય, તો અહીં ૧૯, ૨૦+૨૧, અને ૨૨, એમ જગણ સધાયો.† આવા જગણોની અસર પણ

‡ અહીં ૧ લી ગણાવું છું તે રા. ગ. નરસિંહરાવનો મત એવો છે કે આર્યા કે ગીતિ જગણથી આરમ્ભાય તે દોષ ગણવાનો નથી,—એ મત મ્હને ઠીક જણાય છે તેથી. બાકી આપણા છન્દ શાસ્ત્રમાં તો ૧ લો જગણ ઘણા ખરાએ નિન્દેલો છે.

* છઠ્ઠો લલલલ હોય છતાં શૈથિલ્ય નથી અનુભવાતું એવા દાખલાઓની શૈથિલ્ય શાથી ન આવ્યું તેની શોધ માટે રા. રા. નરસિંહરાવે રસિક ચર્ચા કરી છે. એમના ખુલાસાઓમાં આ એક ઉમેરી લેવા, અને એનાં બલાબલ અને વ્યાપકતા તપાસવા એમને વિનંતિ છે. ઘણા લઘુ એટલે શૈથિલ્ય એ વ્યાપ્તિ પણ બધે ખરી જણાતી નથી. વળી શૈથિલ્ય પણ ઇષ્ટ હોય એવાં સ્થલોમાં દૂષણ કેમ ગણાય? એટલે એમણે યોજેલો "ગુર્વોપલટન" એ નિન્દાશબ્દ માત્ર વ્યક્તિગત રુચિ—અરુચિ ( personal likes and dislikes) નો ઉદ્ગાર લાગે છે.

† "અનાર્ય" કહેશે—બીજા દલના ઉત્તરાર્ધમાં ૪ થી માત્રા લઘુ એ આર્યાના

આખા બન્ધના લય ઉપર થવાની જ. (આગળ છેલ્લી કલમમાં ટાંકેલા શ્લોકોમાંથી આવા અને બીજા પણ દાખલા મળી આવશે.)

મ્હારી પંક્તિઓના બચાવને માટે—તેમ આર્યા—ગીતિના સ્વરૂપની ચર્ચાને માટે–હાલ તુરત આથી વધારે વિસ્તારની જરૂર નથી. હવે આ ચર્ચા ઉપસ્થિત કરનાર "અનાર્ય", રા. રા. મગનલાલ ચતુરભાઇ પટેલ અને રા. રા. નરસિંહરાવ, તેમ, એ વિષયમાં રસ લેનાર અને આર્યા ગીતિના પદ લાલિત્યના ભોગી અને અભિજ્ઞાનશકુન્તલના અનુરાગી બીજા સર્વેને ટીકા કરવાને માટે, અને બને તેટલી સુધારવા સમારવાને માટે ૭૬–૭૬૫ પંક્તિ એટલે કે ૩૮–૩૮૧ શ્લોક અહીં જાહેરમાં મુકું છું. મ્હારો તરજુમો મ્હેં ઇ. સ. ૧૯૦૬ માં પ્રકટ કર્યો તેની એક પણ પ્રત ઇ. સ. ૧૯૧૫ ના મધ્યથી સિલકમાં ન હોવાથી સુધારેલી અને સટીક બીજી આવૃત્તિ તૈયાર કરવાનું કામ તે વખતથી જ આરંભ્યુ છે, પણ તે પૂરું થતાં અને ચોપડી વાંચનારની સેવામાં મુકાતાં હજી વાર લાગશે. પરન્તુ એમાંની આર્યાઓ, ગીતિઓ, અને ઉપર જણાવેલી મિશ્ર રચનાઓને તો સુધારી લીધાને કંઈક મુદ્દત થઇ ગઇ છે. એ અહીં ઉતારું છું, અને એની ટીકાઓ કરવા એમાં સુધારા સૂચવવા સૌને નમ્ર વિનંતિ કરું છું. મ્હારું કામ સમ્પૂર્ણ છે એમ મ્હને કોઇ દિવસ લાગ્યું જ નથી. વિષયશોખમાંથી ઉત્પન્ન થતી દરેક શુદ્ધ અન્તઃકરણની ટીકા અને સૂચનામાં કંઇ ને કંઇ શીખવાનુ હોય છે એવો મ્હારો અનુભવ છે. જે ટીકા સૂચના અને સુધારા વસન્તમાં કે ટપાલ દ્વારા મ્હને મળશે, તે ઉપર હું પૂરતું ધ્યાન આપીશ. અને આ પ્રમાણે મ્હને જે કંઇ સ્વીકાર્ય સુધારા મળી આવશે તે હુ મ્હારી નવી આવૃત્તિમાં ઉપકાર માનીને અને આનન્દથી દાખલ કરીશ, કારણ કે મ્હેં ઇ.સ. ૧૯૦૬થી સ્વીકારેલું છે કે—

"કાલિદાસના સર્વોત્તમ નાટકની સર્વગુણસમ્પન્ન છબી ગુજરાતીમાં થવા પામશે તો તે નાના પ્રકારની શક્તિવાળા લેખકોથી ઉત્તરોત્તર વધતી જતી સફલતા દ્વારાજ થશે."

## ૯. (ક) પ્રસ્તાવનામાંથી ત્રણ શ્લોક:

(આરંભ)

પરિતોષાય ન સુજ્ઞો કલા અમારી સફળ તો શેની?
પૂરી તાલીમે પણ હોય નવ પ્રતીજ પોતાની (૧)

---

બન્ધમાં પ્રથમથી ચાલ્યો આવતો અને સર્વસંમત નિયમ પણ હું અપવાદરહિત માનતો નથી? આ વિશે મ્હારી માગણી આટલી જ છે: એ નિયમ પાછળ જે પદ્યમંવાદ (metrical harmony) નું તત્ત્વ કહ્યું હોય તે જો કોઇ દાખલામાં નિયમ તોડયો જણાય છતાં યે સધાતું હોય તો પછી?...કોઇ પણ અપવાદ રૂપ દાખલામાં એ નિયમ પાછળનુ તત્ત્વ સધાયુ છે કે નહીં એ વિશે મતભેદ સંભવે છે: અને એ નિયમ પાછળનું પદ્યમંવાદનું તત્ત્વ કયું એ સામાન્ય પ્રશ્ન વિશે પણ મતભેદનો સંભવ સ્વીકારું છું.

( ગીતિ )

સુખકર સલિલવિહારે, પાટલ-કુસુમલ વહન્ત વનલહરો,
લાવે નીંદ સુછાયે, આથમતા મન હરી થતો પૂરો (૨)

( આર્યા )

ચુમ્બ્યા લગીર અલિએ જેના કોમલ રજપુટ રેખાન્તે,
સહૃદય તે પ્રમદાઓ ધરે નિજ શિરીષ કર્ણાન્તે. (૩)

(ખ) અંક ૧ માંથી ૭ શ્લોકઃ

( ગીતિ )

તપોધનોની ધર્મ્ય ક્રિયા થતી નિર્વિઘ્ન સકલ નિરખી,
'જ્યાચિન્હિત ભુજ મ્હારો શું શું રક્ષી રહ્યો છે,' એ જાણો. (૪)

( આર્યા )

આ છે નિવૃત્તિભૂમી, ને આ ફરકે કર ——ફલ શું અત્ર ?
—અથવા ભાવિતણાં તો બાર ઉઘાડાં જ સર્વત્ર. (૫)

( ગીતિ )

અધરરંગ પલ્લવનો, કરયુગ સુકુમાર ડાળને મળતું,
ને વિકસ્યું અંગાગે નવજોબન ફુલ સમાન લોભવતું. (૬)

( સોરઠી આર્યા )

પૌરવ નૃપનું રાજ્ય, ધૃષ્ટોનો શાસક વસુધાતલમાં,
ત્યાં અવિનય કો આજ મુગ્ધ મુનિતનયા સહ ગાડે ? (૭)

( આર્યા )

ધર ઉર તુંજ અભિલાષા, "હવે સમૂળો ટળ્યો જ સંદેહ";
મ્હેં શક્યો'તો અગ્નિ રત્ન ઠરે સ્પર્શે આ તેહ. (૮)

( આર્યા )

મુનિતનયા અનુસરવા પ્રચ્છન્નો, વિનયબદ્ધ પણ હું તો;
રહ્યો જ બેઠો અહીં, પણ જાણે જઈને વળી આવ્યો.* (૯)

( આર્યા )

આગળ શરીર ચાલે, તદપિ બધી દિશા હૃદય વ્યગ્ર
વા સામે ધ્વજ કરતાં જેમ ફરફરે ધ્વજ વાંસે. (૧૦)

---

* 'વળી આવ્યો' એ આખું ક્રિયાપદ

(ગ) અંક ૨ માંથી ૩ શ્લોકઃ

(આર્યા)

ખરે પ્રિયા દુર્લભ છે, આશા ધરું પણ નિરખી ભાવ એના;
મનસિજ કૃતી ન ત્યાયે અન્યોન્યાસક્તતા રમ્ય. (૧૧)

(આર્યા)

સુરાંગનાની પુત્રી, તેણે ત્યજતાં કરી તનયા મુનિએ:
જુઇ ફુલ જેમ તુટીને વિરમે ઝીલાય આકડાંસે. (૧૨)

(ગીતિ)

પૂર્વજ પગલે ચાલો તે ત્હમને આ ઘણું ઘણું છાજે;
આપદ્‌ગત રક્ષણનું પૌરવકુલનું અખંડ વ્રત ગાજે. (૧૩)

(ઘ) અંક ૩ માંથી ૯ આર્યાઃ

તપબલમહિમા જાણું, વળી જાણું છે પરવશ એ બાલા,
નહિ પણ ઉર એનાથી પાછું વાળી શકું હું તો. (૧૪)

મકરધ્વજ ગુણગણનો ચિત્તે અનિશ જ તથાપિ ગણું મીઠો,
એનું પ્રહારકારણ તે મદભર–દીર્ઘ–નૈના જો. (૧૫)

અનિલ સુરભિ અરવિન્દે, શીતલ વહીં માલિનીસલિલબુન્દો,
અંગ અનંગ-તપેલાં અવિરલ આલિંગી હારન્તો. (૧૬)

મડપેંઢારે રેતી પાંડુ વિશે આ નવા દિસે પગલાં,
પંઝે આછાં, પાછળ નિતમ્બભારે પડયાં ઊંડાં. (૧૭)

કરી ઊંચી ભ્રૂલતિકા પ્રણયપત્રના પદ રચતું મુખડું;
રોમાંચિત લમણાથી રહ્યું રતિ મુજ પરની પ્રકટી. (૧૮)

ત્હારું નવ જાણું દિલ પણ મનસિજ તો અહર્નિશ મ્હારાં
તાવે અતિઅતિ, નિર્દય, ત્હને જ ઝખી રહ્યાં અંગો. (૧૯)

મદન ત્હને તનુગાત્રિ, તાવે નો એ દહે સતત મુજને:
કરમાવે રવિ વિધુને નૈવ તથા તે કુમુદિનીને. (૨૦)

(ન કદિ તેટલું)

શય્યાફુલ બિસખંડો કલાન્ત વડે શોભન સુરભી ત્હારાં,
ચીકન્તાં અંગોને ધટે નવ વિવેક કંઇ એવા. – (૨૧)

કુસુમશયન છોડીને, છાંડી સ્તન પર ધર્યાં કમલપત્રો,
કેમ જવાશે તડકે મૃદુલ તુજ દર્દ—તપ્યાં અંગો. (૨૨)

(ઙ) અંક ૪ માંથી ૨ આર્યાઃ

દર્ભકવલો ત્યજે આ મૃગો, અને નૃત્ય આ ત્યજે મોરો,
ને આંસુ-દલ§ સારી જુઓ રુવે છે વનલતાઓ. (૨૩)

એ પર્ણે પ્રિય વણુ ગાળે એકલ-દુઃખે વિલમ્બિતા રજની;
ગરવું વિરહદશાદુખ આશાબન્ધે જ છે સત્ય. (૨૪)

(ચ) અંક ૫ માંથી ૮ શ્લોકઃ

(ગીતિ)

અવનવમધુપ્યાસી હે પરિચુમ્બી આમ્રમંજરી શી રસે!
અને હવે કમલે તું અલિ રાચે છે!—અરે ભુલકણા રે! (૨૫)

(અવ્યસ્ત આર્યા)

મ્હને ય ભોગી અહીંના લાગે છે જ શુચિને અશુચિ જેવા,
જાગતને ઊંઘેલા,
છૂટાને બાંધેલા, ન્હાયાને વર્ણે મલિન, તેવાઃ (૨૬)

(આર્યા)

કોણ હશે ઘુરખામાં તથાપિ સુન્દર-શરીર આ તન્વી,
તપોધનોની વચ્ચે પીળાં પાને કળી જેવી? (૨૭)

(સોરઠી આર્યા)

રાજાએ શું મર્મે વીસરવો યદિ રુચે ન કર્યું હાથે?
—સત્તામદનાં કર્મ જ્યાં ત્યાં એવાં સ્હેલ જ તે. (૨૮)

(આર્યા)

મલિન કુલશ્રી કરવા અરે શું અમને ય પાડવા ઇચ્છે!
તોડી મર્યાદાને જલ તટતરુને યથા સરિતા. (૨૯)

(ગોરડી ગીતિ)

માટે છાનો સંગ કરવો તો બહુ તપાસીને કરવોઃ
જાણ્યો નહિ ઉરરંગ મૈત્રી તેની વિરોધપરિણામી. (૩૦)

---

§ દલ=પાંદડાં.

(સોરઠી આર્યા)

ચંદ્ર કુમુદિનીને જ વળી નલિનીને જ ખીલવે સૂર્ય;
મન ઇચ્છેલાને જ્યાં પરખી સદ્ય સ્વ અસ્પર્શ્ય. (૩૧)

(આર્યા)

તિરસ્કરેલી આને પરણેલી નથી નથી જ સાંભરતી,
તોપણ તીવ્ર જ બળતું ઉર મુજ જાણે ભરે સાક્ષી. (૩૨)

(૭) અંક ૬ માંથી ૪ શ્લોક.

(ગીતિ)

મ્હોર, કરું તુજ અર્પણ ચાપ ચ્હડાવી રહેલ મનસિજને;
ઉત્તમ શર પાંચેમાં બની વીંધ જ પથિકવધૂજનને. (૩૩)

(આર્યા)

પ્રથમ મૃગાક્ષી વ્હાલી જગાડતી'તી તદપિ રહ્યું ઊંઘી,
પશ્ચાત્તાપ જ સ્હેવા હવે ઉર જાગ્યું. હતભાગી (૩૪)

(ગીતિ)

આ બેઠેલી કુસુમે સતી મધુકરી તુજ દયિતા, જોતી
વાટડલી, અલિ, ત્હારી, પ્યાસી પણ ના મધુ તુજવિના પીતી. (૩૫)

(આર્યા)

અગ્નિ વધે ઉશ્કેર્યો, નાગ ફણા માંડતો જ છંછેડ્યો;
ક્ષોભ થતાં સૌ બહુધા પ્રકાશે પ્રભાવ પોતાનો. (૩૬)

(૮) અંક ૭ માંના ૨ શ્લોક:

(ગીતિ)

મરીચિ બ્રહ્મા કેરો, તેનો કશ્યપ, પ્રજાપતિ થયો જે,
નિજ પત્ની સહ આંહી દેવદૈત્યનો પિતા તપે તપ તે. (૩૭)

(આર્યા)

મોહ ત્રુટી સ્મૃતિ જાગી તે મુજ સન્મુખ બને ઉભી સુમુખિ:
ગ્રહણાન્તે શશિ સાથે ફરી પામી રોહિણી યોગ. (૩૮)

નારાયણ પેઠ, પૂનાસિટિ, } બલવંતરાય કલ્યાણરાય ઠાકોર.
૩૦—૩—૧૯૧૮.

# પ્રાસંગિક નોંધ.

**ગૂજરાતી યુનિવ્હર્સિટિ.**

ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિના ઉત્સાહી સેક્રેટરિ રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખે થોડાક માસ ઉપર બુદ્ધિપ્રકાશના વધારા રૂપે એક ગૂજરાતી યુનિવ્હર્સિટિની યોજના બહાર પાડી હતી. ગૂજરાતીને યુનિવ્હર્સિટિમાં સ્થાન મળ્યા વગર એનો વિકાસ થવો અશક્ય છે, અને યુનિવ્હર્સિટિનું હાલનું બંધારણ જોતાં એ સ્થાન મળવું સંભવિત નથી, માટે પ્રજાએ એક સ્વતન્ત્ર ગૂજરાતી યુનિવ્હર્સિટિ સ્થાપવાનું કામ જાતે ઉપાડી લેવું જોઇએ—એ દલીલ રા. હીરાલાલની યોજનાનું બીજ છે, અને આવી યુનિવ્હર્સિટિની એક શાખા વર્તમાન અંગ્રેજી શાખાની સમાન કક્ષામાં સ્થાય તો સારૂં એવો મત ઇગ્લંડના ટાઇમ્સપત્રના લેખકે જાહેર કર્યો છે એને અવલમ્બીને રા. હીરાલાલે પોતાના વિચાર ગૂજરાત આગળ મૂક્યા છે.

ગૂજરાત આ વિષે શુ ધારે છે?—આ જિજ્ઞાસાથી મેં આજ પર્યન્ત એ સંબન્ધી કાંઇ લખ્યું નહિ, પરતુ વર્તમાનપત્રો અન્ય કાર્યમાં વ્યાપૃત હોઇ ઘણે ભાગે આ વિષય પરત્વે મૌન ધારણ કરી રહ્યાં છે—તો હવે એ સંબન્ધી મારો જે વિચાર છે તે હું ટૂંકામાં અત્રે નોંધું છું. એકાદ બે વાક્યમાં જ જો મારો મત આપવાનો હોય તો હું નીચે પ્રમાણે પ્રો. યૉર્ક પૉવેલના શબ્દો અને તે ઉપર વૉલ્ટર રૅલેના શબ્દો ટાંકીને જ બેસી રહું:

'If you have a library and a printing-press,' he (Professor York Powell) once said, 'you have all that is necessary for a University.' He was thinking, no doubt, of the study of literature and the Arts; the Sciences are not so readily satisfied

પરતુ હુ ધારૂ છુ કે રા. પારેખે જે શ્રમ ઉઠાવીને એ લેખ લખ્યો છે તે જોતાં એની વિશેષ પરીક્ષા કરવી ઉચિત છે.

રા. હીરાલાલે ગૂજરાતી યુનિવ્હર્સિટિની યોજનામા નીચેનાં સાત અંગોનો સમાવેશ કર્યો છે અને તે દરેક વિભાગમાં શું કાર્ય થઇ શકે તથા તે કરવા માટે હાલમાં શી શી અનુકૂળતા છે તે 'વિષે' ક્રમસર વિવેચન કરેલું છે:

"૧. પરીક્ષા (Examination). ૨. શિક્ષણ (Teaching). ૩. શોધખોળ (Research). ૪. લોકોપયોગી અને જ્ઞાનવર્ધક ભાષણમાળાની યોજના—જનસમૂહ માટે ઉચી કેળવણીની વ્યવસ્થા (University Extension Lectures). ૫. લાઇબ્રેરિ. ૬. માસિક. ૭. પુસ્તક પ્રસિદ્ધિ. [૮. છાપખાનું. આની વ્યવસ્થા જુદી સ્વીકારી છે એટલે તે ભાગ પડતો મૂક્યો છે.]"

હવે આ યોજનાનો તાત્ત્વિક ભાગ પકડી લઇ એનું પૃથક્કરણ કરીએ તો તે બે

વિભાગમાં વ્હેંચાઇ જાય છેઃ એક, શિક્ષણ શોધખોળ સહવર્તમાન; અને બીજો, પુસ્તક-પ્રસિદ્ધિ. એમાંના બીજા વિભાગ પરત્વે રા. હીરાલાલની જે સૂચના છે—

૭. પુસ્તક પ્રસિદ્ધિ.. अ. શોધખોળ વિભાગ તરફથી બે કે ત્રણ અધ્યાપકોના લેખો કે ગ્રંથો તૈયાર થાય તે.

ब. લોકોપયોગી અને જ્ઞાનવર્ધક વ્યાખ્યાનમાળા—વર્ષ દરમ્યાન એક કે બે યોજાય તે.

क. ૧. સાહિત્યના જે વિભાગમાં પુસ્તકો બહુ ઓછાં હોય અથવા સમૂળગાં ન લખાયાં હોય, તે નવાં લખાવવાં અને તેમાં પુરતી કરવી.

૨. હોમ યુનિવરસિટિ, પીપલ્સ બુક્સ, કેમ્બ્રીજ યુનિવરસિટિ મેન્યુઅલ્સ, ટેમ્પલ પ્રાઇમર્સ, યુસફુલ નોલેજ સીરીઝ, વગેરે ઉંચી પ્રતિનાં પણ સસ્તાં પુસ્તકો—એમાંથી ખાસ પસંદ કરેલાં પુસ્તકો—ક્રમસર, સસ્તી કીંમતે અને એકસરખા કદનાં છપાવવાં.

૩. બાળ સાહિત્ય તૈયાર કરાવવું.

૪. કોષ, સાઇક્લોપિડિયા, ટાઇમ્સ ઑફ઼ ઇંડિયા ઇયર બુક, લિટરરી ઇયર બુક—એવા રેફ઼રન્સનાં પુસ્તકોની યોજના કરવી.

—તેમાંનો કોઈ ભાગ એવો નથી કે જે હાલની જાહેર અને ખાનગી સંસ્થાઓ—ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટી, ફૉર્બ્સ સભા, શ્રીમંત ગાયકવાડ સરકારનું પુસ્તક પ્રસિદ્ધિ ખાતું, સાહિત્યપરિષદ્‌ની ભંડોળ કમિટિ, સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, ગૂજરાતી પત્ર ઑફ઼િસ વગેરે સંસ્થાઓ—કરી ન શકે. બલ્કે તે અત્યારે યથાશક્તિ કરે છે. જરૂર છે તે એટલી કે એ સંસ્થાઓએ પોતાનું કાર્ય વ્યવસ્થિત રીતે કરવું જોઇએ. એ વ્યવસ્થાના અભાવનો મ્હોટે ભાગે કાંઇ જ બચાવ નથીઃ માત્ર આપણા લોકની પ્રકૃતિની શિથિલતા એટલો જ ખુલાસો છે. પણ થોડે ભાગે જે બચાવ છે તે આ છે કે (૧) લખનારા મળતા નથી, અને (૨) પ્રજાને વાંચનનો શોખ નથી—પુસ્તકો વગર વેચાયાં પડી રહે છે. આ બચાવ ખોટો નથી, અને એની યથાર્થતા રા. હીરાલાલ પોતે અનુભવથી જાણે છે. ત્યારે લખનારા શાથી મળતા નથી અને પ્રજાને વાંચનનો શોખ શાથી નથી—એ પ્રશ્નો પૂછી એનો ઉત્તર શોધવો જોઇએ. બહુ ઊંડી શોધમાં ન પડીએ તો પણ એક ખુલાસો ખુલ્લો છે, અને તે ખરો છે, કે અત્યારે આપણી કેળવણીના ક્રમમાં ગૂજરાતી ભાષાને જોઇએ તેવું સ્થાન

મળતું નથી. એ સ્થાનને અભાવે આપણો કેળવાએલો વર્ગ ગૂજરાતી ભાષાદ્વારા વિચાર પ્રકટ કરવાનું સામર્થ્ય ધરાવતો નથી, સામર્થ્ય વિના આનન્દ આવતો નથી—આનન્દ વિના જે કાંઇ કાર્ય થાય છે તે નિર્માલ્ય અને માંદલું નીપજી વાચકવર્ગને આકર્ષક થતું નથી. આ સ્થિતિમાં, ખરો ઉપાય " (૧) અભ્યાસક્રમમાં માતૃભાષાને ફરજિયાત સ્થાન, અને (૨) ઉચ્ચ કેળવણી માટે ખાસ ડિગ્રીઓ સ્થાપી માતૃભાષાના જુદા અભ્યાસક્રમની યોજના " એ રા. હીરાલાલને જણાય છે; પરંતુ એ સુધારો " વર્તમાન યુનિવરસિટિ નજદિકમાં સ્વીકારે એ અસંભવિત દિસતું નથી. કેમકે તે સંસ્થાનું તન્ત્ર મુખ્યત્વે સરકાર હસ્તક હોય છે અને સરકારને આ વિષયની મહત્તા અને ગંભીરતા જોઇએ તેટલી સ્પષ્ટ જણાતી નથી. તેથી પ્રજાએ આ કાર્ય માટે સ્વતન્ત્ર યોજના કરવી પડશે." એમ ગ. હીરાલાલ કહે છે. પરંતુ 'યુનિવર્સિટિનું તન્ત્ર મુખ્યત્વે સરકાર હસ્તક' છે તેથી આ યોજના સ્વીકારાતી નથી એમ માનવું યથાર્થ નથી. કારણ કે હજી પ્રજામાં જ આ વિષયના વ્યવહારૂ ઉપાય પરત્વે મતભેદ ચાલે છે અને તેનો જ પડઘો યુનિવર્સિટિમાં પડે છે. બીજું, ગ.'રા. હીરાલાલ એ મુશ્કેલીની સ્થિતિમાંથી 'પ્રજાએ આ કાર્ય માટે સ્વતન્ત્ર યોજના કરવી પડશે ' એમ જે માર્ગ સૂચવે છે ત્યાં જ આપણી 'સાંકળની નબળી કડી રહેલી છેઃ 'પ્રજાએ આ કાર્ય માટે સ્વતન્ત્ર યોજના કરવી પડશે' એ ખરૂં છે, પણ એ સ્વતન્ત્ર યોજના જો એક સ્વતન્ત્ર ગૂજરાતી યુનિવર્સિટિ જ હોય તો, એ યુનિવર્સિટિ રચવા જેટલી સામગ્રી છે કે કેમ, અને હોય તો એ યુનિવર્સિટિ વિદ્યાર્થીઓને આકર્ષી શકશે કે કેમ એ વિચારવાનું છે—અને એ બે મુદ્દાના વિચારનું જ્યાં દ્વાર ઉઘડે છે ત્યાં જ રા. હીરાલાલ અજાણ્યે અટકી ગયા છેઃ એ દ્વાર રાષ્ટ્રીય શિક્ષણના મહાપ્રશ્નમાં પડે છે, પણ ત્યાં ગ. હીરાલાલ જતા નથી.

શિક્ષણ અને શોધખોળ—એના વિવેચનમાં, (

૧. ગ્રેજ્યુએટોને આગળ અભ્યાસ વધારવા માર્ગદર્શક થવું. ( Post-graduate study. ) ૨. ખાસ વિષય પર વ્યાખ્યાનો આપવાં. ૩. મુદ્દત દરમ્યાન કરેલા અભ્યાસ અને પરિશ્રમનું પરિણામ નિબંધ કે પુસ્તક રૂપે રજુ કરવું. ”

—આ પ્રમાણે વિગત આપી છે. પરન્તુ એમાંથી એક મુદ્દાની વાત સ્પષ્ટ સમજાતી નથી તે એ કે—આ યુનિવર્સિટિ માત્ર ‘ ભાષા, સાહિત્ય અને ઇતિહાસ ’નો જ શાસ્ત્રીય પદ્ધતિએ અભ્યાસ કરવા માટે ‘ બે કે ત્રણ અધ્યાપકો ’ નીમશે, કે એનો વિષયપ્રદેશ વધારે વિસ્તૃત રાખશે ? વળી ભાષા અને સાહિત્ય તે ગુજરાતી, પણ ઇતિહાસ તે ભાષા અને સાહિત્યનો જ, કે ઇતિહાસના પ્રદેશમાં આવતા સર્વ વિષયનો ? સર્વ વિષયનો લઇએ, તો પણ ભાષા સાહિત્ય અને ઇતિહાસનું જ્ઞાન, અને તે પણ ગુજરાતી ભાષામાં જેટલું શક્ય છે—તેટલાથી યુનિવર્સિટિના નામમાં સમાએલો જે સંસ્કાર ( culture ) તે આવી શકશે ? વળી ‘ નવા સંજોગોને લઇને સમાજ નવીન જ્ઞાન અને માહિતી મેળવવા આતુર છે, તલપી રહ્યો છે ’ એ પુરા પાડવાનો ગુજરાતી યુનિવર્સિટિનો હેતુ પણ એટલાથી પાર ઉતરશે ? ‘ યુનિવર્સિટિનો દરજ્જો અને પ્રતિષ્ઠા મોટાં અને ગૌરવવાળાં હોય છે તેનું ભાન પડે છે. તે નામ જનસમૂહને આકર્ષે છે ’ એ ખરૂં. પણ ખરા સંસ્કારને અને વિશાળ જ્ઞાનને અભાવે જે ગુણ તે જ દોષ નહિ થાય ? એ ‘ દરજ્જો અને પ્રતિષ્ઠા ’ તે ખાલી ખોખા અને ઉપહાસનાં સ્થાન નહિ નીવડે ? ન નીવડે તો નીવડવાં જોઇએ—ખોટાં કાગળનાં નાવ કદી તરતાં નથી, તરવાં ન જ જોઇએ.

વળી, ઉપર પ્રમાણેની સંકુચિત જ્ઞાનની સંસ્થા યુનિવર્સિટિના નામને પાત્ર ગણાશે નહિ એટલું જ નહિ, પણ જે હેતુથી એ સ્થાપવામાં આવશે એ હેતુ પણ એનાથી પાર પડનો નથી. ‘નવા સંજોગોને લઇને સમાજ નવીન જ્ઞાન અને માહિતી મેળવવા આતુર છે, તલપી રહ્યો છે ’ એ ખરૂં, પરન્તુ એ નવીન જ્ઞાન અને માહિતી’ તે ‘ ભાષા, સાહિત્ય અને ઇતિહાસ ’ કરતાં ઘણું વિશાળ, વધારે સાક્ષાત્ ફળપ્રદ જોઇએ

હવે શિક્ષણના વિષય ઉપરથી આગળ ચાલી અધ્યાપકો સંબન્ધી તથા તેઓની શિક્ષણપદ્ધતિ સંબન્ધી વિચાર કરીએ આ ગુજરાતી યુનિવર્સિટિના અધ્યાપકો ક્યાં શોધવા, અને કેવા પસંદ કરવા ? અને તેઓએ ગુજરાતી ભાષામાં શિક્ષણ આપવું, ને સાથે પાઠ્ય પુસ્તકો ગુજરાતી વાપરવાં કે અંગ્રેજી કે બંને ? તેમ જ ગુજરાતીમાં પાઠ્ય પુસ્તકોની સમૃદ્ધિ અત્યારે જોઇએ તેટલી નથી તો અંગ્રેજી પુસ્તકોનો વિદ્યાર્થી ઉપયોગ કરી શકે એટલું અંગ્રેજીનું જ્ઞાન યુનિવર્સિટિની પ્રવેશપરીક્ષામાં આવશ્યક ગણવું ? ગણવું, તો મૅટ્રિક્યુલેશન કરતાં ઓછા જ્ઞાનવાળો વિદ્યાર્થી આ નવી યુનિવર્સિટિમાં ન ચાલે એ ખુલ્લું છે. અને તો પછી મૅટ્રિક્યુલેશન પાસ થએલા વિદ્યાર્થીઓને આ આકર્ષક હેતુ આ નવી સંસ્થામાં શો મળી આવશે ? કસોટી અંગત અને અપમાનકારક લાગશે, પણ તે સત્ય અને ગંભીર છે, અને જ્યારે એ કસોટી આપણને લગાડશે ત્યારે આપણે તે સ્વી-

કાઢી અજ્ઞાન જનસમૂહને કેળવણી આપવાનું કાર્ય કરે છે. તે જ પ્રમાણે તાજી ડિગ્રી લઇ ઊતરેલા યુવાન વિદ્યાર્થીઓ, ધંધાની પ્રવેશભૂમિકા ઉપર વાટ જોતા યુવાન વકીલો અને દાક્તરો, નિષ્કામ સેવાના ઉદાર હેતુથી વા અલ્પ પારિતોષિક રૂપ સાહાય્ય ખાતર જન સમૂહને પોતાના જ્ઞાનનો લાભ આપવા તત્પર થઇ શકે. ગાંધીજી જેવા નેતા રાષ્ટ્રીય શિક્ષણની શાળા સ્થાપવાનો યત્ન કરે છે તે જ સાથે જનસમૂહમાં ઉપર કહી તેવી ભાષણમાળા-દ્વારા જ્ઞાન વિસ્તારવાનો યત્ન કરે તો—એમના પોતાના જ કાર્યની દિશામાં એક ઉત્તમ સેવા થઈ જાય. પરંતુ આ સંબન્ધી કર્તવ્યની જવાબદારી જેટલી એમને શિર નથી તેટલી જ, બલ્કે અધિક, સાહિત્યપરિષદ્ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ વગેરે સંસ્થાઓ ઉપર છે. પણ સંસ્થાઓનો આત્મા હમેશાં મનુષ્ય છે, અને મનુષ્ય જાગશે ત્યારે જ એ સંસ્થાઓ હાલતી ચાલતી થઈ પોતાનું કર્તવ્ય કરતી થશે.

પણ મનુષ્ય ક્યાં? મહાપુરુષ તો ક્યાં જ? ગુર્જરાત એની વાટ જુવે છે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

# હિન્દુસ્થાનના રાજ્યપ્રકરણી મહાપ્રશ્નો:

## એના અલ્પ ઉત્તર.

( અનુસન્ધાન ગત પોષના અંકમાં પૃષ્ઠ ૭૪૭ થી )

૭. યુરોપિયન એસોસિએશનનો પ્રશ્ન

(૧) નવી પ્રજાસત્તાની રચનામાં એમનું કયા શું અને કેટલું સ્થળ?—એ ખરેખર એક અનિવાર્ય પ્રશ્ન છે, અને (૨) એ મંડળનો મત બલ્કે એની સઘળી પ્રવૃત્તિ આપણી વિરુદ્ધ પડે એ બનવા જોગ છે, અને તે બને તો એને પહોંચી વળવાની પ્રજામતના નેતાઓને માથે એક મ્હોટી ફરજ પડશે.

એ વર્ગ તરફથી એમ કહેવામાં આવે છે કે આ દેશનું રાજ્યતન્ત્ર અમુક સદીસનાતન ધોરણે ચાલશે એવા વિશ્વાસથી હિન્દુસ્થાનના આર્થિક ઉદ્ધારના કાર્યમાં તેઓએ

લાખો રૂપીઆની મૂડી રોકી છે, અને તેથી એના રાજ્યતન્ત્રમાં એ વર્ગને ખાસ મત આપવાનો અધિકાર મળવો જોઇએ. આ દલીલ પરોપકારના દાવા ઉપર રચાએલી હોય તો એ કાને ધરવા જેવી પણ નથી. પણ બ્રિટિશ વેપારીના સંબન્ધથી હિન્દુસ્થાનને કાંઇક પણ લાભ થયો છે એમ કહેવાનું તાત્પર્ય હોય તો તેની ના નથી. પ્રશ્ન કાંઇક લાભ થયાનો નથી, પણ વિશેષ લાભ થયો છે કે હાનિ એ છે. અને એ રીતે જોતાં કહેવું પડે છે કે હિન્દુસ્થાનનો વેપાર અત્યારે જે ભરભરાટીમાં આવેલો દેખાય છે તે બેશક યુરોપિયન વેપારીના કારણથી છે; પણ એમાં જ આ દેશની હાનિ છે એમ ગોખલે વગેરે હિન્દના પ્રજાનાયકો કહે છે અને એમાં એમની દલીલ એવી છે કે યુરોપીયન વેપારીની દલાલી કરીને હિન્દી વેપારી ભરભરાટી ભોગવે એ હિન્દુસ્થાનનો પોતાનો વેપાર વધ્યાની નિશાની નથી. કરોડો રૂપીઆનો પરદેશી માલ હિન્દના બજારોમાં વેચાય—અને એની કિંમત હિન્દુસ્થાનની ગરીબ વસ્તી અન્ન હાડકાં અને ચામડાં પરદેશ મોકલીને ભરી આપે, એથી હિન્દનું કલ્યાણ ન થયું. પણ કલ્યાણની દલીલ બાજુ મૂકી અત્યારે યુરોપિયન મંડળ તરફથી એવો દાવો કરવામાં આવે છે કે આ દેશના કારખાનાંમાં એમણે અમુક મૂડી રોકી છે અને તેથી અહીંનાં રાજકાજમાં એમનો મત લેવાવો જોઇએ. આના જવાબમાં પ્રજાપક્ષ તરફથી બે વાત કહેવામાં આવી છે એક તો એ કે અન્યાયી અને કૃત્રિમ રીતે હિન્દુસ્થાનના ઉદ્યોગ તોડી પાડીને અંગ્રેજ વેપારીઓએ જે ધન મેળવ્યું છે તે જ ધનને હિન્દુસ્થાનના સ્વરાજ્ય સામે એક દલીલ રૂપે મૂકવામાં આવે એ કેવું વિચિત્ર ! બીજું ઇંગ્લંડે આર્જેન્ટાઇન વગેરે ઘણા દેશોમાં પોતાનાં નાણાં રોક્યાં છે છતા એમાંથી કોઈ ઠેકાણેના રાજ્યતન્ત્રમાં એનો મત લેવાતો નથી, તો હિન્દુસ્થાનમાં એ શા માટે લેવાવો જોઇએ ? મૂડી રોક્યાના કારણથી જેમ દરેક વેપારીને મત આપવાનો અધિકાર છે તેવો અને તેટલો જ અંગ્રેજ વેપારીને રહે એ ન્યાય્ય છે, પણ મુંબાઇ કલકત્તાના યુરોપિયન ચેમ્બર્સ ઑફ કૉમર્સ એ હક ભોગવે છે—તે કરતા અધિક સત્તા વાળાં મંડળો રચવાં એ વાજબી જણાતું નથી.

પણ તેઓની બાબતમાં વાજબી શુ છે એ કરતા તેઓ શુ શું કરાવવાનુ સામર્થ્ય ધરાવે છે અને તેઓના બળને કેવી રીતે હઠાવવું એ વધારે અગત્યનો પ્રશ્ન છે. ન્યાય એમના પક્ષમાં ભલે થોડો હોય. પણ તેઓ અત્યારે બે દિશામાં ભારે સત્તા ભોગવે છે એ ભૂલવાનું નથી—એક તો અહીંની અંગ્રેજ ' સિવિલ સર્વિસ ', યાને અમલદારી મંડળ સાથે એકલોહીનો અને એકસ્વાર્થનો સંબન્ધ ધરાવે છે એને લઇને અહીંના રાજ્યવહીવટમા એને-જે પરોક્ષ રીતે ભાગ મળે છે તે; અને બીજું, ઇંગ્લંડની પ્રજા જે હિન્દુસ્થાન ઉપર રાજ્ય કરનાર સર્વોપરિ સત્તા છે. તેમા પણ અહેના અંગ્રેજ વેપારીઓનો જે સ્વાભાવિક વગવસીલો છે તે. આ બે બળ જેવાં તેવાં નથી. એની શક્તિનું માપ વખતો વખત અનુભવવાનો આપણને પ્રસંગ આવે છે. પણ એનાથી ન દબાતા, છેવટે સત્ય અને ન્યાયનો જ જય છે—જે સત્ય અને ન્યાય કરતાં સગાં વ્હાલાં અને સ્વાર્થ આગળ મૂકે છે એ દુર્યોધન

અને ધૃતરાષ્ટ્રની માફક પરિણામે હારે છે જ—એ મહાન સત્ય ઉપર વિશ્વાસ રાખી કાર્ય કરવું એ આપણી ફરજ છે.

એ કાર્ય આપણા પ્રતિપક્ષીની ઉપેક્ષા કરવામાં કે ક્રોધ અને ઉપહાસતા ઉદ્ગાર કાઢવામાં સમાશે નહિ. આ દેશમાં તેમ જ ઇંગ્લંડમાં એમની પ્રવૃત્તિને પહોંચી વળે એવાં મંડળો સ્થાપી એમની દરેક પ્રવૃત્તિ અને દરેક દલીલના સામા રદીઆ ગોઠવવામાં આવશે ત્યારે જ આપણી ફતેહ થશે. બ્રિટિશ પ્રજામાં પ્રેસ અને પાર્લમેન્ટ એ મ્હોટામાં મ્હોટી રાજ્યસત્તા ધરાવે છે, તેથી એ બંનેમાં આપણા મતનો દુન્દુભિ વાગતો નહિ કરીએ ત્યાં સુધી આપણને ન્યાય મળવાનો સંભવ નથી. લૉર્ડ મોર્લિના 'Recollections' ના વાચકને, ઇંગ્લંડમાં "H. C" નું કેટલું બળ છે—રાજ્યતન્ત્રીઓ પણ એનાથી કેવા બ્હીતા રહે છે, બ્રિટિશ પ્રજા ન્યાયી હોઇ હિન્દુસ્થાનની ન્યાયી માગણીનો ત્યાં કેનો પડઘો પાડી શકાય છે ઇત્યાદિ સારી રીતે સમજાયુ હશે. તે જ પ્રમાણે, અત્યારે 'નૉર્થક્લિફ પ્રેસ' રાજ્યતન્ત્રીઓને થાપવા—ઉથાપવાનુ કેટલું સામર્થ્ય ધરાવે છે એ પણ આપણે જોઇએ છીએ. આવી સ્થિતિમાં, આ યુદ્ધ ગમે કે તુરત હિન્દુસ્થાનના સ્વરાજ્યની લડત આપણે ઇંગ્લંડમાં શરૂ કરવી પડશે. એ લડત આપણે જુસ્સાથી લડીશુ અને એમાં વિજય મેળવીશું. આપણો ઉદ્દામ પક્ષ જે, સુરતની કૉન્ગ્રેસ, વખતે, આપણે જે કાંઇ કરવાનું છે તે હિન્દુસ્થાનમાં જ કરવાનુ છે અને બ્રિટિશ કમિટિના ખર્ચનાં નાણાં વ્યર્થ જાય છે—એમ દુરાગ્રહ કરતો હતો, તે અત્યારે ઇંગ્લંડમાં લડત ચલાવવાની તરફેણમાં છે, અને આખી હિન્દની પ્રજા એક થઇને જુસ્સાથી પણ બુદ્ધિ અને વિવેકથી જો એ કાર્ય કરશે તો યુરોપિયન એસોસિએશનની તાકાદ નથી કે બ્રિટિશ પ્રજા અને બ્રિટિશ પાર્લમેન્ટ આગળ પોતાનો નબળો 'કેસ' આપણી વિરુદ્ધ જીતી જાય

"હિન્દહિતચિન્તક."

---

અને ધૃતરાષ્ટ્રની માફક પરિણામે હારે છે જ—એ મહાન સત્ય ઉપર વિશ્વાસ રાખી કાર્ય કરવું એ આપણી ફરજ છે.

એ કાર્ય આપણા પ્રતિપક્ષીની ઉપેક્ષા કરવામાં કે ક્રોધ અને ઉપહાસના ઉદ્ગાર કાઢવામાં સમાશે નહિ. આ દેશમાં તેમ જ ઇંગ્લંડમાં એમની પ્રવૃત્તિને પહોંચી વળે, એવાં મંડળો સ્થાપી એમની દરેક પ્રવૃત્તિ અને દરેક દલીલના સામા રદીઆ ગોઠવવામાં આવશે ત્યારે જ આપણી ફતેહ થશે. બ્રિટિશ પ્રજામાં પ્રેસ અને પાર્લમેન્ટ એ મ્હોટામાં મ્હોટી રાજ્યસત્તા ધરાવે છે, તેથી એ બંનેમાં આપણા મતનો દુન્દુભિ વાગતો નહિ કરીએ ત્યાં સુધી, આપણને ન્યાય મળવાનો સંભવ નથી. લૉર્ડ મોર્લિના 'Recollections' ના વાચકને, ઇંગ્લંડમાં "H. C" નું કેટલું બળ છે—રાજ્યતન્ત્રીઓ પણ એનાથી કેવા બ્હીતા રહે છે, બ્રિટિશ પ્રજા ન્યાયી હોઇ હિન્દુસ્થાનની ન્યાયી માગણીનો ત્યાં કેવો પાયો પાડી શકાય છે ઇત્યાદિ સારી રીતે સમજાયું હશે. તે જ પ્રમાણે, અત્યારે 'નૉર્થક્લિફ પ્રેસ' રાજ્યતન્ત્રીઓને થાપવા—ઉથાપવાનું કેટલું સામર્થ્ય ધરાવે છે એ પણ આપણે જોઇએ છીએ. આવી સ્થિતિમાં, આ યુદ્ધ શમે કે તુરત હિન્દુસ્થાનના સ્વરાજ્યની લડત આપણે ઇંગ્લંડમાં શરૂ કરવી પડશે. એ લડત આપણે જુસ્સાથી લડીશું અને એમાં વિજય મેળવીશું. આપણો ઉદ્દામ પક્ષ જે, સુરતની કૉન્ગ્રેસ વખતે, આપણે જે કાંઇ કરવાનું છે તે હિન્દુસ્થાનમાં જ કરવાનું છે અને બ્રિટિશ કમિટિના ખર્ચનાં નાણાં વ્યર્થ જાય છે—એમ દુરાગ્રહ કરતો હતો, તે અત્યારે ઇંગ્લંડમાં લડત ચલાવવાની તરફેણમાં છે, અને આખી હિન્દની પ્રજા એક થઇને જુસ્સાથી પણ બુદ્ધિ અને વિવેકથી જો એ કાર્ય કરશે તો યુરોપિયન એસોસિએશનની તાકાદ નથી કે બ્રિટિશ પ્રજા અને બ્રિટિશ પાર્લમેન્ટ આગળ પોતાનો નબળો 'કેસ' આપણી વિરુદ્ધ ઉતી જાય.

"હિન્દહિતચિન્તક."

Reg. No. B 453



# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु । यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૭, અંક ૪ [ માસિક ] વૈશાખ, સંવત ૧૯૭૪.

## મનોરથઝૂલો.

મનોરથઝૂલો કોણ ચલાવે ?
ઝૂલે કહો મ્હને કોણ ઝુલાવે ? મનો૦

ઝુલાભરી સ્થૂલ નયન મીંચાણી,
સ્વપ્નભરી મ્હને કોણ ડુલાવે ? મનો૦

હીંચે ગગન પાર, ભેદે ભૂતલ બાર,
કિંકણી કોણ ત્રિલોક વગાડે ? મનો૦

ભૂતળવિશ્વે સ્વપ્ને નિંદે,
હીરની દોરી કોણ હલાવે ? મનો૦

સ્વર્ગ વીતાવ્યાં, નરક વીતાવ્યાં,
કોણ મ્હને હરિપાસ હસાવે ? મનો૦

"મલયાનિલ."

# રાસ.

હો રાજ ! જીવનની જ્યોત્સ્નિકા મ્હારે રસરાણી !
કુલકેરી કોકીલા કલ્યાણી,
ઉંડા સ્નેહસૂક્ત ગુંજતી શી વાણી !
હો રાજ ! જીવનની જ્યોત્સ્નિકા મ્હારે રસરાણી !

૧

કોટી કોટી કિરણે એ દેવકના દીપે
ઝળકે મહીં પ્રભુ—પ્રેમલીલા,
હો રાજ ! જીવનની જ્યોત્સ્નિકા મ્હારે રસરાણી !—

૨

આત્માના આદર્શથકી આત્મને આરેશતી
આત્માનાં મસ્ત શા મૂનવતી
હો રાજ ! જીવનની જ્યોત્સ્નિકા મ્હારે રસરાણી !

૩

કનકૂલને નાણ એને પ્રભુતા પ્રકાશતી,
પૃથ્વીપટ પરિમલ પૂરતી
હો રાજ ! જીવનની જ્યોત્સ્નિકા મ્હારે રસરાણી !

૪

ત્રિલોકેરી ચેતનની વાતી જગ વીણા
અમૃત થી વર્ષતી અનેરા
હો રાજ ! જીવનની જ્યોત્સ્નિકા મ્હારે રસરાણી !

તા. ૨૨-૫-૧૮
સુરત.

મંજુલાલ જમનારામ દવે.

---

# પ્રેમ કે કલહ ?

આ વિશ્વનાં ભૂતમાત્રમાં ખાઉં ખાઉં સિવાય બીજી વૃત્તિ નથીઃ વૃક્ષ કીટ પતંગથી માંડી મનુષ્ય પર્યન્ત પ્રાણિમાત્ર પ્રકૃતિના એ મહાન ધર્મને વશ છે; અને એને વશ છે એમાં જ એમનું શ્રેય રહેલું છે, કારણ કે જીવનને ખીલવાની પહેલી શર્ત એ છે કે પ્રાણીઓએ પરસ્પર સ્પર્ધામાં આવવું, અને નબળાંને જીવનમાંથી લોપી નાંખી સબળાંએ એમનું સ્થાન લેવું: આ ઓગણીસમી સદીની ડાર્વિને કરેલી મ્હોટી શોધ. આ શોધ જે મૂળ પ્રાણિશાસ્ત્રને અંગે થઇ હતી તેને સમાજે અને રાજ્યના સમ્બન્ધમાં પણ ઉપયોગમાં લઇને, એને નામે ઘણાં ક્રૂર અને અન્યાયી કૃત્યોનો બચાવ કરવામાં આવતો હતો. ઇશ્વરના આ જગત્‌માં આ સ્થિતિ વાસ્તવિક રીતે હોઇ શકે જ નહિ એમ ઘણાં ખ્રિસ્તી હૃદયોને લાગ્યું, પણ પ્રથમ તેઓને એનો ખરો ઉત્તર સૂઝયો નહિ, અને તેથી તેઓએ ઇવોલ્યૂશનવાદ—જે આ સિદ્ધાન્તનું એક અંગ છે—એના ઉપર ઘણા મૂર્ખ પ્રહારો કર્યા. એ પ્રહારો ખોટા હતા, પણ એ પ્રહારોનું બીજ ખરૂં હતું: અને તે એ કે આવા નૃશંસતાના સિદ્ધાન્ત સામે મનુષ્યહૃદયનું ખળભળી ઊઠવું. એ હૃદયનો ખળભળાટ તે માત્ર અકારણ અણગમો જ ન હતો, પણ હૃદયના પોતાના અનુભવથી વિપરીત સ્થિતિ પ્રતિપાદન થતી જોઇને ઉત્પન્ન થએલો અસન્તોષ હતો. ઇવોલ્યૂશનવાદના ઉપ-આચાર્ય હક્સલિને પણ કહેવું પડયું કે નીતિનો ખુલાસો પૂર્વોક્ત જીવનકલહના સિદ્ધાન્તથી થતો નથી. અધમ ભૂમિકાની પ્રકૃતિમાં એ ન્યાય પ્રવર્તે છે એ ખરૂં, પણ નીતિમાં કલહનો જે ત્યાગ રહેલો છે એ જ બતાવે છે કે પ્રકૃતિના સ્વભાવથી વિરુદ્ધ કાંઇક તત્ત્વ છે અને એમાંથી નીતિનો પ્રાદુર્ભાવ છે. હેન્રી ડ્રમન્ડે ડાર્વિનનાં 'Descent of Man' સામે ટક્કર મારીને 'Ascent of Man' નામનું પુસ્તક લખ્યું તેમા બતાવ્યું કે મનુષ્યને ઉન્નત દશાએ પહોંચાડનાર—બલ્કે આખા વિશ્વનો વેશે ચલાવનાર શક્તિ તે કલહ નથી, પણ પ્રેમ છે. આ વાત માતા પોતાનાં બાળકનું, સ્વાર્થ ત્યજી કષ્ટ વેઠી, જે રક્ષણ કરે છે એ અને એવાં બીજાં અનેક ઉદાહરણો આપીને એમણે બતાવ્યું છે. એ જ મતનું, પણ કાંઇક જુદી રીતે, સમર્થન કરનાર એક લેખ થોડાક માસ ઉપર 'હિબર્ટ જર્નલ'ના એક અંકમાં મારા વાંચવામાં આવ્યો. મને ખાતરી છે કે એની નોંધ વાચકને રસિક થઇ પડશે, અને કદાચ વર્તમાન સમયમાં એથી કેટલાકને નવો બોધ પણ મળશે:—

એ લેખનો સાર નીચે પ્રમાણે છે:

આ સુપ્રસિદ્ધ હકીકત છે કે પ્રત્યેક પ્રાણી પોતામાંથી બહુસંખ્ય જન્તુઓ ઉત્પન્ન કરે છે, જેમાંથી મ્હોટી સંખ્યા મરણ પામે છે, અને માત્ર થોડાંક જ બચે છે, અને પૂરેપૂરો વિકાસ પામે છે. એક 'ઍપલ' યાને સફરજનનું ઝાડ લો, અને ધારો કે એને દર વર્ષે સો ફળ ઊતરે છે—અને દરેક ફળમાં બે બીજ છે. તો આ હિસાબે દસ વર્ષમાં ૨૦૦૦ બીજ થશે. અર્થાત્ દસ વર્ષમાં એક ઝાડમાંથી ૨૦૦૦ ઝાડ થવાની શક્યતા છે. અને

वसन्त.

# રાસ.

હો રાજ ! જીવનની જ્યોત્સ્નિકા મ્હારે રસરાણી !
કલકેરી કોકીલા કલ્યાણી;
ઉરાં સ્નેહસક્ત ગુંજતી શી શાણી !
હો રાજ ! જીવનની જ્યોત્સ્નિકા મ્હારે રસરાણી !

૧

કોટી કોટી કિરણે એ દેવકલા દીપેઃ
ઝબકે મહીં પ્રભુ—પ્રેમલીલા,
હો રાજ ! જીવનની જ્યોત્સ્નિકા મ્હારે રસરાણી !

૨

આત્માના આદર્શથકી આત્મને આદેશતીઃ
આત્માનાં મૂલ્ય શાં મૂલવતીઃ
હો રાજ ! જીવનની જ્યોત્સ્નિકા મ્હારે રસરાણી !

૩

ફલફૂલને પ્રાણ એને પ્રભુતા પ્રકાશતી;
પૃથ્વીપટ પરિમલ પૂજતીઃ
હો રાજ ! જીવનની જ્યોત્સ્નિકા મ્હારે રસરાણી !

૪

વિશ્વકેરી ચેતનાની વાતી ભવ્ય વીણાઃ
અમૃત શી વર્ષતી અનેરાંઃ
હો રાજ ! જીવનની જ્યોત્સ્નિકા મ્હારે રસરાણી !

તા. ૨૨-૫-૧૮
સુરત.

મંજુલાલ જમનારામ

# પ્રેમ કે કલહ ?

આ વિશ્વનાં ભૂતમાત્રમાં ખાઉં ખાઉં સિવાય બીજી વૃત્તિ નથીઃ વૃક્ષ કીટ પતંગથી માંડી મનુષ્ય પર્યન્ત પ્રાણિમાત્ર પ્રકૃતિના એ મહાન ધર્મને વશ છે; અને એને વશ છે એમાં જ એમનું શ્રેય રહેલું છે, કારણ કે જીવનને ખીલવાની પહેલી શર્ત એ છે કે પ્રાણીઓએ પરસ્પર સ્પર્ધામાં આવવું, અને નબળાંને જીવનમાંથી લોપી નાંખી સબળાએ એમનું સ્થાન લેવુંઃ આ ઓગણીસમી સદીની ડાર્વિને કરેલી મ્હોટી શોધ. આ શોધ જે મૂળ પ્રાણિશાસ્ત્રને અંગે થઇ હતી તેને સમાજે અને રાજ્યના બંધારણમાં પણ ઉપયોગમાં લઇને, એને નામે ઘણાં ક્રૂર અને અન્યાયી કૃત્યોનો બચાવ કરવામાં આવતો હતો. ઇશ્વરના આ જગતમાં આ સ્થિતિ વાસ્તવિક રીતે હોઈ શકે જ નહિ એમ ઘણાં ખ્રિસ્તી હૃદયોને લાગ્યું, પણ પ્રથમ તેઓને એનો ખરો ઉત્તર સૂઝ્યો નહિ, અને તેથી તેઓએ ઇવોલ્યૂશનવાદ—જે આ સિદ્ધાન્તનું એક અંગ છે—એના ઉપર ઘણા મૂર્ખ પ્રહારો કર્યા. એ પ્રહારો ખોટા હતા, પણ એ પ્રહારોનું બીજ ખરૂં હતુંઃ અને તે એ કે આવા નૃશંસતાના સિદ્ધાન્ત સામે મનુષ્યહૃદયનું ખળભળી ઊઠવું. એ હૃદયનો ખળભળાટ તે માત્ર અકારણ અણગમો જ ન હતો, પણ હૃદયના પોતાના અનુભવથી વિપરીત સ્થિતિ પ્રતિપાદન થતી જોઇને ઉત્પન્ન થએલો અસન્તોષ હતો. ઇવોલ્યૂશનવાદના ઉપ-આચાર્ય હક્સલિને પણ કહેવું પડ્યું કે નીતિનો ખુલાસો પૂર્વોક્ત જીવનકલહના સિદ્ધાન્તથી થતો નથી. અધમ ભૂમિકાની પ્રકૃતિમાં એ ન્યાય પ્રવર્તે છે એ ખરું, પણ નીતિમાં કલહનો જે ત્યાગ રહેલો છે એ જ બતાવે છે કે પ્રકૃતિના સ્વભાવથી વિરુદ્ધ કોઇક તત્ત્વ છે અને એમાંથી નીતિનો પ્રાદુર્ભાવ છે. હેન્રી ડ્રમન્ડે ડાર્વિનનાં 'Descent of Man' સામે ટકોર મારીને 'Ascent of Man' નામનું પુસ્તક લખ્યું તેમાં બતાવ્યું કે મનુષ્યને ઉન્નત દશાએ પહોંચાડનાર—બલ્કે આખા વિશ્વનો વેલો ચલાવનાર શક્તિ તે કલહ નથી, પણ પ્રેમ છે. આ વાત માતા પોતાનાં બાળકનું, સ્વાર્થ ત્યજી કષ્ટ વેઠી, જે રક્ષણ કરે છે એ અને એવાં બીજાં અનેક ઉદાહરણો આપીને એમણે બતાવ્યું છે. એ જ મતનું, પણ કાંઇક જુદી રીતે, સમર્થન કરનાર એક લેખ થોડાક માસ ઉપર 'હિબર્ટ જર્નલ' ના એક અંકમાં મારા વાંચવામાં આવ્યો. મને ખાતરી છે કે એની નોંધ વાચકને રસિક થઇ પડશે, અને કદાચ વર્તમાન સમયમાં એથી કેટલાકને નવો બોધ પણ મળશેઃ—

એ લેખનો સાર નીચે પ્રમાણે છેઃ

આ સુપ્રસિદ્ધ હકીકત છે કે પ્રત્યેક પ્રાણી પોતામાંથી બહુસંખ્ય જન્તુઓ ઉત્પન્ન કરે છે, જેમાંથી મ્હોટી સંખ્યા નાશ પામે છે, અને માત્ર થોડાંક જ બચે છે, અને પૂરેપૂરો વિકાસ પામે છે. એક 'પૉપ્પ' યાને સક્કરજનનું ઝાડ લો, અને ધારો કે એને દર વર્ષે સો ફૂળ ઊતરે છે—અને દરેક ફળમાં બે બીજ છે. તો આ હિસાબે દસ વર્ષમાં ૨૦૦૦ બીજ થશે. અર્થાત્ દસ વર્ષમાં એક ઝાડમાંથી ૨૦૦૦ ઝાડ થવાની શક્યતા છે. અને

એમાંનું દરેક ઝાડ પણ એ જ પ્રમાણે બીજાં વીસ વર્ષમાં બીજાં ઝાડ ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવે છે—એટલે ચાળીસ વર્ષમાં એક 'સહ્રરજનનું' ઝાડ ૨૦૦૦×૨૦૦૦=૪,૦૦૦,૦૦૦ (ચાળીસ લાખ) સહ્રરજન ઉત્પન્ન કરી શકે. અને આ પ્રમાણે થોડાંક શતકમાં આપણી આખી પૃથ્વી સહ્રરજનનાં ઝાડથી છવાઇ જાય ! આ એક વનસ્પતિનો દાખલો લીધો. પણ (અન્ય) પ્રાણીઓનો દાખલો લઇએ તો ત્યાં પણ એ જ હકીકત જોવામાં આવે છે. કૉડ માછલી (જેના લિવરમાંથી નીકળતું 'કૉડલિવર' તેલ સુપ્રસિદ્ધ છે) એ એક વર્ષમાં ૫૦ થી ૯૦ લાખ ઇંડાં મૂકે છે—એ ઇંડાં જોકે બચ્ચાં ઊપજાવવાની શક્તિ ધરાવે છે, પણ તે શક્તિનો અમલ થાય અને બચ્ચાં ઊપજે તો સમુદ્રમાં માય નહિ. પણ વાસ્તવિક સ્થિતિ જોઇએ તો પૃથ્વી ઉપર પ્રાણી કે વનસ્પતિની વસ્તીમાં લક્ષ પંહોચે એવો વધારો થયો નથીઃ અર્થાત્, એક વ્યક્તિનું સ્થાન એક વ્યક્તિ લે છે અને બાકીની વ્યક્તિઓ પાકતાં અને ફળતાં પહેલાં વ્હેલી મોડી નાશ પામી જાય છે. પણ સર્વ જીવવાને માટે યત્ન કરે છે, તેથી આ સ્થિતિને આપણે 'Struggle for Existence' યાને જીવનપ્રયાસ કહીએ છીએ.

આ પ્રયાસ વનસ્પતિ અને પ્રાણી કેવી રીતે કરે છે એ રીત હવે તપાસીએ.

વનસ્પતિવર્ગ તરફ જુવોઃ ઇંગ્લંડમાં સપ્ટેમ્બર આખર ઝાડનાં પાંદડાંનો રંગ બદલાવા માંડે છે, અને પાંદડાં ખરી પડે છે. થોડાં અઠવાડીઆમાં બધાં પાંદડાં જતાં રહેશે. પણ તે જ સાથે ડાળીઓને છેડે અને બાજુ ઉપર ઝીણી ટીશીઓ છે, જેમાં પર્ણ અને પુષ્પ અત્યારે સમાઇ રહ્યાં છે, તે વસન્ત ઋતુ આવતાં બહાર નીકળશે. આ પ્રમાણે એપ્રિલ-મેનાં બહાર પડનાર લાખો પર્ણ અને પુષ્પ, ઑક્ટોબરથી ફેબ્રુઆરી-માર્ચ સુધી, વરસાદ પવન બરફ અને ઝાકળ સામે પોતાનો જીવનપ્રયાસ કરે છે. આ પ્રયાસ તેઓ કેવી રીતે કરે છે એ જોઇએ.

જે ટીશીઓમાં એ નાજુક પાંદડાં અને ફૂલ ભરાઇ રહેલાં હોય છે એને કુદરતે એક ઢાંકણું પૂરૂં પાડેલું હોય છે. એ કાચબાની પીઠે ભીંગડાં હોય છે તેવાં ભીંગડાંનું બનેલું હોય છે, અને તે પેલાં પાંદડાં અને ફૂલને એક કવચની ગરજ સારે છે. એ ભીંગડાં બૂચ જેવા એક પદાર્થનાં બનેલાં હોય છે જેને પાણી ભીંજવી શકતું નથી, અને એ રીતે બરફ વરસાદ અને ઝાકળથી અંદરના નાજુક ગર્ભનું રક્ષણ થાય છે. કેટલાક વનસ્પતિમાં આ અંકુરો ઉપર રોગાન જેવો 'વૉટર-પ્રૂફ' યાને જળનિવારક પદાર્થ પથરાએલો હોય છે, જેથી વરસાદ અંદર પ્રવેશ કરી શકતો નથી અને ટીપાં થઇને ઉપરથી જ ગગડી પડે છે. એ ભીંગડાંની વચમાં પાતળાં વાયુનાં પડ હોય છે. જે બધી તરફથી બંધ અને અચળ હોય છે—અને વાયુમાંથી ગરમી ઝટ પસાર થઇ શકતી નથી, એટલે બહારની હવાના એકાએક થતા ફેરફારો પણ અંદર ધીમે ધીમે જ અસર કરી શકે છે, એટલે એવા ફેરફારથી અંદરના ગર્ભના જીવનનો નાશ થતો અટકે છે. વળી કેટલીક વનસ્પતિમાં તો એ ઢાંકણાના અંદરના ભાગમાં રૂંવાટીનું અસ્તર હોય છે, એ પણ ગર્ભનું રક્ષણ કરવાના કામમાં ભાગ લે છે.

આ રીતે દુશ્મન સાથે લડવા માટે એ નાજુક પત્ર અને પુષ્પને કવચ દુર્ગ વગેરે યુદ્ધની સામગ્રી હોય છે: આ યુદ્ધ વગર એક પણ પત્ર કે પુષ્પ બચી શકતું નથી. પણ, ધ્યાનમાં રાખો કે આ યુદ્ધ બે પશુઓ સામસામાં લડે એક બીજાના મ્હોં કે પંજામાં તરફડીઆં મારે અને છેવટે એક બીજાને ખાઈ જાય એ જાતનું નથી: આ યુદ્ધ પ્રકૃતિની જડ શક્તિઓ—બરફ ટાઢ વગેરે—સામે છે, અને એમાં કોઈ પણ જીવની હાનિ થતી નથી. હવે એક સૂકી જમીન—રણ—ની વનસ્પતિ લેઈએ. એને આખો જન્મારો પાણીની તંગી સામે લડવાનું હોય છે. એ સંકટ ભારે છે, કારણ કે પાણીનો અભાવ એટલે સુકાઈને મરી જવું એ જ અર્થ થાય છે. સહરાના રણમાં જ્યાં પાણીની બહુ તંગી છે ત્યાં મહિના ને મહિના વરસાદ વગર સૂકા ચાલ્યા જાય છે અને ત્યાં પાણીનાં નદી નાળાં કે તળાવ હોતાં નથી કે જેનું પાણી વરસાદ વગરના સમયમાં કામ આવે. સ્વાભાવિક રીતે જ ત્યાં લીલોતરી થોડી હોય છે. ઝાડ દૂર દૂર ઊગે છે એટલે જમીનની તાણ પડતી નથી. વનસ્પતિને સૂર્યના પ્રકાશ અને ગરમીની જે જરૂર હોય છે તેની તો આહીં ખોટ જ નથી. વળી હવા સ્વચ્છ અને જમીનની અંદર વનસ્પતિના પોષણ માટે જોઈતા પદાર્થો પણ પુષ્કળ. એટલે ખોટ માત્ર પાણીની—પણ તે મ્હોટી. તેથી રણમાં ' ઓએસીસ ' એટલે કે સજળ પ્રદેશ હોય છે ત્યાં જ વનસ્પતિ ઊગે છે. અને નથી ઊગતી તે માત્ર જળની ખામીને લીધે જ. એ આટલાથી જણાય છે કે ઊંડાં ઝરણ ખોદી કાઢી જ્યાં પાણી ઉત્પન્ન કરી શકાયું છે ત્યાં વનસ્પતિ ઊગીને નવા 'ઓએસીસ' બન્યા છે. આ રણમાં વનસ્પતિ જળ મેળવવાના કેવા પ્રયત્નો કરે છે એ જાણવા જેવું છે કેટલાક છોડ તો પોતાનાં મૂળ બહુ જ ઊંડાં ઊંડાં—ઊંડાં ઝરણ સુધી—વિસ્તારે છે, અને ત્યાંથી પાણી તાણી આણે છે. આ રીતે કેટલાક છોડ જે જમીન વગર થોડાક જ ઇંચ નીકળેલા હોય છે તેનાં મૂળ જોઈએ તો પાંચ છ વાર લાંબાં હોય છે. કેટલેક સ્થળે તો વીસથી પચીસ વાર ઊંડાં મૂળ જોવામાં આવ્યાં છે. વળી કેટલાક છોડને પાણી ભરી રાખવાનાં ટાંકાં હોય છે—જેમાં એ લાગ આવ્યે પાણી ભરી લે છે. એક વનસ્પતિની જાત છે તેને અગણિત કોથળીઓ હોય છે, જે વરસાદ પડ્યા પછી પાણીથી તુરત ભરાએલી હોઈ એ વનસ્પતિ ઉપર સુન્દર મોતી જેવી ચળકે છે, અને પછી જેમ જેમ સૂર્યનો તડકો પડતો જાય છે તેમ તેમ અંદરનું પાણી ઓછું થતું જાય છે, અને વનસ્પતિ પણ એ પીએ છે—એટલે પેલી કોથળીઓ સંકોચાતી અને સૂકાતી જાય છે.

બીજી કેટલીક વનસ્પતિ એવી છે કે જે પોતાની ગ્રન્થિઓમાંથી ક્ષાર કાઢે છે. દિવસે એ ક્ષાર ઝાડ ઉપર પથરાઈ રહે છે અને રાત્રે હવામાં જે ભીનાશ ઉત્પન્ન થઈ હોય તે એ ક્ષાર પોતામાં ખેંચી વનસ્પતિને જળ પૂરું પાડે છે. આ ક્ષાર ઉપર—જળ મેળવવાનું એ જ સાધન છે તેથી-એ વનસ્પતિના જીવનનો આધાર છે. અને એ આટલાથી જણાઈ આવે છે કે એ ક્ષારને ખોતરી નાંખીએ છીએ એટલે ઝાડ સૂકાવા માંડે છે. વળી એક છોડ એવો છે કે જે વરસાદ પડતાં વાંત એક રાતમાં પોતાની આસપાસ ઝીણાં ઝીણાં મૂળીઆંનું કુંડાળું રચી દે છે, જે વડે જેમ બને તેમ ઝડપથી જેટલું બને તેટલું પાણી

એ ખેંચી શકે. પછી જમીન સૂકાઇને પેલાં ઝીણાં મૂળાઆં નાશ પામે છે, પણ જે સામટું પાણી એ વનસ્પતિએ ભરી લીધેલું હોય છે એના થકી બાકીનો સૂકો વખત એ જીવન-નિર્વાહ કરે છે.

આ દાખલાઓથી સિદ્ધ થાય છે તે એ કે જીવનયુદ્ધનો અર્થ જીવવા માટે પ્રયાસ—જડ પ્રકૃતિની શક્તિઓ સામે બાથ ભીડવી—એમ કરીએ તો તે બરાબર છે, પણ જીવમાત્ર જીવવા માટે એક બીજાને ફાડી ખાય છે એમ અર્થ કરીએ તો તે યથાર્થ સ્થિતિનું નિરૂપણ નથી, કારણ કે અમુક જીવ તેમ કરે છે તેથી તે કુદરતનો સાર્વત્રિક નિયમ છે એમ ફલિત થતું નથી.

હવે પ્રાણિવર્ગમાંથી કેટલાક દાખલા લઇએ. ઉત્તર ધ્રુવના ઠંડા પ્રદેશમાં ઘણી જાતનાં પ્રાણીઓને વાળનો ડગલો હોય છે, જે વડે એ ટાઢ સામે ટક્કર ઝીલી શકે છે. કેટલાંક પ્રાણીઓને વરસમાં બે વાર પીંછાં ખરી પડે છે, અને પાછાં આવે છે—જેથી ઋતુ પ્રમાણે તેઓ જાડો કે આછો ડગલો પહેરે છે એમ કહીએ તો ચાલે. તે જ પ્રમાણે શિયાળો બેસતાં લાખો પંખીઓ ઠંડા દેશમાંથી નીકળી ગરમ દેશમાં જાય છે, અને પાછો ઉન્હાળો આવતાં પાછાં આવે છે. માળો બાંધવો, એમાં પીંછાં પાથરીને એને ગરમ રાખવો, ઇત્યાદિ ઋતુ સામે લડવાની પંખીઓની યોજનાઓ હોય છે.

પણ એમ પૂછવામાં આવશે કે આ તો જડ પ્રકૃતિ સામે યુદ્ધની વાત થઇ, પણ પ્રાણી પ્રાણી વચ્ચે કુદરતમાં યુદ્ધ થયાં કરે છે તેનું શું? પ્રથમ દૃષ્ટિએ શિકારી પ્રાણીઓનું જીવન જોઇને આપણને એમ થાય છે કે આખી કુદરતમાં એક બીજાના શિકાર શિવાય બીજું કાંઈ નથી. પણ વનસ્પતિ અને પ્રાણીના અધિક અવલોકનથી સમજાય છે કે લૂટ અને લડાઈ સિવાય બીજાં—પ્રેમ અને સેવા યાને ઉપકારના સંબન્ધ પણ તેઓમાં હોય છે. એક ફળનું ઝાડ લો. એના ઉપર ઘણાં પક્ષીઓ આવી એનાં ફળ ખાઈ જાય છે, અને એ રીતે એને લૂટી જાય છે, એમ લાગે પણ ખરૂં જોતાં એ એને એક મ્હોટી સેવા કરે છે. પંખીઓ વગર એ ફળ સીધાં ભોંય ઉપર જ પડે અને એમાં રહેલાં બીજનો એક જ ઠેકાણે ઢગલો થાય, અને તેથી એમાંથી ઊગતાં નવાં ઝાડ એક બીજાને ઊગવામાં હરકત કરે, અને સ્થળસંકોચને લીધે ઘણાં નાશ પામે. તેને બદલે પક્ષીઓ એને લઈ જાય છે તેમાં એનો ગર ગર તેઓ ખાઈ જાય છે અને બીજ વેરી નાંખે છે, તે છૂટાં છૂટાં પડવાથી વિના સંકોચે ઊગી શકે છે. અર્થાત્ પક્ષીઓનું સાહ્ય ન હોત તો વનસ્પતિની સન્તતિને ચાલવામાં મુશ્કેલી આવત. આ પરસ્પર ઉપકારનો દાખલો છે: વનસ્પતિ પક્ષીને ખોરાક આપે છે, પક્ષીઓ એનાં બીજ યોગ્ય સ્થળે વાવવાનું કામ કરે છે. આવો જ પરસ્પર ઉપકારનો બીજો દાખલો પુષ્પના જીવનમાંથી લઇ શકાય. ઘણાં ખરાં પુષ્પો સુગન્ધ પ્રસારે છે અને મીઠો રસ-મધુ-ઉત્પન્ન કરે છે, એ ઉપર હજારો જન્તુઓ કીડી મંકોડા ભમરી મધમાખ પતંગીઆં વગેરે આવે છે અને મધ પામે છે. આ જન્તુઓની આવ જા વગર પુંકેસર અને સ્ત્રીકેસરનો સંયોગ અશક્ય છે: પુંકેસરના પરાગને પોતાની સ્વાભાવિક ગતિ

હોતી નથી, જન્તુઓ એમાં બદલતાં હોય છે ત્યારે એના શરીર ઉપર એ ચડી જાય છે અને એ જન્તુઓ સ્ત્રી-કેસર પાસે જાય છે ત્યાં એનો ચીકણો પદાર્થ એ પરાગના કણને પકડી લેછે. આ રીતે પુષ્પવાળી વનસ્પતિમાં સ્ત્રી-પુરુષનો સંયોગ થાય છે અને સન્તતિ ચાલે છે. આની વિશેષ ખાતરી કરવી હોય તો એ પુષ્પને લુગડા વતી ઢાંકી લેવું, એટલે જોવામાં આવશે કે પછી એને ફૂલ આવતાં નથી અને બીજ થોડાં જ થાય છે, અને ફૂલ કરમાઇને સુકાઇ જાય છે.

જે એમ કહેવામાં આવે છે કે યુદ્ધ એ જીવનનો નિયમ છે અને બીજાને ચગદીને દ્રવ્ય ને સત્તા મેળવવાં અથવા પ્રેમરહિત થઈ હાથ જોડીને દૂર ઊભા રહેવું, એ કુદરતના નિયમને અનુસરતું છે, એ વાત કેટલી ખોટી છે એ ઉપરના દાખલાથી સમજાશે. ખરું જોતાં જીવનનું યુદ્ધ એ કલહ અને પ્રેમ એ બે તત્ત્વો વચ્ચેનું યુદ્ધ છે; અને જીવનના આ યુદ્ધને work for existence—જીવન માટે પ્રયાસ યાને કર્મ—કહેવું એ વધારે યોગ્ય છે. ઉપર કહેલા બધા દાખલામાં જોવામાં એ આવે છે કે સર્વે પોતાના અને બચ્ચાંના જીવનનું રક્ષણ કર્યા કરે છે.

આ કર્મ કર્યા વિના કોઈ જીવી શકે નહિ એ પ્રકૃતિનો ધર્મ છે. મનુષ્ય પણ આ નિયમને તાબે છે. પણ કર્મ કેવી રીતે કરવું એ સંબન્ધી પ્રકૃતિના જુદા જુદા માર્ગ છે. એમાંથી કયો પસંદ કરવો એમાં આપણી સ્વતન્ત્રતા છે. હિંસ્ર પ્રાણી બીજાં પ્રાણીનો શિકાર કરીને જીવે છે, પણ ઉપર બતાવ્યા તે દાખલામાં એક જન્તુની પણ હિંસા કર્યા વગર અને એક બીજાને સાહ્ય કરીને જીવનનિર્વાહ થાય છે. તે માટે મનુષ્યે 'જીવનના યુદ્ધ'ની પાછળ જીવનનો જે કર્મયોગ રહેલો છે એને જ પ્રકૃતિના સર્વવ્યાપક નિયમ તરીકે સમજવો અને સ્વીકારવો જોઇએ.

હવે પ્રકૃતિમાં જનસમાજને મળતી સ્થિતિના દાખલા છે કે કેમ એ જોઇએ. પરસ્પર સંબન્ધ ધરાવનાર વ્યક્તિઓના મંડળને આપણે 'સમાજ' કહીએ છીએ એ ધ્યાનમાં રાખીને આપણે એ દાખલા તપાસીશું. લાંબા વરસાદ પછી ભેજવાળી જમીનમાં ઊગતી છાલ ઉપર કેટલાક ઝીણાં જન્તુઓના લીલા પોપડા બાઝે છે. એને સૂક્ષ્મદર્શક યન્ત્રથી તપાસીએ તો એ અસંખ્ય ન્હાનાં ગોળ ગોળ જન્તુઓના બનેલા જોવામાં આવશે. એ એવાં ન્હાનાં છે કે એ ડાયામિટર (વ્યાસ) ચૌદ મિલિમીટર (૦૦૦૦.૦૦૦૪૭ ઇંચ) થાય છે. એ જન્તુના શરીરની બહારની બાજુ એક પાતળી દિવાલની બનેલી હોય છે, અને એની અંદર એક રંગહીન અર્ધપ્રવાહી પદાર્થ રહે છે, જેને 'protoplasm' 'પ્રોટોપ્લેઝ્મ' યાને જીવ-અણુ કહે છે. એ પ્રોટોપ્લેઝ્મમાં એક રંગહીન 'nucleus' (kernel)' યાને મધ્યશરીર, અને એની આસપાસ chlorophyll યાને લીલાં શરીર રહેલાં હોય છે, અને પ્રોટોપ્લેઝ્મની માફક એ પણ ચેતન સ્વરૂપ હોય છે. આ શરીર એક વનસ્પતિજાતિનું (plant) છે, અને એના અન્તરમાં ચેતન પદાર્થ વસે છે—એ ચેતનપદાર્થની એક જુદા વા કોટડી જેવું હોવાથી એ સમગ્રને 'one-celled'—એકપુટ જન્તુ કહે છે. આ જન્તુ આખું

એક જ ગુહાનું હોવા છતાં ( મ્હોટાં જન્તુ ઘણી કોટડીઓવાળા મહેલમાં વસે છે), મ્હોટા શરીરીના જેવા એનામાં કેટલાક જીવનધર્મો જોવામાં આવે છે: એ ખાય છે, પીએ છે, અર્થાત્ બહારના પદાર્થો પોતામા લે છે, લઇને પોતે વધે છે, અમુક પદાર્થો ત્યજે છે, અને કેટલાક ભય સામે પોતાનું રક્ષણ કરે છે—જેમકે, ઉન્હાળામાં સુકાઇ જવાનો ભય હોય છે ત્યારે બહારની દિવાલ જાડી કરીને પોતાને બચાવે છે. પણ આપણે અહીં જે જીવનધર્મ ખાસ અગત્યનો છે તે એ કે એકમાંથી અનેક થવું, પોતામાંથી અન્ય જીવની ઉત્પત્તિ કરવી. અને એ ધર્મ પણ એનામાં હોય છે. એકમાંથી અનેક થવાની એની રીત એવી છે કે પ્રથમ પેલો ગર્ભભૂત જીવ—જેને આપણે nucleus કહ્યું એના બે ભાગ પડે છે, અને તેની સાથે પ્રૉટોપ્લૅઝમમાં એક દિવાલ ઉત્પન્ન થઇને પેલી એક ગુહા ( cell ) ની બે ગુહા બને છે. આ બે ગુહા, વા ગુહામાં વસતા ગુહાસહવર્તમાન જીવ, કેટલોક વખત એક બીજાને અડીને રહે છે, પણ એમનો સંબન્ધ અડીને રહેવા જેટલો જ હોય છે. થોડા વખતમાં એ તદન એક બીજાથી છૂટા પડી જાય છે, અને સ્વતન્ત્ર જીવન ગાળે છે. આ બે નવા ઉત્પન્ન થએલા જીવ પણ ઉપર જણાવેલી રીતે જ એકના બે બે, એટલે એના ચાર થાય છે, અને એ રીતે ઉત્પત્તિક્રમ ચાલતાં ચાલતાં હજારો જીવ ઉત્પન્ન થાય છે અને એના પેલા ઝાડ ઉપર પોપડા બાઝેલા હોય છે. આ પોપડામાંથી કોઈ કણને પવન તાણી જઇને બીજા ઝાડ ઉપર વસાવે છે તો ત્યાં પણ ઉપર કહેલી ક્રિયા ચાલીને બીજા પોપડા બાઝે છે.

એક બીજું જન્તુ તળાવ ખાબોચીઆં કે ખાડુમાં થાય છે એ પાતળી નાજુક દોરીના આકારનું હોય છે. એ સૂક્ષ્મદર્શક યન્ત્રથી તપાસતાં ઘણા લંબગોળ જીવો એક પાછળ એક ગોઠવાએલાનું બનેલું હોય છે, એટલે એને એક 'જન્તુ કહેવા' કરતાં જન્તુસમૂહ કહેવું વધારે વાજબી છે. એ જન્તુઓની ઉત્પત્તિની રીત ઉપર બતાવી તે જ—એટલે એક પછી એક વિભાગ પાડીને એકના અનેક થવું—એ જ છે. માત્ર એનામાં અને ઉપરવાળા દાખલામાં ફેર એટલો છે કે એમા ઘણા જન્તુઓ એક બીજાથી જુદા છતાં એક બીજાની પાછળ વળગેલા રહે છે. તોપણ જો એમને છૂટા પાડીએ તો તેથી એમના જીવનને કાંઇ હાનિ થતી નથી. એટલે સંપૂર્ણ અર્થમાં જેને સમાજજીવન કહીએ તે એમનું નથી.

વળી એક વનસ્પતિ જીવ—જેને જીવસમૂહ પણ કહેવાય—તે પાણીમાં પત્થરને વળગેલો થાય છે, તે ઉપર જણાવેલા સૂત્રાકાર જીવ જેવો જ હોય છે, પણ એનામાં વિશેષ ધર્મ એ હોય છે કે એ સૂત્રના એક છેડાનો જીવ પત્થરને વળગી રહે છે, અને એને વળગેલા બીજા જીવ એને લીધે જ પાણીમાં તણાતા બચે છે. જે જીવ પત્થરને વળગેલો હોય છે. એ રંગહીન પદાર્થનો જ બનેલો હોય છે, અને એને લીલો ભાગ (chlorophyll)—જે ખોરાકને પચે એવો કરવા માટે જરુરનો છે—તે જેનો રંગ હોય છે. પણ એ ભાગ બાકીના જીવોમા હોય છે તેથી તેઓ કાચો ખોરાક લઇ, પાચનયોગ્ય કરી, એ પત્થરને લાગેલા જીવને આપે છે. આ પ્રમાણે એ સર્વ જીવો કામની વ્હેંચણી કરે છે: એક જીવ પત્થરને વળગી રહેવાનું કામ કરે છે, બીજા જીવ ખોરાક રાંધે છે. આ સામાજિક જીવનનો દાખલો છે.

હવે એ જ પ્રમાણે એક મ્હોટું વૃક્ષ (દાખલા તરીકે એકનું ઝાડ) લેશે તો ત્યાં પણ આ જ પ્રમાણે કામની વ્હેંચણી કરીને સર્વ જીવો એકત્ર કામ કરતા જોવામાં આવશે: મૂળીઆંરૂપી જીવ વૃક્ષને (યાને વૃક્ષરૂપી જીવસમૂહને) જમીન સાથે સજ્જડ જોડી રાખે છે અને ખોરાક—પાણી ખેંચી બાકીના જીવને પૂરાં પાડે છે; અમુક જીવ—જેમાં ઉપર કહેલું chlorophyll હોય છે તે ખોરાક રાંધીને બાકીના જીવને આપે છે; અમુક જીવ કઠણ બલ રૂપે બંધાઇને બહારની ટાઢ ગરમી વગેરે સામે સૌનું જોઇતું રક્ષણ કરે છે.

આ પ્રમાણે પ્રકૃતિના ન્હાનામાં ન્હાના જીવો પણ એક બીજાની સાથે પ્રેમથી જોડાઈ, સહકારી થઈ, જીવનનિર્વાહ કરે છે—એ વાત ભૂલી, એના હિંસ્ર પશુઓનો જ દાખલો લઇ, નીતિના સઘળા નિયમો બાજુ પર મૂકી, આપણી મનુષ્યતાને આપણે લજવીશું? અત્યારે દારુણ ક્ષાત્ર ધર્મ પ્રાપ્ત થયો છે એ જાળવીશું, પણ બ્રાહ્મ ધર્મ એથી અધિક છે એ ભૂલીશું?

આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ.

---

# હિન્દુસ્થાનના આર્થિક કલ્યાણના સંબન્ધમાં પ્રો. જેવન્સ્‌ની સૂચના.*

અલ્હાબાદ યુનિવર્સિટિના અર્થશાસ્ત્રના મુખ્ય અધ્યાપક પ્રો. જેવન્સે "Economics in India" એ નામથી પોતાના વિષયના ઉપોદ્ઘાતરૂપ એક ભાષણ આપ્યું હતું તેમાં એ વિદ્વાને હિન્દુસ્થાનમાં અર્થશાસ્ત્રના અભ્યાસની કેવી જરૂર છે એમ બતાવવાની સાથે—એના આર્થિક કલ્યાણની કેટલીક દિશાઓ સંબન્ધી ચર્ચા કરી હતી. એ ચર્ચાને અંગે એમણે જણાવ્યું કે—દરેક દેશનો આર્થિક ઉત્કર્ષ આ ચાર સ્તમ્ભ ઉપર આધાર રાખે છેઃ (૧) **શાન્તિ** (peace), (૨) **રેલવે** (railways,) (૩) **સારૂં ચલણ** (a good currency) અને (૪) **પ્રજાની કેળવણી** (the education of the people). એમાની પહેલી ત્રણ વસ્તુઓ તો અત્યારે આ દેશમાં જામી ચૂકી છે—માત્ર પ્રજાની કેળવણીની ખામી છે પણ એ કેળવણીને એ એવી મહત્ત્વની વસ્તુ માને છે કે irrigation યાને પાણીનાં બાંધકામ (ખેતી માટે) કરતાં પણ એ વિશેષ અગત્યની

* ભાષાન્તર કરતાં સાર, અને સાર ઉપર અવલોકનની દિશાનું સૂચન—એ વધારે ઉપયોગી થશે એમ ધારી એ આકારમાં આર્થિક લેખમાળાનાં આ લેખ રજુ કર્યો છે.

છે એમ જણાવે છે. અમે ઇચ્છીએ છીએ કે હિન્દુસ્થાનના રાજ્યતન્ત્રીઓ આ પ્રતિષ્ઠિત અર્થશાસ્ત્રીના મતની નોંધ લે, અને આ માર્ગે પોતાનું કર્તવ્ય વધારે સાચા દિલથી અને વેગથી કરવા માંડે.

પૂર્વોક્ત ચાર સ્તમ્ભનો ઉલ્લેખ કર્યા પછી—પ્રો. જેવન્સ શાન્તિના પેટામાંથી સૂઝતો હિન્દુસ્થાનની વધતી જતી વસ્તીનો પ્રશ્ન લે છે. જે દેશો ઉદ્યોગમાં આગળ પડતા છે એ માલ્થસના મ્હાસિદ્ધાન્તની અવગણના કરે છે, પણ પછાત દેશમાં એ સિદ્ધાન્તનું સત્ય બહુ સ્પષ્ટ પ્રતીત થાય છે—તે એ કે લડાઇ મરકી વગેરે કારણોથી વસ્તીના વધારા ઉપર અંકુશ રહે છે એ ઠીક છે, પણ એકંદર જીવનના સાધન( અન્ન વગેરે )ના પ્રમાણમાં વસ્તી વધારે વધતી જાય એ સ્થિતિ બહુ ભયંકર છે. પ્રો. જેવન્સ હિન્દુસ્થાનની જન્મ-મરણની સંખ્યા લઇને કહે છે કે અહીં જન્મસંખ્યા મ્હોટી છે, પણ તે સાથે બાળમરણની સંખ્યા કંપારી છૂટે એવી મ્હોટી છે, અને એકંદર મરણસંખ્યા પણ બહુ મ્હોટી છે. આમાં સુદાની બાબત, પ્રો. જેવન્સ કહે છે કે, મ્હોટી જન્મસંખ્યા ( the high birth-rate ) છે, કારણ કે આ સંખ્યા મ્હોટી હોવાથી જીવનના સાધનમાં તાણ પડે છે અને પરિણામે દારિદ્રય અને રોગ ઉત્પન્ન થઇ મ્હોટી સંખ્યા મૃત્યુના મુખમાં પડે છે: અર્થાત્, જન્મની મ્હોટી સંખ્યા એ મરણની મ્હોટી સંખ્યાનું કારણ બને છે.† ૧૯૭૦ મા કરાએલા 'ઇમ્પીરિયલ ગૅઝેટિયર ઑફ ઇન્ડિયા' પુસ્તક ૧. પ્રકરણ ૧૦, પૃ૦ ૫૦૦ નો ઉલ્લેખ આપીને પ્રો. જેવન્સ કહે છે કે "એ પ્રકરણ વાંચીને, હિન્દુસ્થાનની વસ્તીના મ્હોટા ભાગને જીવવા જેટલું જ અન્ન મેળવવા માટે પણ કેવા ત્રાસજનક વલખાં મારવાં પડે છે એનું ચિત્ર કોઇ પણ વાચકના મન ઉપર છપાયા વિના નહિ રહે." એ પ્રકરણના લેખકની ગણતરી પ્રમાણે બ્રિટિશ હિન્દુસ્થાનની ૨૩.૨ કરોડ વસ્તીમાંથી ૭.૮ કરોડ વસ્તી તો મન્દવાડ જ ભોગવ્યા કરે છે—અને તે એવો મન્દવાડ કે જે અન્ન ઓછું વા ખરાબ હોવાના કારણથી ઉત્પન્ન થએલા રોગથી આવેલો. આ હકીકત જણાવીને લેખક ઉમેરે છે કે "મન્દવાડને લીધે મજૂરોની કમાણી ઓછી થાય છે, અને તેથી તેઓની નૈતિક અને શારીરિક સ્થિતિમા અવનતિ થઇ દારિદ્રયનુ એ પ્રબળ કારણ બને છે." * એ જ પુસ્તકના "દુકાળ" સંબન્ધી પ્રકરણમાં એ બાતને લગતો વિશેષ પુરાવો છે. એમાં કહ્યું છે કે "વસ્તીનો વધારો વધારે ગરીબ ખેડૂતોમાં અને ખેતીના મજૂરોમાં મ્હોટો થયો છે...... કારીગીરીના ધંધાઓ ઉત્પન્ન થતા જાય છે, પણ હજી જન્મથી ધંધા નક્કી થાય છે— એટલે કે બાપદાદાનો ચાલતો આવેલો ધંધો જ લોક કર્યા કરે છે, અને એ ધંધો ખેતી હોવાથી ખેતીની જમીન ઉપર જ દબાણ વધ્યે જાય છે. આમે જમીન ઉપર બોજો ઘણો

† જન્મે તે મરે જ એ અર્થમાં નહિ, પણ જન્મે તે જીવનનાં સાધનની મુશ્કેલીને લીધે વગર મોતે મરે એ અર્થમા.

* Public Health and Vital Statistics, by A E Roberts, Imp. Gaz Vol. I, pp 515-6.

છે, અને તેમાં આ રીતે વસ્તીના વધારાથી બોજો વધતો જ જાય છે. ખેતરો અત્યારે ન્હાનાં છે, અને ખેતીવાળી વસ્તીના વધારાને લીધે એના પેટાભાગ પડી દિનપરદિન વધારે ન્હાનાં થતાં જાય છે. ખેતરો હરીફાઈથી પટે અપાય છે તેમાં વસ્તી દિવસે દિવસે ખેતર વગરની થતી જાય છે—અર્થાત્, જમીનના ધણીઆપાવાળા ખેડૂતો કરતાં ખેતરના ફક્ત મજૂરો જ એવા ('ઉભડ') લોકની સંખ્યા વિશેષ થતી જાય છે, અને ખેતીના મજૂરની સંખ્યામાં ખપ કરતાં છત બહુ વધી પડે છે"—અને એ રીતે ઉપર કહેલું દારિદ્રય ઝડપથી વધતું જાય છે. વળી આગળ ઉપર એ જ પ્રકરણમાં આપણે વાંચીએ છીએ કે "જીવવા માટે ઓછામાં ઓછું જેટલું સાધન જોઈએ એટલા સાધનની સીમા ઉપર ખેતીના મજુરોની સંખ્યા ઝડપથી ગુણાતી આવે છે, અને ખેતીની જરૂરિયાત કરતાં એ સંખ્યા બહુ વધુ થઈ પડે છે, એથી એની મજુરીનો દર ઓછો જ રહ્યા કરે છે......અને ખેતીમાં સુધારો પણ આ વર્ગની સ્થિતિમાં નહિ જેવો જ ફેરફાર કરી શકે." આ છેલ્લા વાક્યથી પ્રો. જેવન્સ પોતાના મતને ટેકો મળતો જુવે છે: એ મતલબ કે દેશનું ધન વધતાં છતાં, **પણ એ ધનમાં ગરીબ લોકને ભાગ મળે જ એવો નિયમ નથી.**

હિન્દુસ્થાનમાં દરેક સુધારો—સામાજિક, રાજકીય, કેળવણી સંબન્ધી કે આરોગ્ય સંબન્ધી, દરેક સુધારો—આ ગરીબ વર્ગના ઉદ્ધારના પ્રશ્ન સાથે સંકળાએલો છે. હાલની સ્થિતિ ચાલુ રહેશે તો જીવનનાં સાધનના પ્રમાણમાં આ ગરીબ લોકની વસ્તી બહુ વધારે થઇ પડશે. હવે જો આ લોકને પૂરતું અન્ન મળે અને એથી રોગ અને મરણની સંખ્યામાં ઘટાડો થાય; અને તે સાથે ઇંગ્લંડમાં આરોગ્યરક્ષણ માટે ઉપાયો લેવામાં આવે છે તે અહીં પણ લેવામાં આવે, તો ત્રીસ વર્ષમાં વસ્તી બમણી થઈ જાય: એટલે કે ઉપર કહી તેવી સારી સ્થિતિ હોય તો તેને જ પરિણામે—૧૮૮૧ માં હિન્દુસ્થાનની વસ્તી ૨૫.૩ કરોડ હતી તે ૧૯૧૧ માં ૩૧.૫ કરોડ થઇ તેને બદલે ૫૦.૬ કરોડ (બમણી) થઇ હોત! અર્થાત્ આ વસ્તીના વધારા ઉપર અન્ન મેળવવાની મુશ્કેલી એ એક અંકુશ થઇ પડે છે.

એમ બતાવીને પ્રો. જેવન્સ આગળ ચાલતાં કહે છે કે—હવે એમ ધારો કે ખેતીનો વિસ્તાર વધારીએ, કુવા નહેર વગેરે પાણીનાં સાધન ખેતરને પૂરાં પાડીએ, અને ખેતીની પદ્ધતિમા પણ સુધારો કરીએ—જેથી અનાજ વધારે પાકે—પણ તેથી ઉત્પન્ન થએલા ધનનો વધારો લોક સમસ્તમાં કેવી રીતે વ્હેંચાય છે એ એક ખરો વિચારવાનો પ્રશ્ન છે. જમીન વધારે વિસ્તારમાં ખેડાય, અને બીયાદીક વધારે અન્ન પાકે એવી યુક્તિઓ દાખલ થાય—તો ખેતીના મજૂરો માટે વધારે માગણી થાય, અને એ ખપ પ્રમાણે છત પણ આવી મળે, કારણ કે જે બચ્ચાં અને મોટાં અત્યારે મરી જાય છે એ એ પરિસ્થિતિમાં જીવે અને જન સંખ્યા પણ વધે.

પરંતુ આ સ્થિતિમાં પણ મજુર મેળવવા માટે ખેતરના ધણીએ તો એ મજુરને જીવવા જેમ મજુરી જ આપવી પડે. પણ જે વર્ષે વરસાદ ઓછો પડે કે પડે નહિ, ખેતર ખેડાય કે લણાય નહિ તે વર્ષે, આ મજુર વર્ગને મજુરી મળવાની નહિ. એટલે સરકારે

તીવ્ર ઉત્કંઠા છે. પણ શું કાર્ય કરવાનું છે ત્હેનો સ્પષ્ટ ખ્યાલ નથી. એટલે સ્હેલા અને બહુ અભ્યાસની જરૂર વગરનો ઉપરચોટિયો રાજકીય ઊહાપોહનો માર્ગ બધા ગ્રહણ કરે છે. બધા જ જો આમ એક જ ધાંધળ તરફ મચ્યા રહેશે અને વીસમી સદીમાં પ્રજાની ઉન્નતિનું મુખ્ય સાધન ઉદ્યોગ, હેને કાંઇ પણ વજન નહિં આપે તો આપણે કશું કરી શકવાના નથી. પણ હજી આશા છે ગુજરાતનો વ્હેપારી ધનવાન વર્ગ દિવસે દિવસે કેળવાતો જાય છે. અને ત્હેમને આ વર્ગ ઔદ્યોગિક વિકાસનો ખરો માર્ગ દેખાડશે, પોતાનો ઉત્સાહ, ઉમંગ, હેમનામાં પ્રેરશે તો ગુજરાતનો અને સાથે સમસ્ત હિન્દનો ઉદ્ધાર બહુ દૂર નથી.

ટુંકામાં મ્હારે એટલુ જ કહેવાનું છે કે જેમ એક સફેદ કિરણ પ્રકાશવા માટે સાત જૂદા જૂદા રંગનાં કિરણોના મિશ્રણની જરૂર છે તેમ રાષ્ટ્રીય ભાવના એ કાંઇ એક અસંબદ્ધ અથવા માત્ર રાજકીય ઊહાપોહમાંથી ઉદ્દ્ભવતી ભાવના નથી, પણ સમાજજીવનના એકે એક અંગની વિધ વિધ ભાવનાઓના મિશ્રણથી ઉદ્દ્ભવતી અલૌકિક ભાવના છે. એ ભાવના ઉત્પન્ન કરાવી થતી નથી. પણ જ્હારે જૂદી જૂદી જીવનભાવનાઓનું દૈવી મિશ્રણ થાય છે ત્હારે હેમાંથી સ્વયંભૂ ઉદ્દ્ભવે છે. અને દેશસેવકોનું કર્ત્તવ્ય છે કે એ મિશ્રણ માટે જૂદી જૂદી ભાવનાઓ ઉપજાવવામાં સહાયભૂત થવું. પણ જ્હારે આખો વર્ગ એક જ અંગને વળગી માત્ર રાજકીય ઊહાપોહ કરી, કેટલાંક અંગો પ્રત્યે ઉદાસીનતા બતાવી. કેટલાકને તિરસ્કારી રાષ્ટ્રીય ભાવના ઉપજાવવાનો પ્રયત્ન કરે ત્હારે એ મન્થનમાંથી દૈવી રાષ્ટ્રીયભાવનાને બદલે આસુરી અસંતોષ જ ઉત્પન્ન થશે અને એ રાક્ષસ ગુજરાત અને ગુજરાતીઓના શાન્ત મહમા ભંગ કરશે.

તા. ૨૪-૬-૧૮.
મીરઝાંપુર. } પ્રિયંવદ.

---

# પુત્રને--પિતાના પત્રો.

## ૪૭

મ્હારા પ્રિય પુત્ર,

ગયા ઘણા પત્રો ઉપરથી તને આભાસ તો અવશ્ય થવો જ જોઇએ કે ગૃહસ્થાશ્રમનું મુખ્ય લક્ષણ પરોપકાર વૃત્તિ છે. જે મનુષ્યે ઘરબાર માંડયા પછી પરોપકાર ન કર્યો એણે પોતાનો જન્મારો વૃથા કાઢયો એમ હું તો માનું છુ આપણામાં કહેવત છે કે "પેટવરામાં પુણ્યવરો" કરવો તેનો અર્થ એવો છે કે આપણી ગમે તેટલી કમી આવક હોય, કમાઇનાં સાધન અતિશય સંકુચિત હોય, મહાકષ્ટથી ઉદરનિર્વાહ ચાલતો હોય, છતાં

તેમાંથી પણ મુઠી અન્ન ગરીબ ગરબા, અંધ અપંગ અને મેહેનત કરીને જે પોતાનું ગુજરાન કરવા અશક્ત કે અસમર્થ હોય તેને માટે જરૂર વેગળું કાઢવું. મનુષ્ય જાતિને માટે પરોપકાર કરવો એકલું જ પુણ્યનું કામ નથી, પણ પશુ પક્ષિ ઇત્યાદિના ભરણ પોષણને માટે પણ યથાશક્તિ મદદગાર થવાની પ્રત્યેક ગૃહસ્થે ફરજ માનવી. સહુનો વખત સરખો જતો નથી. આજે આપણે ધનવાન અને સમર્થ હોઇએ, તે કાલે કાળવશાત્ સ્થિતિ પલટાઈ જાય, અને આપણે કોઇની મદદ ઉપર અવલંબીને રહેવાનો સમય આવે. તો આપણે આપણા સારા સમયમાં કોઇને મદદ રૂપ થવાને મ્હેનત કરી હોય તો આપણી અધમ દશામાં ખચિત્ આપણે માટે સહૃદયી પુરૂષો આવીને મદદ કરે અને તંગીની દુર્દશા ભરેલી અવસ્થામાં સહાય કરે. આ ઉપરથી એમ ન સમજવું કે પરોપકાર કરવો તે સ્વાર્થ સિદ્ધ કરવાને અર્થે છે. આપણે તો જે પરોપકાર કરવો તે કોઇ જાતિનો લાભ મેળવવાની અપેક્ષા રાખ્યા સિવાય, કેવળ ધાર્મિક વૃત્તિના નિયમ કે ધોરણને અનુસરીને જ કરવું. આપણા ઘરમાં જેટલો વાર્ષિક ખર્ચને માટે અન્ન જળનો સમૂહ એકઠો કરી રાખીએ છીએ, તેનો તમામનો ઉપયોગ આપણે એકલા કરી શકતા નથી. આપણા કુટુંબનાં માણસો, નોકર ચાકર, યાચક, લૂલાં લંગડાં, ગરજવાન, વગેરે, તેમ જ સગાં સહોદર, અને અતિથિ અભ્યાગત સારુ કર્મયોગે કરીને તેમ કરવાને પ્રભુની દયાથી સમર્થ થઇએ છીએ. આપણા લોકો એમ માને છે કે પ્રત્યેક અનાજના કણ ઉપર "રામનામ" લખેલું છે. જે ભાગ્યશાળી હશે તે ખાઈ ખવડાવી ખુશી થશે. આપણા દેશમાં દરેક ઠેકાણે ધર્મની સંસ્થા, અન્નક્ષેત્ર, સદાવ્રત, મુષ્ટિદાન વગેરે જે રાજ્યો તથા ધનવાન તરફથી કાઢવામાં આવેલાં છે, અને આવે છે, તેની મુખ્ય મતલબ, સ્વાર્થ કરતાં પરમાર્થની વિશેષ છે. આપણા શાણા લોકો કહે છે કે, "ભાઇ પેટનું કરતાં પહેલાં હેઠનું કરવાની દયાનત રાખજો." અર્થાત્, પરોપકાર વૃત્તિને હમેશાં સચેત રાખજો. લક્ષ્મી ચચળ છે આજ છે કાલ નથી, સારા વખતમાં પરોપકારનાં કરેલાં કામ ચિરંજીવી રહેવાનાં. તેની અસર જનસમૂહ અને સમાજ ઉપર ઉંડી છાપ મારવાવાળી છે. પરોપકાર કરવામાં હમેશાં એટલું લક્ષ્ય રાખવું કે આપણે જે પરોપકાર કરવા ઇચ્છા રાખીએ છીએ કે કરીએ છીએ, તેનાં ઉંડાં મૂળ સાત્વિક ભાવમાં રહે. એક કોડીનો પણ ગેર ઉપયોગ ન થાય; જે કરીએ તે પાછાં પરોપકારનાં કાર્યમાં જ વપરાય, ને એમ ઉત્તરોત્તર શ્રેણીબંધ વ્યવસ્થા રહે. આપણા દેશમાં પરોપકારનાં કર્મ થતાં અટકવાનું મુખ્ય કારણ દુરુપયોગ બન્યું છે. જે અર્થે ખર્ચ કરવામાં આવતો જોઇએ, તેમ ન થતાં, તેની અધોગતિ થઈ છે. અર્થાત્, સાત્વિક ભાવના ઉડી ગઇ છે, ને રાજસી કે તામસી વૃત્તિનું પ્રાબલ્ય વૃદ્ધિ પામવાથી અર્થનો અનર્થ થઇ ગયો છે. આપણા લોકો કહે છે કે, પરોપકાર ક્યાંહાંથી કરીએ ? હું કહું છું કે કરવાની વૃત્તિ રાખો તો સાધન તમને આપોઆપ આવી મળશે. યુરોપ, અમેરીકા અને અન્ય દેશોમાં કુબેરની પદવી પ્રાપ્ત કરેલા મહાજનો પરોપકારનાં શાં શાં કામ કરે છે-તે તરફ જરા આંખ્ય ઉઘાડી તો જુવો! ને બને તેટલુ તેનું અનુકરણ કરો. શાસ્ત્રમાં જે "પરોપકારાય સતાં વિભૂતયઃ" ની ઉક્તિ છે, તે આવા વિશ્વવિખ્યાત પરોપકારી જનોને ઉદ્દેશીને જ થઇ હોવી જોઇએ, લી. ત્હારા પિતાના અનેક આશીર્વાદ.

## ૪૮.

મ્હારા પ્રિય પુત્ર,

ગૃહસ્થે દયાળુ થવું જોઇએ એ કહેવાની તને અપેક્ષા જણાય છે ? જેણે દેહ ધર્યો તે પ્રત્યેક પુરૂષે પ્રત્યેક જીવ ઉપર દયા રાખવી, એ મુખ્ય ધર્મ છે. દયા રાખવી એટલે, તેનો અર્થ ખોટી મ્હોટાઈ ધારણ કરીને, આપણા સાધનનો ઉપયોગ મારે કે નરતે કામે કરીને, લૌકિક વાહ વાહ મેળવવી કે બહાર ઢંઢેરો પીટાવવો, કે અમુક ઘણા દયાળુ છે. જેને જે જોઇએ તે આપી દે છે, ગમે તેના ઉપર દયા કરે છે, પાત્ર કુપાત્રનો સવાલ નથી, અમુક કાર્યમાં લખ્ખો રૂપીઆ જોતજોતામાં ફેંકી દે છે એ નથી. દયા ત્રણ પ્રકારની છેઃ કાયિક વાચિક અને માનસિક. તેમ દયા કરતાં જેના ઉપર દયા કરવા વૃત્તિ રાખતા હો, તે પાત્ર છે કે નહીં ? દયા કરવા જેવો તેના ઉપર પ્રસંગ છે કે કેમ ? જરૂર જેટલી દયા કરો છો કે હદ ઉપરાંત તે થાય છે જેથી પરિણામે તેનો ખોટો ઉપયોગ કરવામાં આવે ? ઇત્યાદિ વિચાર કરવો. ઇંગ્રેજીમાં એક કહેવત છે કે દયા કરવામાં શરૂઆત આપણા ઘરમાંથી કરવી. ભાઈ બ્હેન ભુખે મરતાં હોય, માબાપને ખાધાના સાંસા પડતા હોય, મિત્ર, સ્નેહી, સંબંધી કે ઇષ્ટ મંડળમાંથી કોઇને મહાસંકટનો પ્રસંગ આવ્યો હોય, તે જાણ્યા છતાં, તે ઉપર દુર્લક્ષ્ય રાખી, નામના મેળવવાને મ્હોટાં સદાવ્રત ખોલવાં, કે આશ્રમો ઉઘાડીને ધોતાળશાહપણું બતાવવું એ દયાભાવ નથી' જેના તરફથી કંઈ પણ પ્રત્યુપકારની યતકિંચિત આશા વગર ભૂતમાત્રનું ભલું ચાહી, તે કરવા મંડી પડવું, અને ધાંટીનો તેનો પ્રસંગ કઢાવવામાં સહાય કરી અન્તઃકરણનો આનંદ લેવો, અને તે પણ ઈશ્વરને અર્પણ કરી દેવો, એવી સાત્વિક ભાવના તે દયા છે. આપણા દેશમાં દુષ્કાળ કે કેર વર્તાઇ રહ્યો હોય, કોટ્યાવધિ મનુષ્ય, પશુ પક્ષીઓ મરણવશ થતાં હોય, તે તરફ દયા નહીં બતાવતાં, પરમુલકમાં ધર્મનાં ખાતાં ઉઘડેલાં હોય તેમાં અગણિત દોલતનો ભાર મુકવા તૈયાર થવું, એ દયા કરવાનું પાત્ર કે પ્રસંગ ન કહેવાય. વળી પૈસા ખર્ચીને દયા બતાવવી, જે વચનથી નિર્દયતા જણાય એવી વૃત્તિ ધારવી એ પણ દયાનું લક્ષણ નથી. છેવટે, કાયા અને વાચાથી દયા પ્રદર્શિત કરતાં જવું ને મનમાં તે તરફ કંઇ ભાવ ન હોય, પણ અમુક કારણસર તે કરવાની ફરજ પડે છે તેથી મુંઝાઇને કરવામાં જે મનની સ્થિતિ બની રહે, તેને પણ દયાભાવ ન જાણશો. કાયા વચન અને મન ત્રણેને એક રસ, એકતાર બનાવી દઈ, સુપાત્રને સવેળા સહાય થઇ જવું, અને સતત પ્રાણિ માત્રનું અભીષ્ટ ચિંતન કર્યા કરવું, એનું નામ મ્હારા મનની ખરી દયા માનું છું. તવંગરને તમારી દયાની જરૂર નથી. દયાનાં પાત્ર દુઃખી, સાધનહીન, કામકાજ કરવાને સારૂ અસમર્થ લુલાં લંગડાં અને અપંગ, જે કેવળ પોતાના નિર્વાહને માટે ગૃહસ્થ ઉપર અવલંબીને રહ્યાં છે તેવા વર્ગ ઉપર જે બન્ધુકૃત્ય, સહૃદયભાવના, અન્નજળ, દાન, ખેરાત, બક્ષીસ, આપવામાં જે વ્યય કરવામાં આવે તે ખરૂં દયાનું કૃત્ય છે. જૈન લોકો દયાને માટે પ્રસિદ્ધ છે પણ એમણે તે ભાવને એવો ગાંડી રીતે, અને અતિશય

આશય, અને અસંભવિત રસ્તે દોર્યો છે, કે લોકોમાં તે હાંસીને પ્રાપ્ત થયો છે. એક વખત મ્હેં લખ્યું છે કે "ન્હાના જીવને પાળનાર અને મ્હોટા જીવને મારનાર," એ જૈન લોકોને માથે આળ છે. આપણાં ધર્મશાસ્ત્ર દયાવૃત્તિ દેખાડનારાં કૃત્યથી રસાળ છે. મનુષ્યમાં જે દયાનો ભાવ છે તે દૈવાંશ છે. ઇશ્વરની વિભૂતિનું ચિન્હ છે, સદ્ધર્મનો પાયો છે, અને ઐહિક પારમાર્થિક કલ્યાણનું મુખ્ય દ્વાર છે. દયાળુ ખરેખરા મહાપ્રભુ છે. આપણા ઉપર જે જે દયા કરે છે, ને જેને વડે આપણે આ સંસારમાં રહીને કંઈ પણ કરવાને શક્તિમાન થઇએ છીએ તેવો દયાળુ સ્વભાવ તમારા હમેશાંના કર્તવ્યમાં દેખાય એવું કરી બતાવો. જીવ જતાં સુધી પણ દયા ન છોડવી એ ઉપર ગોસ્વામી તુળસીદાસજીની સાખી પ્રસિદ્ધ છે.

લી. ત્હારા પિતાના અનેક આશીર્વાદ.

૪૯.

મ્હારા પ્રિય પુત્ર,

આજના સમયમાં તમારે એક ગૃહસ્થ તરીકે ગણાવવાની ઇચ્છા હોય તો, તેને શોભા આપનારૂં વિદ્યારૂપી આભૂષણ ધારણ કર્યા વિના છૂટકો નથી. તમારામાં અનેક સદ્‌ગુણો હશે, તમારી પાસે સાધનની ન્યૂનતા નહીં હોય, ગૃહસંસાર ચલાવવામાં કુશળ હશો, વ્યવહારમાં ડાહ્યા કહેવાતા હશો, તમને સહુ સારૂં સારૂં બોલતું હશે, પણ વિદ્વાનની ગણનામાં તમારી ગણત્રી ન થતી હોય તો, તમને એ માટે ઘણું ઓછું આવશે, અને તે બીજાની સરખામણીએ એમ જ જણાશે કે તમારામાં તે બાબતની મોટી ખામી છે, જે પુરાયા વગર તમને ક્વચિત્ પ્રસંગોપાત તમારૂં જીવન વ્યર્થ જણાશે. વળી મ્હોટી ઉમ્મરે પહોંચ્યા પછી તમારી ન્યૂનતા દેખાશે, એટલે તે કાઢી નાંખી, પૂર્ણ બનવાને અવકાશ નહીં રહે. માટે મ્હારા મનમાં એક વાત સૂચનાર્થે લખવા જેવી એ આવે છે કે, તમારે હરહમેશાં ગમે તેવા પ્રવૃત્તિમાં હો છતાં—વિદ્યારૂપી વ્યસન જરૂર રાખવું. હમેશાં કંઇ પણ ઉપયોગનું જ્ઞાન વધારવા તરફ દૃષ્ટિ રાખવી. ને સંસારીને જેમ એવું વારંવાર મનમાં આવે છે કે આપણે શું રળ્યા? કેટલો ધનસંચય કર્યો? વગેરે, પ્રશ્નો ઉપસ્થિત થાય છે, તેવી જ રીતે, આપણે આપણી વિદ્યારૂપી કમાઇ દરરોજ કેટલી કરીએ છીએ તેનો આવરો ખાતાવહી રાખવી, ને જ્યારે વખત મળે ત્યારે સરવૈયું કાઢી જોવું કે, આપણે પણ તે ખાતે કંઇ જમાવ કરીએ છીએ કે નહીં? હવે એક પ્રશ્ન ઉપસ્થિત એવો થશે કે વિદ્યા કેવી રીતની મેળવવી? મ્હારી સમજ પ્રમાણે હાલના સમયમાં તે મેળવવાને સારૂ તમારી ઉમ્મરના પ્રમાણમાં અભિરૂચિ બની રહેશે. ન્હાનપણમાં જે પુસ્તક જ્ઞાન મેળવવાને તત્પર હશો તેમાં આધેડ ઉમ્મરે શિથિલતા પાંમશો. વળી વૃદ્ધાવસ્થામાં તેની ગતિ જુદી દિશાએ ફરતી રહેશે. કોઇ પણ વસ્તુ મ્હેનત વગર તો મળવાની જ નથી. આપણા લોકોમાં જે

વાચવા કરવાની રીત છે તે મ્હને ગમતી નથી. કેટલાક વાચે છે તે કઇ પણ લક્ષ્ય સ્થાન વગરનું—નકામો વખત ગાળવા ખાતર જ. કેટલાકનું વાંચન કેટલીવાર ઉંચી ગતિથી, થોડી વાર મંદપણે ને પરિણામે તદ્દન શિથિલ, કઇ અર્થ વગરનું. મ્હેં ઘણા જણને દીઠા છે કે જે ગત દહાડો હાથમાંથી ચોપડી છોડે નહીં. કોઇએ કઇ પુસ્તકનું નામ દીધું કે તરત તે તરફ વલખાં મારે, ને મેળવીને વાચી નાખે. આમાં પણ અર્થ નહી. મ્હોટા જથ્થો તમારાથી ન ઉથલાવાય તો ફીકર નહીં. પણ તમે જે વાંચો તે બરાબર સમજીને, તેમ શું વાચ્યું તેનું મનન કરવું. ને જે વિદ્યાજ્ઞાન મેળવ્યું તેનુ તમે તમારા વર્તનમાં કેટલું અમલમાં મુકવાને પ્રયત્ન કર્યો, ને વિશેષમાં તે જ્ઞાનનો લાભ તમારા ઘરમાં, આસપાસનાને અને સમાજને શો આપ્યો ? પુસ્તકમાંથી મેળવેલી વિદ્યા એકલી તમને મદદરૂપ નહીં થાય. તેને અન્ય સહાયની અપેક્ષા રહેશે. એકલી વિદ્યા તમને "વેદીઆ ઢોર" ની ઉપમા અપાવશે. એકલા ભણ્યા કહેવડાવવાથી શો ફાયદો ? ભણ્યાની સાથે તમારે " ગણ્યા " પણ બનવું. મતલબ કે, સિદ્ધ પુરૂષ થઇ રહેવાને લાલસા રાખવી. શ્રીભર્તૃહરિએ નીતિશતકમા વિદ્યા અને વિદ્વાનનાં લક્ષણ ગણાવ્યાં છે તે યથાર્થ છે. ખરેખર તે ગુપ્ત ધન છે. જ્યારે જેવો ઉપયોગ કરવો હશે ત્યારે કરી શકશો. કોઇથી લુંટાયા કે ચોરાયાનો તેને ભય નથી. પત્રાભૂષણ અને બાહ્ય આડંબરથી તેનું મૂલ્ય વિશેષ છે. વિદ્વાન ખરેખરા, આજના વખતના લેભાગુ અને પગલે તેની પક્તિમાં મુકાવવાની ઇચ્છા રાખનારા નહી—અર્થાત માર્ગ મુકાવશે અને પૂજાશે. ધનવાન કરતા તેનું બળ વિશેષ રહેશે. એટલા જ માટે આપણામા એવુ મનાયુ છે કે લક્ષ્મી પુત્રો અને વિદ્વાન બન્નેનાં નૈસર્ગિક ભિન્ન ભિન્ન સ્થાનક રહે છે, પણ જેના ઉપર પ્રભુની દયા હશે તેનામા શ્રી અને સરસ્વતી એકાસ્પદ થઇ રહેશે દિકરા, બ્રહ્મવિદ્યા વળી બીજી જ વસ્તુ છે,

લી. ત્હારા પિતાના અનેક આશીર્વાદ.

" એકપિતા. "

---

# પ્રાચીન હિન્દમાં રસાયનશાસ્ત્ર.*

હિન્દી પ્રજાના બુદ્ધિવિકાસના ઇતિહાસવડે પ્રયોગસિદ્ધ શાસ્ત્રોના અભ્યાસ વિષેનું એક વિસ્તૃત પ્રકરણ હું આજે આપની સન્મુખ રજુ કરવાનો પ્રયત્ન કરીશ. સાધારણ રીતે એમ જ મનાય છે કે પ્રાચીન હિન્દુ પ્રજા તર્કવિચારમાં અને ઇશ્વરધ્યાનમાં મશગુલ રહેનારી, તુરંગી, અને અધ્યાત્મજ્ઞાનમાં રસ લેનારી હતી. સર્વોત્કૃષ્ટ જ્ઞાનથી ભરપુર એવા ગીતા, ષડ્દર્શન, અને ઉપનિષદ્ જેવા અમૂલ્ય ભંડાર મુકી જવા માટે તેમને માન આપવામાં આવે છે; પરંતુ પ્રયોગસિદ્ધ શાસ્ત્રોની ખીલવણીમાં હિન્દુઓનો જે મ્હોટો હાથ હતો તે વિષે અત્યારે ભાગ્યે જ કોઈ જાણતું હશે.

આ સ્થળે આપણે યાદ રાખવું જોઇએ કે પ્રયોગસિદ્ધ વિજ્ઞાનનો હાલમાં આપણે જે અર્થ સમજીએ છીએ તે વિજ્ઞાનની ઉત્પત્તિ અને વિકાસ, યૂરોપ જેવા દેશમાં પણ ઘણા થોડા જ સમયથી થઈ છે. મધ્યકાલીન પંડિતોની (Schoolmen) વિવાદપદ્ધતિ જોતાં આપણને લાગ્યા વિના રહેતું નથી કે તે સમયના યૂરોપના વિદ્વાનો કુદરતની ઘણી જ સાદી અને સ્પષ્ટ હકીકતોની ચર્ચા કરવામાં પ્રયોગ કરી જોવાની તસ્દી કદી લેતા નહીં. રૉયલ સોસાઇટીના આદ્ય સ્થાપકોમાં એક વેળાએ જીવતી માછલી કરતાં મરેલી માછલીનું વજન વધારે છે કે નહીં તે વિષે લાંબી અને ગંભીર ચર્ચા કલાકો સુધી ચાલી હતી; પરંતુ તે વખતે માછલી તોલીને ખરૂં વજન શોધી કહાડવાનો સાદો પ્રયોગ કોઇને પણ સૂઝ્યો નહીં. થોડા વર્ષ પછી ૧૬૬૨ માં આ મહાન્ મંડળની સ્થાપના બૉયલ, હૂક, અને રેન નામના પ્રસિદ્ધ વિજ્ઞાનીઓના હાથે થઈ તે વખતે તેમની "પ્રયોગ કરવાની ટેવ" માટે તિરસ્કાર દેખાડવામા આવતો. ૧૭ મા સૈકામાં ઇંગ્લંડ જેવા દેશમાં ગોકસાઇથી જ્ઞાન મેળ-

---

* પ્રોફેસર પ્રફુલ્લ ચંદ્ર રાયે મદ્રાસ યુનિવર્સિટિ સન્મુખ આપેલા ભાષણનો અનુવાદ ફેબ્રુઆરી ૧૯૧૮ ના મૉડર્ન રીવ્યુ ઉપરથી—અનુવાદક.

† [ વિવાદગ્રસ્ત બાબતોના નિર્ણયને માટે પ્રયોગ કરી જોવાના અથવા પ્રત્યક્ષ પ્રમાણની મદદ લેવાને માટે ગેલીલીઓ (૧૫૬૪–૧૬૪૨) ને ઘણો હેરાન કરવામાં આવ્યો હતો. તેના સમયના વિદ્વાનો એમ ધારતા કે એક ભારે વસ્તુની ગતિ હલકી વસ્તુની ગતિના કરતાં તેના વજનના પ્રમાણમાં વધારે હોય છે. તે ખોટું પાડવાને માટે પીસાના પ્રખ્યાત મિનારા ઉપરથી તેણે એક સો રતલનો અને એક રતલનો એમ બે ગોળા સાથે જ નાંખીને પ્રત્યક્ષ બતલાવ્યું કે બંને ગોળા એક જ વખતે જમીન પર પહોંચે છે. પરંતુ તેનાથી સંતોષ ન પામતાં ઉલટું તે સમયના ધર્માંધ પંડિતોએ ગેલીલીઓની આ ધૃષ્ટતા માટે શિક્ષા કરવાનો નિશ્ચય કર્યો, અને પ્રચલિત માન્યતાને તોડી પાડવાને પ્રત્યક્ષ પ્રયોગોના ઉપયોગને માટે ગેલીલીઓને પોતાની વૃદ્ધાવસ્થામાં કેદખાનું ભોગવવું પડ્યું હતું.—અનુવાદક ]

વનારને મારે આટલો તિરસ્કાર જોવામાં આવતો, એ જોતાં પ્રાચીન હિન્દમાં વિજ્ઞાનના વિકાસની તુલના માટે ઘણી સખત કસોટી વાપરવાની જરૂર દેખાતી નથી.

પ્રયોગ અને નિરીક્ષણ એ વિજ્ઞાનના મૂળ સ્તંભ છે. એ દૃષ્ટિએ ઇસ્વી તેર અથવા ચૌદમા સૈકાના હિન્દુ રસાયનવિદ્યાનાં બે ઉત્તમ પુસ્તકોમાં આ વિષે ઉલ્લેખ જોઇને સંતોષ થાય છે. " **रसेन्द्रचिन्तामणि** " નામના પુસ્તકના કર્તા રામચંદ્રે લખ્યું છેઃ— " વિદ્વાનોની પાસેથી સાંભળેલી અને શાસ્ત્રોમા વાંચેલી જે કોઇ બાબતની પ્રત્યક્ષ પ્રયોગથી સિદ્ધિ થઈ શકી નથી તેનો મેં ત્યાગ કર્યો છે. મ્હારા ગુરુની આજ્ઞા પ્રમાણે જે કાંઇ ક્રિયા મ્હારા હસ્તે કરી શક્યો છું તે સંબંધી જ મ્હેં લખ્યું છે............પોતે જે કાંઈ શીખવાડે તે બધું સાબિત કરી શકે તેને જ ખરા ગુરુ કહેવા જોઇએ, અને શીખેલી બધી ક્રિયા સ્વહસ્તે કરી શકે તેને જ ઉત્તમ શિષ્ય કહેવા જોઇએ.—આ સિવાયના બીજા બધા ગુરુઓ અને શિષ્યો નાટકના નટ જેવા હોય છે." વળી યશોધરના " **रसप्रकाशसुधाकर** " નામના પુસ્તકમાં એવો જ ઉલ્લેખ છેઃ " મ્હારા પુસ્તકમાં લખેલી સઘળી રાસાયનિક ક્રિયા મ્હેં મ્હારા હાથે અજમાવી જોઈ છે—મ્હેં ફક્ત ગપ સાંભળીને કશું લખ્યું નથી. દરેક ક્રિયા વિષે મ્હેં જાતે પ્રયોગ કરીને ખાત્રી કરેલી છે."

પ્રાચીન ગ્રન્થોમાં રાસાયનિક જ્ઞાનના વિકાસના વિષયમાં મ્હને ઘણા સમયથી રસ પડતો આવેલો છે. આજથી ૩૫ વર્ષ પહેલાં હું એડીનબરોમાં અભ્યાસ કરતો હતો તે સમયથી જ થોમસન, હૉફર અને કૉપના સર્વોત્કૃષ્ટ ગ્રંથો મ્હને ઘણા જ પ્રિય હતા. આ પુસ્તકોનો અભ્યાસ કરતાં તે વિષયમાં હિન્દના સ્થાનનો નિર્ણય કરવાનું મ્હને સ્વાભાવિક રીતે મન થયું અને તે સંબંધમાં ચરક, સુશ્રુત, અને બીજા આયુર્વેદના પ્રમાણભૂત ગ્રંથોનો રાસાયનિક દૃષ્ટિથી વ્યવસ્થિત અન્વેષણનો આરંભ કર્યો. તે કાર્યમાં મ્હારે આજથી એકવીસ વર્ષ ઉપર મોં બર્થેલો નામના ફ્રેંચ વિદ્વાન સાથે સંબંધ થયો—જે સંબંધને લીધે રસાયન વિદ્યાના ઇતિહાસના અભ્યાસી તરીકેની મ્હારી કારકીર્દીમાં એક ઘણો જ મ્હોટો ફેરફાર થયો. આ વિશ્વવિખ્યાત ફ્રેંચ વિદ્વાન તે સમયના રસાયનીઓમાં અગ્રેસર ગણાતા; તેમણે રસાયની જ્ઞાનના મૂળ ઇતિહાસ અને તેના વિકાસક્રમના વિષયમાં ઘણો પ્રકાશ નાંખ્યો હતો. હિન્દુઓએ આ વિષયમાં આપેલા હિસ્સા વિષે સઘળી માહિતી મેળવવાની પ્રબળ ઇચ્છા તેમણે જણાવી, અને તેથી તે સંબંધી હકીકત મોકલવાને મ્હને આગ્રહ કર્યો હશે. તેમની આ પવિત્ર આજ્ઞાને માન આપીને મેં ૧૮૫૮ માં " હિન્દુ કિમીયા " વિષે એક નિબંધ લખી મોકલ્યો. આ નિબંધ લખવામાં " **रसेन्द्रसारसंग्रह** " નામના પુસ્તકનો આધાર લીધો હતો; પરંતુ પાછળથી મ્હને લાગ્યું કે આ પુસ્તક કરતાં વધારે અગત્યનાં અને હિન્દુ રસાયનવિદ્યાના ઇતિહાસના વિષે વધારે પ્રકાશ આપનારાં બીજાં પુસ્તકો હતાં. તે છતાં મોં. બર્થેલોએ આ મ્હારા નિબંધની લાંબી સમાલોચના લખવાનું અને તેમના મહાન્ ગ્રંથના ત્રણે પુસ્તકો ભેટ આપવાનું માન મ્હને આપ્યું. આ પુસ્તક અરેબીક અને સીરીયન ગ્રન્-

ઓના રસાયનિક જ્ઞાન વિષે હતું; અને તે વાંચતાં હિન્દ રસાયનવિદ્યા ઉપર એક પુસ્તક લખવાની મ્હને પ્રેરણા થઇ.

મ્હારે કબુલ કરવું જોઇએ કે આ કામ માથે લીધું તે વખતે સાધનોની ક્ષીણતા અને અપૂર્ણતાને લીધે મ્હને મ્હારા કાર્યની સફળતા વિષે ઘણી શંકા ઉત્પન્ન થયેલી. તે છતાં ઉત્સાહથી મ્હેં મ્હારૂં કાર્ય શરૂ કર્યું. આ કામ આગળ વધતાં, હિન્દુસ્તાનના લગભગ દરેક ભાગ—મદ્રાસ, તાંજોર, અલ્વર, કાશ્મીર, કાશી, ખટમંડુ (નેપાળ) અને તિબેટમાંથી જુના અને કીટક્ષીણ હસ્તલેખોનો પ્રવાહ મ્હારી પાસે આવવા લાગ્યો. (૧૯૦૪–૫ માં લ્હાસા થોડા સમય માટે કબજે થવાથી હિન્દના જ્ઞાનગ્રંથ રૂપ "તંજુર"નો લાભ પણ મ્હને મળી શક્યો હતો). આ હસ્તલેખો મળતાં, વર્ષો સુધી વ્યર્થ યત્નો કર્યા પછી સોના અથવા રૂપાની ખાણ એકદમ હાથ લાગતાં જેટલો આનંદ થાય તેના કરતાં વધારે અપૂર્વ આનંદ મ્હને થયો. આ અનપેક્ષિત અને વિસ્મૃત ભંડારનાં અમૂલ્ય રત્નો શોધતાં મ્હારા જીવનનાં સર્વોત્તમ બાર વર્ષનો સમય વ્યતીત થયો—જો કે આ બધા કાળમાં પ્રયોગશાળાના કામના દબાણને લીધે મ્હારાથી પુસ્તકો તરફ પૂરતું ધ્યાન આપી શકાતું નહીં. આજે હું તમને મ્હારા આ અન્વેષણના કેટલાએક પરિણામો સમજાવીશ.

પ્રાચીન હિન્દમાં મ્હોટી મ્હોટી પાઠશાળામાં સાહિત્ય અને વિજ્ઞાનની વિવિધ શાખાઓની સાથે વૈદ્યકશાસ્ત્રનો પણ એક અગત્યનો વિષય શીખવાડાતો હતો. આજથી અઢી હજાર વર્ષ પહેલાં તક્ષિલામાના મહાન્ વિદ્યાલયમાં આત્રેય મુનિ પાસે જીવક કૌમારવચ્છ નામનો એક શિષ્ય, વૈદકનો અભ્યાસ કરતો હતો. હવે આ શબ્દ "કૌમારવચ્છ"માં ગૂઢ અર્થ રહેલો છેઃ તે પાલિ શબ્દનું સંસ્કૃત રૂપ "કૌમારભૃત્ય" છે. કૌમારભૃત્ય એટલે બાળકોના રોગની ચિકિત્સા. એ આયુર્વેદના આઠ ખંડમાંનો એક ખંડ છે. પાછળથી આ જીવક બુદ્ધના સમકાલીન મગધદેશના રાજા બિમ્બસારનો પ્રખ્યાત રાજવૈદ્ય થયો હતો. આ ઉપરથી ઇસુખ્રિસ્તના જન્મ પહેલાં કેટલાએક શતકો પહેલાં હિંદમાં આયુર્વેદનો અભ્યાસ થતો હતો એમ માનવાને આપણને ઐતિહાસિક કારણો મળે છે.

પરંતુ રસાયનવિદ્યા તેટલા બધા પ્રાચીન સમયની છે એમ કહી શકાય નહીં. ખરૂં જોતાં અંગ્રેજી શબ્દ કેમીસ્ટ્રીનો અર્થ "રસાયન" એ શબ્દથી કળી શકાતો નથી. રસાયન શબ્દનો મૂળ અર્થ (જુઓ ચરક પ્ર. ૧, ૨–૬) દીર્ઘાયુષ્ય, તીવ્ર યાદશક્તિ, આરોગ્ય, અને પુરૂષત્વ આપનારી દવા—એટલે યુરોપના મધ્યકાલીન કીમીયાગીરોનું જીવનરસ (elixir of life) નામનું ઔષધ. પાછળથી તાંત્રિક સમયમાં પારા અને બીજી ધાતુઓમાંથી બનતી દવાને માટે "રસાયન" શબ્દ વપરાતો. ઇસ્વી તેરમા અથવા ચૌદમા શતકના કિમીયા સંબંધી એક પુસ્તકમાં કીમીયાની કલાને **रसायनी विद्या** (એટલે કે પારા અને બીજી ધાતુઓની વિદ્યા) એવું નામ આપવામાં આવ્યું છે. **रसरत्नसमुच्चय** નામના પુસ્તકના મંગળાચરણમાં ૨૭ ગુરૂઓને વંદન કરવામાં આવ્યું છે; તેમાં એક નામ "**रससिद्धिप्रदायक**" આવે છે, તેનો અર્થ પારો મારવાની વિદ્યા બતાવનાર એટલે કીમીયાગીરીમાં

પ્રવીણ એમ થાય છે. આ સ્થળે આપણે યાદ રાખવું જોઇએ કે ચરક, સુશ્રુત અને વાગ્ભટનાં આયુર્વેદના પ્રમાણભૂત પુસ્તકોમાં પારા અથવા તેની કોઇ બનાવટ વિષે ભાગ્યે જ કાંઇ ઉલ્લેખ જોવામાં આવે છે.

પ્રાચીન હિન્દમાં રસાયન વિદ્યાના અભ્યાસને કેવી રીતે ઉત્તેજન મળ્યું હતું તે સમજવાને આપણને જરા વિષયાંતર કરવું પડશે. મધ્યકાલીન યુરોપમાં રસાયનવિદ્યા—ગમે તો તેને કીમીયાગીરી કહો—વૈદકશાસ્ત્રની સહચરી તરીકે જ આગળ આવી હતી. આપણા દેશમાં પણ રસાયનવિદ્યા અને આયુર્વેદનો સંબંધ ઘણો જ નિકટ હતો, તે છતાં યોગશાસ્ત્રના સંબંધથી જ રસાયનવિદ્યાનો વિકાસ જલદી થવા પામ્યો હતો. યોગશાસ્ત્રમાં બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિની સાત અવસ્થા અને આઠ સાધનો વર્ણવેલાં છે, આ આઠમાંથી ધારણા, ધ્યાન, અને સમાધિ ખાસ આવશ્યક હોય છે. કારણ કે એ ત્રણનો યોગ થતાં તેમાંથી સંયમ અને સંયમમાંથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. તે પછીના સમયમાં યોગવિદ્યા વિજ્ઞાનને ઘણી ઉપયોગી થઇ પડી હતી, જો કે તેની અધોદશા થવાથી તેનું તાન્ત્રિક ક્રિયામાં રૂપાન્તર, ખાસ કરીને બંગાળામાં, થયું છે.

રાસાયનિક જ્ઞાનનો ભંડાર આ તન્ત્રોમાં શી રીતે આવ્યો? આ પ્રશ્નનો ઉત્તર **રસાર્ણવ** નામના પુસ્તકના શબ્દોમાં જ મળી આવે છે. આ પુસ્તક રસાયનવિદ્યાના વિષય ઉપર તાન્ત્રિક સાહિત્યમાં પ્રમાણભૂત લેખાય છે અને પંડિત હરિશ્ચન્દ્ર કવિરત્નની મદદથી મ્હેં તેનું સંશોધન કરીને "બીબ્લીઓથેકા ઇંડીકા સીરીઝ"માં પ્રસિદ્ધ કર્યું છે. તે પુસ્તકમાં પારા અને તેના બનતા ઔષધોના ગુણોનું વર્ણન કરવામાં આવ્યું છે; દાખલા તરીકે.—

"ઉત્તમ ભક્તોએ પરમ સાધનાને માટે તેનો ઉપયોગ કરેલો હોવાથી તેનું નામ પારદ (પારો) અપાયું છે."..........."હે દેવી! મ્હારા ગાત્રોમાથી તેનો જન્મ હોવાને લીધે તે મ્હારી બરોબર છે. તે મ્હારા શરીરમાંનું ઝરણ હોવાથી તેને "રસ" કહેવાય છે." ..........."કોઇ એમ શંકા લાવે કે આ શબ્દોનો અક્ષરશઃ અર્થ ખોટો છે, કારણ કે આ લોકમાં મોક્ષપ્રાપ્તિ કેવી રીતે થાય છે તે બીજી કોઈ રીતે સમજાવી શકાય. પરંતુ આ શંકા અસ્થાને છે, કારણ કે ષટ્દર્શનોમા મુક્તિની પ્રાપ્તિ શરીરના મૃત્યુ પછી જ દેખાડવામાં આવી છે; તેની ઉપર વિશ્વાસ રાખી શકાય નહી, અને તેથી મુક્તિ પ્રાપ્તિની સઘળી પ્રવૃત્તિમા શંકા અને અશ્રદ્ધા ઉત્પન્ન થાય છે."..........."ષટ્દર્શનોમા મુક્તિ શરીરના મૃત્યુ પછી જ મળે છે...આવી મુક્તિ હસ્તામલક પ્રમાણે સ્પષ્ટ દેખી શકાતી નથી...... તેથી મનુષ્યે શરીર સાચવવાને માટે રસ અને તેના ઔષધોનું સેવન કરવું."

આ જ વિષયમાં બીજાં કેટલાંએક અવતરણોથી વધારે પ્રકાશ પડશે—"કોઈ કહેશે કે આ શરીર નાશવંત છે તો પછી તે અમર કેવી રીતે કરી શકાય? તેના ઉત્તરમાં કહેવાનું કે આ ધારણા ખોટી છે, છ કોશનું બનેલું આ શરીર નાશવંત હોય પણ પારા અને અભ્રકથી બનેલું, હર અને ગૌરીએ સરજેલું આ શરીર અમર થઈ શકે. **રસહૃદયમાં** કહે-

વામાં આવ્યું છે કે "જેઓ હર અને ગૌરી (પારો અને અભ્રક) ની સાહાય્યથી પોતાનું શરીર છોડ્યા સિવાય નવું શરીર પ્રાપ્ત કરી શક્યા છે તેમનું 'રસસિદ્ધ' તરીકે પૂજન થવું જોઈએ, કારણ કે સર્વ મન્ત્રો તેમને આધીન હોય છે."

"તેથી, કોઇ યોગીને આ લોકમાં મુક્તિ પ્રાપ્ત કરવી હોય તો તેણે પહેલાંતો પોતાના શરીરને અમર કરવું જોઈએ. હર અને ગૌરીના યોગથી પારાનો જન્મ થએલો હોવાથી (અને અભ્રક ગૌરીમાંથી જન્મેલું હોવાથી), નીચેના શ્લોકમાં પારા અને અભ્રક એ હર અને ગૌરીનાં રૂપ તરીકે વર્ણવેલાં છે:—"અભ્રક ત્હારૂં બીજ છે અને પારો મ્હારૂં બીજ છે. હે દેવી, આ બંનેનો યોગ થવાથી મૃત્યુ અને દારિદ્રયનો નાશ થાય છે"..."આ સંબંધમાં ઘણું જ અલ્પ કહેવાનું છે. પારા (રસ) ના બળથી દિવ્ય શરીર મેળવીને આ જ જીંદગીમાં મોક્ષ મેળવનાર દેવો, દૈત્યો, અને મુનિઓનું વર્ણન રસેશ્વરસિદ્ધાન્તમાં આપેલું છે......"મહેશ અને બીજા કેટલાએક દેવો, કેટલાએક દૈત્યો, શુક્રાચાર્ય વિગેરે ઋષિઓ, બાલખિલ્ય અને બીજા મુનિઓ, ગોવિન્દ ભાગવત, ગોવિન્દ નાયક, ચાર્પટિ, કપિલ, વ્યાલિ અને બીજાઓ—આ સઘળા રસસિદ્ધોએ રસમય (પારાના) શરીર પ્રાપ્ત કરીને ફરવાથી અને રસાત્મક થવાથી સદેહ મોક્ષ પ્રાપ્ત કરી શક્યા છે."

રસશાસ્ત્ર (કીમીઆગીરી) અને યોગમાર્ગ વચ્ચેનો આ સંબંધ અગીઆરમા શતક સુધીમાં મજબૂત થઈ ગયો હતો. મહમદ ગઝનીના સમયમાં થઈ ગયેલા પ્રખ્યાત મુસ્લીમ મુસાફર અલ્બેરૂનીએ અરેબીક, ગ્રીક, અને સંસ્કૃત સાહિત્યમાં એકસરખી પ્રવીણતા મેળવી હતી: તે લખે છે કે:—"આ કલા જાણનારા તેને હમેશાં છુપાવવાનો યત્ન કરે છે અને તે કલાથી અજ્ઞાત માણસોની સાથે સંબંધ રાખતા અચકાય છે. આ કારણથી હિન્દુઓ આ કામમાં શી પદ્ધતિનો અને શી વસ્તુનો ઉપયોગ કરે છે, અને તે વસ્તુ ખનિજ, પ્રાણિજ, ઉદ્ભિજ્જ (vegetable) છે તે સંબંધી હું કાંઈ જાણી શક્યો નથી. મ્હેં ઉત્પતન (sublimation), ભસ્મીકરણ (calcination), પૃથક્કરણ (analysis) તેમ જ તાલક (અભ્રક) વિગેરે સંબંધી વાત કરતા સાંભળ્યા છે તેથી મ્હને લાગે છે કે કીમીઆગીરીની ખનિજ પદ્ધતિ તરફ તેમનું વલણ હશે."..........."હિન્દુઓને કીમીઆગીરીના જેવી એક કલાનું જ્ઞાન હોય છે; આ કલા તેમની જ વિલક્ષણ કૃતિ છે. તેનું નામ તેઓ "રસાયન" આપે છે. આ કલા પ્રમાણે તેઓ વનસ્પતિમાંથી ઘણા ખરા ઔષધો બનાવે છે; આ ઔષધોના ગુણો એવા તો અકસીર હોય છે કે મરવા પડેલા માણસો પણ તેનાથી સંપૂર્ણ આરોગ્ય પ્રાપ્ત કરી શકે છે; અને જીર્ણ વૃદ્ધાવસ્થામાં પણ યુવાવસ્થાનું બળ પ્રાપ્ત કરી શકાય છે; સફેદ વાળ પાછા કાળા થાય છે, ઇન્દ્રિયોની તીવ્રતા અને નષ્ટ થએલું પુરુષાતન પાછું આવે છે, અને તેનાથી આયુષ્ય લંબાવી શકાય છે. અને તેમ થવામાં શંકા શી? આપણે જોઇ ગયા છીએ કે પતંજલિના કહેવા પ્રમાણે મોક્ષ મેળવવાના માર્ગમાં રસાયન પણ એક છે."

તાંત્રિક માર્ગની ક્રિયાઓની સાથેના સંબંધ ધરાવનારા કીમીઆગીરી (રસસિદ્ધિ)ના

વિષયના પુસ્તકો અસંખ્ય છે; અને ૧૧ થી ૧૪ માં સૈકામાં તેમની પ્રતિષ્ઠા એટલી બધી વધી ગઈ હતી કે તેમને ષટ્દર્શનની સાથે મુકવામાં આવતા. (વિજયનગરના પહેલા બુક્ક રાજાના અમાત્ય માધવાચાર્યે (આ માધવાચાર્યને ઇ. સ. ૧૩૩૧ માં શૃંગેરી મઠના મુખ્યગુરુ નિમવામાં આવ્યા હતા.) પોતાના સમયમાં પ્રચલિત સોળ દર્શન સંબંધી **सर्वदर्शनसंग्रह** નામનો ગ્રંથ લખ્યો છે, તેમાં "રસેશ્વર દર્શન" એટલે રસ (પારો) વિદ્યા વિષે એક પ્રકરણ છે. હમારા મદ્રાસ સમીપના શૃંગેરી મઠના આ વિદ્વાન્ ધર્માચાર્યે રસવિદ્યાના બીજા ગ્રંથો (ખાસ કરીને **रसार्णव, रसेश्वरसिद्धान्त** અને ગોવિન્દ ભાગવતના **रसहृदय**) માંથી લાંબા અવતરણો આપેલાં છે.

હવે **रसार्णव**માંથી રાસાયનિક ઉપકરણ, જ્વાલારંગ, અને ધાતુ શોધન સંબંધી કેટલાંએક અવતરણો હમારી સન્મુખ મુકીશ; તેમ કરતાં મ્હારે કહેવાની જરૂર રહેતી નથી કે તંત્રો શિવપાર્વતી સંવાદ રૂપે લખાયેલાં હોય છેઃ—"રસો, ઉપરસો, ધાતુઓ, વજ્ર, વિદ, ધમણ, લોખંડના ઓજારો, પથ્થરના ખરલ અને દસ્તા, કોષ્ટિયંત્ર, મ્હોંથી ફુંકવાની ભુંગળી, છાણાં, બળતણ, લોખંડના અને માટીની કુલડીઓ (મૂષા), ચીમટો, કાંટા અને કાટલાં, વાંસ અને લોખંડની નાલિકાઓ, તેલ, તેજાબ, નીમક, ક્ષાર, વિષ,—આ બધા ઉપકરણો ભેગા કર્યા પછી જ રાસાયનિક કાર્યનો આરંભ કરવો જોઇએ."..........

### પ્રકરણનું પ્રાબલ્ય.

"પારાને મારવાને અને તેનો રંગ બદલવાને માટે ઉપકરણ ખરેખર પ્રબલ શક્તિ ધરાવે છે. વનસ્પતિ અને ઔષધોની મદદ શિવાય ફક્ત ઉપકરણોની સહાયથી પારાને મારી શકાય છે; માટે સિદ્ધોએ ઉપકરણના પ્રાબલ્ય વિષે શંકા લાવવી નહીં."

### મૂષા (મુસ) ની બનાવટ.

કાળી, પીળી, લાલ અને સફેદ માટી, ડાંગરના ફોતરાંની રાખ, મેશ, કીડીઓની કોતરેલી માટી, બકરીની લીંડીઓ અને ઘોડાની લાદની રાખ, લોખંડનો કાટ, એ સઘળી વસ્તુઓને ભેગી કરીને તેમાં મૂષા (crucible કુલડી,), અને અંધમૂષા (retorts) વિગેરે બનાવી શકાય છે."

### જ્વાલારંગ

"જ્વાલામાં ત્રાંબુ મુકવાથી તેનો રંગ નીલો થાય છે, ટીનનો રંગ કબુતર જેવો; સીસાનો રંગ ઝાંખો વાદળી, લોખંડનો રંગ બદામી, અને શાસ્યકનો રંગ લાલ થાય છે."

### શુદ્ધ ધાતુની પરીક્ષા.

"શુદ્ધ ધાતુને કુલડી (મૂષા) મા નાંખીને ઓગાળવાથી તેમાંથી તણખા અથવા

પરપોટા નીકળે નહી, ફાટે નહીં, તડતડાટ થાય નહી, અને ઓગળેલી ધાતુની સપાટી ઉપર કરચલી દેખાય નહી પરંતુ રત્નની પેઠે તેની સપાટી શાન્ત રહે તો તે ધાતુ શુદ્ધ જાણવી."

## ત્રાંબુ શોધવાની ક્રિયા.

"માક્ષિકને મધ, દીવેલ, ગૌમૂત્ર, ઘી, અને કેળના રસમાં વારંવાર ભીંજવી રાખ્યા પછી તેને કુલડીમાં તપાવવાથી તાંબા રૂપી સત્વ બને છે."

## જસત શોધન.

"ઉન, લાખ, હરડાં અને ટંકણખારની સાથે રસકને અંધમૂષામાં તપાવતાં કલાઇ જેવી ધાતુ પ્રાપ્ત થાય છે, એમાં કાંઈ શંકા છે જ નહી"

હવે હું આપની સમક્ષ **રસરત્નસમુચ્ચય**માંથી બે અવતરણો ટાંકીશ.

## શિષ્યની દીક્ષા.

"ગુરૂ પ્રાજ્ઞ, અનુભવી, રસાયની ક્રિયામાં પ્રવીણ, શિવ પાર્વતીનો ભક્ત, નિર્વ્યસની અને ધૈર્યવાન હોવો જોઇએ. શિષ્યમાં ગુરૂમાટે ભક્તિ હોવી જોઇએ, તે સદાચારી, સત્યવાદી, મ્હેનતુ, આજ્ઞાંકિત, ગર્વ અને અહંકારથી મુક્ત, અને શ્રદ્ધાળુ હોવો જોઇએ.

"ઈશ્વરથી ડરનાર, શિવ પાર્વતીનો ભક્ત અને જેનું રાજ્ય સુવ્યવસ્થિત હોય તેવા જ રાજાના રાજ્યમાં રાસાયનિક ક્રિયાઓ આરંભવી જોઇએ; પ્રયોગશાળા વનની મધ્યમાં બાંધવી, તેનો વિસ્તાર મ્હોટો રાખવો, તેને ચાર બારણાં રાખવાં અને દેવોના ચિત્રોથી અલંકૃત કરવી.

"ત્રણ નિષ્ક સોનાના વરખ અને નવ નિષ્ક પારો લઇને તેજાબની સાથે ત્રણ કલાક સુધી ઘુંટવાં; આ મિશ્રધાતુનું શિવલિંગ બનાવીને તેનું પૂજન કરવું. આ રસલિંગના દર્શનમાત્રથી હજાર બ્રહ્મહત્યા અને દસહજાર ગૌહત્યાના પાપમાંથી મુક્ત થવાય છે.

"રસવિદ્યા સ્વયં શિવજીએ મનુષ્યને બતાવી હતી તે શિષ્યને નિર્દિષ્ટ નિયમો પ્રમાણે બદ્ધચક્ષુએ ગુરૂએ શીખવાડવી. રસવિદ્યાનું જ્ઞાન ગુપ્ત રાખવાની જરૂર છે. કારણ કે તે બહાર પડવાથી તે વિદ્યાનું પ્રાબલ્ય અને ખરી શક્તિ નષ્ટ થાય છે."

## પ્રયોગશાળા.

"ઔષધોપયોગી વનસ્પતિવાળા અને કુવાઓવાળા પ્રદેશમાં પ્રયોગશાળા બાંધવી. તેમાં બધા ઉપકરણોની સામગ્રી રાખવી. રસલિંગને પૂર્વમાં પધરાવવું, ભઠ્ઠીઓ અગ્નિકોણમાં

અને ઉપકરણો નૈઋત્ય ખુણામા રાખવાં, ધોવાનુ કામ પશ્ચિમમાં રાખવુ. અને સુકવવાનું કામ વાયવ્ય ખુણામા રાખવુ. ધાતુસત્ત્વ શોધન માટે "કોષ્ટિ" નામનું ઉપકરણ, પાણીના વાસણો, ધમણ, તેમજ ખાડણી અને ખરલકડા, ભિન્ન ભિન્ન જાતની ચાળણી, કુલડી બનાવવા માટી, કોલસા, છાણાં, કાચની અધમૂષા, માટી અને લોખંડ, શખ, લોખંડની તાવડી વિગેરે સાધનો તૈયાર રાખવાં.

"રાસાયનિક ક્રિયા કરવાને માટે ફક્ત સત્યવાદી, લોભમુક્ત, દેવો અને બ્રાહ્મણોની પૂજામાં આનંદ માનનાર, સંયમી, અને સાત્ત્વિક આહાર કરનાર માણસોને જ કામમાં લેવા."

અસલ આયુર્વેદના સ્થાપક ચરક, સુશ્રુત અને વાગ્ભટના સમયના કાષ્ટાદિ અને વનસ્પતિના ઔષધોને બદલે તાંત્રિકકાળમાં પારા અને બીજી ધાતુઓની માત્રાનો ઉપયોગ વધવા માંડ્યો. અગ્યારમા શતકમાં પણ સુશ્રુતના એક વિદ્વાન્ ટીકાકાર અને આયુર્વેદના એક વિખ્યાત ગ્રંથકાર ચક્રપાણિ દત્ત જેવા વૈદ્યો કેટલીએક પારાની માત્રાના વખાણ કરતા અને તે શોધી કહાડવાનું માન મેળવવાના યત્ન કરતા જોવામાં આવે છે. ૧૨ મા શતક પછી કાષ્ટાદિ ઔષધોને બદલે માત્રાદિ (ધાતુમલક) ઔષધોનો પ્રચાર ઘણો જ વધી ગયો અને આ કારણથી રસાયન વિદ્યાના અભ્યાસને નવું ઉત્તેજન મળ્યું. આ કાળના રાસાયનિક તંત્રોમાંથી અસંખ્ય અવતરણો હુ આપી શકું; કારણકે આ ગ્રંથોમાં સર્વ પ્રકારના રત્નોનો અખૂટ ભંડાર છે, પરંતુ તેમ કરીને તમારા ધૈર્યને શ્રમિત કરવાની જરૂર નથી. પ્રાચીન હિંદમાં એક સમયે રસાયનવિદ્યાનો કેટલા ઉમંગ અને ઉત્સાહથી અભ્યાસ થતો હતો તે દર્શાવવાને પૂરતાં અવતરણો આપ્યા છે એમ હુ ધારૂં છું. છેવટે ઇગ્લંડના મહાન્ પંડિત બેકનના સુયોગ્ય શબ્દો ટાંકીને આજનુ ભાષણ સમાપ્ત કરીશ

"શારીરિક બળ અથવા સત્તાના કીર્તિસ્તંભો કરતા બુદ્ધિ અને વિદ્યાની કીર્તિ અમર રહે છે એ આપણે જોયું. હોમરની કવિતા એક અક્ષર અથવા શબ્દના નાશ શિવાય પચીસ શતકો સુધી અખંડિત રહી શકી છે: તે સમયમાં કેટલા મહેલો, મંદિરો, કિલ્લાઓ, અને શહેરો પડી ભાગીને નષ્ટ થયાં છે! સાઇરસ, સીકંદર, સીઝર અથવા તેમનાથી પછીના સમયના પણ રાજાઓ અથવા મહાપુરૂષોના ખરાં ચિત્રો અને પુતળાંઓ મળી આવવા મુશ્કેલ છે; કારણકે અસલ આટલા વર્ષો સુધી ટકી શકે નહીં. અને નકલમાં ખરી સજીવતા અને સત્ય પ્રાપ્ત થતાં નથી. પરંતુ મનુષ્યની વિદ્યા અને જ્ઞાનના પ્રતિબિંબ પુસ્તકોમાં અમર રહી શકે છે, તેમને કાળના હાથે નાશ થવાનો ભય હોતો નથી, અને તેનો વારંવાર પુનરુદ્ધાર થઈ શકે છે."

સાત, આઠ અથવા દશ શતકોના લય પછી પણ ધુળથી ભરેલી છાજલીઓ ઉપરથી તેમજ કીટકોથી ગ્રંથો અને હસ્તલેખોમાંથી ગોવિંદ, સોમદેવ, નાગાર્જુન, રામચંદ્ર, સ્વચ્છન્દ ભૈરવ, અને અન્ય રસસિદ્ધોના આત્માઓ તેમની પ્રિય વિદ્યાનો અભ્યાસ મુકી ન દેવાની અર્વાચીન હિંદને આગ્રહપૂર્વક વિજ્ઞપ્તિ કરે છે. અહીં સમસ્ત એકત્રિત થયેલા મહા-

સના યુવકશ્રેષ્ઠોને જોઇને ૧૦૦૦ વર્ષ પહેલાં થઇ ગયેલા નાગાર્જુન નામના પ્રખ્યાત રસાયનીની ઉત્સાહી પ્રાર્થનામાં સામેલ થવાનું મન થાય છે:—

"હે દેવી ! બાર વર્ષ સુધી ત્હારા મંદિરમાં મ્હેં ત્હારૂં પૂજન કર્યું છે મ્હારી સેવાથી ત્હને સંતુષ્ટ કરી શક્યો હોઉં તો, આ ત્હારા ભક્તને અમૂલ્ય રસવિદ્યાનું જ્ઞાન આપ."

પ્રાચીન સમયમાં આ વિષયના અભ્યાસ માટે ઓછામાં ઓછા બાર વર્ષની જરૂર સ્વીકારાઇ હતી, તો આપણા સમયમાં તે વિદ્યા પ્રાપ્ત કરવાને કેટલાં બધાં વધારે વર્ષ જોઇએ ? પ્રજાઓના ભવિષ્યના નિર્માણ કરવાની શક્તિ અત્યારે રસાયન વિદ્યામાં છે અને તેના ઉત્સાહપૂર્વક અભ્યાસને લીધે જ જર્મનીએ પૃથ્વીના સમગ્ર રાજ્યોમાં ઇર્ષ્યાજનક સ્થાન પ્રાપ્ત કર્યું છે. પરંતુ, વિજ્ઞાનભક્તિની ખાતર જ વિજ્ઞાનનો અભ્યાસ કરવો, અને સ્વાર્થને માટે વિજ્ઞાનનો દુરૂપયોગ કરવો એ બે ભિન્ન [illegible]ઓ છે. કુદરતનાં ગુપ્ત અને ગૂઢ નિયમોનું શોધન કરતાં જ વિજ્ઞાનના ખરા ભક્તને અપરિમિત આનંદ પ્રાપ્ત થાય છે. હું એક પળ સુધી પણ મિલ્ટનના જેવા બુલંદ અવાજનો કાબુ ધરાવી શકતો હોત તો કહેત કે આપણી પ્રજા આળસુ, મંદ અને શિથિલ નથી, પરંતુ ચપલ, બુદ્ધિમાન્ અને તીવ્રસ્વભાવ, નવી શોધો કરવાને શક્તિમાન્, સૂક્ષ્મ વાદવિવાદમાં કુશળ, અને મનુષ્યની શક્તિના ઉંચામાં ઉંચા શિખરો સુધી પહોંચી વળવાને સમર્થ છે. આપણા પૂર્વજોએ સર્વથી ગહન તત્ત્વ વિદ્યામાં ઘણા જ પ્રાચીન સમયમાં એટલું તો ઉત્કૃષ્ટ પરાક્રમ દેખાડ્યું હતું કે ગ્રીક-કુલસૃષ્ટીના મૂળસ્થાપક ગણાતો પાઇથાગોરસ પણ આ દેશના પ્રાચીન તત્ત્વચિંતકો પાસેથી ઘણું શીખ્યો હશે એમ માનવાને વિદ્વાન્ ટીકાકારો સબળ કારણો બતાવે છે.

આ પ્રાચીન દેશને વાલ્મીકિ અને વ્યાસ, કાલિદાસ અને ભવભૂતિ, શંકરાચાર્ય અને રામાનુજાચાર્ય, નાગાર્જુન અને યશોધાર, વરાહમિહિર અને ભાસ્કર, રામમોહનરાય, કેશવચન્દ્ર અને વિવેકાનન્દ જેવા મહાપુરૂષોની જન્મભૂમિ આપણા પ્રાચીન દેશમાં જ પસંદ કરવામાં સર્વગામી ઈશ્વરનો કાંઇપણ ઉદ્દેશ નથી એમ તો કહી શકાય નહીં. આ ઉદ્દેશ પરિપૂર્ણ કરવામાં ત્હમે, નવા યુગના યુવકો, ત્હમારો ભાગ ભજવવામાં ખચકાશો નહીં એવો હું વિશ્વાસ રાખું છું. પ્રજાઓના સમૂહમાં આપણી પ્રિય દેશ મૈયાને, પોતાનું શિર ઉંચું રાખી શકાય તેવું યોગ્ય સ્થાન મળશે કે નહીં તેનો આધાર, પ્રાચીન સમયના ઉજ્જ્વળ અને કીર્તિમંત કાળની પેઠે ભવિષ્યમાં પણ, ત્હમારા ઉપર અને ત્હમારા પરાક્રમો ઉપર જ રહેશે.

પોપટલાલ ગોવિન્દલાલ શાહ.*



* અનુવાદક.

# હરબાર્ટનું માનસશાસ્ત્ર.*

## (૧) કેળવણી અને માનસશાસ્ત્રનો સંબન્ધ.

કેળવણીના ઇતિહાસમાં રૂસો, પેસ્ટેલોઝી, અને ફ્રૉબલને જે માન આપવામાં આવે છે, તેવું જ માન જર્મન તત્ત્વવેત્તા અને માનસશાસ્ત્રી હરબાર્ટને મળે છે. મનુષ્યજીવનનો જે હેતુ હોય તે જ ઉદ્દેશ કેળવણીકારનો હોવો જોઇએ, એ વિચાર ઉપરથી તેણે ચારિત્રનો વિકાસ એ કેળવણીનો ખરો હેતુ ગણ્યો છે. આવી રીતે આપણને કેળવણીનો હેતુ નક્કી કરવાને માટે નીતિશાસ્ત્ર ઉપર આધાર રાખવો પડે છે, ત્યારે કેળવણીની પદ્ધતિ માટે હરબાર્ટે માનસશાસ્ત્રના નિયમની અગત્ય સિદ્ધ કરી છે. માનસશાસ્ત્રની તેની શોધોથી તેને વિશેષ વેગ મળ્યો છે, અને જ્ઞાનની [illegible] અને વૃદ્ધિનો જે સિદ્ધાંત હરબાર્ટે સ્વીકાર્યો છે, તેનાથી કેળવણીના ક્ષેત્રમા અસાધારણ અસર થઈ છે. જેવી રીતે રૂસો, પેસ્ટાલોઝી અને ફ્રૉબલની જુદી જુદી વિચારની શાળાઓ સ્થપાઈ છે, તેવી જ રીતે હરબાર્ટની પણ શાળા જોવામાં આવે છે. ખાસ કરીને અમેરિકા અને જર્મનીમાં તેના શાગીર્દો ઘણા છે. ત્યાં શિક્ષણ-પદ્ધતિ તેના સિદ્ધાંત મુજબ બાળવર્ગથી તે ઠેઠ યુનિવર્સિટિ સુધી આપવામાં આવે છે. હરબાર્ટના સિદ્ધાંતની આવી અસાધારણ અસરને લીધે તેના વિચારના વિવેચન માટે અત્યાર સુધીમાં પુષ્કળ સાહિત્ય ઉત્પન્ન થયું છે. આ કારણને લીધે તેની, માનસશાસ્ત્ર સંબંધી શી કલ્પના હતી, તેનું નિરૂપણ કરવાની જરૂર છે. રૂસોએ તેના એમિલ નામના પુસ્તકમાં કુદરતને અનુસરી કેળવણી આપવાને માટે જે આગ્રહ કર્યો છે, તે ઉપરથી કેળવણીના ઇતિહાસમાં બાળકની શક્તિના વિચાર ઉપર પહેલવહેલીવાર ધ્યાન ખેંચવામાં આવ્યું છે. બાળકના મનની વૃદ્ધિ જે રીતે થાય છે તે નિયમને અનુસરી, શિક્ષણપદ્ધતિ રચાવી જોઇએ એ વિચાર રૂસોએ પ્રચલિત કર્યો, તે પહેલાં શિક્ષકો વિષય ઉપર જ ધ્યાન આપતા હતા. જે વિષય શિખવવાનો હોય, તેની તૈયારી ઉપર ખાસ લક્ષ હોવાથી, તે બાબત બાળકથી ગ્રહણ થશે કે નહિ તેનો ભાગ્યે જ વિચાર થતો હતો; પણ જ્યારથી બાળકના મનના વિકાસનો વિચાર કેળવણીના કામમાં મુખ્ય બાબત છે, એ વિચાર સ્વીકારવામાં આવ્યો છે, ત્યારથી કેળવણીના હેતુ અને તેના સ્વરૂપમાં મોટો ફેરફાર થયો છે. જેને આપણે હાલની કેળવણી કહીએ છીએ, તે બાળકના વિકાસને ઉદ્દેશી રચવામાં આવી છે. આ કારણને લીધે શિષ્યના મનની શક્તિ, અને તેની વૃદ્ધિના નિયમનો વિચાર વિશેષ થાય છે અને તેને અનુસરીને જ કેળવણીનો પાયો માનસશાસ્ત્રના જ્ઞાનને આધારે રચવામાં આવ્યો છે. જેમ દરેક ધંધાધારીને તેના વિષયનું જ્ઞાન અને તેનો અનુભવ આવશ્યક છે, તેવી જ જ રીતે શિક્ષકને પણ જરૂરનું છે. સુથારને જુદા જુદા લાકડાના ગુણ જાણવા પડે છે, ખેડૂતને જમીનતળના ગુણ, ખાતર, બી, હવા વગેરેનું જ્ઞાન જરૂરનું છે, તેવી જ રીતે

* કેળવણી લેખમાળાનો મણકો.

શિક્ષકનો વિષય મન છે અને તેથી તેણે મનનાં લક્ષણ, તેના સ્વરૂપ અને તેના વિકાસના નિયમ જાણવા જોઇએ. દરેક વખતે શિક્ષક અમુક પ્રકારની અસર બાળકના મન ઉપર ઉપજાવે છે; પણ તે અસર કેવા પ્રકારની થાય છે તે જાણવાને માટે માનસશાસ્ત્ર મદદ કરે છે આવી રીતે કેળવણીની પદ્ધતિ અને વિષયની પસંદગી માનસશાસ્ત્રના આધારે નક્કી કરવામાં આવે છે.

## ( ૨ ) બુદ્ધિ અને વિચાર.

શિક્ષકનો વિષય મન હોવાથી તેને તેના જ્ઞાનની ખાસ જરૂર છે, એ સાધારણ રીતે કબુલ કરવામાં આવે છે; પણ માનસશાસ્ત્રમાં જે નિયમ આપવામાં આવ્યા હોય છે, તે સામાન્ય હોવાથી, વેહવારમાં તેનો કેવી રીતે ઉપયોગ કરવો તે ઘણું મુશ્કેલ થઈ પડે છે. બાળક એ વૃદ્ધિ પામતું પ્રાણી છે અને દરેક બાળકમાં કંઇક વિશેષતા હોય છે, તેથી સામાન્ય નિયમનો તિરસ્કાર ઘણા શિક્ષકો કરે છે. તેઓનું એવું માનવું છે કે અનુભવ એ આવા પુસ્તકી જ્ઞાન કરતાં વધારે ઉપયોગી છે. વળી માનસશાસ્ત્રના સિદ્ધાંતમાં ભેદ હોવાથી ઘણા શિક્ષકો જાતિ અનુભવ ઉપર વિશેષ આધાર રાખે છે. અમુક બાળકના વ્યક્તિત્વ એટલે તેની ખાસીઅતનું જ્ઞાન, શિક્ષકને તેના કામમાં ઉપયોગી નિવડવાથી, તેઓ વહેવારૂ માનસશાસ્ત્રને પસંદ કરે છે. આવું માનસશાસ્ત્ર હરબાર્ટનું છે. પણ તેનું અવલોકન કરતાં પહેલાં, માનસશાસ્ત્રના ઇતિહાસમાં હરબાર્ટનું શું સ્થાન છે તે જોવું જોઇએ.

કેળવણીની આલમમાં મનની શક્તિ સંબંધે બે મત હાલમાં પ્રધાન છે. એક લૉકનો અને બીજો કૅન્ટનો. લૉકના સિદ્ધાંત મુજબ મન એ જન્મથી ચોખ્ખું સ્વચ્છ હોવાથી આપણું સર્વ જ્ઞાન અનુભવ રૂપી કલમથી તેના ઉપર જે લખવામાં આવે છે તેને લીધે પ્રાપ્ત થાય છે. ઇન્દ્રિયજ્ઞાન એ જ આપણી બુદ્ધિનું ખરૂં તત્ત્વ છે. ઇન્દ્રિયદ્વારા જે સંસ્કાર પડે છે તેની વ્યવસ્થા બુદ્ધિ કરે છે, પણ બુદ્ધિમાં સ્વતઃ કંઈ ક્રિયાશક્તિ નથી. આપણા જે જે માનસિક ભાવ, વિચાર, અથવા સામાન્ય નિયમ છે, તે બધા ઇંદ્રિયજ્ઞાનના વિસ્તાર અને ફેરફારથી બનેલા છે. કૅન્ટના સિદ્ધાંત મુજબ, બાહ્ય જગતનાં સ્ફુરણ બુદ્ધિની ક્રિયા સિવાય અંધ, અને પૃથક્ પૃથક્ હોવાથી, તેમના એકલાથી કંઈ જ્ઞાન મળી શકતું નથી. બુદ્ધિની સ્વતઃ ક્રિયાશક્તિની જ્ઞાન સંપાદન કરવામાં ખાસ જરૂર છે, એમ કૅન્ટે પ્રતિપાદન કર્યું છે.

લૉકના સિદ્ધાંતની અસર શિક્ષકવર્ગમાં વિશેષ જોવામાં આવે છે, પણ તેની સાથે કૅન્ટનો બુદ્ધિની ક્રિયાનો સિદ્ધાંત ફ્રૉબલ અને તેના અનુયાયીઓ વિશેષ આગ્રહથી સ્વીકારે છે. લૉકના વંશજ તરીકે તે સિદ્ધાંત હરબાર્ટમાં નવીન સ્વરૂપમાં જોવામાં આવે છે. આવી રીતે હરબાર્ટ અને ફ્રૉબલના અનુયાયીઓની શિક્ષણપદ્ધતિનો ભેદ તેમની બુદ્ધિની ક્રિયા સંબંધી વિચારના ફેરફારને લીધે નક્કી થાય છે.

હરબાર્ટે માનસશાસ્ત્રમાં મનોભાવનું યથાર્થ સ્વરૂપ માપથી નક્કી કરવાને માટે ગણિ-

તના પરિમાણનો ઉપયોગ કરવાનો મહાપ્રયત્ન કર્યો છે, પણ તે વિષય ગૂઢ હોવાથી, જ્ઞાનની ઉત્પત્તિ અને તેના વિસ્તાર સંબંધીની તેની શોધ શિક્ષણમાં ઉપયોગી હોવાથી તેનો વિચાર કરવો ઠીક છે. ઘણા વખતથી વિદ્વાનોએ બુદ્ધિનું અસ્તિત્વ સ્વીકારેલું હોવાથી મનમાં વિચાર કેવી રીતે આવે છે, અને તેનો સંયોગ કેવી રીતે થાય છે તે પ્રશ્ન ઉપર તેમનું ચિત્ત ખેંચાયું હતું. "હું ચિંતન કરૂં છું તેથી મારૂં અસ્તિત્વ છે" ડેકાર્ટનું એ વાક્ય બુદ્ધિનું નૈસર્ગિક અસ્તિત્વ બતાવે છે, પણ ડેકાર્ટ જેમ જન્મસિદ્ધ વિચાર પ્રતિપાદન કરે છે, તેમ લૉક આપણા સર્વ વિચાર તેનું જ ભાન જન્મ વિચારનું મૂળ બાહ્ય જગતમાંથી પ્રાપ્ત થતા ઇન્દ્રિય સંસ્કાર (sensations) છે એમ સિદ્ધ કરે છે. આવી રીતે લૉક બુદ્ધિના જન્મસિદ્ધ વિચારો કેવળ પ્રત્યક્ષજ્ઞાનના વિસ્તારથી ઉદ્ભવે છે એવું સાબીત કર્યું; પણ તેણે બુદ્ધિની ક્રિયા અમુક અંશે સ્વીકારેલી હતી. હરબાર્ટ તો વિચારનું જ અસ્તિત્વ સ્વીકારે છે. તેના મત મુજબ બુદ્ધિ કે આત્મા જેવાં તત્ત્વની કંઈ ક્રિયા નહિ હોવાથી, આપણું મન કેવળ વિચારના સંચય રૂપ છે. તે બુદ્ધિની જુદી જુદી શક્તિ જેવી કે વિચાર, કલ્પના, વિવેક, ઇચ્છા વગેરેને માનતો નથી; એટલું જ નહિ પણ આપણા જ્ઞાનના વિકાસમાં બુદ્ધિની ક્રિયાને કંઈ પણ અવકાશ નથી. આવી રીતે હરબાર્ટ વિચારની (Ideas) મદદથી આપણા જ્ઞાનની સર્વ પ્રક્રિયા સમજાવે છે; ત્યારે પ્રશ્ન એ થાય છે કે તે આત્મા કે બુદ્ધિ જેવું કંઇ તત્ત્વ સ્વીકારે છે કે નહિ. હરબાર્ટ આત્માને સ્વીકારે છે પણ તેનામાં કોઇ પણ પ્રકારની ક્રિયા કે પ્રતિક્રિયા મનની અંદરના વિચાર ઉપર કરવાની નથી. તેનું કેવળ અસ્તિત્વ હોવાથી તે એક કૂટસ્થ વસ્તુ તરીકે રહે છે. જ્યારે બીજા વિદ્વાનો વિચારની પ્રક્રિયા બુદ્ધિની ક્રિયાથી સમજાવવા પ્રયત્ન કરે છે, ત્યારે હરબાર્ટ વિચારની ક્રિયાથી બુદ્ધિનો ખુલાસો કરે છે. લૉકે બુદ્ધિની જે કંઇક ક્રિયાશક્તિ સ્વીકારેલી હતી, તે પણ હરબાર્ટ કબુલ રાખતો નથી. તેના મત મુજબ બાહ્યજગત્ સાથે સંબંધમાં આવવાની જે શક્તિ બુદ્ધિની છે તે સિવાય કંઈ પણ માનસિક ક્રિયા બુદ્ધિ કરી શકતી નથી; કારણ કે બુદ્ધિનામાં કંઈ પણ ગ્રહણ કરવાની કે ઉત્પાદન કરવાની શક્તિ નથી. મનની અંદર વિચાર તેમની મરજી મુજબ આવે કે જાય તેમને રોકવાની કે યાદ લાવવાની કંઈ પણ શક્તિ બુદ્ધિનામાં નથી. ખરી રીતે હરબાર્ટ વિચારના વિસ્તાર તથા તેના સમૂહને જ બુદ્ધિ કહે છે; કારણકે બુદ્ધિના મૂળ સ્વરૂપમાં કંઈ પણ જાતના વિચાર, ઇચ્છા, વલણ કે ક્રિયા હોતી નથી, આવી રીતે બુદ્ધિ કેવળ અસેય રૂપ છે.

જો બુદ્ધિનું આવું કૂટસ્થ સ્વરૂપ સ્વીકારવામાં આવે, તો વિચારના એકીકરણ, અને વિસ્તારની જે ક્રિયા થાય છે, તે કોને લીધે છે તે શંકા ઉદ્ભવે છે; પણ હરબાર્ટ તો વિચારને જ ક્રિયાવાન્ માને છે. જે ક્રિયાશક્તિ બુદ્ધિની હતી તે શક્તિ વિચારને આરોપવાથી જ્ઞાનના વિસ્તારનું કામ સરળ થઈ જાય છે. હરબાર્ટના પુરોગામીઓ વિચારની જે ચેતનશક્તિ અમુક માનસિકશક્તિ બુદ્ધિને આરોપતા હતા તે વિચારની પોતાની છે એમ તે માને છે. વિચારની ક્રિયાશક્તિ વગર બુદ્ધિની પણ કંઇ શક્તિ સંભવતી નથી. આવી રીતે વિચારની કંઇ પણ અસર બુદ્ધિ ઉપર થતી ન હોય એમ હરબાર્ટનો વિચાર જણાય છે. પણ

ખરી રીતે તો વિચારની અસર તેના ઉપર થયા વગર રહેતી નથી; કારણકે જે વિચાર મનમાં એક વખત આવ્યો હોય છે, તેનાં સ્હામે તેને કંઈ પ્રતિક્રિયા કરવી પડે છે, જેથી જ્યારે તે વિચાર ફરીથી મનમાં ઉદ્‌ભવે છે, ત્યારે પ્રથમના કરતાં બુદ્ધિનું સ્વરૂપ જુદું જ હોય છે. વસ્તુસ્થિતિ આવી છે તો પણ બુદ્ધિને નિષ્ક્રિય માનવાથી તે વિચારના વિકાસમાં તેનું સ્થાન ઘણું જ ગૌણ ગણે છે. ભિન્ન ભિન્ન વિચારનો જે ઝઘડો આપણા મનમાં થાય છે, તેને માટે તે એક કેવળ ક્ષેત્ર હોય એમ તેને માનવામાં આવ્યું છે. ટુંકામાં વિચાર ચેતન હોવાથી અને બુદ્ધિ કે આત્માની ક્રિયા નહિ જેવી હોવાથી, તેનું કેવળ અસ્તિત્વ જ સ્વીકારવામાં આવ્યું છે. ખરી ક્રિયાશક્તિ બુદ્ધિમાં હોવાને બદલે વિચારમાં આરોપવામાં આવી છે.

આત્મા કે બુદ્ધિના સંબંધમાં હરબાર્ટની કલ્પના શી છે તે જોયા પછી, જ્ઞાનનો વિસ્તાર કેવી રીતે થાય છે તે જોઇએ. વિચારનું વાસ્તવિક પ્રભવસ્થાન બાહ્યજગતનો સંસર્ગ છે. બુદ્ધિની કૂટસ્થ સ્થિતિને લીધે ફક્ત મન બાહ્યસૃષ્ટિમાં બનતા બનાવ અને દેખાવના સંબંધમાં આવે છે. બાહ્યજગતમાંથી ઉદ્‌ભવતાં સ્ફુરણથી જે છાપ મન ઉપર પડે છે તેને લીધે પ્રત્યક્ષનું ભાન થાય છે, અને જ્યારે ભિન્ન ભિન્ન પ્રત્યક્ષ એકત્ર થાય છે ત્યારે જ પદાર્થનું જ્ઞાન થાય છે. આવી રીતના પ્રત્યક્ષ જ્ઞાનને વેદન ( perception ) કહે છે. 'ચોપડી' 'ઝાડ' 'ઘડો' વગેરે પદાર્થનું જે જ્ઞાન ઇન્દ્રિયદ્વારા થાય છે તેને ઇન્દ્રિયવિજ્ઞાન અથવા વેદન કહી શકાય છે. આવી રીતે જ્યારે અનેક વેદનના સામાન્ય ધર્મ નક્કી કરી એક ભાવાત્મક કલ્પના કરવામાં આવે છે, તેને સામાન્ય કે વિચાર કહેવામાં આવે છે; પણ સાધારણ રીતે કોઇ પણ પ્રકારના વૃત્તિ-જ્ઞાનને પણ વિચાર કહેવામાં આવે છે. આવા બહોળા અર્થમાં વિચાર શબ્દ આ નિબંધમાં વાપરવામાં આવ્યો છે. અને હરબાર્ટ પણ કોઇ પણ પ્રકારના વૃત્તિ-જ્ઞાનને વિચાર ( Idea ) કહે છે. તેના સિદ્ધાંત મુજબ વિચારમાં ચેતનશક્તિ હોવાથી તેઓ મનમાં અગ્રસ્થાન માટે એક બીજા સાથે હરિફાઇ કરે છે. આપણા ચિત્તમાં વિચારપ્રવાહ નિયમિત રીતે અહર્નિશ ચાલ્યા કરે છે, પણ તેમાંનો દરેક વિચાર સરખી રીતે આપણું ધ્યાન ખેંચી શકતો નથી. જે વિચારનું બળ વિશેષ હોય છે તે આગળ પડતો માલમ પડે છે. મનમાં વિચારની જે ક્રિયા થાય છે તે સમજવાને માટે અમુક સ્થૂલ કલ્પનાની જરૂર છે. જો બુદ્ધિને આપણે ઘુમટની કે મોજાની ઉપમા આપીએ, તો દરેક વિચારની અભિલાષા ઘુમટના કે મોજાના શિખર ઉપર પહોંચવાની હોય છે એમ જણાય છે. જે બાબતનો આપણે વિચાર કરતા હોઇએ છીએ, ત્યારે તે આપણા મનમાં આગળ પડતી કે મધ્યમાં હોય એમ માલમ પડે છે, તેથી જ્યારે વિચાર ઘુમટના શિખર ઉપર આવી શકે છે ત્યારે બુદ્ધિને તે ગ્રાહ્ય થાય છે, અને તેને તે તરફ વિચાર આકર્ષી શકે છે. પણ જો ઘુમટના શિખર ઉપર વિચારથી ના આવી શકાય, અને તેથી થોડે નીચે પણ તેને સ્થાન મળે છે, તો પણ તે તેને લાભકારક છે. જ્યારે વિચાર નીચે રહે છે ત્યારે તે શિથિલ અને અસ્પષ્ટ રહે છે. પણ વિચાર છેક નીચે હોય છે ત્યારે તે જાણે ચિત્તની મર્યાદા બહાર હોય એમ લાગે છે. ખરી રીતે તો વિચારના સતત કલહને લીધે તેમની

સ્થિતિમાં ઘણો ફેરફાર થાય છે. જે સંસ્કાર શરૂઆતમાં દૃઢ અને આબેહુબ હોય છે તે થોડા વખત પછી મંદ થઇ જવાથી અજ્ઞાત સ્થિતિએ પહોચે છે, અને જે વિચારની છાપ ઘણા વખત સુધી અસ્પષ્ટ અને મંદ થઇ ગઇ હોય છે તેનો કોઇવાર સ્પષ્ટ અને સચોટ ખ્યાલ આવે છે. અગમ્ય કારણને લીધે વિચારની ઉથલ પાથલ આવી રીતે થાય છે, પણ હરબાર્ટની પરિભાષામાં કહીએ તો તેનું કારણ ઘુમટનું શિખર જે વિચારને મળે છે તે આપણું ધ્યાન ખેંચી શકે છે, અને જે વિચાર ચિત્તની મર્યાદામાં છેક આધે હોય છે તે જાણે આપણે ભૂલી ગયા હોઇએ એમ લાગે છે. ચિત્તક્ષેત્રમાં આગળ આવવાને માટે વિચાર-સમૂહમાં જે ઝઘડો ચાલે છે, તેને લીધે તે ક્ષેત્રના બે વિભાગ પાડવામાં આવ્યા છેઃ એક જ્ઞાત અને બીજો અજ્ઞાત જે વિચાર અજ્ઞાત દેશમાં હોય છે તે ખરી રીતે જોતાં તદ્દન અજ્ઞાત કે અદૃશ્ય હોતા નથી, પણ અમુક પ્રસંગે અમુક સંજોગોને લીધે તેમનું બળ ઓછું થઇ જવાથી તેઓ નિર્જીવ હોય તેમ પડયા રહે છે, તો પણ તેમની અસર માનસિક જીવન ઉપર થાય છે. કેટલાક વિચાર સ્પષ્ટ અને આગળ પડતા શા કારણથી હોય છે તે હવે જોઇએ.

જ્યારે મનોભાવ અવિજ્ઞાત દશામાંથી, પહેલીવાર જ્ઞાત દશામાં આવે છે, ત્યારે તેની ઇચ્છા બુદ્ધિરૂપી ઘુમટના શિખર ઉપર જવાની હોય છે. તે વખતે તે બીજા વિચારની સાથે ઓળખાણ કરવા પ્રયત્ન કરે છે. જો બીજા વિચાર સાથે તેનો દૃઢ પરિચય હોય છે, તો જ તે થોડો વખત ત્યાં રહી શકે છે, નહિ તો તે નીચે પડી જાય છે. જ્યારે મનોભાવને મળતા બીજા તેવા મનોભાવ હોય છે, ત્યારે તે તેમની સાથે મિત્રાચારી બાંધી શકે છે, પણ ઘણી વખત ત્યાં તેના વિરોધીઓ હોવાથી તેને ત્યાંથી બહાર કાઢવાને સખત પ્રયત્ન થાય છે વિચારનો જે આવી રીતે ઝઘડો ચાલે છે, તેમાં જો તેનુ બળ વિશેષ હોય છે, અને તેના મળતીઆની સંખ્યા સારી હોય છે, તો તેને સારૂ સ્થાન મળે છે. ઘણી વખત જે વિચાર પહેલીવાર આગળ આવે છે તે થોડીક જ વાર ટકી શકે છે, કારણકે તેના મિત્રો થોડા હોય છે અને તેના દુશ્મનની સંખ્યા ઘણી વધારે હોય છે. આવી રીતે તેવા વિચાર ઘણા વખત સુધી અવિજ્ઞાત સ્થિતિમાં પડી રહે છે. અને તેને નિષ્ક્રિય વિચાર કહે છે; પણ જે વિચારનો સ્પષ્ટ ખ્યાલ ઝટ આવી શકે છે તેને ક્રિયાવાન્ કહેવામાં આવે છે.

પ્રાણી અને મનુષ્ય સૃષ્ટિમાં જે એક મહાન્ ભેદ માલમ પડે છે તે વ્યવસ્થિત અને સંબધ-પૂર્વક જ્ઞાનનો છે. પ્રાણીના મનમાં છૂટક છૂટક વિચાર ઉદ્ભવે છે, અને વધારેમાં વધારે ટેવને લીધે તેમના વિચારમાં સ્થળ-સંબંધ જોવામાં આવે છે. જેને કાર્યકારણ શોધવાની
...ક્તિ કહે છે તે તેમનામા નથી જ્યારે વિચારનું સાદૃશ્ય નિહાળવામાં આવે છે ત્યારે કાર્ય-
...નો નિયમ માલમ પડે છે, પણ આવી શક્તિને માટે જ્ઞાન ઘણું વ્યવસ્થિત હોવાની
છે. જંગલી માણસના વિચાર પ્રાણીના કરતાં વધારે સંબંધપૂર્વક હોય છે અને તેના
શા... રેલા માણસનું જ્ઞાન વધારે વ્યવસ્થિત હોય છે. વિચારની ક્રિયાને બીજા શબ્દોમાં
છે. ... તેમનો અરસપરસ સંબંધ જોડવો તે છે. આવી રીતે આપણું જ્ઞાન વ્યવસ્થિતિ
રની કંઇ ... દા જુદા વિચારસમૂહનો સંબંધ જોડવામાં આવે તો તે બાબતનું જ્ઞાન

વધારે દૃઢ થાય છે, અને તેથી તે જલદીથી યાદ આવી શકે છે. આગળ ઉપર વિચારની જે ક્રિયા નિરૂપણ કરવામાં આવી છે, તેમાં તે જે બીજા વિચારનું પિછાન કરે છે તે તેની સાથે સબંધ જોડવાની ઇચ્છાથી પ્રયત્ન કરે છે. જ્યારે અમુક વિચાર મનમાં પહેલીવાર ઉદ્ભવે છે ત્યારે તે તેના જેવા બીજા વિચારની સાથે મિત્રાચારી કરે છે, અને જ્યારે ફરીથી આગળ આવવાની ઇચ્છા કરે છે ત્યારે તે તેના મિત્રો સાથે આગળ વધે છે. ગાઢ પરિચયવાળા વિચાર તે તેનો સંગ મુશ્કેલીમાં પણ છોડી દેતા નથી. આવી રીતે મળતા વિચારની એક્તાને વિચાર સમૂહ કે સંવેદન (appoeeptive mass) કહેવામાં આવે છે.

## (૩) સંવેદન (apperception)

આત્મા કે બુદ્ધિના સ્વરૂપ અને વિચારની ક્રિયા વિષે હરબાર્ટનો શો સિદ્ધાંત છે તે જોયા પછી, આપણા મનમાં ભિન્ન ભિન્ન વિચારસમૂહ કેવી રીતે ઉત્પન્ન થાય છે તે જોઇએ. વિચારના ત્રણ પ્રકાર ગણવામા આવે છે. (૧) સજાતીય (૨) વિજાતીય અને (૩) વિરૂદ્ધ. જે વિચારના ગુણ એક બીજાને મળતા આવે છે તેને સજાતીય કહે છે ખાંડનો અને ગોળનો સ્વાદ સજાતીય છે, પણ ગળપણ અને તીખાશનો ગુણ વિજાતીય છે. તેમ છતાં બન્ને ગુણ સ્વાદની સામાન્ય કોટિમાં આવી શકે છે, તેથી તેમને સજાતીય અને વિજાતીય એવી સંજ્ઞા આપી છે. પણ ગળપણ અને ચોરસ એ વિચાર વચ્ચે કંઈ સામ્ય નહિ હોવાથી, તેઓને વિરૂદ્ધ ધર્મ કહેવામાં આવે છે. જ્યારે જુદા જુદા વિચાર બુદ્ધિની સમક્ષ એક બીજા ઉપર પ્રતિક્રિયા કરે છે, ત્યારે તેમના સમૂહ તેમના સંબંધને લીધે બંધાય છે. સજાતીય વિચારનો આવો સમૂહ બંધાય છે ત્યારે મનમાંથી તેમને ખસેડવાનું ઘણું મુશ્કેલ થઇ પડે છે. ખાંડ, ગોળ, મધ વગેરે સ્વાદિષ્ટ વસ્તુનો જે એકત્ર અનુભવ થાય છે, તે 'ગળપણ' નો સજાતીય વિચાર; પણ વિરૂદ્ધ વિચારની આવી રીતે એકતા હોતી નથી. સજાતીય વિચારસમૂહમાં અન્ય વિચાર સમાઈ જાય છે, પણ વિરૂદ્ધ વિચારનું ઐક્ય સંકીર્ણ હોય છે, કારણકે ગળી વસ્તુનો વારંવાર અનુભવ થવાથી તેનો વિચાર વધારે દૃઢ થાય છે અને એકસરખો જ અનુભવે હોય છે, પણ વિરૂદ્ધ વિચારના સમૂહમા જુદા જુદા વિચાર, એક બીજા સાથે અનુભવવામાં આવ્યાથી, તેઓ સાથે સાથે ગોઠવાઈ જાય છે. નારંગી જોતાની સાથે તેનો રંગ, આકાર, સ્વાદ વગેરે ગુણ યાદ આવે છે. તેના જુદા જુદા વિચારનો જે એકત્ર અનુભવ થાય છે તેને 'નારંગી' કહેવામાં આવે છે અને તે સંકીર્ણ વિચારનો સમૂહ છે.

વિજાતીય વિચારની ક્રિયાથી મનમાં જે અસર થાય છે તે કંઈ જુદા જ પ્રકારની છે. તેમનો એક બીજા સાથે સંયોગ થતો નથી, પણ તેમના ... ધર્મને લીધે તેઓ એક બીજા સાથે કલહ કરે છે. જ્યારે ખટાશનો અનુભવ થાય છે ત્યારે ગળપણનો વિચાર દબાઈ જાય છે, પણ બન્ને વિચાર એક વખત અનુભવવામાં આવતા નથી. જ્ઞાનની મર્યાદામાંથી એક બીજાને ખસેડીને અગ્ર સ્થાન મેળવવા તેઓ પ્રયત્ન કરે છે; અને જે વિચાર વિશેષ સ્પષ્ટ અને બલવાન હોય છે તે બુદ્ધિ સમક્ષ આવી શકે છે, ત્યારે અન્ય વિચાર દબાઇ

જાય છે. આવી રીતે વિચારની ક્રિયા અને પ્રતિક્રિયાને લીધે તેમના સમૂહ મનમાં બંધાય છે. બુદ્ધિનો વિકાસ જુના વિચારસમૂહનો વિસ્તાર કરવાથી અને નવીન વિચારસમૂહ સંપાદન કરવાથી થાય છે. જ્યારે સરખા વિચાર અનુભવવામાં આવે છે, ત્યારે તેઓ વધારે દૃઢ થાય છે, પણ તેમાં જે ભેદ હોય છે તેને લીધે તે વિચારનું સ્વરૂપ વિશેષ એકીણું થાય છે; અને તેને લીધે જ્ઞાનમાં વૃદ્ધિ થાય છે. અનેકતામાં એકતા જે તત્ત્વજ્ઞનનો સિદ્ધાંત છે તે જ્ઞાનના વિકાસમાં પણ સારી રીતે લાગુ પડે છે. જે બાબત તદ્દન નવી હોય છે, તેની અસર થતી નથી; કારણકે જૂના વિચાર સાથે તેનુ કંઈ પણ સાદૃશ્ય નહિ હોવાથી, તે અગ્રાહ્ય થઈ પડે છે. તેમ જ જે બાબત સારી પેઠે જાણીતી હોય છે તેની અસર પણ મન ઉપર થતી નથી; કારણકે ગાઢ પરિચયને લીધે કંઈ પણ નવીનતા જોવામાં આવતી નથી. તેથી કેવળ ભેદ તેમ જ કેવળ અભેદ એ જ્ઞાનના વિકાસમાં હાનિકર્તા છે; પણ **ભેદમાં અભેદ**ના સૂત્રને અનુસરવાથી જ બાળકથી માંડીને મહાન્ પંડિત સુધી તેઓ તેમના જ્ઞાનની વૃદ્ધિ કરે છે. હરબાર્ટના સિદ્ધાંત મુજબ જ્ઞાનનું કુંડાળું આવી રીતે વધારવું એ શિક્ષણનો હેતુ છે. શિક્ષણશાસ્ત્રમાં જે ધોરી નિયમ જાણીતા ઉપરથી અજાણ્યા ઉપર જવાનો છે તે પણ આ જ નિયમ છે

બાળકને જ્યારે કોઈ નવીન વસ્તુનો અનુભવ થાય છે, ત્યારે તે જાણવાની તેને ઇચ્છા થાય છે. જે જે વસ્તુનો પહેલાં તેને અનુભવ થયો હોય છે તેની મદદથી તેનો અર્થ તે કરે છે. જો તે વસ્તુ તદ્દન નવી હોય તો તે ગભરાય છે; કારણકે તેનું પ્રત્યક્ષ જ્ઞાન કેવી રીતે વ્યવસ્થિત કરવું તે તેને સુઝતું નથી. પણ જો તેમાં કંઈ પણ મળતાપણું તે જુવે છે, તો તરત જ તેને તેનું નામ આપે છે. જ્યારે બાળક પહેલીવાર 'બાઇસીકલ' જુવે છે ત્યારે જો તેના જોવામાં કોઇ એક પૈડું આવ્યુ હોય છે, તો તે તરત કંઇ સમજી શકે છે, પણ તે વસ્તુ તદ્દન નવીન હોય છે તો તે અસ્પષ્ટ લાગવાથી તેનું ધ્યાન ખેંચી શકાતુ નથી. આવી રીતે આપણે નવીન અનુભવને જૂના સાથે જોડી જ્ઞાનમાં વૃદ્ધિ કરીએ છીએ. 'બાઇસીકલ' અને પૈડાના અનુભવમાં જે કંઇ સરખાપણું હોય છે, તે બાળક ગ્રહણ કરે છે પણ જો તેમાં વિશેષ ભેદ વિરોધ જોવામાં આવે છે, તો તેના વિચારનો સંયોગ અપૂર્ણ રહેવાથી માનસિક ક્રિયા ત્યાં અટકી જાય છે. જ્યારે વિચારની એકતા (Law of Mental Harmony)ની ક્રિયા આવી રીતે અટકે છે, ત્યારે જિજ્ઞાસા ઇંતેજારી કુતૂહલતા જેવો ભાવ ઉત્પન્ન થાય છે, અને તેનો અનુભવ આપણને દરેક પ્રસંગે થાય છે એક ગામડીઓ પહેલીવાર 'કંગારૂ' પ્રાણી જુવે છે, તો તેને તે એક જાતનું શિયાળ કે તે એક કુતરા જેવું ગણશે, પણ જ્યારે તે તેને નિહાળી જોશે, ત્યારે તેનામાં જે ભેદ છે તેથી તેનુ મન તેને વ્યવસ્થિત કરીને જાણવાને ઉશ્કેરાશે; અને ત્યાર પછી તેનામાં જે વિશેષ નવીનતા જોશે તેને લીધે તેને એક જુદા પ્રકારનું પ્રાણી ગણશે.

મનુષ્યજ્ઞાન સંબંધપૂર્વક હોય છે એ બાબત વિષે આગળ કંઇક કહેવામાં આવ્યું છે,

પણ તે સંબંધ કેવી રીતનો છે તે વિષે માનસશાસ્ત્રીઓએ કેટલાક નિયમ બાંધ્યા છે. તેમાં સ્થળ સાદશ્ય અને કાર્યકારણનો સંબંધ મુખ્ય છે. અથવા તેને સાહચર્યના નિયમ ( Law of Association ) કહે છે. અમુક મનોભાવ બીજા તેવા મનોવ્યાપાર સાથે અનુભવવામાં આવે છે, ત્યારે તેમનો સંબંધ યોજાય છે, અને એક મનોભાવ યાદ આવવાથી બીજો એની મેળે યાદ આવે છે. નાના બાળકને શિક્ષકના ધાકથી નિશાળમાં આવવું કંટાળા ભરેલું લાગે છે. જ્યારે તે શાળાનું મકાન જુવે છે, કે શિક્ષકનો ત્રાસ તેના મગજમા યાદ આવે છે. તેવી રીતે અગ્નિનો વિચાર આવતાં તાપ, શિયાળાનો ખ્યાલ આવતાં ટાઢ વગેરે વિચારો એની મેળે યાદ આવે છે. આવી રીતે જુદા જુદા મનોભાવની સંકલના સાહચર્યના નિયમને અનુસરી થાય છે, અને તેને લીધે યાદશક્તિની ક્રિયા ચાલે છે. અમુક મનોભાવનો સંબંધ જેમ અન્ય વિશેષ મનોભાવ સાથે જોડાયો હોય છે, તેમ તે મનોભાવ ઝટ યાદ આવી શકે છે. આવી રીતના જ્ઞાનના વિસ્તારમાં હરબાર્ટના અનુયાયીઓ એક બાબત એ ઉમેરે છે કે અમુક બનાવ કે દેખાવની અસર ભિન્ન ભિન્ન વ્યક્તિ ઉપર જુદી જુદી રીતે થાય છે, તેનો ખુલાસો સાહચર્યના નિયમથી થતો નથી. 'દરિયો' શબ્દ બોલવાથી, ખલાસી, પ્રવાસી, વેપારી, અને વિદ્યાર્થીના મનમાં જુદા જુદા ખ્યાલ ઉદ્‌ભવશે. વિદ્યાર્થીને મન દરિયો એ એક પાણીનો મોટો ભાગ છે, વેપારીના મનમાં તે એક માલ લઈ જવાનો માર્ગ છે એવો ખ્યાલ આવશે; તેમ જ પ્રવાસીના મનમાં તેની કુદરતી રચના જોઇ અન્ય અલૌકિક બાબતનો વિચાર આવશે, અને ખલાસીના વિચાર તેની મુસાફરીમાં પડતા સુખ દુઃખ વગેરે બાબતના હોય છે. કવિની દૃષ્ટિએ તેનો કંઇક જુદો જ ખ્યાલ તેના મગજમાં આવશે. તેવી રીતે તત્વજ્ઞાની અને વિજ્ઞાનવેત્તાના મનમાં પણ જુદા જ પ્રકારનો વિચાર આવશે. 'દરિયો' એવા એક શબ્દથી જુદી જુદી વ્યક્તિમાં શા કારણથી જુદા જુદા વિચાર આવે છે તેનું કારણ હરબાર્ટના સિદ્ધાંતથી સારી રીતે થઈ શકે છે. આપણા મનમાં વિચારની વ્યવસ્થા જુદી જુદી રીતે થાય છે તે વિષે આગળ કહેવામાં આવ્યું છે. તેમ જ વ્યક્તિઓના અનુભવના સંજોગો જુદા જુદા હોય છે, તેથી તેમના વિચારસમૂહના સ્વરૂપ પણ જુદા જુદા હોય છે. જ્યારે અમુક નવીન મનોભાવ અનુભવાય છે, ત્યારે તે વખતે મનમાં જે વિચાર જાગ્રત હોય છે તે, તેની સ્હામે પ્રતિક્રિયા કરે છે, અને તેને લીધે નવીન વિચાર અને જુના જ્ઞાનમાં ફેરફાર થાય છે; આવી માનસિક ક્રિયાને સંવેદન કહે છે. વેદન એટલે અમુક વસ્તુનું જે એકત્રિત જ્ઞાન થાય છે તે; પણ જ્યારે તેનો સંબંધ અગાઉના જ્ઞાન સાથે જોડવામાં આવે છે, ત્યારે તે નવીન મનોભાવ સંવેદન કહેવાય છે; કારણ કે તે ત્યારે સારી પેઠે જાણવામાં આવે છે. વિચારની અરસપરસ ક્રિયાથી જ્ઞાનનું સમગ્ર સ્વરૂપ બદલાય છે. કેટલીક વખત 'જીંદગીમાં એવો અસાધારણ અનુભવ થાય છે કે તેથી તેનું સમગ્ર જીવન તેથી બદલાઈ જાય છે, કારણ કે અમુક વિચારની ક્રિયાથી બધા રતિજ્ઞાનના સ્વરૂપમાં ફેર પડે છે, અને તે વિચારના પ્રાધાન્યને લીધે તેનો રંગ બીજા બધા મનોભાવને બેસે છે. ધાર્મિક પરિભાષામાં આને Conversion કહે છે. સંવેદન એટલે વ્યવસ્થિત વિચારનો સમૂહ એવો એનો અર્થ નીકળે છે. આવી રીતના વિચારસમૂહ દરેક વ્યક્તિમાં જુદી જુદી જાતનાં

હોય છે, જેને અંગત દષ્ટિ ('personal equation) કહે છે તે આ જ સંવેદનસમૂહ છે; કારણ કે તે માણસના વિચાર, તેની ટેવ, લાગણી અને ચારિત્ર અમુક પ્રકારનું હોય છે એટલે નવીન બનાવ કે હકીકતનું સ્વરૂપ તેના અંગત દષ્ટિકોણથી થાય છે. આ કારણને લીધે વ્યક્તિ વ્યક્તિના અભિપ્રાયમાં ફેર પડે છે, અને તેને લીધે જ વાદવિવાદમાં અસહિષ્ણુતા બતાવવામાં આવે છે. એકનું કહેવું બીજો માણસ જલદી સમજી શકતો નથી, અને તે પોતાની જ વાત કર્યા જાય છે, અને થોડા વખત પછી તે અન્ય માણસનું કહેવું ગ્રહણ કરી શકે છે. રાજ્યનીતિજ્ઞ માણસને ખેડૂતના અનુભવનો ખ્યાલ આવતો નથી, તેવી રીતે ધાર્મિક માણસને સંસારીની સ્થિતિનો ખ્યાલ આવી શકતો નથી, અને વૃદ્ધ માણસ જુવાનની અભિલાષા સમજી શકતો નથી. આવી રીતે ધંધાને અંગે અમુક પ્રકારનું જે માનસિક વલણ બંધાઈ જાય છે તેનું કારણ વિચારસમૂહનું સ્વરૂપ છે; કારણ કે દરેક વ્યક્તિમા નવીન વિચારના એકીકરણ વખતે તેના મનમાં જે વિચારસમૂહ જાગ્રત હોય છે તેની ક્રિયા તેના ઉપર થાય છે, અને વ્યક્તિ વ્યક્તિના વિચારસમૂહ ભિન્ન ભિન્ન હોય છે, તેથી અમુક બનાવનું નિરૂપણ જુદી જુદી રીતે થાય એ નક્કી છે. મનમાં જે વિચારનું પ્રાધાન્ય હોય તેની જ મદદથી નવીન હકીકત સમજવામાં આવે છે, તેથી જ એક બાબત વિષે જુદા જુદા અભિપ્રાય દર્શાવવામાં આવે છે.

શાળાની અંદર શિક્ષક જ્યારે અમુક બાબત સમજાવે છે ત્યારે તેનો અર્થ વિદ્યાર્થીઓ જુદી જુદી રીતે સમજે છે, કારણ કે તેમની માનસિક સ્થિતિ જુદી હોવાથી તેની પ્રતિક્રિયા પણ જુદી જ રીતે થાય છે. શિક્ષક પણ ઘણી વખત વિદ્યાર્થીનું દષ્ટિબિંદુ ગ્રહણ કરી શકતો નથી તેનું પણ એ જ કારણ છે. ગ્રીક ફીલસુફ પ્રેટેગોરાસનું સૂત્ર એ છે કે 'મનુષ્ય એ પદાર્થ કે વસ્તુનું માપ છે,' પણ તેનો અર્થ 'જ્ઞાન કેવળ સાપેક્ષ છે' એમ લેવાનો નથી. દરેક વ્યક્તિનું અંગત દષ્ટિબિંદુ હોય છે તેનું કંઇક સમર્થન એ સિદ્ધાંતથી થાય છે. તેવી જ રીતે સાપેક્ષ જ્ઞાનનો જે સિદ્ધાંત છે તે પણ આવી રીતે લાગુ પાડી શકાય છે. જો જ્ઞાન કેવળ સાપેક્ષ હોય તો તેમાં સામાન્ય ભાવના અભાવને લીધે કંઇ પણ વાતચીત કે વ્યવહાર થઇ શકે નહિ. ખરી રીતે જોઇએ તો કેવળ સાપેક્ષતા એ તદ્દન મૌન સૂચવે છે, પણ ઉપર જણાવ્યું છે તેમ તેનો અર્થ લેવામાં આવે તો જ અંગત દષ્ટિનો ખુલાસો થઈ શકે છે.

(અપૂર્ણ.)

મૂળજીભાઇ હીરાલાલ ચોકસી.

# સ્થાનિક સ્વરાજ્યના વિકાસને લગતો હિન્દુસ્થાનની સરકારનો તા. ૧૬-૫-૧૯૧૮ નો ઠરાવ અને તત્સબંધી મીમાંસા.

વર્તમાન સમયમાં જ્યારે "હોમરૂલ" અથવા "પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર" ની માગણી સર્વ દિશામાંથી થવા માંડી છે. અને જ્યારે તેના પ્રવાહના સીધા બલમાં અથવા વમળના વક્ર બળમાંથી દેશી રાજ્યતંત્રો પણ છટકવા પામ્યાં નથી, ત્યારે તે ભાવનાઓની સિદ્ધિ આપણાં ગામડાં અને નગરમાં કેવા રૂપમાં સામ્રાજ્યના નેતાઓ તરફથી આલેખવામાં આવે છે તે જાણવાની અગત્ય પ્રત્યેક નાગરિકને છે. ગયા સપ્ટેંબર માસમાં નામદાર વાઈસરોય તરફથી આપણા દેશના રાજ્યતંત્રના વિકાસનાં ત્રણ સૂત્રો દર્શાવવામાં આવ્યાં હતાં:—

(૧) સ્થાનિક સ્વરાજ્યના ધોરણની સુધારણા.

(૨) રાજ્યતંત્રને ચલાવનાર અધિકારી વર્ગમાં દેશીઓને અધિક સ્થાન આપવું.

(૩) રાજ્યતંત્રના બંધારણમાં પ્રજામતને લક્ષમાં લઈ સુધારા કરવા.

આ ત્રણ સૂત્રો પૈકી પ્રથમનું સૂત્ર જે હિંદુસ્થાનની સરકારના પોતાના અધિકારમાં છે તે સૂત્રને અવલંબી સામ્રાજ્યના નેતાઓએ સ્થાનિક સ્વરાજ્ય મંડળોએ કેવું રૂપક ભજવવું છે તેની ભૂમિકા તા. ૧૬-૫-૧૯૧૮ ના એક અત્યંત વિસ્તાર વાળા ઠરાવમાં પ્રકટ કરી છે. "હોમરૂલ" ના હિમાયતીઓને અથવા પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર "ના હિમાયતીઓને આ "સ્થાનિક સ્વરાજ્યના વિકાસના ઠરાવ" કેટલે અંશે સંતોષ આપશે તે સમજવું કઠિન નથી. ઉભય પક્ષના લોકનેતા આ ઠરાવથી સર્વાંશ સંતોષ પામે એવો સંભવ જ નથી. તોપણ જે નાગરિકો કોઇપણ પક્ષના આવેશમાં તણાયા નથી, અને તટસ્થપણે સામ્રાજ્યના નેતા તરફથી આપવા ધારેલા લાભનો વિચાર કરે છે તેમણે આ ઠરાવની મીમાંસા કરવાની અગત્ય છે. જ્યાં સુધી "સ્થાનિક સ્વરાજ્યની બીજી દિશા લોકનેતાના પ્રભાવથી-મળે નહિ ત્યાં સુધી આ નિર્માણ થયેલી દિશાના લાભને જોવો જ નહિ તે કોઇ રીતે યોગ્ય ગણાય તેમ નથી. ત્યારે આ ઠરાવના પ્રતિપાદ્ય વિષયોની સમાલોચના કરીએ:—

(૧) સ્થાનિક સ્વરાજ્ય—અહોળા સામ્રાજ્યના તંત્ર ચલાવવાની લાયકાત આપનારી શિક્ષણ ભૂમિકા છે.

"બ્રીટીશ સામ્રાજ્યની હિંદુસ્થાનને લગતી રાજ્યતંત્રની પદ્ધતિ તે દેશને સામ્રાજ્યના અંગભૂત રાખી તેની આંતર વ્યવસ્થામાં સ્વરાજ્ય આપવાની છે, અને તે સ્વરાજ્ય જવાબદારીના ભાન વાળું ક્રમે ક્રમે સિદ્ધ કરવાનું છે—એ પ્રકારનું લક્ષ્ય તા. ૨૦-૮-૧૯૧૭

કાયદામા નિમનોક કરવાની સત્તાનું છે, ચુટણીનો સર્વાંશ હક આપવા બાબતમા નથી જ્યારે આખુ બોર્ડ જ ચુટણી પામેલા મેંબરોથી નિર્માણ થઈ શકે તેવી કાયદામા છુટ લગભગ ત્રીસ ચોત્રીસ વરસથી સરકારને મળેલી છે છતા આટલા વર્ષના અનુભવ પછી પણ એક પણ મંડળ સર્વાંશ ચુટણી ઉપર ઘડી શકાય નહિ, અને એક ચતુર્થાંશ મેંબરો તો સરકારની નિમનોકીના જોઇએ જ—એના નિયમવિધિમા દાનનું ઔદાર્ય દાન કરતા એ જણાવ્યુ નથી. કાયદાથી પ્રાપ્ત થયેલી સત્તા વડે પણ મુક્તહસ્તે દાન કરવાનો ચોત્રીસ વરસે પણ સરકારને પ્રસંગ ન આવે તો દાતો દાન કરનારમા ઔદાર્યની ખામી ગણવી કે કોઇપણ પ્રતિગ્રહ કરનાર લાયક મંડળ નથી એમ સમજવુ! 'બળતું ઘર કૃષ્ણાપર્ણ'' કરતા કરતા સોપસ્કર ગૃહદાન કરવામા વધારે મહત્તા હતી

બીજુ વસ્તીના કેટલાક પાછળ રહેલા વર્ગો સરકારની "મહેરબાની" ઉપર આધાર રાખવાનું શિખવવા કરતા તેમની વસ્તીની સંખ્યાના પ્રમાણમા અમુક સંખ્યાના મેંબરો ચુટણીવાળા પ્રજાસત્તદ્વારા આવે તેમા તેના વર્ગને સ્થાનિક સ્વરાજ્યનું સારૂ શિક્ષણ આપી શકાય તેમ છે આશ્ચર્ય તો એ છે કે આ પ્રકારનું ચુટણીનુ ધોરણ કેટલાક નગરોમા વિદ્યમાન છે, છતા આ સંકોચવાળી શ્રેણીની બનાવટ થાય છે

ત્રીજુ સરકારના વહીવટી અનુભવીઓને સલાહકારક મેંબર તરીકે રાખવાની સૂચના આપત રમણીય લાગે છે, પણ વહીવટી અનુભવીઓના ગુણ સાથે તેમના અનુભવ મેળવવાની પદ્ધતિના દોષને લઈ (સર્વ અનુભવીઓ આ દોષવાળા હોય છે એ કહેવાનો આશય નથી—પદ્ધતિની ખામી છે વ્યક્તિની નહિ) એવું ઘણી વાર બને છે કે સલાહકારક અમલદાર તે તે ખાતાના લાભને પ્રધાનપણું આપે છે, અને નાણાની તંગીને લીધે, અથવા બીજી દિશાના કામોની વિશેષ ઉપયોગિતાને લઈ સ્થાનિક મંડળ તે સલાહને અમલમા મૂકવા લાયક ન ગણે તો તે અમલદાર મંડળના કામમા હોસથી ભાગ લેતા બધ થાય છે, અને બહારથી તે મંડળના હિતમા વિઘ્ન કરતા નહિ તોપણ તટસ્થ થતા જાય છે આવા સલાહકારક અમલદારને મંડળમા બોલાવવાના હક હાલના કાયદાથી મ્યુનીસીપાલીટી તથા લોકલબોર્ડને પ્રાપ્ત જ છે, એટલું જ નહિ પણ સ્વત હાજર રહેવાના તે અમલદારોને હક છે, તથા મ્યુનીસીપાલેટી તથા લોકલબોર્ડનું નિમત્રણ થાય તો તેમને હાજર રહેવુ જોઇએ એવુ વિધાન છે છતા કેટલા એક્ઝીક્યુટીવ એન્જીનીઅરો, એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરો અને સીવીલ સર્જનો ઉત્સાહપૂર્વક બોર્ડોના કામમા ભાગ લેતા જણાયા છે? વિદ્યમાન કાયદામા કેળવણી ખાતાના, આરોગ્ય ખાતાના, અને પબ્લીકવર્કસ ખાતાના ઉપરીઓને તો સલાહકારક મેંબર તરીકે આવવાની છૂટ છે માત્ર રેવન્યુ ખાતાના અમલદારને લાવવાના શેષ રહે છે આ અમલદારોને કેવળ સલાહકારક મેંબર કરતા જવાબદાર મત આપનાર મેંબર તરીકે રાખવા વધારે ઉપયોગના છે, અથવા તો તે મેંબર તરીકે સમજાયા ન જોઇએ લોકમત એવો પ્રચલિત છે કે તેઓના મેંબર થવાથી બીજા મેંબરો સ્વતિસ્વાતંત્ર્ય દર્શાવવામા પાછા પડે છે, કેમકે તેમના હાથમા બહારની લાભહાનિની સત્તા ઘણી હોય છે આ

મંતવ્યમાં ન્યૂનાધિક અંશે કંઇ વિચારવા જેવું છે. પણ તકરારની ખાતર કદાચ તે વિચારને બાજુ ઉપર મૂકીએ, અને મેંબરો સભ્યશક્તિવાળા ન હોય એમ માની લઇએ તોપણ પ્રાંત ઓફિસરના હાથમાં પ્રાંતના કલેક્ટર તરીકેનો અધિકાર મ્યુનીસીપલ અથવા લોકલબોર્ડ એક્ટ પ્રમાણે રાખવો, અને તે અમલદારને સલાહકારક સભાસદ રાખવો એમાં કફોડી સ્થિતિ ઉત્પન્ન થવાનો અવકાશ છે એ રાજ્યનીતિજ્ઞની દૃષ્ટિ બહાર જાય તેમ નથી. હાલના પ્રાંત ઓફિસરો જ્યારે મત આપનાર સભાસદ હોય છે ત્યારે, મંડળના મેંબર તરીકે ભિન્ન મત ધરાવતા હોય તો કાયદેસર પોતાના બુદ્ધિપ્રભાવથી અથવા બીજા મેંબરોને પોતાના મતને અનુકૂલ કરી લેવાની કલાથી અમુક નિર્ણય બદલાવવાનો હક તથા જવાબદારી સીધી રીતે ભોગવે છે—છતાં બહારના એક વ્યક્તિગત અંકુશની છાપ બહુ મતવાળા મંડલના નિર્ણય ઉપર આડકતરી રીતે મુકવા ચૂકતા નથી, ત્યારે કેવળ સલાહકારક મેંબર હોય અને મત આપનાર ન હોવાથી જવાબદારી ન હોય ત્યારે પોતાના વ્યક્તિગત અભિપ્રાયને વશ વર્તી બહારના અંકુશનો કેટલો ઉપયોગ કરે તે સહજ વિચારવાનને સમજાય તેમ છે

ચોથુ સૂત્ર અમલમા મૂકવા જેવુ છે, પણ આ જમાનો તટસ્થ અનુભવીઓનો નથી પણ જનહિત કરવાના ઉત્સાહવાળાનો છે. પોતાના અનુભવનો લાભ મંડળને આપવો હોય અને તે અનુભવના ખરાપણાની ખાત્રી કરાવવાનું આતર બલ હોય તો પ્રજા તેવા અનુભવીને ચુંટણીમાં પસંદ ન કરે તેમ નથી. ચુંટણીમાં હાર થવામાં નાનમ નથી એવું સમજવાની જરૂર છે. "તમારે ગરજ હોય તો અમારા અનુભવની કીમત કરી અમને તેડાવો" એ ભાવના સાચા જનતાના હિતેચ્છુની હોવી ન ઘટે...બજારમાં પોતાના અનુભવને કસોટીમાં મૂકવો પડે. ઓનરરી માજીસ્ટ્રેટ થવા કરતાં પોતાના અનુભવનો લાભ મ્યુનીસીપાલીટીના મંડળને સભાસદ તરીકે કેમ ન આપવો ? પહેલો અધિકાર મેળવવામાં ડીસ્ટ્રીક્ટનાં વરિષ્ઠ અધિકારી આગળ માગણી કરી દીનત્વ દર્શાવવુ તેના કરતાં પ્રજામત આગળ પોતાના વહીવટી અનુભવને કીમતમાં મૂકવો, અને પરખાય તો મેંબર થઇ જનહિતમાં તેને વાપરવો તેમાં અધિક પ્રતિષ્ઠા છે—દીનત્વ નથી—આ ભાવના પણ આપણા વૃદ્ધ અનુભવી સરકારી નોકરોએ નિવૃત્ત થયા પછી આચારમાં પ્રકટ કરવી જોઇએ.

સ્થાનિક મંડળોના અધ્યક્ષ સંબંધમાં નામદાર સરકાર એવું ઠરાવે છે કે અમલદાર ન હોય તેવા મેંબર મ્યુનીસીપાલીટીના અધ્યક્ષ તરીકે ચુંટાયેલા હોવા જોઇએ; સરકારી અમલદારને અધ્યક્ષની જગ્યાના ઉમેદવાર તરીકે ઉભા રહેવાની મનાઇ કરવી; અને જો મંડળ સરકારી અમલદારને ચુંટવા માગતું હોય તો તે ચુંટણી સરકારી નોકર ન હોય તેવા મેંબરોના બહુ મતથી થવી જોઇએ અને તેમાં સરકારની સંમતિ જોઇએ."

બીજા ઇલાકાના વહીવટનો નિર્દેશ કરી ઠરાવમાં એમ જણાવવામા આવ્યું છે કે મુંબઇ ઇલાકામાં અધ્યક્ષની ચુંટણીનું ધોરણ વિશેષ અમલમાં મૂકાયેલું છે. પણ આ પ્રતિપાદનમાં ભૂલ સમાયેલી છે. સને ૧૯૧૫ ની આખર સુધી ૧૫૭ મ્યુનીસીપાલીટીઓ પૈકી

પરંતુ તે ઉપરાંત ગ્રામો અને તેનાં વ્યૂહો જનપદનાં ઘણાં સચેતન ઉપયોગી અંગો છે. તે અંગોમાં અંતર્ગત સ્વાતંત્ર્ય અને ચેતન હજુ નિષ્ટત્ત થયું નથી, અને તેને સતેજ કરવાની ડીસેન્ટ્રલાઇઝેશન કમીશનની ભલામણો થોડા સુધારા વધારા સાથે હિંદુસ્થાનની સરકાર કબૂલ રાખે છે. તે ભલામણોનું સ્વરૂપ નીચે મુજબ છેઃ—

(૧) ગ્રામ્ય પંચાયતનો પ્રયોગ કેટલાંક ગ્રામો જેમાં લોકો ઘણે ભાગે મળતા વિચારના હોય ત્યાં દાખલ કરવો. હિંદુસ્થાનની સરકાર વિશેષ ભલામણ એવી કરે છે કે બને ત્યાં સુધી એક જ ગ્રામને અર્થે પંચાયત ઘડવી; માત્ર જ્યાં બે ત્રણ ગ્રામોની રચના એવી હોય કે તે એક ગણી શકાય ત્યાં વ્યૂહને અર્થે પંચાયત આપવી.

(૨) પંચાયતનો કાયદો ફરજીઆત ન કરતાં ઐચ્છિક રાખવો, એટલે જ્યાં લાગુ પાડવો હોય ત્યાં લાગુ પાડી શકાય તેવો ઘડવો. પંચાયતના અધિકાર અને કર્તવ્યો સઘળાં ગ્રામો માટે એક જ પ્રકારનાં હોવાં જોઇએ એવો આગ્રહ ન રાખવો.

(૩) જે જનપદમાં ન્યાય અને કારોબારી સત્તા આપવાનું યોગ્ય લાગે તેમાં તે બંને કામ પંચાયત કરી શકે તેવી યોજના રાખવી.

(૪) જ્યાં ગ્રામના આરોગ્યની કમીટી હોય અથવા શાળાકમીટી હોય ત્યાં પંચાયતમાં તે કમીટીઓ સમાવી દેવી.

(૫) ન્યાયના કામોમાં પંચાયતની સત્તા લોકોની સ્વેચ્છા ઉપર રાખવી, પરંતુ વિવાદમાં પડેલા માણસો પંચાયત પાસે ન્યાય કરાવવા આવે એટલા સારૂ સગવડો કરી આપવી ઉદાહરણ તરીકે કોર્ટ ફી ઓછી રાખવી; કામ ચલાવવાની રીત સરલ રાખવી; અને હુકમનામાંની બજાવણી સત્વર થાય તેવી યોજના રાખવી

(૬) સ્વેચ્છાથી કર નાંખવાની સત્તા પંચાયતને સોંપવી. પરંતુ તેના ઉપર સ્થાનિક સરકારે દેખરેખ રાખવી. વળી કર નાંખવાના કડવા સંજોગોને લીધે પંચાયતનો વિકાસ થતો અટકતો હોય તો કરની યોજનામાંથી પંચાયતને મોકળી રાખવી.

હિંદુસ્થાનની સરકારે સાતમી ભલામણ કમીશનની સ્વીકારી નથી તે ભલામણ એવી હતી કે ડીસ્ટ્રીક્ટ અને તાલુકા બોર્ડો સાથે આ ગ્રામ્ય પંચાયતના સંબંધ અને સત્તા ચોક્કસ રૂપમાં ઠરાવવાં. હિંદુસ્થાનની સરકાર એવા નિર્ણય ઉપર આવી છે કે આ પંચાયત ઉપરનો અંકુશ બીજાં સ્થાનિક મંડળોના તાબામાં ન રાખતાં સ્થાનિક મુલકી અમલદારના હાથમાં રાખવો અને તે અમલદાર તહેસીલદારથી (અર્થાત્ આપણા ઇલાકામાં મામલતદારથી) ચઢીઆતા દરજ્જાના હોવા જોઇએ.

આ પંચાયતના અધ્યક્ષ ગામના પટેલ જ જોઇએ એવું નિયંત્રણ કરવું નહિ, જો કે ગામનોકરોનો તેની સાથે સંબંધ રાખવો અને ગામના લોકોએ મેંબરોને સરલ રીતે

પસંદ કરવાનું ધોરણ રાખવું. તે પંચાયતના હાથમાં ગામની સુધરાઇ, પ્રાથમિક કેળવણી, અને હલકા દરજ્જાના દીવાની ફોજદારી મુકરદમા ઉપરનો અધિકાર મૂકવો. પંચાયતને ચોક્કસ ફંડના કરની ઉપજ સોંપવી, અને સ્વેચ્છાથી વધારાની ઉપજ સારૂ કર નાંખવાની સત્તા તેને આપવી.

હવે આ યોજનાનો આધાર જે રૂપમાં આપણી સ્થાનિક સરકાર ધારાસભામાં બીલ રજુ કરે તે ઉપર રહેશે, અને બીલ રજુ થતા સુધી તેના ભવિષ્યના સંબંધમાં અભિપ્રાય આપવામાં અર્થ નથી.

છેવટે હિંદુસ્થાનની સરકારે સ્થાનિક સરકારને ભલામણ કરી છે કે જે સુધારા હાલના કાયદાથી કરવામાં વાંધો નથી તે તુરત અમલમાં મૂકવા, અને જે જે ઇલાકામાં કાયદા સુધારવાની જરૂર છે ત્યાં સુધારો કરવા તજવીજ કરવી, અને યોગ્ય પંચાયતનો કાયદો દાખલ કરવાની યોજના કરવી.

પ્રજાનો મોટો ભાગ આ સ્થાનિક સ્વરાજ્યની અસરમા આવશે. સરકારી અમલદારના નિયંત્રણમાંથી સ્થાનિક સ્વરાજ્યનો વહીવટ મુક્ત થવાને લીધે તેમના દૈનંદિન વ્યવહારને અસર કરતી બાબતોમાં પ્રજા એમ સમજતી થશે કે તેમને સ્વતંત્રતા અને જવાબદારી મળી છે, અને સ્થાનિક મંડળો તેમની છાયા નીચે મૂકાયેલી પ્રજાની સ્થિતિની સુધારણા કરવામાં વિશેષ તક મળ્યાનું સમજશે; દેશના વાસ્તવ કલ્યાણનો આધાર જે હિલચાલો ઉપર ટકે છે તેને સુમાર્ગે વાળવાનું કર્તવ્ય આ સ્થાનિક મંડળો ઉપર છે; પ્રજાના સમુદાયનું આરોગ્ય જાળવવાનુ અને તે આરોગ્યનો આધાર જે પરિસ્થિતિ ઉપર છે તેને સંભાળવાનું કામ આ મંડળોનું છે. રસ્તા અને મકાનોની સારી સ્થિતિ, જેના ઉપર જીવનનાં ઐહિક સુખ અને સંગવડતાનો આધાર છે, તેના ઉપર અંકુશ આ મંડળોનો છે, અને આખરે આ મંડળોના હિત અને જવાબદારીના માર્ગ મોકળા કરવાથી દેશની સ્વરાજ્ય ભાવના સારી રીતે વિકસિત થશે, અને સ્થાનિક જનહિત કરવાના વિશાળ અનુભવના ઉપરથી રાષ્ટ્રના કેન્દ્રનુ રાજ્યતંત્ર આત્મબલથી શી રીતે વિસ્તૃત કરવું તેનું માપ કાઢી શકાશે.—આ વિગેરે શુભાશા દર્શાવી આ ઠરાવ સમાપ્ત કરવામાં આવ્યો છે.

અમારા મત પ્રમાણે જો કે સ્થાનિક સ્વરાજ્યના ધોરણમાં આ ઠરાવથી એકદમ પ્રગતિ મળ્યાનું સમજાતુ નથી, તોપણ તેથી સ્વરાજ્ય ઉપરના બંધો શિથિલ થયા છે એમાં કંઇ સંશય નથી. સઘળા બંધથી મુક્ત થવામાં કાળની જ હવે અપેક્ષા છે. આપણા સ્થાનિક મંડળોએ પોતાની કાર્યપ્રણાલિકાઓ બાગી ત્રુટી હોય તે સત્વર સુધારી જનતાના વાસ્તવ હિતનો પ્રવાહ જ અખંડિત વહેવરાવવા તત્પર થવું જોઇએ, અને એ પ્રવાહના પ્રભાવથી આપણા નગરો અને જનપદો ઐહિક સુખના અને આરોગ્યના ઉંચા આદર્શરૂપે ધરાય તો જ આવા સ્વરાજ્યની નીતિના ઠરાવોએ આચારભૂમિકામાં કંઈ ફલ

# લવાજમ.

લવાજમ સર્વ માટે વર્ષ એકના—સાત ફોર્મ સારા કાગળ રૂ ૩ાા (પોસ્ટેજ સાથે)

„ રફ કાગળ રૂ ૨ાા ( „ )

મળવાનું ઠેકાણું—વસન્ત આફિસ—અમદાવાદ

---

# નિયમો.

૧ તન્ત્રી મહીના—ખાસ પોતે લખેલા અગર બીજા પાસે ખાસ લખાવેલા, તેમજ વસન્ત-ઑફિસમા તૈયાર કરાવેલા અને વસન્ત-ઑફિસની મહીથી પ્રકટ થતા સર્વ લેખો માટે તન્ત્રી જવાબદાર છે અને તેથી એના ઉપર છાપવા છપાવવાનો હક તન્ત્રીનો રહે છે

૨ અન્ય સર્વ લેખો માટે તે તે લેખના કર્તા જવાબદાર છે

૩ ભાષાન્તરૂપ લેખ લખી મોકલતાંરે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનુ કે લેખનુ ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવુ તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે

૪ કોઇ પણ લખકનું અસલ લખાણ—એ લેખ "વસન્ત" મા દાખલ કરવાનો થા ન્યો હોય કે ન હોય—પણ પાછુ લેખકને મોકલવાને અમો બધાતા નથી

૫ કોઇપણ લેખ પૂર્વે પ્રસિદ્ધ થયો છે કે કેમ, તથા અન્ય કોઇ પત્રમ પ્રસિદ્ધ કરવા મોકલ્યો છે કે કેમ એ અમોને લખી જણાવવુ કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિ તે તન્ત્રીની મુનસફ ઉપર છે

વ્યવસ્થાપક.

Reg. No. B 403




# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु । यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૭, અંક ૫. [ માસિક ] જ્યેષ્ઠ, સંવત ૧૯૭૪.

## રવીન્દ્રનાથનું એક બીજું કાવ્ય.

વહે નિરન્તર અનન્ત આનન્દધારા
વાજે અસીમ નભ માઝે અનાદિ રવ
જાગે અગણ્ય રવિ ચન્દ્ર તારા—વહે૦
એકક અખંડ બ્રહ્માંડ રાજ્યે
પરમ એક સેઈ રાજરાજેન્દ્ર રાજે
વિસ્મિત નિમેષહત વિશ્વચરણે વિનત
લક્ષશતભક્ત ચિત વાક્ય હારા—વહે૦

આ તેમજ '૭૨ ના માઘમા પ્રકટ થયેલ 'જનગણ—મન—અધિનાયક ઇ.' બ્રાહ્મ સમાજમાં ગવાય છે. પ્રાર્થનાસમાજમાં આ અથવા આવાં ગીતો ગવાતાં હોય તો?

નિરન્તર=સતત, અવિચ્છિન્ન. વાજે=વાગે. અસીમ=અનન્ત. નભ=આકાશ. માઝે=માં. રવ=નાદ, શબ્દ. સેઈ=તે. રાજે=પ્રકાશે. નિમેષહત=નિશ્ચળ દૃષ્ટિવાળા, આંખ્ય મટકાં મારતા રહી ગઈ હોય એવા. વિસ્મિત=વિસ્મય પામેલ. વિશ્વ ચરણે વિનત=જગતને પગે પડેલ. લક્ષશત ઇ. કોટ્યવધિ ભક્તોનાં મન તથા વાણી આ આનન્દધારામાં હરાઈ—તણાઈ જાય છે,—બુદ્ધિ કામ કરતી રહી જાય છે અને અલૌકિક અવાચ્યપણું પ્રાપ્ત થાય છે.

પુરુશ્રવસ.

# જૉન મૉર્લેનાં સ્મરણો.

## "સામ્રાજ્યના ઇતિહાસનું એક નાનું પાનું".

Cast-iron Bureaucracy won't go on for ever, we may be quite sure of that,........

—*Morley*

Recollections II 173

જૉન મૉર્લે પોતાનાં સ્મરણો ( Recollections ) લખે છે, અને તેમાં હિન્દુસ્થાનના મહામાત્ય તરીકેની એમની કારકીર્દિનાં સ્મરણોનો અંતર્ભાવ થવાનો છે. એ ખબર બહાર આવતાંની સાથે એ વિદ્વાન્ અને વિદ્વત્પ્રિય રાજપુરૂષ શું કહે છે તે જોવાને હિન્દ ઉત્સુક થઈ રહ્યું હતું. હિન્દની તે ઉત્સુકતા આજે સફળ થઈ છે. પોતાનાં સ્મરણોમા હિન્દુસ્થાનને મૉર્લેએ ઘણો ભાગ આપ્યો છે અને તેમના સમયના હિન્દના વ્હાઇસરૉય લૉર્ડ મિન્ટોને પોતાને હાથે લખેલા સામાહિક પત્રોમાથી અગત્યના ઉતારા આપી આ વિભાગમાં હિન્દી વાંચનારને અમૂલ્ય લાભ આપ્યો છે સાક્ષરો પોતે જ્યારે પોતાની આત્મકથાઓ લખે છે ત્યારે તેમાં અપૂર્વ રસ આવે છે. મૉર્લેની આ આત્મકથા મિસિસ એનિબિસેન્ટની કે તેવી બીજી આત્મકથાઓ જેવી ચિત્તાકર્ષક નથી, પણ રાજ્યકથાના એક અંશ રૂપે, હિન્દુસ્થાનના ઇતિહાસના અગત્યનાં વર્ષોનો, તે ઇતિહાસ રચનાર અધિકારીને પોતાને હાથે લખાયેલો, હેવાલ, કથારસમાં, તેમજ તેમાથી તરી આવતા રાજ્ય તત્ત્વોના નિરૂપણમાં, અપૂર્વ છે, એમ કહેવામાં જરા પણ આંચકો ખાવા જેવું નથી. પોતાની ખૂબીને લખાણમાં મૉર્લે કુશળ કલમથી પોતાને પડેલી નાની મોટી મુશ્કેલીઓનું અને તે સૌ ભાષાન્તર પરાભવ કરવા સારૂ ઉપયોગમાં લીધેલા ઉપાયોનું વાચનારને પૂરેપૂરૂ ભાન કરાવે છે. છે, રાજપુરૂષ પોતાની કલ્પના અને નિર્ણય શક્તિના બળથી પોતાની પરિસ્થિતિ ઉપર કેવી રીતે પ્રભુતા મેળવે છે, અને વર્તમાનમાં રહીને, ભવિષ્યમા લાંબી નજર નાખી સાચી ઉન્નતિના માર્ગે ઉપર દેશને કેવી રીતે ચઢાવી શકે છે, તે યથાર્થ રીતે સમજવાનો આ સ્મરણો આપણને સારો પ્રસંગ આપે છે. તેમના આ ગ્રન્થમા પ્રવેશ કરતાની સાથે તેમના ઔદાર્ય ધર્મને (Liberal creed), તે ધર્મના તત્ત્વભૂત સિદ્ધાન્તો ઉપર તેમની અચલ શ્રદ્ધાને ...પો શમાવવાની તેમની કુશળ શક્તિને, તેમજ જોખમની જવાબદારી માથે લઈ કામ ...નાના તેમના સામર્થ્યને હિન્દ કેટલું આભારી છે તેનો ખરો ખ્યાલ વાંચનારને મળી શકે છે.

જૉન મૉર્લે હિન્દુસ્થાનના મહામાત્ય પદ ઉપર આવ્યા તે વખતે આપણો દેશ વિષમ દેશકાળમાં ઉતરી ગયો હતો. માર્ક્વિસ ઑફ્ વેલસ્લી અને ડેલ્હાઉસીને પગલે પગલે ચાલનાર, હિન્દના તેજસ્વી વ્હાઇસરૉયોમા ગણે તેની આગે હરીફાઇમા ઊભા રહેનાર, આત્મબળ અને ...નિજ ના અભિમાનની મૂર્તિરૂપ, પોતાની કલ્યાણબુદ્ધિમાં નિરતિશય વિશ્વાસ રાખનાર

અને ટોરિ સંપ્રદાયના ધુરંધર પદના અભિલાષી, લૉર્ડ કર્ઝન, સાત વર્ષની ઉજ્જ્વલ પણ આપમતિલી કારકીર્દી પછી હમણાંજ સર્વેની સાથે લ્હડી, રાજીનામું આપીને ગયા હતા. તેઓ હિન્દની પ્રજા જોડે લ્હડયા હતા, પોતાના અમાત્ય મડળ સાથે લ્હડયા હતા, એમના જેવાજ તેજસ્વી, પ્રતિભાશાલી, આત્માનુરાગી, અને ઉગ્રપ્રતાપી, તે સમયના હિન્દના સેનાધિપતિ લૉર્ડ કિચનરની સાથે લ્હડયા હતા, અને તે પ્રસંગમાં તેમના પોતાના જ સંપ્રદાયના સામ્રાજ્યના પ્રધાનમંડળની સાથે પણ લ્હડવાનો તેમને પ્રસંગ આવ્યો હતો. આ સ્થિતિમાં હિન્દમાં ચારે તરફ ગંભીર પ્રકારનો અસંતોષ ફેલાઇ રહ્યો હતો, અને તે અસંતોષ હિન્દની પ્રજામાં સર્વથી વધારે ઘેરો હતો. તે વખતના વિદ્યાર્થી મંડળોમાં તો, મિ. મોર્લે લખે છે તેમ, "એવો જ ખ્યાલ બેસી ગયો હતો કે છેલ્લાં વીસ વર્ષ પ્રતીપગતિનાં હતાં, અને તેની સ્હામે થવાના ઉપક્રમમાં ઈંગ્લંડથી તદ્દન સ્વતંત્ર થઈ જવાનો વિચાર જુવાનીઆઓની કલ્પનામાં ઊગવા માંડયો હતો." પછી, મોર્લે જણાવે છે કે, આના પરિણામમાં દેશના (રાજ્ય) સુધારકોમાં બે પક્ષ પડી ગયા હતા. એક Moderate (મિતાચરણી), અને બીજો Extremist (સીમાન્તસંચારી). અત્યારે પચાસ વર્ષ ઉપરના ભયંકર લશ્કરી બળવાનું પુનરાવર્તન થવાનો ભય ન હતો; પણ અત્યારનો ભય અગ્રેજી સાહિત્ય અને અગ્રેજી વક્તૃત્વની અમીરી શસ્ત્ર શાળાઓનાં મહાર્હ રત્નરૂપ અર્વાચીન વિચારસ્રોથી સજ્જ થયેલા સુવિક્ષિત વર્ગના બળવામાથી ઉત્પન્ન થયો હતો. વળી, ઊંચા દરજ્જાના જોખમદાર અધિકારીઓ પણ લૉર્ડ કર્ઝનના ઉત્તરાધિકારી નવા વ્હાઇસરૉયને સમજાવી રહ્યા હતા કે, છેલ્લાં બાર વર્ષનો પ્રજાપરિવર્ત્ત એટલો તો ગભીર છે કે જનસમુદાય હજી અજ્ઞાન અને અચંચલ છે તો પણ તે પરિવર્ત માત્ર પ્રજાપક્ષના સુદીભર ચળવળિયાની શીખવણીમાં જ સમાઇ રહેલો છે, એમ માનવું એ ભૂલ ભરેલું છે. સારી કેળવણી પામેલા તમામ હિન્દીઓ વર્તમાન પરિસ્થિતિથી અસંતુષ્ટ હતા. જપાનની છતો, તુર્કેસ્થાનની પરિવર્તકારી હીલચાલ, ચીન, ઇરાન, એમાંનું કશું લોક નિરીક્ષાની બ્હાર રહ્યું ન હતું. વળી, "*a new and ominous suspicion that England had come to a stop in her liberating mission made way*" એક નવો અને અનિષ્ટસૂચક વ્હેમ તેઓના હૃદયમાં પ્રવેશ પામ્યો હતો કે ઈંગ્લંડ જગતને બંધમુક્ત કરવાના વિશિષ્ટ કાર્યથી વિરામ પામ્યું છે." આ અર્વાચીન વિચારો મુઠીભર ભણ્યા ગણ્યાઓથી નીચે ઉતર્યા ન હતા એ ખરુ, તો પણ અર્વાચીન પ્રવૃત્તિઓ શરૂ થઇ ગઇ હતી. રાજદ્રોહી વૃત્તપત્રોમાં સરકારની અપકીર્તિ કરવાનું, અને અગ્ર લેખોના આકારમાં યુગારમ્ભના વ્હેમો ઉપદેશવાનું પણ ચાલતું હતું."

વળી, "લૉર્ડ કર્ઝનની પ્રતિભા અને અથાક શ્રમથી પ્રાચીન પદ્ધતિ પ્રમાણે જે રીતે કાર્ય ચાલતું હતું તેના કરતા વધારે સારી રીતે—વધારે ઉન્નત અને વધારે હિતકારક ઉદ્દેશથી અને વધારે સામર્થ્યવાન બાહુ બળથી—પૂર્વે કદી પણ ચાલ્યું ન હતું. છતાં, અગ્રગણ્ય મિતાચરણીઓ પણ કહેતા હતા કે તે મહાશયની સ્વાયત્તીકરણની રાજ્ય નીતિથી, ૧૮૫૮ ના મહારાણી સરકારના ઢંઢેરાના ઉદાર ધોરણે અને કૉલોને, પાણી ફરનારા,

અને વર્તમાન પત્રોમાં, વ્યાખ્યાન મન્દિરોમા, અને હાઉસ ઓફ કૉમન્સમાં એની અસર નહિ થાય એમ માનવુ એ ભૂલ ભરેલુ છે. પછી,

"Cast-iron bureancracy wont s go on for over we may be quite sure of that, and the to thing be done by men in your place and mine is to watch cooly and impartially, and take care that whatever change must come shall come slow and steady. We are one in all that, I am sure Pray do not think that I am afraid of the House of Commons Nobody respects it more, and just because I respect it so much, no body fears it less.'

લોખંડના રસનું બનેલુ જેવુ સખ્ત સચિવાયત્ત રાજ્યતન્ત્ર યાવચ્ચન્દ્રદિવાકરૌ નહિં જ ટકે, એ બાબતની ખાત્રી રાખજો, અને મારા અને તમારા જેવા સર્વોપરિ અધિકારીઓએ જે કરવાનુ છે તે એટલુંજ છે કે, શાન્તિ અને સમાનદૃષ્ટિથી આપણે નિરીક્ષા કર્યા કરવી, અને એટલી સભાળ રાખવી કે જે ફેરફાર થવાનો જ છે, થવો જ જોઇએ, તે ધીમે ધીમે અને નિશ્ચલ થાય. આ બધામા આપણે એક જ મતના છીએ, વિનતિ કરીને કહુ છુ કે હુ હાઉસ ઓફ કૉમન્સથી ડરૂ છુ એમ ન માનતા; તેની તરફ મારા જેટલું માન કોઇનું નહિ હોય—અને હુ એને એટલું બધુ માન આપુ છું. માટે જ મારા જેટલો ઓછો ભય બીજા કોઇને નથી વળી,

' Suppose the designs of the extreme men are as mischievous, impracticable, sinsiter, as any body pleases Call them a band of plotters, agitators, what you will Is that any reason why we should at every turn back up all executive authority through thick and thin, wise or silly, right or wrong? Surely that is the very way to play the agitator's game

ધારો કે સીમાન્તવિલાસીઓની ધારણા ગમે તેટલી તોફાની, હવાઈ અને વામમાર્ગી છે. એમને કાવત્રાંખોર કહો, ગળવળખોર કહો, ગમે તેવા કહો; પણ આપણે તે શું દરેક પ્રસગે અધિકાર બળને તે ગમે તો-ડાહી રીતે વપરાતુ હોય કે મૂર્ખતા ભરેલી રીતે અજમાવાતુ હોય, ગમે તો ખરી રીતે જોર કરતુ હોય કે ખોટી રીતે અમલ બજાવતું હોય, તો પણ આપણે તે શુ હમેશાં તેને અનુમોદન જ આપ્યાં કરવું? ખરેખર એમ કરવું એનો એ ચળવળખોર લોકોની જ રમત રમવાનો રસ્તો છે."—આટલુ કહીને લોર્ડ મિન્ટોને તૈયાર કરે છે, પણ એ ભડકી ન જાય તેટલા માટે છેવટ ઉમેરે છે કે,

"I have no sort of ambition for us to take a part in any grand revolution during my time of responsibility, whether it be long or short

જ્યાં સુધી મારા ઉપર જવાબદારી છે—પછી તે લાંબો વખત રહે કે તરતમાં પૂરી થાય—ત્યાં સુધી કોઈ મહાન્ પરિવર્તનમાં ભાગ લેવાની અથવા આપને આપવાની મને જરા પણ ઉમેદ નથી.—અને જુન ૧૫ ના જ—માત્ર નવ દિવસ પછીના—પત્રમાં તેઓ પોતાની યોજના મિન્ટોની આગળ ધરે છે અને તે વિષેના કાર્યક્રમની સૂચના પણ કરે છે. મોર્લેએ પોતે પણ આ ભાગ ઇટેલિકસમાં છાપીને તે ઉપર આપણું ખાસ ધ્યાન ખેંચ્યું છે. આપણે પણ એને અહીં ઉતારીશું અને તે ઉપર બે બોલ લખી આ અવલોકન સમાપ્ત કરીશું.

June—15—(1906). I wonder whether we could not now make a good start in the way of reform in the popular direction. If we don't, is it not certain that the demands will widen and extend into "National" reasons, where I, atleast, look with a very doubting and suspicious eye ? Why should you not now consider as practical and immediate things—the extension of the Native element in your Legislative council, ditto in local councils, full time for discussing Budget in your L. C. instead of four or five skipping hours; right of moving amendments (Of curse Officials would remain a majority ). If I read your letters correctly you have no disposition whatever to look on such changes as these in a hostile spirit; quite the contrary Why not then be getting ready to announce reforms of this sort ? Either do you write me a dispatch or I will write you one, by way of opening the ball It need be no long or high flown affair I suppose the notion of a Native in your Executive council would not do at all. Is that certain ? I daresay it is—and it would frighten that nervous personage ( naturally nervous ) the Anglo—Indian.

હું મારા મન સાથે વિચાર કરું છું કે હવે આપણે લોકાનુવૃત્તિની દિશામાં સુધારાને માર્ગે આગળ ચાલવાનું શરૂ કરીએ તો કેમ ? આપણે જો પગલાં ભરવા નથી માંડતા તો—મને ખાત્રી છે કે તેમની માંગણીઓ વધારે વિસ્તૃત નહિ થાય—અને આખરે 'રાષ્ટ્રીય' કારણો સુધી નહિ પહોંચી જાય ? અને ત્યાં હું તો બહુ જ વ્હેમની, બહુ જ શંકાની, નજરથી જોઉં છું. તમારી ધારાસભામાં દેશી તત્ત્વનો વધારો કરવો; તેજ પ્રમાણે પ્રાન્તિક સભાઓમાં પણ તે તત્ત્વનો વધારો કરવો, અત્યારે ચાર પાંચ કલાકમાં કૂદા કુદ કરીને ચર્ચા કરવામાં આવે છે તેને બદલે બજેટ ઉપર પેટ ભરીને ચર્ચા કરવાનું ધોરણ દાખલ કરવું; અને સુધારા મૂકવાની દરખાસ્તો કરવાનો હક (બેશક અધિકારી વર્ગની બહુમતિ રહેવાની જ ) પણ આપવો. જો તમારા પત્રો મેં સાચા વાંચ્યા હોય તો આવા ફેરફારો તરફ વિરુદ્ધ વલણથી જોવાનું આપના મનમાં હોવું ન જોઈએ; નહિ જ. પણ એથી ઉલટું જ આપનું વલણ હોવું જોઈએ. ત્યારે આવા પ્રકારના સુધારા જાહેર કરવા માટે તૈયારી શા માટે ન કરવી ? કાતો આપ મને એક પત્ર લખો—કે હું આપને લખું—પણ શ્રીગણેશ મંડાવીએ.

એ પત્રમાં લંબાણથી લખવાની કે આકાશમાં ઊડવાની જરૂર નથી એમ હું ધારૂં છું. તમારી કાઉન્સિલમાં દેશીને નીમવાની વાત તો બીલકુલ ન ચાલે? તમારી ખાત્રી છે કે ન જ ચાલે? હું ધારૂં છું કે એમજ. અને પેલા પોચા મહાત્માઓ–આપણા એન્ગ્લો ઇન્ડિયનો તો ભડકી જ મરે." આ પત્રથી મોર્લેએ મોર્લે–મિન્ટોના પ્રસિદ્ધ સુધારાઓનું બીજારોપણ કર્યું એ વાતમાં હવે કાંઈ શંકા નથી. અને તે હિન્દુસ્થાનના રાજ્યતન્ત્રની જવાબદારી માથે લીધા પછી માત્ર છ મહીનાના ટૂંકા અરસામાં, એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે. મોર્લેનું હિન્દુસ્થાન સંબંધી જ્ઞાન ગ્રન્થોનું જ હતું. હિન્દના રાજ્યતંત્રના ચાલતા પ્રશ્નોમાં એમણે અત્યાર સુધી બહુ શ્રમ લીધેલો ન હતો. પણ હિન્દના કલ્યાણની જવાબદારી–રાજ્યની જવાબદારી એ પ્રજાના કલ્યાણની જ જવાબદારી છે. માથે લેતાંની સાથે જ હિન્દની ખરી જરૂરી વાત ઉપર એમનું ધ્યાન ખેંચાયું અને ઉપર જણાવ્યું તે રીતે લોર્ડ મિન્ટોને પોતાની સાથે લઇને તેમના શુભ કામનો આરંભ કર્યો. તે કામ આગળ શી રીતે પાર પડયું તે ઇતિહાસ જાણે છે, અને ઘણે અંશે સુવિદિત છે. તેમને નડેલા વિઘ્નો વિષે અને એક અથવા બીજી દિશામાંથી આવી પડેલા વ્યવધાનો દૂર કરવા માટે શું શું કરવું પડયુ હતું તેનો હેવાલ પણ રસિક છે, પણ તે અત્રે રજુ કરી શકાય તેમ નથી. તેનો ખરો ખ્યાલ લેવા માટે મૂળ ગ્રન્થનું જ શરણ લેવાની વાંચનારને વિનંતિ કરવી પડશે. વાંચનારે જોયું હશે કે કાર્યભારી સભાઓમા હિન્દીને નીમીને ઊંચ નીચના ભેદ ટાળવાનો એમનો ઇરાદો દિવસે દિવસે દૃઢ થયે જતો હતો. આખરે કેવા આગ્રહથી અને અમુક અંશમાં કેવી બાહોશીથી એમણે એ ઇરાદો પાર પાડેલો એ બાબતનો હેવાલ અત્યંત રસિક, અતિશય બોધક, છે. તેના ઉપર મિ. મોર્લેનો મોટો મદાર હતો. આજે આપણે જે સુધારાની રાહ જોતા બેઠા છીએ અને જેની યોજના આ અવલોકન પ્રગટ થયાં પહેલાં વાંચનારના હાથમાં આવી હશે તે સુધારાઓના આ સુધારા પ્રત્યક્ષ રૂપે મૂળભૂત હતા. અને તે માટે આપણે આ બે મિત્રોનો–મોર્લે અને મિન્ટોનો–જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. બ્રિટિશ પ્રજાના ઉદાત્ત પુરૂષોમાં, તે પ્રજાના હૃદયભૂત રાજપુરૂષોમાં, હિન્દની પ્રજાને માટે કેવી લાગણી છે તેનો આ પુસ્તક આપણને સાચો ખ્યાલ આપે છે. અને તે મેળવવા માટે ઇંગ્રેજી રાજ્યસાહિત્યમાં જે પુસ્તકો છે તેમાં આ પુસ્તક અનન્ય સ્થાન ભોગવશે એમ કહેવામાં અત્યુક્તિ નથી.

અત્યારે આટલેથી જ આ અવલોકન સમાપ્ત કરવું પડે છે. આ ગ્રન્થનુ જેમ જેમ વિશેષ અવલોકન થશે તેમ આપણી રાજ્યકાર્ય બુદ્ધિ વધારે તીવ્ર, તીક્ષ્ણ અને કાર્યગ્રાહી થશે એમ મારૂં માનવું છે. આ ગુણોની આપણને આજ કાલ બહુ જરૂર છે અને એ ગુણો સંપાદન કરવા આપણો જનસમાજ ઉત્સુક થશે તો આપણે ધારેલે બંદરે વહેલા મોડા જરૂર પહોંચીશું. મોર્લે જેવા સુકાનીને પણ હાઉસ ઓફ કૉમન્સની અને આગળ ઉપર હાઉસ ઑફ લૉર્ડસની મનોવૃત્તિની દરકાર કરીને, એન્ગ્લો ઇન્ડિયનોના વિરોધોનુ શમન કરીને, ચાલવુ પડયુ હતું. અને તેમાં તેમની અને વ્હાઇસરૉયની એક ગાંઠે ઘણું કામ કર્યું હતું

તે આપણે ખાસ લક્ષ્યમાં લેવાનું છે. એ એક ગાંઠ ન હોત તો આપણા સુધારાનું વ્હાણ જરૂર ખરાબે ચડી ગયું હત, એ કહેવાની જરૂર નથી. આપણા એંગ્લો ઇન્ડિયનો છેક સુધી મિન્ટો ઉપર નારાજ હતા તેનું પણ આ જ બીજ હતું. મોર્લેને તેઓનાથી અડકી શકાય તેમ ન હતું પણ વ્હાઇસરૉયના ઉપર એમનો પ્રતાપ ન પડયો એમાં આપણા એ ભાઇઓને નીચાજોણું લાગતું હતું. છતાં લૉર્ડ મિન્ટોના સંગીન નિશ્ચયે મોસ્લેમ-હિન્દીઓને કારોબાર સભામાં સ્થાન આપવાનું અતિ ગંભીર અને અતિ પ્રશસ્ત પગલું કેટલા વિરોધ વચ્ચે—મહારાજાધિરાજની મરજી ન હોતી તે છતાં, અને લૉર્ડ રિપન જેવાની વિરુદ્ધતા છતાં, ભર્યું અને તેમાં તેમને હિન્દે અપરિમિત યશ આપ્યો. મિન્ટો-મોર્લે હિન્દના ખરા મિત્રો—હિતકર્તા મનાયા

" Cast-iron Bureaucracy won't go on for ever we may be quite sure of that "

મોર્લેના આ શબ્દો આપણે હમેશાં યાદ કરીશું. અને આપણા ભવિષ્યના પ્રયત્નોમાં એ શબ્દો આપણને હમેશાં પૂરી આશા, પૂરો ઉત્સાહ, આપશે જ.

ઉત્તમલાલ કે. ત્રિવેદી.

---

# મુકુટ.*

## પ્રથમ અંક.

### પ્રથમ દૃશ્ય.

(ત્રિપુરાના સેનાપતિ ઇસાખાંનું ઘર. ત્રિપુરાનો કનિષ્ઠ રાજકુમાર રાજધર અને ઇસાખાં મમાખા હથિયાર સાફ કરવામાં ગુંથાયો છે.)

રાજધર—જુઓ સેનાપતિ, હું તમને વખતો વખત કહું છું કે, તમે મને નામ લઇને ન બોલાવો!

ઇસાખાં—ત્યારે શું લઇને બોલાવું? દાઢી પકડીને બોલાવું કે કાન ઝાલીને?

---

* મૂળ સર રવીન્દ્રનાથ ઠાકુરના બંગાળીનું ભાષાન્તર.

રાજધર—હું તમને કહી રાખું છું કે, મ્હારૂં માન જો તમે નહિ રાખો તો, તમારૂં માન પણ હું નહિં રાખું.

ઇસાખાં—મ્હારૂં સન્માન, કદિ તમારા હાથમાં રાખવાનો ભાર હોત તો, બીજી વેચવાની વસ્તુઓની માફક એને પણ હું બજારમાં વેચી આવત. મ્હારૂં પોતાનું સન્માન હું પોતે જ રાખી શકીશ.

રાજધર—એમજ કદિ રાખવા ઇચ્છતા હો તો, હવેથી કદિ ભવિષ્યમાં મ્હને નામ લઇને ન બોલાવશો.

ઇસાખાં—એમ!

રાજધર—હા.

ઇસાખા—હા, હા, હા, હા! મહારાજાધિરાજને શું કહીને બોલાવવા? હજુર, જનાબ, જહાંપના!

રાજધર - હું તમારો શિષ્ય છુ ખરો, પરંતુ, હું રાજકુમાર છું એ વાત, તમે વિસરી જાવ છો.

ઇસાખાં—સહજમાં નથી વિસરતો. આપ પોતે રાજકુમાર છો, એ વાત યાદ રાખવી તે, આપે પોતેજ કઠણ કરી મુકી છે.

રાજધર—તમે પોતે પણ, મ્હારા શિક્ષક છો, એ વાત તમે યાદ રાખવા નથી દીધી, એમ જણાય છે.

ઇસાખાં—બસ્ ચૂપ!

(બીજા રાજકુમાર ઇંદ્રકુમાર પ્રવેશ કરે છે.)

ઇંદ્રકુમાર—કેમ ખાંસાહેબ, શું ચાલી રહ્યું છે?

ઇસાખા—સાભળવા જેવી, એક ગમ્મતની વાત છે તમારામાંના આ ભાઇ જે સૌથી ન્હાના છે ને, તેમને જહાંપના, શહેનશાહ કહીને ન બોલાવું તો, એમનું સન્માન નથી રહેતું! સ્વમાનને માટે એમને એટલી બધી તાણાતાણી છે.

ઇંદ્રકુમાર—શું કહો છો આ! ખરી વાત છે? હા હા હા હા!

રાજધર—ભાઇ, તમે ન બોલો.

ઇંદ્રકુમાર—તમને શુ કહીને બોલાવીએ! જહાંપના! હા હા હા હા! શહેનશાહ!

રાજધર—ભાઇ, તમે ન બોલો, હું કહું છું વળી!

ઇંદ્રકુમાર—જનાબ, મુગા રહેવું ઘણું સખત છે,—હસી હસીને પેટ ફાટી જાય છે, હજૂર!

રાજધર—તમે તદ્દન અક્કલ વગરના છો.

ઇંદ્રકુમારઃ—ઠંડા પડો ભાઈ! ઠંડા પડો! તમારી અક્કલને તમારી પાસે જ રહેવા દો. મ્હને એ માટે જરા પણ લાલચ નથી!

ઇસાખાંઃ—એમની અક્કલ હમણાં હમણાંની ઘણીજ વધી પડી છે.

ઇંદ્રકુમારઃ—હા. પ્હોચી શકાશે નહિં, સીડી લગાવવી પડશે!

(અનુચર સહ યુવરાજ ચંદ્રમાણિક્ય અને મહારાજ અમર માણિક્યનો પ્રવેશ.)

રાજધર—મહારાજની આગળ એક ફરિઆદ છે.

મહારાજ—કેમ, શું બન્યું છે?

રાજધર—આ ઇસાખાં, ફરી ફરીને મન, કર્મ, છતા મ્હારૂં અસન્માન કરે છે, એનો ન્યાય થવો જોઇએ।

ઇસાખાં—અસન્માન કોઇએ નથી કરતું—અસન્માન તો તમે પોતે કરાવો છો! નહિં તો આએ પણ રાજકુમારો છે. એ બધા મ્હને એમ માને છે કે, હું એમનો ગુરૂ છું અને હુંયે સામે એમને એમ માનું છું કે, એ મ્હારા શિષ્ય છે. સન્માન અસન્માનની કંઇ વાત જ નીકળતી નથી.

મહારાજ—સેનાપતિ સાહેબ, કુમારો હવે ઉમ્મર લાયક થયા છે. એમનું સન્માન જાળવીને ચલાય તો શુ?

ઇસાખાં—મહારાજ, જે વેળાએ આપ મ્હારી આગળ યુદ્ધ-શિક્ષણ લેતા હતા અને જેવું હું આપને સન્માન કરતો, તેથી કોઇ રીતે ઉતરતું હું, આ રાજપુત્રોને નથી કરતો.

રાજધર—અન્ય કુમારોની વાત હું કહેવા ઇચ્છતો નથી, પરંતુ—

ઇસાખાં—મુગા રહો, વત્સ! હું તમારા પિતાની સાથે વાત કરૂં છુ! મહારાજ, માફ કરજો, રાજવંશનો આ કનિષ્ઠ પુત્ર, મોટો થશે ત્યારે કલમ ચલાવી શકશે; પણ, તરવાર એના હાથમાં શોભા નહિં પામે. (યુવરાજ અને ઇંદ્રકુમારને બતાવીને) મહારાજ આ જુઓ કે, આ તે રાજપુત્ર, કે જે રાજગૃહને ઉજ્વળ કરે છે.

મહારાજ—રાજધર, ખાં સાહેબ શું કહે છે! અસ્ત્ર—શિક્ષામાં તું એમને સંતોષ આપી શક્યો નથી!

રાજધર—એ મ્હારા ભાગ્યનો દોષ છે. અસ્ત્ર—શિક્ષાનો દોષ નથી. મહારાજ સ્વયં અમારા ધનુર્વિદ્યાની પરીક્ષા કરી જુએ, એટલી જ મ્હારી પ્રાર્થના છે.

મહારાજ—ઠીક, તો કાલે મ્હને અવકાશ છે, એટલે કાલે જ પરીક્ષા થવા દો. તમારામાંથી જે જીતશે તેને મ્હારી આ હીરાજડિત મુઠવાળી તરવાર, હું ભેટ આપીશ.

(પ્રસ્થાન)

ઇસાખાં—શાબાશ રાજધર, શાબાસ! આજ તમે ક્ષત્રિય—સંતાનની માફક વાત કરી છે. આજ પરીક્ષામાં કદાચ તમે હારશો તોયે તમારૂં ગૌરવ નષ્ટ નહિં થાય. કેમકે, હાર જીત તો અલ્લાની ઇચ્છા, પરંતુ, ક્ષત્રિયના મનમાં સ્પર્ધા તો રહેવી જોઇએ

રાજધર—બસ થયુ, સેનાપતિ સાહેબ, તમારાં વખાણુ બીજા રાજકુમારોને માટે જમે રહેવા દો. આટલા દીવસ જ્યારે એ ન મળ્યું તોયે ચાલ્યુ તો, આજે પણ મ્હારે એનુ કામ નથી.

યુવરાજ—રહીડા નહિં, ભાઇ રાજધર. સેનાપતિ સાહેબની સરલ ધમકી, એમની સાદી દાઢીની માફક, બધીય એમનાં મ્હોમાં જ છે. કોઇ એકાદ ગુણુ જોતાં જ તરત એ, બધું ભુલી જાય છે. આજ—પરીક્ષામા જો તારી જીત થાય તો, તું જોજે કે, ખાં સાહેબ ખરા મનપૂર્વક જેવી રીતે તને પુરસ્કૃત કરશે, તેવુ બીજુ કોઇએ નહિ કરે

રાજધર—ભાઇ, આજ પુર્ણિમા છે. આજ રાત્રે, ગોમતી નદીમાં, જે વખતે વાઘ પાણી પીવા આવે છે તે વખતે, શિકાર કરવાને ન ચાલો !

યુવરાજ—વાહ, ઘણી ઉત્તમ વાત. ત્હારી જો ઇચ્છા હશે તો ચાલીશું

ગજધર—નવાઇ જેવું ! રાજધરને આજ કાંઇ શિકાર તરફ વૃત્તિ થઇ ! આવું તો કદિ ન્હોતું બન્યું !

ઇસાખાં—એમની આ વખતે, શિકારની પ્રવૃત્તિ નથી! બધાના કરતાં મ્હોટા જનાવરનો એ તો શિકાર કરે છે. ગજ—સભામાં બે પગવાળો એવો એક પણ જીવ નથી કે જે, એમના કોઇને કોઇ ફાંદામાં ન ફસાયો હોય !

યુવરાજ—જેવી તમારી તરવાર છે, તેવી જ તમારી જીભ પણ છે. બન્નેય તીક્ષ્ણુ ધારવાળી—જેની ઉપર જઇને પડે ત્હેને એકીવારે કાપી નાખ્યા વગર પાછી ના ફરે.

ગજધર—ભાઇ, તમે મ્હારે માટે ફિકર ન કરો. ખાં સાહેબ એમની જીભેથી ભલેને ગમે એટલું મ્હને શાર્યા કરે, પણ એથી, એ કાંઇ મ્હારા હૈયાને જરાએ ઘા કરી શકવાના નથી.

ઇસાખાં—તમારા હૈયાને કેમ કરીને પોચાય બાપુ! એ તો ઘણુંજ સખત છે.

ઇંદ્રકુમાર—આજ કંઇ તમને એકાએક, રાત્રે શિકાર કરવા જવાનો શોખ થયો, એનો ભેદ કંઇ ઠીક જણાતો નથી.

યુવરાજ—બરા, ભાઇ ઇંદ્રકુમાર! ત્હેકે [illegible]મા ગજધરને તોડી પડવાની ત્હને ટેવ પડતી જાય છે.

ગજધર—એ આઘાતની વેદનાને ન ગણવાની ત્હેને પણ ટેવ પડી ગઇ છે.

ઇંદ્રકુમાર—ભાઇ, આજ રાત્રે શિકારે જવું જ, એવો ત્હમારે અભિપ્રાય છે, નહિં?

યુવરાજ—ત્હમારી સાથે શિકાર કરવા જવામાંજ મ્હને મ્હોટી વિપદ પડે છે, ભાઇ ! હું પોતે તદ્દન નિરામિષ શિકાર કરનારો છું. ત્હમે લોકો વનની અંદર જઇ જઇને મ્હોટાં મ્હોટાં પ્રાણી મારી લાવો છો ત્યારે, હું તો ફક્ત દુધી, કોળું, કંદ, કુસુમ, પપનસ વિગેરે વનસ્પતિનો જ શિકાર કર્યાં કરૂં છું !

ઇસાખાં—(ઇંદ્રકુમારની પીઠ થાબડીને) યુવરાજ બરાબર કહે છે, પુત્ર. તમારૂં તીર સૌની આગળ છૂટે છે અને ઘાત કર્યા વિના જઇને વાગે છે—ત્હમારી બરાબર કોણ થઇ શકવાનું હતું !

ઇંદ્રકુમાર—ના ભાઇ, મશ્કરી નથી ! ત્હમે નહિં જાવ તો પછી, બીજું કોણ શિકાર કરવા જવાનું છે !

યુવરાજ—ઠીક, ચાલો. આજ રાજધરને ઇચ્છા થઇ છે તો એને નિરાશ નહિં કરીએ

ઇંદ્રકુમાર—કેમ ભાઇ, મ્હને ઇચ્છા થઇ છે એ તરીકે, નહિં જવાનું કે ?

યુવરાજ—એ શું બોલ્યો, ભાઇ ? ત્હારી સાથે તો હું રોજ આવું છું !

ઇંદ્રકુમાર—તેથી જ હું ધારૂં છું કે, હું તદ્દન જુનો પુરાણો થઇ ગયો છું !

યુવરાજ—મ્હારી વાત, તું આવી હલકી રીતે સમજે છે તેથી, મ્હને ઘણું દુઃખ થાય છે !

ઇંદ્રકુમાર—ના ભાઇ, હું તો હસતો હતો—ચાલો, તૈયાર થઇએ !

ઇસાખાં—ઇંદ્રકુમાર, છાતી ઉપર દસ બાણ ખમી શકે, પણ ભાઇનો સાધારણ અનાદર સરખો એ સહન કરી શકે નહિં, એવો છે !

(અનુચરો સિવાય બધાનું પ્રસ્થાન.)

અનુચર ૧, લો—વાત કંઇ ઠીક જણાતી નથી. આપણા ન્હાના કુમારની હુંશિઆરી તો બધાને જાણીતી છે.—મધ્યમ કુમારની સાથે એ અસ્ત્ર પરિક્ષામાં ઉતરવા ઇચ્છે છે, એનો અર્થ શું ?

૨, જો—કોઇ તીર વડે નિશાન ભેદે તો કોઇ બુદ્ધિ વડે ભેદે !

૧, લો—એ તો ભય જેવી વાત. અસ્ત્ર પરિક્ષામાં અસ્ત્ર ન ચલાવતાં જો બુદ્ધિ ચલાવે તો, એ તો દુષ્ટબુદ્ધિ કહેવાય !

૩, જો—જો બંસી, ગમે તો અસ્ત્ર ચાલો કે બુદ્ધિ ચાલો, પણ વચ્ચે માંહો માંહ ત્હમે ત્હમારી જીભો ન ચલાવશો. એ મ્હારી સલાહ છે. જો જીવતા રહેવા માગતા હો તો, મુંગા રહો.

૨, જો—વનમાળી બરોબર કહે છે. એ ન્હાના કુમારની વાત નીકળતાં, તું ત્હારે જેમ મ્હોંયે આવે તેમ બોલી નાખે છે. રાજાનો છોકરો કયો સારો અને કયો ખોટો એ નક્કી કરવાનું કામ આપણું નથી, આપણા યુવરાજ જીવતા રહો અને મધ્યમ

કુમાર ભાઇ લક્ષ્મણની માફક સદાય એમની સાથેને સાથે રહીને એમની રક્ષા કરો, એવી ભગવાન પાસે પ્રાર્થના કરો, ન્હાના કુમારની વાત મ્હોંયે ન લાવવી એજ ઠીક છે.

૧, લો—મરજી કરીને તો લાવ્યા નથી, આપણા મધ્યમ કુમાર સરલ માણસ છે—એમના મનમાં ભય કે ડર, તેમ ખટપટ કે તકંટ જેવું નથી. મ્હને હમેશાં ભય રહે છે કે, જેમનું હું નામ નથી લેતો તે, કદાચ એમને ફંદામાં નાંખી ન દે!

૨, જો—ચાલો, ચાલો, આ સ્હામેથી એ જ આવે છે.

૧, લો—સાથે, હેમના મામાનો છોકરો ધુરંધર પણ છે. શનિની સાથે મંગળ આવીને ભરાયો છે.

( પ્રસ્થાન. )

( રાજધર અને ધુરન્ધર પ્રવેશ કરે છે. )

રાજધર—હવે નથી સહન થતું!

ધુરંધર—પણ સહન કરવામાં તો કશી કસર નથી. ઇંદ્રકુમારની સાથે તો લગભગ જન્મથી જ આ પ્રમાણે ચાલ્યા આવે છે છતાં, સહન ન થયું એવું તો ચિન્હ કદિ જોયું નથી.

રાજધર—ચિન્હ જોયે શુ લાભ થવાનો હતો? જ્યારે દેખાડીશ ત્યારે એકીવારે કામમાં જ દેખાડી આપીશ. આ યોગ સારો આવી મળ્યો છે. આજ વખતે અસ્ત્ર—પરિક્ષામાં નિશાન હું વીંધી બતાવીશ.

ધુરંધર—ઇંદ્રકુમારની છાતીમાં ખરૂં કે?

રાજધર—ના, છાતીમાં નહિં, એના હૃદયમાં આ વખતની પરીક્ષામાં હું જીતીશ. એના અહંકારને વીંધીને ચૂરેચૂરા કરી નાખીશ.

ધુરંધર—અસ્ત્ર—પરીક્ષામાં ઇંદ્રકુમારને તું જીતીશ, એને જ તું સુયોગ કહે છે ને?

રાજધર—ના, સુયોગ શુ તીરના મુખ ઉપર હોય છે? નહિં. સુયોગ તો બુદ્ધિના બળ ઉપર રહે છે. હ્હારે, પરંતુ, એક કામ કરવું પડશે.

ધુરંધર—કામ તો હ્હારૂં હું બારામૂરૂંજ કર્યો ચાલું છું, પણ ફળ તો કશું નથી મળતું.

રાજધર—ફળ સબૂરીથી મળે છે, કોઇ પણ રીત યુક્તિથી, ઇંદ્રકુમારની અસ્ત્રશાળામાં ઘુસી જઇને, હેના ત્રૂણના પ્હેલા ભારામાંથી, હેનું નામ લખેલું તીર કહાડી લઇને, મ્હારૂં આ નામ લખેલું તીર તેમાં મુકી આવવાનું છે. હેના તીરની સાથે મ્હારૂં તીર બદલવાનું છે. સાથે સાથે ભાગ્ય પણ બદલાશે.

ધુરંધર—એ તો બધુંય જાણે હું સમજ્યો, પણ મ્હારો જીવ ? એ ગયો તો પછી કોઇનીયે સાથે બદલે નહિં મળે !

રાજધર—ત્હારે કંઇપણ ભય નથી, હું છું તે !

ધુરંધર—તું તો છે સ્તો; પણ સાથે સાથે, ભય પણ છેને ! એ જ તે દીવસે જ્યારે; ઇંદ્રકુમારના રૂપાને પત્રે મઢેલા ધનુષ્ પર જ્યારે ત્હને મોહ થયો ત્યારે તે મ્હેં જ ત્હને લાવી આપીને, ઘરમાં સંતાડી રાખ્યું હતું—અને આખરે, જ્યારે તે પકડાઇ ગયું ત્યારે ઇંદ્રકુમારે ધૃણા કરીને ત્હને તે આપી દીધું હતું. પણ તે દીવસે, એણે મ્હારૂં જે અપમાન કર્યું હતું તે, મ્હારો જીવ જશે ત્યાં સુધીયે નહિં ભુલી જવાય. તે વેળાયે પણ ભાઈ ત્હમેજ હતા ! આપે મ્હારે માટે કેટલો બચાવ કર્યો હતો તે, મ્હને હજી યાદ છે !

રાજધર—હવે ત્હારે વખત આવ્યો છે—એ અપમાનનો બદલો લેવાની તજવીજ કર !

ધુરંધર—વખત કોનો ક્યારે આવે છે તે ચોખ્ખું સમજાતું નથી. દુર્બળ માણસને માટે અપમાન પરિપાક કરવાની શક્તિ જ બસ છે; બદલો લેવાનો શોખ ત્હેને માટે નિરાપદ નથી. આ સ્થામેથી, એ બધા આ તરફ જ, આવતા જણાય છે. ચાલ, આપણે અહિંથી ખસી જઇએ. ત્હારી સાથે મ્હને એકઠો જોતાં જ, ઇંદ્રકુમાર જે શબ્દો ક્હેશે તેમા જરાયે મીઠાશ નહિં વાપરે.—અને ઇસારામાં પણ, ત્હારા કરતાં મ્હારા ઉપર વિશેષ પ્રીતિ બતાવશે એ પણ મ્હને શ્રદ્ધા નથી.

(પ્રસ્થાન.)

## દ્વિતીય દૃશ્ય

(ઇંદ્રકુમારની અસ્ત્રશાળાના દ્વાર આગળ.)

ઇંદ્રકુમાર—કેમ, પ્રતાપ ! શું હકીકત છે ? એકાએક મ્હને, અસ્ત્રશાળાના દ્વાર તરફ, કેમ તેડાવ્યો ?

પ્રતાપ—મધ્યમ રાણી સાહેબે મ્હને આપને ખબર ક્હેવાનું કહ્યું છે કે, આપની અસ્ત્ર—શાળામાં એક નવાઈ જેવું અસ્ત્ર પેઠું છે. તે વાયુ—અસ્ત્ર છે કે, નાગપાશ છે, કે કયું છે, એની તપાસ કરવાની છે.

ઇંદ્રકુમાર—તું શું બોલે છે, પ્રતાપ ? કળિયુગમાં પણ, આવી હકીકત, બને છે ખરી ?

પ્રતાપ—આહા, કુમાર. કળિયુગમાં જ એવું બને છે, સત્યયુગમાં નહિં. દરવાજા ઉઘાડતાં જ આપને બધુ સમજાઇ જશે.

ઇંદ્રકુમાર—ઠીક ત્યારે, પગના પડઘા પણ સંભળાય છે !

(દ્વાર ઉઘાડતાંજ રાજધરનું નાસવું.)

આ શું! આ તો રાજધર! હા, હા, હા, હા! ત્હને અસ્ત્ર માનીને કોઇએ ભૂલ કરી હતી કે શું? હા, હા, હા, હા!

રાજધર—મ્હને, ભાઇએ ગમ્મતમાં, અંહિ પૂરી રાખ્યો હતો.

ઇંદ્રકુમાર—આ ઘર કંઈ જેવી તેવી ગમ્મત કરવાનું ઘર નથી—અહિંની ગમ્મત તો ભયંકર ધારવાળી ગમ્મત છે—અંહિઆં ત્હારે શા નિમિત્તે આવવું થયું હતું?

રાજધર—આજરાત્રે શિકારે જવાનું છે તે માટે, હથિઆર ખોળવા જતાં જોયું તો, મ્હારાં બધાં હથિઆરને કાટ ચ્હડયો હતો. આવતી કાલની અસ્ત્ર—પરિક્ષાને માટે એ બધાંને હું સાફ કરવા આપી આવ્યો છું. એટલા જ માટે, ભાભી પાસે આવ્યો હતો; ત્હમારાં કાંઇક હથિઆર ઉછિતાં લેવા માટે!

ઇંદ્રકુમાર—તેથી જ, હું ધારૂં છું કે, ત્હેમણે અસ્ત્ર—શાળા સુદ્ધ આખ્ખી ને આખ્ખી ત્હને ઉછિતી આપી દીધી હશે! હા, હા, હા, હા! ત્યારે બ્હાર આવ્યો શું કરવા! જા, અંદર પાછો ભરાઇ જા! ઉધારની ઉમેદ પૂરી થઇ કે નહિ? હા, હા, હા, હા!

રાજધર—હસો! હસો! આ ગમ્મતમાં હું પણ હસીશ. પરંતુ, હમણાં નહિ. જઉં છું, ભાઈ, આજ રાત્રે હું હવે શિકારમાં આવનાર નથી.

(પ્રસ્થાન.)

પ્રતાપ—ન્હાના કુમારની સાથે, આપની આ બધી મશ્કરી, મ્હને ઠીક નથી લાગતી.

ઇંદ્રકુમાર—મશ્કરી કરવી એમાં ભય શો? ભલેને, એ પણ આપણી મશ્કરી કરે!

પ્રતાપ—એમની મશ્કરી સાધારણ નહિં હોય!

## તૃતીય દૃશ્ય.

(પરીક્ષા ભૂમિ. રાજા, રાજકુમારો, ઇસાખાં, નિશાનધારી અને ભાટ.)

ઇંદ્રકુમાર—ભાઇ, આજ ત્હમારે જીતવું જ જોઇએ. નહિ જીતો, એ નહિ ચાલે!

યુવરાજ—નહિં કેમ ચાલે? મ્હારૂં તીર નિશાન વીંધી નહિ શકે તોયે, જગત્ સંસાર તો જેમ ચાલતો હતો તેમ ચાલ્યા જ કરશે. અને જો કદિ ન ચાલે તોયે, મ્હારા જીતવાનો ગરબ હું નથી જોતો.

ઇંદ્રકુમાર—ભાઇ, જો ત્હમે હારશો તો, હુંએ જાણી જોઇને નિશાન ચુકી જઇશ

યુવરાજ—ના ભાઈ, એવી છોકરમત ન કરતો, ઉસ્તાદનું નામ રાખવું જ જોઇએ.

ઈસાખાં—યુવરાજ! સમય થયો છે—ધનુષ્ હાથમાં લો, ધ્યાન દો! જુઓ, હાથ બરાબર રૂહે!

(યુવરાજ તીર ફેંકે છે.)

ઈસાખાં—જાવ, ખાલી ગયું!

યુવરાજ—ધ્યાન તો બરાબર આપ્યું હતું ખાં સાહેબ, પણ તીર બરાબર મુકી શકાયું નહિ.

ઈંદ્રકુમાર—જરાયે નહિ. ધ્યાન બરાબર આપ્યું હોત તો નક્કી હમે નિશાન ભેદી શક્યાં હોત. પણ ભાઈ, તમે ફક્ત ઉદાસિન બનીને જ બધી વસ્તુઓને હડસેલી કહાડો છો. એથી મ્હને, ઉલટું દુઃખ થાય છે!

ઈસાખાં—હમારા ભાઈની અક્કલ, તીરના મુખ ઉપર શા માટે નથી ખીલી નીકળતી તે, હમે જાણો છો? એમની અક્કલ એટલી બધી ઓછી નથી તેથી,

ઈંદ્રકુમાર—સેનાપતિ સાહેબ, હમે અન્યાય બોલો છો!

ઈસાખાં—(રાજધરને) કુમાર, હવે હમે નિશાન તાકો, મહારાજ, જુઓ!

રાજધર—પ્હેલું ભાઈને થવા દો.

ઈસાખા—અત્યારે જવાબ આપવાનો સમય નથી. મ્હારો હુકમ અમલમાં લાવો!

(રાજધર તીર ફેંકે છે.)

ઈસાખાં—જવા દો. હમારા તીરે પણ હમારા ભાઈનું અનુકરણ કર્યું. નિશાનની તરફ જ ગયું નથી!

યુવરાજ—ભાઈ, હારૂં બાણ ઘણું જ નજીક થઈને ગયું છે. જો એક રહેજ જ ફેર પડ્યો હોત તો, જરૂર નિશાન વીંધાઈ ગયું હોત.

રાજધર—નિશાન તો વીંધાઈ જ ગયું છે. પણ, દૂરથી હમે તે બરોબર ચોખ્ખું જોઈ શકતા નથી. એ, જુઓ, પેલું વીંધાયું તે!

યુવરાજ—ના, રાજધર. હારા જોવામાં ભૂલ છે—નિશાન વીંધાયું જ નથી.

રાજધર—મ્હારી ધનુર્વિદ્યા પ્રત્યે હમને વિશ્વાસ જ નથી એટલે, હમે જોવા છતાં પણ જોઈ શકતા નથી. સારૂ, પાસે જશો એટલે તરત જ તે સાબીત થશે

(ઇંદ્રકુમાર ધનુષ લે છે.)

યુવરાજ—(ઇંદ્રકુમારને) ભાઈ, હું અક્ષમ હતો એટલા માટે, હારે મ્હારા ઉપર હસીકાવું

ઉચિત નથી. તું જો નિશાન ચુકીશ તો, હારૂં નિશાન ચુકેલું તીર, મ્હારૂં હૃદય વિદીર્ણ કરશી, એ તું નક્કી જાણજે.

(ઇંદ્રકુમાર તીર ફેંકે છે.)

(નેપથ્યમાં) લોકોનું ટોળું,—જય, કુમાર ઇંદ્રકુમારનો જય!

(વાધ વાગે છે. યુવરાજ ઇંદ્રકુમારને આલિંગન કરે છે.)

ઇસાખાં—પુત્ર, અલ્લાતી કૃપાથી ત્હમે દીર્ધાજીવ થાવ! મહારાજ, આ મધ્યમકુમાર પુરસ્કારને યોગ્ય છે, જે પ્રમાણે આપે વચન જાહેર કર્યું હતું તે પ્રમાણે એમને પુરસ્કૃત કરો!

રાજધર—ના, મહારાજ. પુરસ્કાર મ્હને જ મળવો જોઇએ. નિશાન મ્હારા તીરથી વીંધાયું છે!

મહારાજ—ના, કદાપિ નહિં.

રાજધર—સેનાપતિ સાહેબ, ગમે તો આપ તપાસ કરી આવો કે, નિશાન કો'ના તીરે ભેદ્યુ છે.

ઇસાખાં—ઠીક, હું જોઇ આવું છું.

(પ્રસ્થાન.)

(તીર હાથમાં લઇને ઇસાખાંનો ફરી પ્રવેશ.)

ઇસાખાં—(ઇંદ્રકુમારને) બાપુ, હું વૃદ્ધ માણસ છું, આંખે ભુલ તો નથી થતી! આ તીરના ફળ ઉપર તો રાજધરનું જ નામ જણાય છે!

ઇંદ્રકુમાર—હૅંઅ્, કોનું? રાજધરનું!

મહારાજ—આણ લાવો, જોઉં જાઇએ! હા, એમ જ છે. એકી સાથે આપણે બધાયની ભુલ થઇ!

રાજધર—આજે જ નહિ, મહારાજ, મ્હારા તરફ હંમેશાં ભુલ થતી આવે છે.

ઇસાખાં—આ કશું સમજાતું નથી!

ઇંદ્રકુમાર—પણ, હું સમજ્યો છું

રાજધર—મહારાજ, આજ ન્યાય કરો!

ઇંદ્રકુમાર—(જનાંતિક) ન્યાય! તું ન્યાય માગે છે! તેમ થશે તો, ત્હારા મ્હોંયે શાહી ચોળાશે! વંશની લાજ હું ઉઘાડી નહિં કરૂં: પણ, અંતર્યામી ત્હારો ન્યાય કરશે!

ઇસાખાં—આ શું થઇ ગયું, ભાઇ! એની અંદર જરૂર કંઇ રહસ્ય સમાયું હશે? શીલા કદિ પાણી ઉપર તરી શકતી નથી તેમ વાંદરો કદિ ગીત ગાતો નથી! ભાઇ ઇંદ્રકુમાર, ખરેખરૂં કહો કે, આ શું બન્યું છે! તૂણ તો બદલાયુ નથીને?

રાજધર—ના, જરા પણ નહિ, તપાસી જુઓ.

ઇસાખાં—હા, છે તો તેમજ, તૂણ તો બરાબર છે! ઠીક, પણ ઇંદ્રકુમાર, ખરેખરૂં કહો કે, હમણાં હમણાંનું કોઇ ત્હમારી અસ્ત્ર-શાળામાં પેઠું હતું?

ઇંદ્રકુમાર—એ વાતની કંઇ જરૂર નથી, ખાં સાહેબ!

ઇસાખાં—ખરૂં કહો, કુમ... નિશ્ચય જાણો છો કે, ત્હમારી અસ્ત્ર-શાળામાં કોઇ પેઠું હતું અને ત્હમારૂં તીર કોઇ બદલી ગયું છે!

ઇંદ્રકુમાર—રહેવા દો, ખાં સાહેબ, એ વાત જવા દો!

ઇસાખાં—ત્યારે ત્હમે હાર કબુલ કરો છો?

ઇંદ્રકુમાર—હા, હાર હું કબુલ કરૂં છું.

ઇસાખાં—શાબાશ, ભાઇ શાબાશ! રાજપુત તો ... ખરા!—મહારાજ, ક્યાંય પણ કોઇ અન્યાય થઇ ગયો છે, પણ એ વાત કોઇપણ રીતે જાહેર થઇ શકતી નથી. ફરીને એક વાર પરીક્ષા ન લેવાય ત્યાં સુધી નિર્ણય બરાબર આપી શકાય નહિ.

રાજધર—ખાં સાહેબ, અન્યાય બીજો કંઇ નથી. હું જીત્યો એ જ ખરેખરો અન્યાય થયો છે! પરંતુ તેટલા જ માટે, ફરી પરીક્ષાનું અપમાન હું સ્વીકારી શકીશ નહિ. મ્હારી જીત થવી એ, કદિ અન્યાય થયો હોય તો, એ અન્યાયનો એક સહજ ઉપાય છે! હું પુરસ્કાર લેવા નથી ઇચ્છતો! મધ્યમ કુમારને જ એ પુરસ્કાર ભલે અપાતો!

મહારાજ—એમ મ્હારાથી કહી શકાય નહિ—તીર ઉપર જ્યારે ત્હારૂં જ નામ લખેલું છે ત્યારે એ પુરસ્કાર ત્હને જ આપવો જોઇએ! (તરવાર આપે છે.)

રાજધર—આપનો પુરસ્કાર હું માથે ચ્હડાવું છુ. પરંતુ, મ્હારા આ સૌભાગ્યથી કોઇનું મન જ્યારે પ્રસન્ન નથી થતું ત્યારે આ તરવાર હું ભાઇ ઇંદ્રકુમારને જ ભેટ આપું છું! (ઇંદ્રકુમાર તરફ, તરવાર આગળ કરે છે.)

ઇંદ્રકુમાર—(તરવાર જમીન ઉપર ફેંકી દઇને) ધિક્! ત્હારા હાથે, પુરસ્કારનું એ અપમાન, કોણ સહણ કરશે!

ઇસાખાં—(ઇંદ્રકુમારનો હાથ પકડીને) ઇંદ્રકુમાર! મહારાજની આપેલી તરવાર, ત્હમે

જમીન ઉપર ફેંકી દેવાનું સાહસ કરો છો ? ત્હમારા આ અપરાધની ત્હમને, યોગ્ય શિક્ષા થવી જોઇએ !

ઇંદ્રકુમાર—( હાથ છોડાવી લઇને ) વૃદ્ધ, ત્હમે મ્હને અડકો નહિં !

ઇસાખાં—પુત્ર, આ શું ! આજ કંઇ ત્હમે આત્મ-વિસ્મૃત થાવ છો !

ઇંદ્રકુમાર—સેનાપતિ સાહેબ, મ્હને ક્ષમા કરો ! હું ખરેખર આત્મ-વિસ્મૃત જ થયો છું ! મ્હને શિક્ષા આપો !

યુવરાજ—ધીરો પડ, ભાઇ. ચાલ, ઘેર પાછા જઇએ !

ઇંદ્રકુમાર—( મહારાજની પગરજ લઇને ) પિતા, અપરાધ ક્ષમા કરો ! આજ દરેક રીતે મ્હારી હાર થઇ છે.

ઇસાખાં—મહારાજ, મ્હારૂં એક નિવેદન છે.રમતની પરીક્ષા તો પૂરી થઇ, પણ હવે, કાર્યની પરીક્ષા લેવાવી જોઇએ ! એથી જણાઇ આવશે કે, આપનો કયો પુત્ર ઇનામને યોગ્ય છે.

મહારાજ—કયા કામ વિષે ત્હમે વ[illegible] છો, સેનાપતિ ?

ઇસાખાં—આરાકાનરાજે સાથે મહારાજને યુદ્ધનો વિચાર છે. સૈન્ય પણ તૈયાર છે. આ વેળાએ, કુમારોને તે યુદ્ધમાં મોકલો.

મહારાજ—બરોબર વાત છે, સેનાપતિ ! ખબર મળી છે કે, આરાકાનનો રાજા ચટગ્રામની સીમા નજીક આવી પ્હોંચ્યો છે. વખતો વખત શિક્ષા પામ્યા છતાં પણ એ મુર્ખને સાન ન આવી તે ન જ આવી ! યમરાજને ત્યાં મોકલ્યા વિના હવે એ મુર્ખને હવે અક્કલ આવવાની નથી. શું કહો છો, વત્સગણ ! આપણા તે ચિર શત્રુની સ્હામે લ્હડાઇ લઇ જઇને, ક્ષાત્રધર્મની દીક્ષા સ્વીકારવા ત્હમે ખૂશી છો ?

ઇંદ્રકુમાર—હા. હમે ઘણા ખૂશી છીએ ! મ્હોટા ભાઇ પણ સાથે આવશે !

રાજધર—અને હું પણ, શુ નહિં આવું એમ ત્હમે માનો છો ?

મહારાજ—સારે ઇસાખાં, હમે સૈન્યાધ્યક્ષ બનીને, એ બધાને શત્રુ ઉપર જીત મેળવવા લઇ જાવ ! ત્રિપુરેશ્વરી ત્હમને સહાય કરો !

( અપૂર્ણ. )

લક્ષમનરાવ હરિલાલ ધ્રુવ.

---




# હરબાર્ટનું માનસશાસ્ત્ર.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૧૦ થી )

વિચારબળની ભિન્નતાને લીધે એક જ બાબતના જુદા જુદાં સ્વરૂપ રચાય છે તે આપણે ઉપર જોઈ ગયા. વ્યક્તિના વિચારસમૂહ જુદા હોય છે એટલું જ નહિ, પણ અરસપરસ ક્રિયાને લીધે નવીન વિચારનું સ્થાન અમુક પ્રકારનું નક્કી થવાથી સમગ્ર વિચારનો ક્રમ પણ બદલાઈ જાય છે. તેથી વિચારસમૂહનું સ્વરૂપ અને તેનો ક્રમ જ્ઞાનવિસ્તારની ક્રિયા નક્કી કરે છે.

આ ઉપરથી એ બાબત ફલિત થાય છે કે જેના મનમાં વિશેષ અને સુવ્યવસ્થિત વિચારસમૂહ હોય છે તેને સુશિક્ષિત કહેવો જોઇએ; કારણ કે તેને લીધે સંસારવહેવારમાં તે તેનો સારો ઉપયોગ કરી શકે છે. દરદીની ચિકિત્સા કરવામાં કેટલાક ડાક્તર કુશળ હોય છે, તેનું કારણ એ છે કે જે વિચારનો તેવા પ્રસંગે ઉપયોગ કરવો જોઇએ તે વિચાર તેના મગજમાં ઝટ સ્ફુરી આવે છે. જ્યારે વિચાર વ્યવસ્થિત હોય છે ત્યારે જ ઝટ તેનો ઉપયોગ થઇ શકે છે. તેવીજ રીતે જુદા જુદા ધંધાવાળા જે ચપળતાથી તર્ક કરી શકે છે તેનું કારણ પણ વિચારની સુવ્યવસ્થા છે. અભણ અને શિક્ષિત માણસમાં આવી રીતે વિશેષ અને સુવ્યવસ્થિત વિચારનો જે ભેદ હોય છે તે તફાવત તેમની ક્રિયામાં પણ માલમ પડે છે. અમુક બાબતનો તર્ક કરવો એટલે તેનાં કાર્ય કારણ શોધી કાઢવાં તે છે, પણ જો વિચાર વ્યવસ્થિત હોય છે તો જ તેને અમુક પ્રસંગે લાગુ પડી શકાય છે. તેવી જ રીતે નીતિની દૃષ્ટિએ પણ તેવા નૈતિક વિચાર ઘણા કામના છે, ભેદ અને છૂટક વિચાર આચારમાં ફલીભૂત થતાં નથી, પણ શુભ વિચારનો વિશેષ અને વ્યવસ્થિત સમૂહ હોય છે તો ખોટા વિચાર મગજમા દબાઈ જાય છે અને તે સારા વિચાર થોડી કે લાંબી મુદ્તે કાર્ય કરી શકે છે. ઇચ્છાનું વાસ્તવિક ઉત્પાદક બળ વિચાર છે તેથી સારા વ્યવસ્થિત વિચાર નીતિની દૃષ્ટિએ પણ લાભકારક છે. જ્યારે અમુક બાબત કરવાની મનમાં રકઝક ચાલે છે, ત્યારે જે વિચાર ઉપર ધ્યાન આકર્ષવાથી તેનું પ્રાધાન્ય વધે છે તેનો અમલ થાય છે, પણ બીજા વિચાર દબાઈ જાય છે, તેથી વિદ્યાર્થીના મનમાં સુનીતિના વ્યવસ્થિત વિચાર ભરવાથી તેનો સારો ઉપયોગ થવાનો વિશેષ સંભવ રહે છે.

'સંવેદન એટલે વ્યવસ્થિત વિચાર' એ ઉપરથી જ્ઞાનવિકાસનો એક ઉપયોગી નિયમ એ માલમ પડે છે 'કે નવીન હકીકત કે વિચાર પ્રાપ્ત કરતી વખતે જૂના વિચારમાં જેમ બને તેમ ઓછો ખળભળાટ થવો જોઇએ.' સાધારણ રીતે આપણે જૂના જ્ઞાનની મદદથી નવીન બાબત સમજવા પ્રયત્ન કરીએ છીએ; અને તેથી તેમાં અસાધારણ ફેરફારને પ્રવેશ કરવામા આવતો નથી. તદન નવી કે અજાણી બાબતનો આપણા મનમા તિરસ્કાર ઉત્પન્ન થાય છે.' તેથી 'જે બાબતથી' આપણે પરિચિત હોઇએ છીએ તેની મદદથી તેને નવી

ખાસ લાયક હતું. રા. રા. મગનભાઈ ચતુરભાઇએ હાલમાં આ વિષય સંબન્ધી વર્તમાન-પત્રોમાં કરેલી ચર્ચાના મુદ્દા લઈ—રા નાના સાહેબે એનું બહુ સારું નિવરણ કર્યું. એ મુદ્દા નીચે પ્રમાણે હતા

(૧) જમીનની માલકી જમીન ધારણ કરનાર લોકની જ છે અને સરકાર રક્ષણને માટે જમીન મહેસુલ કર તરીકે જ ઉઘરાવવાનો હક છે. (૨) જમીન મહેસુ અહિં એટલું બધુ ભારે છે કે આખું વર્ષ મહેનત કર્યા છતાં ખેડૂતના કુટુંબને પુર પોષણ થતું નથી અને તેથી તેની જીવનધાતુ દિનપ્રતિદિન નબળી પડતી જાય છે (૩) આવી નબળી ધાતુના પરિણામે ખેડૂતની વસ્તિ પ્રતિ વર્ષે ભાગતી જાય છે (૪) ગમે તેવા રોગોના ભોગ આ વસ્તિ થઇ પડે છે (૫) ખેતીની આવી સ્થિતિથ ખેતી ઉપરથી લોકની શ્રદ્ધા ઉઠી જતા ખેતી હજુ પણ દરેક વર્ષે ઉતરતી સ્થિતિ આવતી જાય છે અને દેશમાં બીજા ધંધાનો અભાવ થતા એંશી ટકા વસ્તિને આ જીવિકાનું બીજુ સાધન રહ્યું નથી.

આ સ્થિતિ સામે વખતો વખત દુકાળફંડ વડે ખેડૂતોને જીવાડવાના પ્રયત્ન નકામ છે. ખરો ઉપાય પ્રજાપક્ષના આગેવાનોએ વારવાર સૂચવ્યુ છે તે પ્રમાણે "જમીન મહેસ ઘણું ભારે હોવાથી તેને હલકું કરી નાખવુ જોઇએ અને એવી રીતે હલકુ કરી નાખે મહેસૂલ હમેશને માટે કાયમ કરવુ જોઇએ." જમીન મહેસૂલ હલકું કરી નાખવાનો પ્ર જુદો છે, પણ એને કાયમ કરી નાખવાના વિચાર પરત્વે અમારે એક વાતનું એમને સ્મર આપવું જોઇએ તે એ કે જ્યારે મિ રમેશચન્દ્ર દત્ત વગેરે તરફથી મહેસૂલ કાયમ કરવા માગણી થતી હતી ત્યારે એમા મુખ્ય હેતુ સહાનુભૂતિરહિત પરદેશી અમલદારોને દર ત્રીસ વ મહેસૂલનો આકાર વધારતા અટકાવવાનો હતો. પરંતુ હવે એ જૂની સ્થિતિ બદલાશે; અ ધીમે ધીમે, પણ નક્કી, દિન પર દિન રાજ્યવહીવટ પ્રજાના હાથમાં વધારે ને વધારે આવતે જશે, અને તે વખતે જેટલા સ્વાર્થ અગાઉથી જામી ગએલા હશે (vested interests) તેટલ પ્રજાને જ એના વહીવટમા નડતર ઉત્પન્ન કરશે તે માટે અત્યારે પ્રશ્ન ખુલ્લો રહે એમાં પ્રજાનું હિત છે આટલો મતભેદ બાજુ પર મૂકીએ તો બાકીનું એમનુ વિવેચન ખરેખ ધ્યાનમાં લેવા લાયક છે. એનો મુખ્ય મુદ્દો એવો એ છે કે જમીન એ ખેડૂતને વેપારીન મૂડીને ઠેકાણે છે, અને એ મૂડી થકી એ જે નફો કરે તે ઉપર સરકાર માત્ર ઇન્કમટૅક્સ લે છે, તે જ રીતે જમીનની રો તે ખેડૂતની ઊપજ ઉપર સરકારે માત્ર ઇન્કમટૅક્સને ધોરણે મહેસૂલ લેવું જોઇએ. પણ આ સૂચના નવીન છે. અને જમીન એ સમસ્ત પ્રજાનું ધન એ સિદ્ધાન્ત ખરો હોય તો જમીન અને અન્ય વચ્ચેની સરખામણી ભાગ્યે જ બરાબ ગણાય. અમને લાગે છે કે જ્યારે રેલવે તાર પોસ્ટ રસ્તા વગેરે કારણથી અનાજ ઉ ભાવે પરદેશ વેચવાની અનુકૂળતા ખેડૂતને મળે છે ત્યારે એ જમીનનું મહેસૂલ વધારવા મા એક વાજબી કારણ તરીકે સરકાર મૂકે છે, પરતુ વસ્તુતઃ, ખેડૂતની આર્થિક સ્થિતિ ઉપ અત્યારે એટલી બધી દિશાએથી અસર થઇ છે કે એ સ્થિતિનું ખરૂં સ્વરૂપ નક્કી કરવાની જ જરૂર છેઃ, સર વિલ્યમ વેડર્બર્ને આ માટે હિન્દુસ્થાનના થોડાક ગામડાંની તપાસ કરવા માગણી કરી હતી, પરંતુ એ કરતા પણ અધિક મહત્ત્વનુ આ કર્તવ્ય છે કે આપણા સ્વદે

અર્થશાસ્ત્રીઓ ખેડૂતની સ્થિતિનો પ્રશ્ન એક અર્થશાસ્ત્રના 'પ્રશ્ન તરીકે' ઊંડા ઊતરીને જુએ અને વિચારે અને એ વિચારનું ફળ આપણી આગળ મૂકે. અમને લાગે છે કે તેમ થાય તો ખેડૂતની સ્થિતિ આપણે ધારીએ છીએ તે કરતાં પણ વધારે દયાજનક સમજવામાં આવે.

રાજકીય પરિષદના પ્રમુખ—ઑ. મિ. વિઠ્ઠલભાઇ ઝવેરભાઈ પટેલ હતા. હોમરૂલર ન છતાં એ એક દૃઢ અને નિખાલસ સ્વરાજ્યવાદી છે, અને એમનું ભાષણ મ્હોટે ભાગે 'મૉન્ટેગ્યુ-ચેલ્મ્સફર્ડ રિફૉર્મ સ્કીમ'ની વિગત ઉપર હતું. આજકાલ સ્પેશ્યલ કૉન્ગ્રેસના અને મૉડરેટ કૉન્ફરન્સના નેતાઓ વચ્ચે જે દારુણ યુદ્ધ ચાલે છે તેને અંગે બે પક્ષના સિદ્ધાન્તોની એમણે તુલના કરી; અને આપણી લેજિસ્લેટિવ કાઉન્સિલમાં સર્વાનુમતે થએલા ભાષણમાં આપણા ઇલાકામાં સ્વાધીન રાખેલા ('Reserved') અને સોંપેલા ('Transferred') ખાતાંનો વિભાગ ન રાખતાં, સઘળાં ખાતાંનો વહીવટ પ્રજાના પ્રધાનો ('Ministers')ને સોંપવો—એ ભલામણને અમલમાં મૂકવા માગણી કરી જુદાં જુદાં ખાતાં લઇ એમાંનું એકે સ્વાધીન રાખવાની જરૂર નથી એમ વિગતવાર બતાવ્યું. આપણા ઇલાકાને અખંડિત સ્વરાજ્ય મળે એ અમે ઇચ્છીએ છીએ, પણ દરેક પ્રાન્ત પોતપોતાને માટે જુદી જુદી માગણી કરી જે મળે તે લે અને અધિક મેળવવા જાતેજ યત્ન કર્યા કરે એ ઇષ્ટ છે? એ રીતે કરવાથી હિન્દી પ્રજામતનું બળ છિન્ન ભિન્ન થઇ જતું નથી? જે માગણી થાય તે હિન્દુસ્થાનના મ્હોટા ભાગ માટે થાય અને તે આખા હિન્દુસ્થાનના એક અવાજથી થવી જોઇએ એમ લાગતું નથી? કારણ કે દરેક ઇલાકો પોતપોતાનો સ્વાર્થ સંભાળી લે એ દૃષ્ટિ ટૂંકી નહિ? પરંતુ કદાચ વ્યવહારુ દૃષ્ટિએ જોતાં, આ સિવાય ધાર્યું કાર્ય સિદ્ધ થઈ શકે એમ નહિ હોય એ સંભવિત છે.

મિ. પટેલના ભાષણનો ઘણો અગત્યનો ભાગ તે એમણે ધારાસભાના બંધારણસંબન્ધી કરેલી ચર્ચા હતી. એ ચર્ચાને અંગે, હિન્દુસ્થાનમાં મતાધિકારીઓની સંખ્યા થોડી હોવાથી સમસ્ત પ્રજાનો મત ધારાસભામાં પ્રતિબિમ્બિત થઈ શકે એમ નથી અને તેથી સરકારે રાજ્યવહીવટનો ઘણો ભાગ મતાધિકારરહિત લોકના હિતાર્થે પોતાના હાથમાં રાખવો જ જોઇએ એમ સરકારપક્ષની દલીલ છે—એના ઉત્તરમાં મિ. પટેલે આપણા ઇલાકાના મતાધિકારીઓની સંખ્યાના જિલ્લાવાર આંકડા ટાંક્યા, અને ઇંગ્લંડમાં પણ શરૂઆતમાં—બલ્કે સોઓસો વર્ષ ઉપર—એવી જ સ્થિતિ હતી એ બતાવનારો પંડિત મદનમોહન માલવીયના

---

* 'મિ પટેલના ભાષણમાં 'Reserved' અને 'Transferred' માટે એવાં અવતાર 'સ્વાયત્ત' અને 'પરાયત્ત' શબ્દો વાપર્યા છેઃ પણ સરકાર અમુક ખાતાં પોતાના હાથમાં રાખી બાકીનાં આપણને સોંપે તેમાં આપણે 'પરાયત્ત' કહેવાં એ કઢંગુ લાગે છે—તેથી અમે ઉપર જણાવેલા 'સ્વાધીન' અને 'સોંપેલા' એવા શબ્દો યોજ્યા છીએ, અને સરળતા પણ એ શબ્દોના પક્ષમાં છે.

આપણમાથી એક ફકરો ટાંગ્યો. પૂર્વોક્ત આંકડા અને આ ફકરો સાચવી રાખવા જેવા હોઇ અત્રે ઉતારવામા આવે છે:

| જીલ્લાનું નામ | વસ્તી | કેટલા હજાર? | | લખી વાંચી જાણનાર-કેટલા હજાર? | | | જીલ્લાની તાલુકા બોર્ડો માટે મત આપનારાઓની સંખ્યા | જીલ્લાની ર્‍ડીસી પાલીટીઓ માટે મત આપનારાઓની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|---|
| | મુસલમાની | મુસલમાની સીવાયના | કુલ | મુસલમાની | મુસલમાની સીવાયના | કુલ | | |
| અમદાવાદ | ૮૯ | ૭૩૬ | ૮૨૮ | ૧૩ | ૮૧ | ૧૦૪ | ૮૫૬૦ | ૧૮૨૦૬ |
| ખેડા | ૬૩ | ૬૨૮ | ૬૯૨ | ૬ | ૩૧ | ૨૮ | ૧૦૧૫૦ | ૭૫૬૩ |
| પ 'મહાલ | ૨૨ | ૩૦૦ | ૩૨૩ | ૩ | ૧૩ | ૧૬ | ૧૯૦૮ | ૨૮૨૨ |
| | ૫૫ | ૫૯૯ | ૬૫૪ | ૧૦ | ૮૨ | ૯૨ | ૧૦૮૨૭ | ૯૦૭૯ |
| | ૬૮ | ૨૩૯ | ૩૦૭ | ૧૩ | ૩૫ | ૪૭ | ૬૨૧૫૮ | ૩૭૩૨ |
| ..ા | ૪૨ | ૮૪૦ | ૮૮૨ | ૬ | ૪૭ | ૫૩ | ૫૧૧૦ | ૬૭૨૬ |
| કોલાબા | ૨૮ | ૫૬૮ | ૫૮૪ | ૩ | ૨૬ | ૨૯ | ૫૯૬૧ | ૨૪૨૯ |
| રત્નાગીરી | ૮૫ | ૧૧૧૮ | ૧૨૦૪ | ૫ | ૪૭ | ૫૨ | ૬૯૫૯ | ૨૧૩૦ |
| પૂર્વ ખાનદેશ | ૧૦૦ | ૯૩૫ | ૧૦૩૫ | ૪ | ૪૬ | ૫૦ | ૧૪૬૯૩ | ૧૧૪૩૮ |
| પશ્ચિમખાનદેશ | ૩૧ | ૫૪૯ | ૫૮૧ | ( | ૨૨ | ૨૪ | ૯૯૮૧ | ૫૨૮૫ |
| નાસિક | ૪૮ | ૮૫૭ | ૯૦૫ | ૪ | ૩૬ | ૩૯ | ૭૪૧૨ | ૫૫૮૩ |
| અહમદનગર | ૪૮ | ૮૯૭ | ૯૪૫ | ૪ | ૪૦ | ૪૪ | ૭૦૮૨ | ૩૧૮૫ |
| | ૪૮ | ૧૦૨૩ | ૧૦૭૨ | ૬ | ૭૪ | ૮૧ | ૪૮૩૦ | ૧૨૦૫૨ |
| ...રા | ૩૭ | ૧૦૪૫ | ૧૦૮૧ | ૩ | ૩૬ | ૩૯ | ૭૨૪૫ | ૬૨૩૪ |
| | ૫૫ | ૭૧૩ | ૭૬૮ | ૩ | ૩૩ | ૩૬ | ૩૮૮૫ | ૭૦૭૪ |
| બીજાપુર | ૧૦૧ | ૭૬૩ | ૮૬૩ | ૪ | ૩૭ | ૪૧ | ૫૧૫૧ | ૪૦૨૬ |
| બેલગામ | ૭૭ | ૮૬૭ | ૯૪૪ | ૪ | ૪૦ | ૪૪ | ૬૨૪૬ | ૪૧૧૦ |
| ધારવાડ | ૧૩૭ | ૮૮૯ | ૧૦૨૬ | ૮ | ૭૨ | ૭૯ | ૧૦૬૦૦ | ૮૯૨૮ |
| કાનરા | ૨૯ | ૪૦૨ | ૪૩૦ | ૪ | ૩૪ | ૩૮ | ૫૯૧ | ૨૪૧૬ |
| સીંધના સાત જીલ્લા | ૧૬૪૦ | ૮૭૩ | ૩૫૧૩ | ૩૮ | ૧૨૮ | ૧૬૬ | ૩૭૬૮૫ | ૧૨૫૦૭ |
| મુંબઇ શહેર | ૧૭૯ | ૮૦૦ | ૯૭૯ | ૨૯ | ૧૯૩ | ૨૨૨ | ........ | ૧૭૦૧૯ |
| કુલ | ૩૯૮૬ | ૧૫૬૩૭ | ૧૯૬૨૬ | ૧૭૧ | ૧૧૮૪ | ૧૩૬૫ | ૧૭૭૧૪૨ | ૧૫૬૬૪ |

૩૩૦૮૦૬

આ ઉપરાંત બીજા કેટલાક આંકડાઓ જાણવાની જરૂર છે જેવા કે (૧) દરેક જીલ્લાની કોમવાર વસ્તી અને મતાધિકારીઓની સંખ્યા (૨) નાનના મનાધિ

કાર સંબન્ધી નિયમોમાં અમુક ફેરફાર કરવાથી મતાધિકારીઓની સંખ્યા ઉમેદવાર અને મુખ્ય કામગાર કેટલી વધી શકે (૩) લોકલ બોર્ડો અને મ્યુનીસીપાલીટીઓના મતાધિકારીઓમાં ઉમેદવાર મુસલમાનોની સંખ્યા. આ વિગેરે હકીકત સરકારની મદદ સિવાય મળી શકે એમ નથી તેથી જરૂરના આંકડાઓ ઉપલાં કોષ્ટકમાં બતાવ્યા છે તે આંકડાઓ ઉપરજ આધાર રાખીને હું આ મતાલો ઘડ્યું છું.

સુધારાની યોજનામાં એમ કહેવામાં આવ્યું છે કે હિન્દુસ્થાનમાં જોઈએ તેટલી અને જોઈએ તેવી મતાધિકારીઓની સંખ્યા નથી, અને તે લાંબા વખત સુધી મેળવી શકે તેમ નથી, તેથી સુધારાઓ સંભાળપૂર્વક દાખલ કરવા જોઈએ. આ દલીલમાં કેટલું વજન છે તે ઉપલા કોષ્ટક ઉપરથી જણાઈ આવશે. મુંબાઈ ઇલાકામાં ૨૬ જીલ્લાઓમાં કુલ્લે ૧,૭૭,૧૪૨ લોકલ બોર્ડના મતાધિકારીઓ છે. અને ૧૮૮૪ ની સાલમાં હાલનો લોકલ બોર્ડનો કાયદો દાખલ કરવામાં આવ્યો ત્યારથી એ સંખ્યા અગર એનો મોટો ભાગ મત આપવાનો હક ધરાવે છે, અને ભોગવે છે. મુંબાઈ ઇલાકાની મ્યુનિસિપાલિટીઓમાં એકંદર મતાધિકારીઓની સંખ્યા ૧,૫૩,૬૬૪ છે. તેમાંની ઘણી ખરી મ્યુનિસિપાલિટીઓનું બંધારણ પચાસ કે સાઠ વરસ ઉપર રચવામાં આવેલું હોવાથી તેટલી મુદતથી આટલી સંખ્યા અગર તેનો મોટો ભાગ મત આપવાનો હક ભોગવે છે. આ પ્રમાણે લોકલ બોર્ડો અને મ્યુનીસીપાલીટીમાં એકંદર મત આપનારાઓની સંખ્યા આ ઇલાકામાં ૩,૩૦,૮૦૬ છે અને વસ્તી ૧,૯૬,૦૦,૦૦૦ છે. તે હિસાબે મત આપનારાઓનું પ્રમાણ લગભગ પોણાબે ટકા સુધીનું થાય છે. વળી કેટલીક મ્યુનિસિપાલિટિઓ અને લોકલ બોર્ડોને ચુંટણીનો હક હજી સુધી આપવામાં આવ્યો નથી. તે આપવામાં આવશે એટલે તે પ્રમાણમાં મતાધિકારીઓની સંખ્યા વધશે. એટલુંજ નહી પણ મુસલમાનને આપવામાં આવેલી ખાસ ચુંટણીના સંબંધના મતાધિકારીઓની પણ આ હિસાબમાં ગણત્રી કરવામાં આવી નથી. જે સંખ્યા હાલ વર્ષો થયાં લોકલ બોર્ડમાં અને મ્યુનિસિપાલીટિઓમાં અને બીજી ચુંટણીઓમાં મત આપવાનો હક ભોગવે છે તેટલી સંખ્યા તો, હવે, ધારાસભાને માટે મત આપવાને લાયક નથી એમ કોઈ કહી શકશે નહિ. બીજા દેશોમાં જ્યારે પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર દાખલ કરવામાં આવેલાં ત્યારે તે દેશોમાં મતાધિકારીઓની સંખ્યા પ્રમાણમાં આટલી પણ નહોતી એ વાત જાણીતી છે. આપણા માનનીય પંડિત મદનમોહન માલવીયા સુધારાની યોજના પર ટીકા કરતાં આ સંબંધમાં નીચે પ્રમાણે કહે છે.—

"મતાધિકારનો પ્રશ્ન ચર્ચતી વખતે આપણે યાદ રાખવું જોઈએ કે, મતાધિકાર લોકોની બને તેટલી મોટી સંખ્યાને આપવો એ ઇચ્છવા જોગ છે, તોપણ તેમ ન બની શકે તો, તેને આપણે વ્યાજબી રીતે સુધારાના માર્ગમાં ગંભીર પ્રતિબંધ ગણી શકીએ નહિ કારણ કે જે દેશોમાં આજ ઘણા લાંબા સમયથી ચુંટણીની પદ્ધતિ દાખલ

થય છે તે દેશોના મતાધિકારીઓની હાલની સંખ્યા જેટલી આપણા મતાધિકારીઓની સંખ્યા આરંભમાં નજ હોઈ શકે. ઇંગ્લંડમાં મતાધિકારીઓની સંખ્યામાં કેવો ધીમે ધીમે વધારો થયો છે તે જણાવવું અત્રે અસ્થાને ન ગણાય. ૧૮૩૨ ની સાલ સુધી આમની સભાના ઘણા સભ્યોની ચુંટણી એકંદરે ૧૫૦૦૦ કરતાં પણ ઓછા મતાધિકારીઓ દ્વારા થતી હતી. તેજ સમયે સ્કોટલંડ દેશની વસ્તી ૨૩,૬૦,૦૦૦ હતી તોપણ મતાધિકારીઓની સંખ્યા માત્ર ૩,૦૦૦ ની જ હતી. ૧૮૮૪માં મી૦ ગ્લેડસ્ટનને કહ્યું હતું કે "રીફોર્મ બીલ" જે બ્રિટિશ સ્વાતંત્ર્યનો "મેગના ચાર્ટા" છે તેને લીધે ત્રણે દેશના મતાધિકારીઓની સંખ્યામાં ૬૦૦,૦૦૦ નો વધારો થયો હતો. ૮૩૨ પછી બીજો સુધારો ૧૮૬૬ મા કરવામા આવ્યો તે વખતે સંયુક્ત રાજ્યમાં એકંદર મતાધિકારીઓની સંખ્યા વધીને ૧૩,૬૪,૦૦૦ સુધી પહોંચી હતી અને ૧૮૬૭—૬૯ સુધી જે બીજા ખરડાઓ દાખલ કરવામાં આવ્યા તેથી તેની સંખ્યા વધીને ૨૪,૪૮,૦૦૦ ની થઇ હતી. ૧૮૮૪ સુધીમાં તો આ આંકડો લગભગ ૩૦,૦૦૦,૦૦ સુધી પહોંચી ગયો અને તેમા ૧૮૮૫ના કાયદાથી ૨૦,૦૦,૦૦૦ નો વધારો થયો. આ વધારો ૧૮૬૭ મા થયલા વધારા કરતા બમણો આવ્યો. ૧૮૩૨ માં થયલા વધારાના ચારગણા કરતા પણ વધારે હતો. આ ટુંક ઇતિહાસ સૂચક તેમજ ઉત્સાહપ્રેરક છે. યોગ્ય છુટથી મતાધિકાર આપવામાં આવે તો આપણે બધા સંયોગો ધ્યાનમાં લેતાં કોઇપણ સમજુ માણસ વ્યાજબી ધારે એટલી મતાધિકારીઓની સંખ્યાથી આરંભ કરી શકીએ."

મુંબઇની ધારાસભા ૧૨૫ સભ્યોની બનેલી હોવી જોઇએ કોંગ્રેસ-લીગની યોજનામાં પણ એમ જ કહેલુ છે. મી. મોંટેગ્યુ અને લોર્ડ ચેમ્સફર્ડની રૂબરૂ મુંબઇ તરફથી જે જે આગેવાન સંસ્થાઓ અને ગ્રહસ્થોએ સુધારાના સબંધમાં લેખી દલીલો રજુ કરી છે તેમા પણ મુંબઇની ધારાસભા ૧૨૫ સભાસદોની હોવી જોઇએ એમ જણાવેલુ છે. તે ૧૨૫ માથી સરકારે નીમેલા ૨૫ અને તે પૈકી સરકારી અમલદારો ૧૨ હોવા જોઇએ. જો સરકાર પુરેપુરા ૨૫ સભાસદો નીમવાના હકનો ઉપયોગ કરે તો ચુટણીને માટે ૧૦૦ જગ્યાઓ રહે તેમાંની કેટલીક જગ્યાઓ ચુટણીનો ખાસ હક ધરાવતી સંસ્થાઓ અને કોમોને મળે, અમુક મુસલમાનોને જ મળે અને બાકીની મુંબઇ તથા ઇલાકાના જુદા જુદા જીલ્લાઓ તથા જીલ્લાઓના સમૂહોને મળે. ખાસ જુદી ચુંટણીનો હક નીચેની સંસ્થાઓને આપવા જોઇએ: (૧ મુંબઇ યુનિવર્સિટીને ૨. (૨) મુંબઇ કોર્પોરેશનના ચુંટાએલા સભાસદોને ૧. (૩) ગુજરાતના સરદારો અને મોટા જમીનદારોને ૧. (૪) દક્ષિણના સરદારો અને મોટા જમીનદારોને ૧ (૫) સિંધના જમીનદાર અને જાગીરદારને ૧ (૬) મુંબઇની વેપારી ચેમ્બરને ૧. (૭) મુંબઇની દેશી વેપારી ચેમ્બરને ૧. (૮) કરાંચીની વેપારી ચેમ્બરને ૧. (૯) મુંબઇના મીલમાલેકોને ૧ અને (૧૦) અમદાવાદ ના મીલમાલેકોને ૧. આ ગોઠવણ પ્રમાણે એકંદર ૧૦૦ માં ૪ જગાઓ અંગ્રેજોને મળવાનો સંભવ રહે તો ૯૬ માંથી ⅓ એટલે ૩૨ જગાઓ મુસલમાનોને મળે; અને ૩૨ માંની ૧૮ જગ્યાઓ

સિંધના મુસલમાનોને મળવી જોઇએ કારણ કે ત્યાંની મુસલમાન વસતી ઘણી મોટી છે. પરંતુ તેઓ કેળવણીમાં પછાત છે. મુંબઇ શહેરના મુસલમાનોને ૪ અને બાકીની ૧૬ ઇલાકાના બાકીના ભાગની યોગ્યતા પ્રમાણે વહેંચી નાંખવી જોઇએ. સિંધમાંની મુસલમાન સિવાયની પ્રજાને ૪ જગ્યાઓ મળવી જોઇએ અને ૬ મુંબઇ શહેરની મુસલમાન શીવાયની પ્રજાને મળવી જોઇએ. બાકી રહેલી ૫૧ જગ્યાઓ ત્રણ વિભાગના ૧૯ જીલ્લાઓની મ્યુ. અને લોકલ બોર્ડોના મતાધિકારીઓની વચ્ચે વહેંચવી જોઇએ.*

છેવટે, ઑ. મિ પરેલના ભાષણની આ નોંધ સમાપ્ત કરતાં પહેલાં—એમણે આપણા ભવિષ્યના કર્તવ્ય પરત્વે ઉચ્ચારેલા કિંમતી શબ્દો તરફ અમારાં વાચકોનું અમે ધ્યાન ખેંચીશું:—

"આપણા ઇલાકામાં નવું રાજ્યતંત્ર દાખલ થયા પછી હાલની પ્રવૃત્તિઓ કેવું સ્વરૂપ લેશે તેનો પણ આપણે વિચાર કરવાનો છે અત્યાર સુધી આપણને રાજ્યકારભારમાં નહિ જેવોજ ભાગ મળ્યો છે, અને સરકારનાં કાર્યોપરે પ્રજાકીય દષ્ટિએ આપણે ટીકા કરતા આવ્યા છીએ. આવી ટીકા કરતાં આપણે આપણી જોખમદારી કેટલે દરજ્જે સમજ્યા છીએ અને કેટલું સાવધાનપણું રાખ્યું છે, તે હિન્દના રાજકીય ઇતિહાસમાં નોંધાયા વિના રહેશે નહિ. આજ સુધી આપણે બીનજોખમદાર ટીકાકારો કેટલાકની દષ્ટિએ જણાતા અને ગણાતા હતા; પરંતુ હવે આપણે પ્રજાને 'બીનજોખમદાર' અમલદારો [illegible]ર 'બીનજોખમદાર' ટીકા કરનારાઓ નહિ રહીએ. આપણાજ દેશબંધુઓ હવે ભારે જવાબદારીના હોદ્દાપર આવશે અને તેઓ પોતાની ફરજો કુશળતાથી બજાવી, બીજાઓ—અંગ્રેજો—જેટલા જ રાજકાર્યધુરંધર છે એ બતાવી આપશે એમાં તો શંકાજ નથી, પરંતુ ભુલ કરવી એ મનુષ્યપ્રકૃતિ છે અને તે પ્રમાણે તેઓ પણ ભુલ કરે એ સ્વાભાવિક છે. એટલે તે વખતે આપણી રાજકીય ચળવળ બે દિશામાં ચાલશે. એક તરફ કારોબારી સરકાર કે જેના હાથમાં હજી ઘણી સત્તા રહેવાની છે તેના કાર્યોપર હાલની માફકજ ટીકા કરવાનું ચાલુ રાખવું પડશે તેમજ આપણા પોતાના દેશબંધુઓ કદાચ કારોબારી સરકારની રહેમાં દબાઇ ન જાય અથવા તેઓ ખોટા માર્ગે દોરવાઇ ન જાય તેને માટે પણ આપણે કાળજી રાખવી પડશે તેમનાં કાર્યોપર પણ આપણે યોગ્ય ટીકા કરવી પડશે. આ પ્રકારનો મથનકાળ આવી પહોંચશે, તે સમયે અમૃત મેળવતાં પહેલાં હલાહલ વિષ પણ મળવાનો સંભવ છે. એ મંથનકાળમાંથી ક્ષેમકુશળ પસાર થઇ જઇએ એટલુંજ આપણે ઇચ્છવાનું છે. આ સમયનું એક ઉત્તમ પરિણામ એ આવશે કે ધારાસભાને જવાબદાર મંત્રીઓ ધારાસભા દ્વારા પ્રજાને જવાબદાર રહેવાથી, રાજ્યતંત્ર પ્રજામતનેજ અનુસરીને ચાલશે પ્રજા પણ પોતાની વધતી જતી જવાબદારી, અને મહત્તા સમજતી થશે અને તેનામાં પ્રજાસત્તાક સિદ્ધાન્તો ફેલાશે. આથી આપણને જે

* આ ફેરફાર 'પ્રજાબન્ધુ'માં અહીં ઊતાર્યો છે.

"સંસારસુધારાની પ્રવૃત્તિનું સાધ્ય, મ્હારી નમ્ર સમજણ પ્રમાણે, વિદ્યમાન હિન્દુસમાજની વ્યવસ્થામાં અર્વાચીન પરિસ્થિતિને અનુસરીને સુધારા સૂચવવાનું છે. એને એ બાબત બીજી રીતે રજુ કરીએ તો સંસારસુધારાની પ્રવૃત્તિનું પ્રયોજન એ છે કે હિન્દુસમાજની વ્યવસ્થામાં એવા સુધારાઓ કરાવવા કે જેથી એ સમાજની વ્યવસ્થા એવી ઉત્તમ થાય કે એક બાજુથી હેની અંગભૂત વ્યક્તિઓને પોતાનો સંપૂર્ણ વિકાસ સાધવાની અનુકૂલતા મળે અને બીજી બાજુથી અન્ય સમાજોની સાથે તુલના કરતાં હિન્દુસમાજ પાછો ન પડે એટલું જ નહિ, પરન્તુ શ્રેષ્ઠ પદ સંપાદન કરે. આ સાધ્યસ્વીકારમાંથી બે બાબતના સ્વીકાર ફલિત થાય છે. એક તો એ બાબતનો સ્વીકાર ફલિત થાય છે કે હિન્દુસમાજની વ્યવસ્થાને સુધારાના આધારરૂપે લેવી, અને જાણે હિન્દુસમાજ પહેલી જ વાર આજ નવેસરથી મૂળાક્ષર માંડતો હોય એવી ઉન્મૂલનવાદની અનૈતિહાસિક દૃષ્ટિનો અંગીકાર ન કરવો. બીજો એ બાબતનો સ્વીકાર ફલિત થાય છે કે વિદ્યમાન વ્યવસ્થામાં ઘટતા સુધારાવધારા કરવા, અને જાણે હિન્દુસમાજ અવિકારી અને નિર્જીવ ઘન પદાર્થ હોય એવી સંરક્ષણવાદની અપ્રાગતિક દૃષ્ટિનો અંગીકાર ન કરવો. સંક્ષેપમાં, હિન્દુસમાજને ભૂતકાલ જ ન હોય એવું માની લેવું એ જેમ બરાબર નથી તેમ હેને વર્તમાનકાલ કે ભવિષ્યકાલ જ ન હોય એવું ગણવું એ પણ યોગ્ય નથી.

સંસારસુધારાની પ્રવૃત્તિના સાધનો સંબન્ધી હું આ પ્રસંગે કાંઇ ખાસ કહેવા ઇચ્છતો નથી; માત્ર એટલુંજ બસ છે કે પ્રવૃત્તિઓને અસરકારક રીતે પ્રસારવાનાં સર્વ અર્વાચીન શિષ્ટ સાધનો ઉપરાંત હિન્દુસમાજની વિશિષ્ટ પરિસ્થિતિને પૂરતી લક્ષમાં લઇ વિશિષ્ટ સાધનો પણ યોજવાં જોઇએ. પરંતુ સાધ્યની સિદ્ધિની કાર્યપદ્ધતિને પણ એક સાધનરૂપે ગણીને હું એક બાબત ઉપર મ્હારા સુધારકબન્ધુઓનું ધ્યાન ખેંચવાની રજા લઉં છું. તે બાબત એ છે કે સંસારસુધારાની પ્રવૃત્તિ જેમના કલ્યાણને માટે આદરવામાં આવી છે તે આપણા હિન્દુ બન્ધુઓ પ્રતિના આપણા વર્તનમાં હૃદયની મમતા એટલી બધી તો અચુક રીતે પ્રતીત થવી જોઇએ કે તેઓને આપણા વિચારો ઠીક ન લાગે ત્યારે પણ આપણે હેમને આપણા પોતાના ગણીએ છીએ અને હેમનું હિત એ જ આપણું સાધ્ય છે એ સંબન્ધમાં તો હેમને લેશ પણ શંકા ન થાય. મનુષ્યની શ્રદ્ધા અને પ્રીતિ સંપાદન કરવા માટે જીગરની ખરી મમતા કરતાં વધારે રામબાણ ઉપાય ભાગ્યે જ હશે."

(૨) બીજા સામાન્ય મુદ્દાના અંગમાં, એમણે પહેલાંના અને હાલના સંસારસુધારકોના દૃષ્ટિબિન્દુ વિષે એક ભેદ આ પ્રમાણે બતાવ્યો:

"આગળ એ પ્રશ્ન મુખ્યાંશે પૂછાતો અને હજી પણ પૂછાય છે કે "અમુક સામાજિક રૂઢિ વ્યક્તિસ્વાતંત્ર્યની બાધક છે કે કેમ અને ન્યાય્ય છે કે કેમ?" દાખલા તરીકે, જ્ઞાતિબંધારણ અનિષ્ટ માનવામાં આવતું અને આવે છે એનું કારણ કે જ્ઞાતિના

રીતરીવાજો વ્યક્તિઓની સ્વતન્ત્રતા ઉપર તરાપ મારે છે, અને એક જ્ઞાતિની વ્યક્તિ કેવલ જન્મના અકસ્માતથી જ બીજી જ્ઞાતિની વ્યક્તિ કરતાં વધારે ઉંચી ગણાય અને વધારે હકો ભોગવે એ અન્યાય્ય છે. હવે વધારે ને વધારે એ પ્રશ્ન પૂછાતો જાય છે અને પૂછાતો જશે કે "અમુક રૂઢિ રાષ્ટ્રીય એકતા અને રાષ્ટ્રીય હિતની સાધક છે કે બાધક ?" દાખલા તરીકે જ્ઞાતિબંધારણ અનિષ્ટ માનવામાં આવે છે અને આવશે તેનું કારણ એ કે જ્ઞાતિબંધારણ રાષ્ટ્રીય એકતાનું અને રાષ્ટ્રીય હિતનું બાધક છે. સંક્ષેપમાં, સંસારસુધારાના વિષયો માત્ર વ્યક્તિસ્વાતંત્ર્ય અને ન્યાયની સામાન્ય દૃષ્ટિઓથી જ નહિ, પરન્તુ તે ઉપરાંત રાષ્ટ્રીય એકતા અને રાષ્ટ્રીય હિતની વિશિષ્ટ દૃષ્ટિથી પણ જોવાતા જાય છે અને જશે. એથી સંસારસુધારાની પ્રવૃત્તિને અણધાર્યો વેગ મળતો જાય છે, અને સંસારસુધારાનાં વિરોધી ગણાય તેવાં પત્રો તથા તેવી સંસ્થાઓ અને વ્યક્તિઓ તરફથી સંસારસુધારાનાં કાર્યોને પોષણ મળતું જાય છે"

(૩) ત્રીજી સામાન્ય વાત એમણે એ કહી કે હાલમાં સંસારસુધારાના વિષયક્રમમાં મિલમજુરોની દુર્દશા આદિ વિષયો ઉમેરાય છે એ ઠીક છે, પરંતુ સંભાળવાનું એ છે કે પ્રદેશ એમ વધારતા જતાં પરિણામે "ન પૂરૂં સામાજિક અનિષ્ટોનું નિરૂપણ થઇ શકે અને ન પૂરી નવા વિષયોની ચર્ચા થઇ શકે એવી સ્થિતિ ન થઇ જાય." આ ચેતવણી ખરેખર જરૂરની છે. તે પછી "ત્રણ વિશેષ વિષયો"માં એમણે મિ. પટેલે વડી ધારાસભા આગળ મૂકેલા હિન્દુલગ્ન સંબન્ધી બિલ(જ્ઞાતિભેદના કારણ માત્રથી કોઇ પણ હિન્દુલગ્ન ખોટું થઇ શકે નહિ એ મતલબનું)ને ટેકો આપ્યો; અન્ત્યજોના ઉદ્ધારની જરૂર બતાવી, તથા "સ્ત્રીઓને અને પુરુષોને જીવનના સર્વ પ્રદેશોમાં આત્મોદ્ધારની તથા સમાજસેવાની સમાન તકો મળવી જોઇએ, અને સ્ત્રીત્વ એ જ સ્વયમેવ અયોગ્યતા અર્પનારૂં તત્ત્વ ન ગણાવું જોઇએ" એમ જણાવ્યું છેવટે 'સુધારકો'ને અને 'રૂઢિરક્ષકો'ને એક અગત્યનું સ્મરણ આપી ભાષણ સમાપ્ત કર્યું —

"સુધારકોના અભિપ્રાય રૂઢિરક્ષકોને ગમે તેટલા હિન્દુત્વનું સત્યાનાશ વાળી નાંખનારા લાગતા હોય અને "રૂઢિરક્ષકો"ના અભિપ્રાયો "સુધારકો"ને ગમે તેટલા આત્મઘાતક અને રાષ્ટ્રવિરોધી જણાતા હોય તોપણ બન્નેએ 'પોતપોતાના પ્રયાસ' સ્હેજ પણ શિથિલ કર્યા વિના, મ્હોટા દિલથી અને ઉદાર મમતાથી મતાન્તરસહિષ્ણુતા બતાવવી જોઇએ, અને પોતપોતાની રીતે હિન્દુઓના ઉદ્ધારકાર્યમાં પોતાનો નમ્ર હિસ્સો આપવો જોઇએ. "સાથે નહિ તે સ્હામે", એ સૂત્રને સ્થાને "સ્હામે તે પણ સાથે" એ ઉદાર સૂત્ર વિવેકપૂર્વક યોજાવું જોઇએ."

પરિષદ્‌ના પ્રમુખપદે રા. બ. રમણભાઇ હતા. સંસારસુધારાને, પોતાના શુદ્ધ ઉચ્ચ અને સંસ્કારી જીવનથી, તેમ જ શાન્ત સતત અને સંગીન પ્રયાસથી, એમણે કરેલી સેવા સર્વતોવિદિત છે. આ પરિષદ્‌ના પ્રમુખપદ માટે એમની યોગ્યતા પ્રમાણોથી સિદ્ધ કરવી

પડે એમ નથી: આ કરતાં ઘણી-મ્હોટી સમસ્ત હિન્દની-સંસારસુધારાપરિષદ્નું પ્રમુખપદ સેવા પોતે યોગ્ય છે, અને ભવિષ્યમાં એમને એ માનભર્યું કર્તવ્ય પ્રાપ્ત થશે જ એમાં શંકા નથી. આ પરિષદ્માં એમણે કરેલું ભાષણ એમની વિદ્વત્તાને, એમના દીર્ઘ નિશ્ચયોને, અને અનુભવથી પરિપાક પામેલી નૈસર્ગિક બુદ્ધિને અનુરૂપ હતું.

આરંભમાં એક ઉત્તમ ઉપમાનથી એમણે સંસારસુધારા પ્રત્યે હિન્દુજનસમાજે ધારણ કરેલી ઉપેક્ષાવૃત્તિ વિષે કહ્યું, તથા ભૂતકાળ ઉપરાંત વર્તમાન અને ભવિષ્ય ઉપર લક્ષ દઇ સુધારાના પ્રશ્નો વિષે વિચાર કરવાની જરૂર છે એ જણાવ્યું આ ભાગ સંગ્રહવા જેવો હોઇ એમના શબ્દો અત્રે ટાંકીએ છીએ:

"પ્રાચીન બાબિલોનિયન લોકોના રાજા હમ્મુરબીએ એવો કાયદો કરેલો કે કોઇ વૈદ્યના ઉપચાર પછી દરદીને નુકસાન થાય તો તે વૈદ્યને સખત સજા કરવી તેણે ફરમાન કરેલું કે વૈદ્યની શસ્ત્રક્રિયા પછી દરદીનું મૃત્યુ થાય કે દરદીની આંખ જાય તો વૈદ્યનાં કાંડાં કાપી નાખવાં, વૈદ્યની દવા લીધા પછી ગુલામ મરી જાય તો વૈદ્યે નવો ગુલામ ભરી આપવો, અને ઘાયલ થયેલા બળદને વૈદ્યની દવા કર્યા છતાં બળદ મરી જાય તો બળદની કિંમતનો ચતુર્થાંશ વૈદ્યે બળદના માલીકને આપવો. આને પરિણામે બાબિલોનમાં વૈદ્યનો ધંધો બંધ પડેલો, અને એવો રીવાજ ચાલેલો કે માણસ માંદો થાય ત્યારે તેને ચાર રસ્તા વચ્ચેના ચોકમાં લાવીને સુવાડતા અને રસ્તેથી જે જતો હોય તે દરેક જણ તે માંદા માણસ પાસે આવીને પૂછતો કે તને શું થયું છે; તેનો રોગ પુછનારને પોતાને પહેલાં થયો હોય કે બીજા કોઇને થયાનું પુછનારના જાણવામાં હોય તો પુછનાર માંદા માણસને ભલામણ કરતો કે આવા ઉપચારથી આ રોગ મટે છે માટે તું પણ એ ઉપચાર કરજે."

હિન્દુ સંસારની હાલની વ્યાધિગ્રસ્ત દશામાં હિન્દુ પ્રજાએ પણ આવું કષ્ટ હાથે કરીને વ્હોરી લીધું છે. સમાજશાસ્ત્રની ચિકિત્સા બંધ કરવામાં આવી છે અને પ્રાણ-રક્ષણનો સમસ્ત પ્રયત્ન ડોશીઓની દંતકથાને આધારે કરવામાં આવે છે. જનસમાજના બંધારણના અને વિકાસના શાસ્ત્રીય વિજ્ઞાનથી સ્થાપિત થતાં ધોરણો પ્રમાણે ઉપાય લીધાથી હાનિ થઇ બેસશે એ બીકથી રૂઢિનું અંધ અનુસરણ કરવામાં આવે છે. આવી સ્થિતિ દૂર કરવી, આપણા સંસારની પ્રવર્તમાન ઘટનામાં જ્યાં જ્યાં સડો હોય ત્યાં ત્યાં તે નિર્મૂલ કરવાના ઉપાય લેવા, આપણો સંસાર શુદ્ધ અને સશક્ત થઇ ઉત્કર્ષ પામે એવાં પગલાં ભરવાં, એ સંસારસુધારાનો પ્રયાસ છે. એ પ્રયાસમાં આપણી સ્થિતિ ભૂતકાળમાં કેવી હતી અને ભવિષ્યકાળમાં તે કેવી કરવી છે એ જોવું પડે છે એટલું જ નહિ, પણ, કયાં સામાજિક બળોની અસર આપણા ઉપર થાય છે અને મનુષ્યજાતિનું માનસિક તથા નૈતિક બંધારણ કયાં કારણોમાંથી કેવો કાર્ય ઉત્પન્ન કરવાનું સ્વરૂપ લે છે એ પણ જોવું પડે છે. જુના સમયથી આપણા સંસારની વ્યવસ્થા કેવી ઘડાતી આવી છે, આપણા આદર્શો કેવા હતા અને તે આદ-

શોનું અનુસરણ આપણી પ્રજામાં કેવું થયું છે, એ જ્ઞાન આપણાં શાસ્ત્રો, સ્મૃતિઓ અને ઇતિહાસથી મળે છે, અને એ જ્ઞાન સંસારચલાવવાની શક્તિનો ભંડાર આપણી પાસે કેટલો છે તે નક્કી કરવા સારૂ જરૂરનું છે. પરંતુ એટલી જ સામગ્રીથી આપણે ઇષ્ટસિદ્ધિ કરી શકીએ તેમ નથી. આપણું ભવિષ્ય આપણે કેવું ઘડવું છે તે નક્કી કરવા સારૂ ભૂતકાળના આદર્શોના જ્ઞાન ઉપરાંત વર્તમાનકાળના આદર્શોની પરીક્ષા પણ આવશ્યક છે. વર્તમાનને ટાળી નાંખી વર્તમાનથી સ્વતંત્ર એવો ભૂતકાળ આપણે ઉત્પન્ન કરી શકીએ તેમ નથી. બધું 'પાછું હતું તેવું થાય' એ શક્ય પણ નથી અને ઇષ્ટ પણ નથી. કેટલીક વસ્તુઓ પોતાના કાળની સાથે જ ચાલી જાય છે, અને, બાકી રહે છે તે વસ્તુઓ કાળના ફેરફારથી રગાતી જાય છે, છપાતી જાય છે, ઉકેલાતી જાય છે અને ઘિંટાતી જાય છે, રૂપાન્તર પામતી જાય છે. આ કારણથી ભૂતકાળને આધારે રચાયેલો વર્તમાનકાળ, અને વર્તમાનકાળથી બદલાયેલો ભૂતકાળ લક્ષમાં લઈને ભવિષ્યકાળ માટે તૈયારી થઇ શકે છે. વર્તમાનકાળમાંથી આપણે આગળ વધવાનું છે, વર્તમાનકાળમાં આપણી પાસે જે જે સામર્થ્ય છે તે તે સામર્થ્યના ઉપયોગથી સર્વ પ્રયાસ કરવાના છે. તેથી વર્તમાનકાળમાં આપણે આપણા દેશમાં અને દુનિયાની વચમાં કેવી સ્થિતિમાં છીએ એ લક્ષમાં લેવાની જરૂર છે. વર્તમાનકાળમાં આપણા સંસારમાં જે જે અનિષ્ટતા છે તેનો પ્રતિકાર આપણા વર્તમાન સામર્થ્યથી અને આપણી વર્તમાન સ્થિતિ કરવાનો છે. પ્રાચીન કાળમાં યોગીઓ જંગલમાં જઇ માથા ઉપર કીડીઓના રાફડા ચઢી જાય એવી સમાધિ કરતા એટલુંજ ચિત્ર જ નજર આગળ ઉભું કર્યાથી આપણું કાર્ય સરે તેમ નથી. અર્વાચીન કાળમાં શહેરોમાં અને ગામડાઓમાં રહી આત્મબળ પ્રાપ્ત કરનારનું સ્વરૂપ કેવું હોય એ ચિત્ર પણ કલ્પાય નહિ ત્યાં સુધી સિદ્ધિ થઇ શકે તેમ નથી

તે પછીનું એમનુ સઘળુ ભાષણ "સુધારાના" તત્ત્વજ્ઞાન સંબન્ધી હતું એમ કહીએ તો ચાલેઃ એમાં એમણે એક પછી એક "સુધારાની ભાવનાએ" ગણાવીને એમથી અનેક સુધારાઓની જરૂર ફલિત થતી શ્રોતા જનોને બતાવી. એ ભાવનાઓ નીચે પ્રમાણેઃ (૧) સ્વતન્ત્રતા (૨) સમાનતા (૩) પ્રજાત્વ (૪) આચરણની શુદ્ધતા, સુનીતિ (૫) દયા અને (૬) શિષ્ટતા.

આમાંની પહેલી બે ભાવના ઉપર રા. બ. રમણભાઇએ બહુ વિસ્તારવાર વિવેચન કર્યું અને ઘણા ખરા સુધારાના વિષય ચર્ચા

(૧) સ્વતન્ત્રતાની આ ભાવના વિષે બોલતાં રા. રમણભાઈ કહે છે.

"દરેક પુરુષને અને દરેક સ્ત્રીને સ્વતન્ત્રતાનો અમૂલ્ય અધિકાર છે, જનસમાજની એકંદર સ્વતંત્રતા જળવાય માટે છુટક વ્યક્તિની સ્વતંત્રતાના વ્યવહારના નિયમ થઇ શકે; પણ, અપરાધ સિવાય કોઇ વ્યક્તિની સ્વતંત્રતા છિનવી લેવાય નહિ, અને અપરાધ માટે પણ દંડ પુરતી જ તે લઇ લેવાય. આ મહાન ભાવના રાષ્ટ્રીય જીવન પેઠે સામાજિક જીવનમાં પણ પ્રવર્તવી જોઇએ."

સ્વતન્ત્રતાની ભાવનામાંથી ફલિત થતો એક મ્હોટો સુધારો લગ્નના સ્વરૂપનો છે. "મનુષ્યના આખા જીવનનાં સુખ દુઃખનો ઘણો ભાગ લગ્નના આધાર ઉપર રચાય છે, લગ્ન એ હૃદયની રુચિ અને હૃદયના ઉલ્લાસનો વિષય છે, લગ્ન તે પ્રેમનો ઈશ્વરી અંશ અનુભવવાનું અને સાર્થક કરવાનું એક મ્હોટું ક્ષેત્ર છે, માટે લગ્નમાં સ્ત્રી કે પુરુષની સ્વતન્ત્રતા કોઈ રીતે કુંઠિત થવી ન જોઈએ." આ સામાન્ય સિદ્ધાન્તને આધારે બાળલગ્ન, કન્યાવિક્રય, વૃદ્ધ વર સાથે લગ્ન, વિધવાવિવાહનો નિષેધ આદિની અનિષ્ટતા એમણે બતાવી. રા. રમણભાઈ કહે છેઃ

> "આપણા સંસારમાં સ્ત્રીને બાલ્યકાલથી મૃત્યુ પર્યન્ત સ્વતન્ત્રતાનાં સ્વપ્ન પણ આવવા દેવામાં આવતાં નથી અને એ પદ્ધતિ લગ્નની બાબતમાં પણ પ્રવર્તે છે. જીવનમાં સ્વતન્ત્રતાનો અરુણોદય દેખાય ત્યાર પહેલાં, પોતાના જીવનસુખના પોતે કેવા ખ્યાલ બાંધવા એ સમજણ ઉત્પન્ન થવાનો વખત આવે તે પહેલાં બાળકીઓને પરણાવી દેવી એ સ્વતન્ત્રતાની ન્યૂનતા છે."

રા. રમણભાઈના હૃદયનો પૂર્ણ વેગ "વિધવાવિવાહ"ના વિષયમાં પ્રકટ થાય છે. એ વિષય ઉપરના એમના ઉદ્ગારો વાચતાં સ્વાભાવિક રીતે—નડિયાદ અને મણિલાલ નભુભાઈનાં પ્રાચીન સ્મરણો મારી સ્મૃતિગહ્વરમાંથી જાગી ઉઠયાં અને કાલની બલિહારી મારાં નેત્ર સામે મ્હોટે અક્ષરે લખાએલી નજરે પડી. આ ભાગમાંથી ઉતારા અત્રે આપીશું—એમાનો પહેલો આરંભનો અને બીજો ઉપસંહારનો છે.

> "વિધવાવિવાહ પણ સ્વતન્ત્રતાની ભાવનાનો વિષય છે. લગ્ન ખંડિત થયા પછી બાકીનું જીવન કેમ સાધવું એ પોતાને માટે પોતાની મેળે નિર્ણય કરવાનો અધિકાર દરેક પુરુષને અને દરેક સ્ત્રીને હોય એ જ એ વિષયમાં સ્વતન્ત્રતાનો માર્ગ છે. વિવાહિત જીવનમાં એટલા બધા સંકુલ અનુભવોનો સમાવેશ થાય છે કે તેમાં તુટ પડયા પછી કેવું જીવન ગાળવું એ વિશે બધી વ્યક્તિઓને એક સરખી વૃત્તિ થતી નથી. કોઈને વૈરાગ્યની વૃત્તિ થાય છે, કોઈને બાકી રહેલા કુટુમ્બમાં સમસ્ત સ્નેહ પરોવવાની વૃત્તિ થાય છે, કોઈને ધંધામાં ભરાઈ રહેવાની વૃત્તિ થાય છે, કોઈને જન સમાજના કાર્યોમાં મન રોકાઈ રહેવાની વૃત્તિ થાય છે, અને કોઈને ફરી વિવાહિત જીવનમાં પ્રવેશ કરવાની વૃત્તિ થાય છે. વયઃ ઉમર સુધી આ છેલ્લી વૃત્તિ ઘણી સાધારણ હોય છે, અને વયઃ ઉમરથી આગાડી વધ્યા પછીના કાળમાં પણ આ વૃત્તિ, અર્થાત્ ફરી લગ્ન કરવાની વૃત્તિ, કેટલાકમાં ઘણી બળવાન માલમ પડે છે. આવી વિવિધતાની દશામાં સહુ પોતપોતાની રુચિ અનુસાર માર્ગ ગ્રહણ કરે તો જ સ્વતંત્રતા રહી શકે; સહુ પાસે એક સરખી વૃત્તિ ધારણ કરાવવાથી સ્વતન્ત્રતા નષ્ટ થાય છે."

"વિધવાઓનું સ્વાતન્ત્ર્ય ખુંચાવી લઈ હિન્દુ સમાજ સ્વતન્ત્રતાની ભાવના સામેના અપરાધની ભારે શિક્ષાનો ભોગ થઈ પડયો છે. શુદ્ધ સરલ જીવનનાં અનેક

(શિખરિણી)

હતી બ્હેનોની તે અનુપમ રૂડી જોડ સરખી,
હતી પ્રીતિગ્રન્થિ હૃદયદ્વયની તે દૃઢ ઘણી,
કથાવાર્તા સાથે, ફરવું હરવું, દર્શન જવું,
બધું સાથે સાથે, સહગમન એ અદ્‌ભુત હતું. ૭

(અનુષ્ટુપ્)

આકર્ષે સર્વનાં નેનો રમ્ય સુન્દર જોડ એ,
નમેરા કાળ! ખંચાયો નહીં શું તેહ તોડતે? ૮

* * *

(શિખરિણી)

બધૂ સમ્બન્ધોમાં પરમસુખદા ને કુદરતી
ગણ્યો જેણે ગોઠ્યો, પ્રથમ પદનો, નિર્મળો અતિ,
મોંઘી બ્હેની કેરા મૃદુલ ઉરનો સ્નેહ ઉજળો;
અરે! તે બંધુનો રસહીન થયો એ સુખઝરો! ૯

(અનુષ્ટુપ્)

"નિવૃત્તિના વિનોદો" માં સ્થાન ઉચ્ચ ત્હને મળ્યું,
શોભશે સર્વદા તું ત્યાં,–તોય જે ગયું તે ગયું! ૧૦

* * *

(શાર્દૂલવિક્રીડિત)

"'આ સંસાર અસાર છે! જગતની માયા તજી દ્યો તમે!'
"એવાં જ્ઞાનભર્યાં અનેક વચનો જ્ઞાની જનો જે કહે,
"તે હો સત્ય અસત્ય વા, પણ નહીં એ જ્ઞાન-રૂચે મ્હને,
"માયા મ્હેં ન તજી, અને મુજ તજી, એ આજ હૈયું રમે. ૧૧

(શિખરિણી)

"'ભરી છે સામગ્રી વિવિધ સુખની સ્વર્ગભવને'
"ઘણું એવું એવું પણ, કંઇક જ્ઞાની જન કહે;
"ભલે તે હો–નો હો! મુજ હૃદય તો આજ કરતું,
"જ્યહાં વ્હાલાં મ્હારાં તહિંજ સુખ ને સ્વર્ગ ગણતું." ૧૨

( અનુષ્ટુપ્ )

વચનો એ વદ્યાં ત્હેને ઘણો સમય ના થયો!
તજી સંસારની માયા! સ્વર્ગના પંથને ગ્રહ્યો! ૧૩

( શિખરિણી )

ક્યહાં રૂંળી કાયા? વિષમ જ્વરનું ક્રૂરપણું ક્યાં?
ક્યહાં મીઠી માયા? સ્વજન પ્રિયનાં વિસ્મરણ ક્યાં?
ક્યહાં વાંકો મીઠો? વચન સહુનો લોપ પણ ક્યાં?
ક્યહાં ત્હારું જીવ્યું? અરર! વસમું આ મરણ ક્યાં? ૧૪

( અનુષ્ટુપ્ )

ગયું એ જીવવું ત્હારું! ગયું હા સુખ સર્વનું!
ગયાં ઉત્સાહ ને આશા! રહ્યું તે માત્ર નામનું! ૧૫

* * *

( શિખરિણી )

હતો જેને ત્હારા મૃદુલ ઉરનો આશ્રય મહા,
ત્હને શાન્ત દેખી પરમ સુખ જેને મન હતાં,
કર્યો'તો ત્હેં જેને અજબ વશ ત્હારા પ્રણયથી,
રડે આજે ત્હારા અશરણસમા તે પ્રિય પતિ! ૧૬

( અનુષ્ટુપ્ )

ભડભડાટ થતા વહ્નિમાંહ્ય તું સળગી ગઈ!
સળગ્યાં ચિત્ત સર્વનાં! તોય ખાખ નહીં થઈ! ૧૭

* * *

( શિખરિણી )

ઉછેરીને પોતે નિજ જીવનનું સાર્થક ગણ્યું,
કરી ત્હારું પોષ્યું પ્રીતિરસભર્યું ના અવગણ્યું,
નિહાળીને ત્હારો ગુણવિભવ જે રાજી બનતાં,
તજ્યાં શું તેં તે એ જનકજનની જીવનસમાં? ૧૮

(અનુષ્ટુપ્)

"'સમ્બન્ધો વિધિનો નિર્મ્યો કદાપિ નહિં તૂટશે'—
"ભાઈ! મ્હારો ત્હમારોયે પ્રેમ ના કદિ છૂટશે!" ૨૫

(હરિણી)

વચન મધુરાં એવાં એવાં કંઈ મનમાં રમે!
હૃદય પરથી સંસ્કારો એ કદી પણ ના શમે!
જલ ટપકતી આંખો અન્તે જરૂર સુકી થશે,
પણ હૃદયના ઉંડા ભાવો, કદી નહિં તે જશે! ૨૬

(અનુષ્ટુપ્)

સ્નેહશોકભર્યું હૈયું નમે છે તુજ આત્મને,
સ્મરે છે, સ્મરશે સાચા શુદ્ધ નિર્મળ ભાવને. ૨૭

* * *

(વસન્તતિલકા)

ત્હારા નવીન પથમાં સુખ સર્વદા હો!
સંસારનાં વિષમ દુઃખ જરાય ના હો!
આનન્દપૂર્ણ જીવવું જગમાં હતું જે,
તેવુંજ, તેથી વધુ વા, પરલોકનું હો! ૨૮

(અનુષ્ટુપ્)

(સ્વજનોનાં નિવાસીનું પરાયા લોકમાં જવું!
ભલે તે સ્વર્ગ હો, વા હો તેથીયે વધુ, તોય શું?) ૨૯

—મોહનલાલ પાર્વતીશંકર દ

# હીંદમાં ઔદ્યોગિક ઉત્કર્ષનાં સાધનો.



( અનુસન્ધાન પૃષ્ઠ ૪૪૮ થી. )

૩.

## મુડી.

ઔદ્યોગિક ઉત્કર્ષના ત્રણ સાધનો, કાચા પદાર્થો, યંત્ર, અને શક્તિ, આપણે તપાસ્યાં પરંતુ એ ત્રણ સાધનથી કાંઇ ઉદ્યોગો સ્થપાય નહીં. ઉદ્યોગ માટે જોઇતા કાચા પદાર્થ લાવવા માટે, યંત્રો લાવવા માટે અને યંત્રોને શક્તિ પુરી પાડી ચલાવવા માટે નાણાંની આવશ્યકતા છે, નાણાં વિના એક ડગલું ભરી શકાય તેમ નથી; નાણાં વિના મ્હોટા કારખાનાંઓ ચાલી શકે નહીં. પચાસ સાઠ વર્ષ પહેલાં, મ્હોટા પાયા ઉપર કારખાનાંઓ હતા નહીં; કારીગરો પોતાની મેળે ન્હાના પાયા પર કાચા પદાર્થો ઉપરથી તૈયાર માલ બનાવતા; કાચા પદાર્થ ખરીદતા; જોઇતા ન્હાના, ન્હાના હાથે ચલાવી શકાય એવા, યંત્ર ખરીદતા; અને તૈયાર માલ થોડા થોડા જથ્થામાં બનાવતા; આ પ્રમાણે ઘરગથ્થુ ઉદ્યોગ પદ્ધતિ ( domestic system ) હતી. વરાળ શક્તિનો ઉપયોગ નહીં, યંત્રો મ્હોટા અને કીમતી નહી, જથ્થાબંધ માલની પેદાશ નહીં, તેથી બહુ નાણું રોકવું પડતું નહીં; મ્હોટી મુડીની જરૂર પડતી નહીં; ઓછા રોકાણથી ઉદ્યોગ ચાલી શકતો હતો. વણકરને કેટલી ઓછી મુડી જોઇએ અને હાલની મીલો માટે કેટલી મુડી જોઇએ એનો વિચાર કરતા જણાશે કે હાલ જ્યારે કારખાના પદ્ધતિ ( factory system ) ચાલે છે અને પ્રસરતી જાય છે ત્યારે મુડીનુ સાધન ઘણું અગત્યનુ છે.

જ્યારે કારખાના પદ્ધતિમાં મુડી ઘણી જોઇએ છે ત્યારે એ પદ્ધતિ દાખલ કરવાની જરૂર શી ? આપણી અસલની રીતથી હુન્નર ઉદ્યોગ શા માટે ચલાવી ન શકાય ? કારીગરોમાં બાપદાદાથી ઉતરી આવેલી કુશળતા છે; કામ કરવાની હથોટી પડી ગયેલી છે; એ લોકો જુની ઘરગથ્થુ પદ્ધતિએ ઉદ્યોગ ચલાવતા હતા ત્યારે હીંદનો માલ દેશ પરદેશમાં વિખ્યાત હતો. તો કારખાનાઓ બહુ મ્હોટા પાયા ઉપર ચલાવવાની આવશ્યકતા છે ? કેમ એવી શંકા કદાચ કોઇકને થશે. પરંતુ, વિચાર કરતાં માલમ પડશે કે મ્હોટા કારખાનાઓથી અનેક લાભ પ્રાપ્ત થાય છે. કારખાનામાં મ્હોટા જથ્થામાં માલ તૈયાર કરી શકાય તેથી સસ્તો બની શકે; નિયમિત રીતે બની શકે એટલે મ્હોટા, મ્હોટા વ્યાપારીઓને જથ્થાબંધ માલ પુરો પાડી શકાય; યંત્રો, મ્હોટાં અને કીમતી, ખરીદી શકાય એટલે માલ સારો અને સસ્તો બની શકે; વળી યંત્રો વડે કામ લેવામાં આવે એટલે હાથ હાથનો ફેર પડે તે ન પડતાં બધો માલ એક જ જાતનો બની શકે. કોઇનો સારો કે કોઇનો નરસો માલ ન થાય; મજુર, કારીગરની સંખ્યા પણ મ્હોટી કામે લગાડી હોય તેથી ઉદ્યોગને

જોઇએ તે સ્હેલાઇથી મળી શકે એવો બંદોબસ્ત કરીએ. સુધારેલી શાળ આપીએ, માટે શાળાઓ ઠેકાણે ઠેકાણે સ્થાપીએ અને ન્હાના ન્હાના યન્ત્રો ચલાવવા માટે સસ્તી વિજળીક શક્તિનું સાધન પુરૂ પાડીએ, ટુંકામાં કાર્ય પદ્ધતિ સુધારીએ તો વણકરો હજી પણ કારખાનાઓ સામે સારી રીતે ટકી શકે. આ પ્રમાણે બની શકે ખરૂં, પરંતુ આમાં દેશનો ઔદ્યોગિક વિકાસ સમાયલો છે કે કેમ તે શક ભરેલુ છે. કારખાના સામે જેમ તેમ ટકી શકે તેમાં લાભ શો? કારખાનામાં ભાવ બને તે કરતાં જથ્થામાં વધારે, જાતમાં સારો અને કીમતમાં સસ્તો આવા હાથ કારીગરો બનાવી શકતા હોય તો આ પ્રમાણે બંદોબસ્ત કરેલો વ્યાજબી, નહીંતર ગત જમાનાની નિશાની રૂપ આવા કારીગરોને ટકાવી રાખવામાં દેશને શો લાભ છે તે સમજાતું નથી. જ્યારે દેશમાં મ્હોટા ફેરફાર થતા હોય, એક પદ્ધતિને બદલે બીજી દાખલ થતી હોય, એવા સંક્રાંતી કાળમાં કેટલાકને હેરાનગતી થાય એ સ્વાભાવિક છે. કારખાનાઓની સંખ્યા વૃદ્ધિ પામતી ગઇ તેમ તેમ વણકરોના પેટ પર પગ મુકાતો ગયો અને એ કારીગરોને હાડમારી ભોગવવી પડે તેથી તેઓ માટે આપણું દીલ બળે, તેમની સ્થિતિ સુધારવા તરફ આપણી વૃત્તિ ખેંચાય એમાં નવાઇ નથી. પણ તેઓની સ્થિતિ સુધારવા જતાં દેશમાં જુની પદ્ધતિ દાખલ કરી અન્ય દેશોની હરીફાઇ સામે ટકી શકે નહીં એવો બનાવી દેવો એમાં કાંઇ ડહાપણ જણાતું નથી. આવા કારીગરો કુશળ છે એટલે કારખાનાઓમાં એમને ઉચી જાતનું કામ સોંપી શકાય અને એમને ગુજરાન ચલાવવાનું મુશ્કેલ ન થતાં કારખાનાવાળાઓને કુશળ કારીગરોનો લાભ મળશે. જમાનો કારખાનાઓનો છે; હાથ કારીગીરીનો નથી. માટે જેમ કારીગરો કારખાનાઓમાં સમાઇ જશે તેમ બન્નેનો લાભ થશે.

કારખાના વિના ચાલવાનું નથી એટલે મ્હોટી મુડી વિના પણ ચાલવાનું નથી; તેથી મુડી ઔદ્યોગિક ઉત્કર્ષનું એક ઘણું અગત્યનું સાધન થઇ પડે છે. એક મ્હોટા પાયા પર કારખાનું કાઢવું હોય તો લાખોની મુડી જોઇએ. એક જ મનુષ્ય લાખો રૂપીઆ આપી શકે તે આપણા ગરીબ દેશમાં ભાગ્યે જ બની શકે. લખોપતીની સંખ્યા ઓછી હોય છે અને એવા શ્રીમંતો પણ એક કારખાનામાં એટલી મ્હોટી રકમ રોકી દેવા ખુશી હોય નહીં; કારણ કે જો તે કારખાનું ગમે તે કારણથી બરાબર ન ચાલ્યુ, જો એ ઉદ્યોગ તુટ્યો તો તેને મ્હોટા નુકશાનમાં ઉતરવું પડે. વળી કદાચ તે કારખાનું સારૂં ચાલતું હોય અને નુકશાન થાય એવો સંભવ ન હોય તો પણ કોઇ બીજા કારણસર નાણાનો ખપ પડે તો એ કારખાનામાં રોકેલુ નાણું તરત કામમાં ન આવે, કામમાં લેવું હોય તો તે કારખાનું કાઢી નાંખવું પડે, સર સામાન, યન્ત્રો વિ. વેચી નાંખી નાણા ઉપજાવવા પડે. અથવા પોતાની જગ્યાએ બીજા શ્રીમંતને બેસાડી દેવા પ્રયત્ન કરવો જોઇએ. રોકેલા નાણાને પાછા મેળવવાની મુશ્કેલી અત્યંત હોવાથી અને રોકાયેલા નાણાનું જોખમ પણ એક જ શખ્સ હોવાથી આ પ્રમાણે કોઇ કોઇ કારખાનાઓ ચાલી શકે; પરંતુ દેશમાં સંખ્યાબંધ કારખાનાઓ આ પદ્ધતિથી ચાલી શકે જ નહીં. એક તો ગંજાવર આવા કારણોથી નાણું રોકવા તૈયાર

ન થાય માટે બે ચાર શ્રીમંતો ભેગા મળીને મ્હોટી મુડી રોકે તો શા માટે કારખાનાઓ ન ફાવી શકે? બેશક એક કરતાં વધારે ભેગા થવાથી જોખમ દરેકને ઓછું અને રોકાયેલા નાણાં પાછા મેળવવાનું કામ ઓછું મુશ્કેલ થાય એમાં સંદેહ નથી; પરંતુ આ પ્રમાણે ખાનગી ભાગીદારીથી સઘળી મુશ્કેલી દુર થતી નથી. ઓછી આવડત વાળા ભાગીદારો આડે આવે, વાંધા ઉઠાવ્યા કરે અને છેદ પકડે તો કામ આગળ કેમ ચાલે? તેમનું ન માને તો તેઓ પોતાના રોકેલા નાણાં પાછા માગે એટલે કારખાનું સુઇ જવાનો વખત આવી જાય. આવી રીતે ન્હાના ન્હાના ઉદ્યોગો ચાલી શકે ખરાં, પણ મ્હોટા કારખાનાંઓ માટે આ પદ્ધતિ સાધારણ રીતે અનુકુળ જણાતી નથી મ્હોટા કારખાનાંઓ વ્યવસ્થિત થઇ શકે અને કજીઆ કંકાસ થવા પામે નહીં, કોઇની છેદ કે મતફેરથી કામ અટકી ન પડે તે માટે એવી ગોઠવણ હોવી જોઇએ કે જેને પોતાનો ભાગ કાઢી નાંખવો હોય તે સ્હેલાઇથી કાઢી શકે અને તેનો ભાગ જેને લઇ લેવો હોય તે લઇ શકે. જોઇન્ટ સ્ટોક પદ્ધતિ ઘણી રીતે અનુકુળ છે; એથી અનેક સગવડો મળી શકે છે ન્હાની ન્હાની રકમના શેર હોવાથી સાધારણ સ્થિતિના મનુષ્યો પોતાનું નાણું રોકી શકે છે એટલે ટીપે ટીપે સરોવર ભરાય એ પ્રમાણે ઘણા સાધારણ સ્થિતિના મનુષ્યોના ન્હાના ન્હાના ફાળાથી ઘણું નાણું ભેગું થઇ શકે અને મારા સારા ઉદ્યોગો મ્હોટા પાયા ઉપર હાથ લઇ શકાય. વળી શ્રીમંતો જ કાર્યકુશળ હોય છે એમ બનતું નથી; ઉંચી વ્યવસ્થાપક શક્તિવાળા, કાર્યકુશળ મનુષ્યો સાધારણ સ્થિતિના હોય તો પણ આ પદ્ધતિથી સારા સારા કારખાનાઓમાં જોડાઇ શકે અને પોતાની આવડતનો, પોતાની વ્યવસ્થા કરવાની શક્તિનો લાભ આપી શકે; વળી દરેક શેર ન્હાની રકમનો હોવાથી, ભાગીદારોની સંખ્યા ઘણી મ્હોટી હોઇ શકે એટલે કદાચ ખોટ જાય તો તે ઘણા માણસમાં વ્હેંચાઇ જવાથી દરેકથી ખમી શકાય એવી થઇ જાય અને કોઇને ભારે થઇ પડે નહીં; વળી ગમે તે કારણથી કોઇને પોતાના રહેલા નાણા પાછા મેળવવા હોય તો તે સ્હેલાઇથી મેળવી શકે છે, કેમકે શેરો બજારમાં સ્હેલાઇથી વેચાઇ શકે છે એટલે નાણાં રોકનારને તેમ જ નાણાં છુટા કરનારને બંનેને સગવડ મળે છે. શ્રીમંત આ પદ્ધતિથી પોતાનું નાણું એક બે કારખાનામાં રોકવા કરતા પંદર વીસમાં રોકી શકે છે; એટલે પોતાના નાણાંનો લાભ વધારે કારખાનાંઓને આપી શકે છે અને પોતાને જોખમ પ્રમાણમાં ઓછું થાય છે. ખાનગી ભાગીદારીમાં ઉદ્યોગની સર્વ ક્રિયાઓની માહીતી દરેક ભાગીદારોની ઓછી વત્તી હોવી જોઇએ; જોઇન્ટ સ્ટોક પદ્ધતિમાં ભાગીદારો ઘણા હોવાથી, તેમાંના ખાસ અનુભવી અને કુશળ હોય તેઓને ડીરેક્ટર તરીકે ચુંટી કઢાય છે. તેઓ કારખાનાઓનાં કામકાજ ઉપર દેખરેખ રાખે છે; નફો કે ખોટ કેમ આવ્યા તે બાબત કાળજીથી તપાસે છે અને સાધારણ રીતે કારખાનામાં કેવી પદ્ધતિથી કામ લેવાય છે તે ધ્યાનમાં લઇ, સુચનાઓ આપી શકે છે. એટલે આ પદ્ધતિથી દરેક ભાગીદારમાં કુશળતાની જરૂર પડતી નથી. કુશળ ડીરેક્ટરો અને કુશળ મેનેજીંગ એજન્ટો નીમવા જેટલી જ આવડત હોય તો ચાલી શકે. જોઇન્ટ સ્ટોક પદ્ધતિ હાલ સર્વત્ર ફેલાઇ રહી છે. પશ્ચિમ દેશો તેમ જ હીંદમાં મ્હોટા મ્હોટા કારખાનાઓ જોઇન્ટ સ્ટોક પદ્ધતિ ઉપર જ સ્થપાયલાં

છે. રેલ્વેઓ, મીલો, ખાણો, ચાહની વાડીઓ, બેન્કો, વ્યાપારી પેઢીઓ વિ. માં આ પદ્ધતિ દાખલ થઇ છે.

આવી જોઇન્ટ સ્ટોક કમ્પનીઓ કાઢી શકવા માટે દેશમા નાણાંનું સાધન હોવું જોઇએ. આપણો દેશ ગરીબ છે એમ સર્વ જાણે છે. જેમ તેમ ગરીબ સંસાર ચલાવતા હોઇએ ત્યા પૈસા બચાવી કમ્પનીઓના શેરોમાં કેવી રીતે રોકી શકાય? આ હકીકતમાં સત્યતા છે ખરી, દેશ ગરીબ છે; એટલે એકદમ મ્હોટા મ્હોટા અનેક કારખાનાઓ ખોલી શકાય તેમ સંભવ નથી. પરંતુ, ગરીબાઇ સાથે હીંદીઓમાં એક સદ્‌ગુણ વગેરે છે; તેઓ ઉડાઉ નથી, પૈસા બચાવવા તરફ તેમની વૃત્તિ હમેશા સતેજ રહે છે; પાછળનો વિચાર કરીને જ તેઓ ખર્ચ કરે છે. છેવટ છોકરા માટે—તેમની કેળવણી; લગ્ન તથા ગુજરાન માટે પૈસો મુકી જવો એમ દરેક હીંદી પિતાને ઇચ્છા હોય છે. માસિક પચીસ રૂપીઆ કમાનારને પણ એકાદ બે રૂપીઆ બચાવવાની વૃત્તિ હોય છે. જીંદગીનો વિમો ઉતરાવી, ત્હેનું પ્રિમીઅમ ભરવુ અને બાકીના પૈસા ‘પોઝીશન’ પ્રમાણે રહેવા માટે ઉડાવી નાંખવા એવી પદ્ધતિ કદાચ કેટલાક ‘સુધરેલા’ જુવાનીઆમા દાખલ થઇ હશે; પરંતુ હીંદી પ્રજા ઘણું ભાગે વિમા. ઉપરાંત પણ પૈસા બચાવવાને યત્ન કરે છે એમા શંક નથી. સાધારણ રીતે એમ મનાય છે કે આપણે વગર સમજ્યે લગ્ન મરણ આદી પ્રસંગે વરા વાજનમાં પૈસા ઉડાવી દઇએ છીએ. અલબત્ત આ આક્ષેપ કેટલેક અંશે પાયાદાર છે એમ કબુલ કરવું પડે છે, પણ એટલુ તો કહેવું જોઇએ કે પુત્ર પુત્રીના લગ્નના પ્રસંગો માંગળીક છે, તેવે પ્રસંગે હીંદુસ્થાનમાં માત્ર નહીં પણ જગતના તમામ દેશોની પ્રજામા ખર્ચ થાય છે. ખુશાલીના પ્રસંગે સગા વ્હાલાને ભેગા કરી જમાડવા એવી કુદરતી વૃત્તિ થાય છે. હીંદુસ્થાનમા ૩૦૦-૪૦૦ રૂપીઆમાં ૪૦૦-૫૦૦ માણસોને જમાડવામાં આવે છે; યુરોપીઅનો ઓછા માણસોને જમાડે છે પણ દરેકના જમણ માટે ખર્ચ વિશેષ થઇ સરવાળો એટલો જ થઇ રહે છે. એ લોકોની ડીનરપાર્ટીઓ જ્ઞાતિભોજન કરતા કાંઇ ઓછી ખર્ચાળ નથી. એટલે બીજી પ્રજાઓના પ્રમાણમા આપણે ઉડાઉ છીએ એ સ્વિકારવાનુ ખાસ કારણ જણાતુ નથી. આ ઉપરથી જણાશે કે આપણો દેશ ગરીબ છે છતાં લોકો થોડો ઘણો પૈસો બચાવે છે અને આ પ્રમાણે તેમનું બચાવેલુ નાણું હુન્નર ઉદ્યોગના વિકાસમા કામ આવી શકે. પણ સંગ્રહ કરેલુ નાણું દાટી મુકવાનો કે ઘરેણા ગાંઠામા વાપરી નાખવાનો આરોપ હીંદીઓ ઉપર મુકાય છે, અને છ સાત અબજ રૂપીઆ આ પ્રમાણે હુન્નર ઉદ્યોગની ખિલવણી કરવાને ઘણું કામમાં આવે તે ન આવતા નિરૂપયોગી થઇ પડયા છે. આ આક્ષેપમાં સત્ય છે ખરૂ: પરંતુ એટલું તો ખુશી થવા જેવું છે કે યુરોપીઅનો અને તેમની નકલ કરનારા જેમ કપડા લત્તામાં ભારે ખર્ચ કરી નાંખે છે તેમ ન કરતાં હીંદીઓ ધન દાટી મુકે છે કે ઘરેણા ગાંઠા કરાવે છે, જરૂરની વખતે દાટેલુ ધન કામમા આવે, સોનું કામ આવે પણ કપડાના ક્યા કશા કામમાં આવતા નથી છતા દેશના વ્યાપાર ઉદ્યોગ માટે નકામા થઇ પડેલા ધન સંગ્રહને ઉપયોગમા લાવી નકાય તો ઘણું સારૂ. શા માટે આ પ્રમાણે થવું

આ બધું હવે ત્હેનો વિચાર કરીશું તો માલુમ પડશે કે લોકોની ટેવો વખતે વખતની સ્થિતિ ઉપરથી બંધાય છે. ઇંગ્રેજી રાજ્ય હીંદમાં જામ્યું તે પહેલાં જાન માલની સલામતી નહતી. એક્કે દીવસમાં ઘરબાર છોડીને નાશી જવાનો વખત આવી જાય. તેવા સમયમાં કારખાનાંઓ સ્થાપવામાં નાખેલું નાણું રોકયું હોય તો માણસ ફક્ત કપડાં ભેર જ નાસવા પામે. તેવા સમયમાં થોડી જગ્યામાં વધારે મૂલ્ય સમાઇ શકે એવી ચીજો કરી રાખી હોય તો શ્રીમંતાઇ ઉપરથી નિર્ધનતા એકાએક પ્રાપ્ત થવાનો સંભવ ન રહે. હજારો રૂપીઆના દાગીના એક ન્હાની પોટલીમાં બાંધી નસાય. એટલે તે સમય જોતાં લોકોમાં ઘરેણાં વિ. તરફ વૃત્તિ રહે એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? વ્યાજ મળે કે ન મળે, એ નાણાથી કારખાનાં સ્થપાય કે ન સ્થપાય તેની પરવા ન કરતાં સોનાના દાગીના ઘડાવી રાખી મુકવામાં આવતા એ તે વખતને અનુકૂળ જ કહેવાય. વળી તે વખતે વિમા કંપનીઓ નહતી, કાંઇ સંગ્રહ કરેલું નાણું કોઇ વ્યાપાર ઉદ્યોગમાં રોક્યુ અને તેમાં ખોટ આવી તો બૈરાં છોકરાંનું શું થશે એવી બીતી રહે એ પણ સ્વાભાવિક હતું. તેવા વખતમાં બેંકોની સગવડ નહતી: ખાનગી સાહુકારોની પેઢીમાં નાણાં મુકવામાં આવતાં; પરંતુ સગપણ, સંબંધ કે શરમને લીધે બરાબર સલામતી માટે ચોકસાઇ થઇ શકતી નહીં; વિશ્વાસે કામ ઘણે ભાગે ચાલતું; આપણા નાણાં તે પેઢીમાં મુક્યા છે તેની સાબીતી તેના ચોપડા સિવાય બીજી કાંઇ રહે નહીં; એટલે સાહુકારો ચીનના સાહુકાર જેવા સહેલાઇથી ભમી શકતા તેમ ન બને તો પણ જ્યારે નાણાંની જરૂર પડે અને ધીરેલું નાણું પાછું જોઇતું હોય ત્યારે સગપણ, સંબંધ કે શરમને લીધે માગતા આંચકો લાગે, માગ્યા પછી સાહુકાર જરા નાંખુશી બતાવે તો આપણી મુંઝવણ વધે, બીજી સ્વજ્ઞાતિનો જ સાહુકાર હોય તો તેની પ્રતિષ્ઠાને લીધે જ્ઞાતિનું એન્જીન આપણને કચડવામાં વપરાશે એવી બીકથી આપણા હકના પૈસા માટે જોસથી માંગણી થઇ શકે નહીં. આવી આવી અનેક અડચણો હતી ત્યારે નાણું ધીરવા કરતાં, પોતા પાસે જ રહેવા દેવામાં ડહાપણ સમાયલું હતું એ સર્વે સ્વિકારશે. હાલ સ્થિતિમાં ફેર પડી ગયો છે. જાન માલની સલામતી ઘણા જ ઉંચા પ્રકારની છે, વિશ્વાસ કરતાં કાયદેસર સલામતી મળી શકે છે; આવી સ્થિતિમાં નાણાં ઘરેણાં ગાંઠ બનાવવામાં વાપરવા કે દાટી મુકવામાં ડહાપણ નથી. વખતાનુસાર લોકોની વૃત્તિ પણ એની મેળે જ ફેરવાઇ ગઇ છે. વ્યાજ ઉપજાવવાની સૌની દાનત થાય છે; સ્ત્રીઓ પણ પોતાના પૈસાની રકમનું વ્યાજ ઉપજાવવા ઇચ્છે છે. એટલે જેમ જેમ નાણાં રોકવાની સગવડ વધતી જશે તેમ તેમ સંગ્રહ કરી રાખેલું ધન દેશના હુન્નર ઉદ્યોગના ઉત્કર્ષ માટે કામ લાગતું જશે.

વ્યાપાર ઉદ્યોગ માટે આપણા દેશમાં નાણું [illegible]કાની ખેંચ હોય તો શું કરવું? પરદેશીઓનું નાણું ઉછીનું લેવું કે કેમ? એ તો [illegible]ની શાખા [illegible] કાર્ય માટે આપણી પાસે સાધન ન હોય અથવા પુરતા ન હોય તો [illegible] ઉછીનાં લેવા એ કાંઇ ખોટું નથી. રેલ્વે, ન્હેરો જેવા દેશહીતના કાર્યો માટે પરદેશથી નાણું લાવવું પડે તો હરકત નથી. નાણાં ધીરનારને સારૂં વ્યાજ મળે, દેશને અનેક જાતના લાભ મળે. પણ પર-

દેશી મુડીથી સ્થપાયલા ઉદ્યોગથી સ્વદેશને લાભ ખાસ હોય તો જ પરદેશી મુડી કામની; થના લાભો હીંદને મળે નહીં અને પરદેશીઓને જ ખાસ લાભ મળે તેમાં ડહાપણ શું ? હીંદી મજુરોને કામ મળે એ સિવાય અન્ય લાભ હોય નહીં તો પરદેશી મુડીને પરદેશમ રહેવા દો; આપણે ત્યાં એનું કામ નથી. જુટ મીલો, ચાહની વાડીઓ, ખાંણો વિ. થ હીંદને શો લાભ છે ? ઉલટું, આવા ઉદ્યોગોમાં પરદેશી મુડી વાપરવામાં આવે તો પરદેશ વ્યાપારીઓ કહેશે અને કહે છે કે હીંદની રાજ્યનીતિમાં કાંઇપણ ફેરફાર થાય તેમાં અમારા સ્વાર્થને હાનિ ન થવી જોઇએ, અમારો સ્વાર્થ સાચવવા અમને દેશની કાઉન્સીલોમાં ખાસ મેમ્બરો આપો. એટલે વ્યાપાર ઉદ્યોગ માટે આવકાર લાયક ગણાયલી મુડીની પાછળ રાજકારી હકોની માંગણી આવી ઉભી રહે છે. ચીન, ટરકી વિ રાજ્યોમાં પરદેશી નાણું ઘણું રોકાયલુ છે, તેનું શુ પરીણામ છે તે સઘળાને માલમ છે. કાંઇ સ્વદેશી હીલચાલ શરૂ થાય, કાંઇ રાજ્ય તરફથી સ્વદેશ માટે પગલા લેવામાં આવે ત્યારે પરદેશીઓ કોલાહલ કરી મુકે, પરદેશી રાજ્યો પોતાની પ્રજાના સ્વાર્થના રક્ષણાર્થે પોતાના એલચીઓ દ્વારા સુચનાઓ કરે; એટલે આવા સલાહ શાતીભર્યા વ્યાપારી પગપેસારાથી તો લાભને બદલે અત્યંત ગેરલાભ થવા સંભવ જ રહે. હીંદીઓએ આથી શિખામણ લેઈ બને તેટલુ પોતાના પગ ઉપર જ ઉભા રહેતા શીખવું જોઇએ. વળી હાલમાં ચાલતા વિશ્વવિગ્રહ પછી પરદેશથી નાણું મેળ વવું પણ અતિ મુશ્કેલ થઇ પડશે. દરેક દેશમાં લડાઇને અંગે થયલી ઔદ્યોગિક અવ્યવસ્થા દુર કરવામાં અને વ્યાપાર ઉદ્યોગને પુનઃ સુવ્યવસ્થિત કરવામાં પોત પોતાના નાણાંની જરૂર પડશે. માટે હીંદના હુન્નર ઉદ્યોગ માટે આવશ્યક મુડી હીંદમાંથી જ મેળવવી પડશે.

હવે, આપણે ઉપર તપાસ્યુ તેમ હીંદમાં મુડી મળી શકે એમ છે. ગરીબ દેશ છે તે છતાં છુટક છુટક બચાવેલુ નાણુ મેળવી શકાય એમ છે. પરંતુ, આપણા દેશમાં નાણું અતિ શરમાળ છે, સાહસ કરવાની પ્રજાની વૃત્તિ નથી; કોઈ પણ ઔદ્યોગિક યોજના પ્રજા સમક્ષ મુકવામા આવે તો તે માટે મુડી મેળવવી બહુ મુશ્કેલ થઈ પડે છે. આમ હોવાનું કારણ તપાસવામાં માલમ પડે છે કે વિશ્વાસ વિના નાણું રોકવું બની શકે નહીં. હીંદીઓ હજી ઔદ્યોગિક બાબતોમાં પોતાની કુશળતાની સાબીતી આપી શકયા નથી. સારી યોજના છતાં, વ્યવસ્થા વૈજ્ઞાનિક પદ્ધતિ પ્રમાણે ન થવાથી નફાને બદલે નુકશાન થઇ જાય છે, એવા કડવા અનુભવને લીધે પ્રજા નાણું રોકતાં અચકાય એમાં નવાઇ નથી. જેઓએ ઔદ્યોગિક સરદારો તરીકે ખ્યાતિ મેળવી છે, જેઓએ પોતે કાઢેલા કારખાનામાં ફતેહ મેળવી પ્રજાનો વિશ્વાસ મેળવ્યો છે, તેઓ બીજી કાંઇ પણ યોજના પ્રજા આગળ મુકે છે એટલે તરત સો માગ અરજીઓ થાય છે અને જોઇતાં નાણાં કરતાં વધારે મળે આવે છે. ટાટા આયર્ન એન્ડ સ્ટીલ વર્કસ, ટાટા હાઇડ્રો ઇલેકટ્રીક કં. આન્ડ્રો વેલી કં. ઇન્ડસ્ટ્રીયલ બેંક વિગેરે માટે કેવી આતુરતાથી લોકો શેરો માટે અરજી કરતા હતા અને કેવા જોત જોતામાં તે શેરો ભરાઇ ગયા તે આ બાબત સાબીત કરી આપે છે. નાણાંની સલામતી, નફાનો વિશેષ સંભવ, સુવ્યવસ્થાની આશા—દેશમાંથી નાણાં મેળવવામાં અગત્યની બાબતો છે.

વળી હીંદમા નાણાં લોકોમાં થોડાં થોડા છુટાં છવાયાં વેરાયલાં છે. તે એકત્ર કરવામાં ન આવે તો ઔદ્યોગિક યોજનાઓ માટે કામમાં ન આવે એ દેખીતું છે. સારી યોજના હોય એટલે શીમતો પાસેથી તો નાણું મળી શકે પણ; પરંતુ સાધારણ સ્થિતિના મનુષ્યોએ બચાવેલું ધન હુન્નર ઉદ્યોગના કામમાં લેવું હોય તો એ નાણું ભેગું કરવાને માટે સાધનો પુરા પાડવાની આવશ્યકતા છે; બેન્કોની સગવડ ન હોય ત્યાં સુધી આ પ્રમાણે નાણું મેળવી શકાય નહીં. એટલે હીંદમાં ખાસ જરૂરની બાબત એ છે કે બેન્કોની સગવડ જેમ બને તેમ વધારવી જોઇએ.

આ સૈકાની શરૂઆતમાં હીંદમાં જાગૃતિ આવી હતી. એશીઆના ન્હાનકડા જાપાને યુરોપના મ્હાન રશીઆને હરાવ્યુ ત્યારથી હીંદીઓનુ મન ચંચળ થયું; યુરોપીઅનો સામે એશીઆટીકો પણ ટકી શકે છે એ ખ્યાલથી હીંદમાં નવીન ઉત્સાહ આવ્યો અને સ્વદેશી હીલચાલની શરૂઆત થઇ. આવી હીલચાલને પરીણામે દેશમાં સ્વદેશી બેન્કો સંખ્યાબંધ સ્થપાઇ, કોઇ કોઇ ઉદ્યોગો સ્થપાવવા લાગ્યા; યુરોપીય પદ્ધતિથી લોખંડ પોલાદનું મ્હોટું દેશી કારખાનું ટાટા સન્સ તરફથી સ્થપાયું પરંતુ સ્વદેશી બેન્કો ૧૯૧૩—૧૪ માં ભાગવા માંડી અને સ્વદેશી સાહસને મ્હોટો ધોકો પ્હોંચ્યો. આવડત કે અનુભવ વિનાના ડાયરેક્ટરો, સટ્ટામાં બેન્કનું નાણું રોકનારા મેનેજરો હોવાથી હીસાબ બરાબર રહેતો નહીં, નાણા ધીરધાર કરવામાં યોગ્ય સભાળ રાખવામાં આવતી નહી, બેલન્સ શીટ ખોટાં બનાવી મ્હોટો નફો બતાવવામાં આવતો, નાણું એવી રીતે રોકવામા આવતું કે જ્યારે જોઇએ ત્યારે એકદમ મળી શકે નહીં. આવી અનેક જાતની અવ્યવસ્થાને પરીણામે સ્વદેશી બેન્કો મુશ્કેલીમાં આવી પડી અને મહા મુશીબતે કરકસરથી સામાન્ય મનુષ્યોએ બચાવેલું ધન તેમાં ડુબી ગયું. પરંતુ ત્યાર પછી જોઇન્ટસ્ટોક કંપનીઓ માટે સરકાર તરફથી નવો કાયદો ઘડવામાં આવ્યો બેન્કોનું કામકાજ વધારે સંભાળથી કરવામાં આવ્યું અને તેથી ૧૯૧૩—૧૪ ના બારીક વખતમાંથી જે બેન્કો બચી ગઇ તે જામવા લાગી. આવી સ્વદેશી બેન્કો ઉપરાંત હીંદમાં ત્રણ પ્રેસીડન્સી બેન્કો છે. મુબાઇ બેન્ક, બેન્ગોલ બેન્ક, મદ્રાસ બેન્ક, વળી કેટલીક એક્સચેન્જ બેન્કો પણ હીંદમાં કામ કરી રહી છે. આ બેન્કો લોકોના નાણાં વ્યાજે રાખે છે, સારી જામીનગીરી ઉપર જેને જરૂર હોય તેને નાણાં વધારે વ્યાજના દરે ધીરે છે. પરંતુ હુન્નર ઉદ્યોગ સ્થાપવા માટે આ બેન્કો નાણાં ધીરતી નથી; વ્યાપાર માટે ટુંકી મુદત માટે નાણાં ધીરે છે. હુન્નર ઉદ્યોગ માટે પૈસા ધીરવામાં આવે તો લાંબી મુદત સુધી નાણું રોકાઇ રહે તે આ બેન્કોને પરવડે નહીં. એટલે આપણા દેશમાં ઔદ્યોગિક વિકાસ કરવામાં આ બેન્કો કામ લાગતી નથી. વળી આ બેન્કોની શાખાઓ પણી ઓછી છે. મ્હોટા મ્હોટા શહેરોમાં એક નહી તો બીજી બેન્કની શાખા જોવામાં આવે છે; પરંતુ દરેક જીલ્લાના મુખ્ય શહેરોમાં પણ બેન્કોની શાખા હોતી નથી. હીંદમાં મુડી મેળવવા માટે સાધારણ સ્થિતિના મનુષ્યોએ જે થોડું ઘણું બચાવ્યું હોય તેને એકત્ર કરી દેશની સમૃદ્ધિના સાધન તરીકે વાપરવું હોય તો ઠામ ઠામ બેન્કોની ન્હાની મ્હોટી શાખાઓ બેસવી

જોઇએ. અસલ જે ખાનગી શરાફી પેઢીઓની સગવડ હતી તે ચાલુ જમાનામાં કમી થઇ છે અને આ જમાનાની બેન્કો જોઇએ તેટલી સગવડ આપતી નથી; એટલે આ બાબતમાં આપણી સ્થિતિ સુધરવાને બદલે ઉલટી કાંઇક બગડે છે. બેન્કો ઉપરાંત સરકાર તરફથી પોસ્ટ ઑફિસોમાં સેવીંગ્સ બેન્કનું ખાતું રાખવામાં આવ્યું છે; તેથી ગરીબ લોકોને પોતાના બચાવેલા પૈસા વ્યાજે મુકવાની કાંઇક સગવડ થઇ છે. પોસ્ટ ઑફીસો ગામડે ગામડે સ્થપાયલી છે એટલે કાંઇક અંશે બેન્કોની શાખાની અછતને લીધે ઉપસ્થિત થતી મુશ્કેલી દુર કરે છે. સને ૧૯૧૬—૧૭ માં પોસ્ટ આફિસ સેવીંગ્સ બેન્કોમાં લગભગ ૧૫॥ કરોડ રૂપીઆ જમા હતા. પરન્તુ સરકાર આ પ્રમાણે નાણાં ભેગા કરી ઉદ્યોગ સ્થાપવામાં ઉપયોગ કરતી નથી. સને ૧૯૧૬ માં પ્રેસીડન્સી બેન્કોમાં ૫૦ કરોડ એક્સચેન્જ બેન્કમાં ૩૮ કરોડ અને સ્વદેશી બેન્કોમાં ૨૬ કરોડ એમ મળી ૧૧૪ કરોડ રૂપીઆ લોકો તરફથી અનામત મુકવામાં આવ્યા હતા. ઇંગ્લન્ડમાં એકજ મ્હોટી બેન્કમાં અનામત નાણું આપણી બધી બેન્કોના અનામત નાણાંથી વધારે હોય છે અને ત્યાંની બધી બેન્કોમાં મુકાયલું અનામત નાણું લગભગ ૨૧॥ અબજ રૂપીઆ જેટલું છે.

આ ઉપરથી જણાશે કે હીંદમાં બેન્કોની સગવડ ઘણીજ વધારવાની અગત્ય છે એટલુ જ નહીં પણ હાલની બેન્કો જેમ વ્યાપાર માટે જોઇતાં નાણાંની સગવડ આપે છે તેમ ખાસ હુન્નર ઉદ્યોગ ખિલવવા, સ્થાપવા માટે નાણું પુરૂં પાડનારી બેન્કોની ખાસ અગત્ય છે. ખેડુતો માટે એગ્રીકલચરલ બેન્કો આવશ્યક છે, તે વીના ખેડુતોનું દુઃખ નિવારણ થવાનું નથી; કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટીઓ સ્થાપવાથી પણ ખેડુતોને મુક્તિ મળી જવાની નથી; ખેડુતો ઘણે ભાગે અજ્ઞાન હોવાથી કોઓપરેશનના લાભો સમજે નહીં; સ્હાવકારને માબાપ માની લે. એટલે જેમ ખેડુતો માટે એગ્રીકલચરલ બેન્કોની જરૂર છે તેમ હુન્નર ઉદ્યોગ માટે ઔદ્યોગિક બેન્કો હીંદમાં સ્થપાવવી જોઇએ. જર્મની, જાપાન જેવા દેશોમાં આવી ઔદ્યોગિક બેન્કો ઘણી સંખ્યામાં સ્થપાયલી છે. ટુંક સમય થયા હીંદમાં આ દીશામાં શરૂઆત થઇ છે અને વિખ્યાત ટાટા સન્સ તરફથી ઇનડસ્ટ્રીઅલ બેન્ક સ્થાપવામાં આવી છે. આ બેન્કની કલકત્તા તથા નીઝામ હૈદરાબાદમાં શાખાઓ કાઢવામાં આવી છે અને મુખ્ય ઓફીસ મુંબઇમાં છે. હજી આ બેન્કની સ્થાપનાને લાંબો વખત થયો નથી તેથી એનું કામકાજ કેવું થાય છે. એ હુન્નર ઉદ્યોગના વિકાસમાં કેવું કીમતી સાધન થઇ પડે છે, તે કહી શકાય તેમ નથી. કોઇ પણ ઉદ્યોગ સ્થાપવા માટે નાણાં ધીરતાં પ્હેલા ઉદ્યોગના ખાસ માહીતગાર કુશળ ગૃહસ્થો પાસે તે યોજના તપાસવામાં આવશે જેથી સ્થપાયલા ઉદ્યોગ માટે ભવિષ્યમાં સારી આશા રાખી શકાય. આવી જાતની ઔદ્યોગિક બેન્કો હીંદમાં અનેક થતી જશે તેમ તેમ હુન્નર ઉદ્યોગ આ દેશમાં જામતા જશે અને નવીન ઉદ્યોગો સ્થપાતા જશે. ગોલ્ડ સ્ટાન્ડર્ડ રીઝર્વ અને પેપર કરંસી રીઝર્વ ઘણાં વધી ગયા છે. આ મ્હોટી રકમો ઇગ્લન્ડમાં રાખવામાં આવે છે અને લંડનના વ્યાપારીઓને ધીરવામાં આવે છે. આ માટે હીંદનો પૈસો ઇગ્લન્ડના વ્યાપારીઓને ધીરવો

જોઇએ એ કાંઇ સમજાતું નથી; આ રકમો હીંદમાં જ રહેતી હોય અને હીંદી વ્યાપારીઓને ધીરાતી હોય તો દેશને ઘણોજ લાભ થવા સંભવ રહે છે. માટે હીંદમાં એક સેન્ટ્રલ સ્ટેટ બેન્ક સ્થાપવાની જરૂર છે. એમ થશે તો આ રકમો હીંદમાં જ રહી હીંદના ઉત્કર્ષ માટે કામ લાગશે.

આ ઉપરથી માલમ પડે છે કે હીંદમાં નાણું પુષ્કળ છે એમ નથી; દેશ ગરીબ છે; દેશ ગરીબ છે, છતાં જેટલું નાણું મળી શકે તેમ છે તેને એકઠું કરવા માટે બેન્કોની સગવડ પુરતી નથી અને એકઠું કરેલું નાણું હુનર ઉદ્યોગના વિકાસ માટે કામમાં લાવે એવી ઔદ્યોગિક બેન્કોની સગવડ નથી.

હીરાલાલ લલ્લુભાઈ કાજી.

---

# ભાગ્યદેવી તથા ભીખારી.

એક દિવસે એક ભીખારી ગામમાં ઘેર ઘેર 'ભગવતિ ભિક્ષાં દેહિ' કરતો આથડતો હતો. 'અભ્યાગતને કાંઇક પ્રભુ લેખે આપો' 'ત્રણ દિવસનો ભૂખ્યો છું,' 'કકળતી આંતરડી કોઇ પુણ્યવાન ઠારે,' 'મોટા ઘરવાળાં બાઈ, દયા કરો, ભગવાન તમારા પુત્રને કોટિ વર્ષના કરે,' 'ઉત્રભાગ્યવતી શેઠાણી, કાંઇ ટાઢુ થીજું હોય તો આપો ને': આમ અનેક અત્ર એક પછી એક છોડતો જતો, પણ ખાંધે મારેલ જૂની પુરાણી ઝોળી ઠાલીઠમ જ હતી. પરિક્રમા સંપૂર્ણ ભાવસહિત કરતો હતો, રંકમાં રંક ઘરેય યાચના કર્યા વિના મૂકતો નહિ; પણ ધીરે ધીરે નિરાશા વધવા મંડી, ગાત્ર શિથિલ થઈ ગયાં, પગ ઊપડવાની ના પાડવા લાગ્યા. જર્જર ખળભળી ગયેલ શરીરને વિશ્રાન્તિ આપવા નિર્જન સ્થળે જઈને બેઠો.

ક્ષુધાયે કરીને ભમી ગયા જેવા ચિત્તમાં તરંગ ઊઠવા લાગ્યા:—"માણસને સ્વાર્થવશ "થઈને સર્વ લોકો તજ્જે, પરંતુ દાંત પડી ગયા હોય, કેશ શ્વેત થયા હોય, અને તિમિર "આવતાં હોય, શબ્દે શબ્દે જીભ ગોટા વાળતી હોય, કાયાનો ભાર ઉંચલતો હોય તોય "મહાસતી સાધ્વી તૃષ્ણા એને સદા સર્વદા અનુસરે. તૃષ્ણાનો પાર કોણ પામ્યું છે ? "જુવો ને આ આપણા વીરચંદ શેઠનો જ દાખલો. ચીન જવાસુમાત્રાથી પુષ્કળ ધન ખેંચી "આવ્યા, પણ લોભ વધ્યો ને પગ વાળીને બેઠા નહિ, ઉંબાના ચોક વચ્ચે બીજો સુવર્ણમય મેરુ પર્વત રચું એવા મનોરથ ઉપર જાણે ચડી બેઠા, ' પૈસા કરવામાં કચાશ ન "રાખી, નીરાંતે કોઇ દિવસ જમ્યા નહિ, નિત્ય રાત્રિયે લક્ષ્મીના જન્મનિમિત્તે વર્ષ ને "વર્ષ લગી અખંડ જાગરણ કર્યું, તપ તપવામાં કાંઇ ન્યૂનતા ન રેવા દીધી. અંદરે અંદરે શેઠનો "વિજયધ્વજ ફરકવા મંડયો, શેઠનું નામ ચિત્રવિચિત્ર ભાષા બોલનારી પ્રજાઓની

"જાત્રીશીપે ચડયું, પણ તે કેટલા દિવસ ? સમુદ્ર ઉપર પ્રચંડ વા વાયો. વાહણમાત્ર ભાગી "ગયાં, ને રત્નાકરે શેઠનાં રત્ન સ્વાધીન કર્યાં. શેઠની આશાવલ્લી ફૂલીફાલી સૂકાઈ ગઈ, "સમૃદ્ધિ સ્વપ્નની ઘોડયે એકાએક લુપ્ત થઈ. એવું છે. મારે તો ખાવાને અન્ન અને "ઓઢવાને વસ્ત્ર મળી રહે તો બીજુ કાંઇ માગુ નહિ."

છેલ્લો તરંગ હજી શમ્યો નથિ ત્યાં ભાગ્યદેવી એના મુખ આગળ આવીને ઊભી, અને બોલી, "હે ભીખારી, તારી ગવ સાંભળીને મે તને દર્શન દીધુ છે. તારી ઉદાત્ત "બુદ્ધિ જોઈ ને હુ પ્રસન્ન થઈ છુ. અને ઇચ્છા પ્રમાણે આખું આયુષ અજવસ્ત્રની "સરળતા થાય એટલું તને આપવા તત્પર છુ ઝોળી ધર્ય, તેમા હું સોનાનાં ફૂલ "રેડીશ. સંકેત આટલો કે ઝોળીમાં પડશે તે શુદ્ધ સુવર્ણ રહશે પણ પૃથ્વી ઉપર પડશે "તેના કાંકરા થઈ જાશે". ભીખારી તરત કહે, "ભલે, આપનું વચન હું માન્ય કરું છું".

દેવીયે વિશેષ કહ્યું, "જો, ભાઇ, સંભાળજે, ચેતીને ચાલજે; સાવધાન રહીને સમય "વર્તજે, ઝોળી જળી ગયેલ છે તે બહુ ભાર ભરીશ મા, નહિ તો ઠીક નહિ ઠીશે." વૃદ્ધ ભીખારીનો આત્મા ટળવળતો હતો, માથે માયુ રહ્યુ નહોતું, ઉલકહાએ માઝાજ મૂકી હતી. દેવીની સૂચના કાનના દ્વાર સાથે અફળાઇને ત્યાંજ રોકાઈ ગઈ, મન સુધી પોંચી નહિ. ઝોળીનુ મોં બન્યું એટલુ પહોળું કરીને દેવી આગળ તે ધરી ઘુંટણભર બેઠો અને સુવર્ણ પુષ્પની પરંપરાનું ધ્યાન કરતો એક જાતની સમાધિદશા અનુભવતો સ્તબ્ધ-દિગ્મૂઢ થઈ ગયો, થીજીજ ગયો. દિનદશાનું ભાન હતું નહિ, વૃત્તિ સુવર્ણ સાથે એકાકાર એકરૂપ બની હતી.

ભાર તો વધતો જ ચાલ્યો. દેવીયે પ્રશ્ન કર્યો, "કેમ બસ ?" ભીખારીયે ઉત્તર દીધુ, "હજી વાર છે". "પણ તારી જીર્ણ ઝોળી ચરડચરડ થાય છે." "કાઇ ચિંતા નહિ; હજી "થોડુંક માશે". ભીખારીના હાથ કંપવા મડયા. "આ સુવર્ણધારા સતત ચાલ્યા કરે તો "કેવું સારું ?".

ક્ષણ થંભીને દેવી બોલી, "હવે તો તુ ધનાઢ્ય બન્યો. તારી ઝોળી હવે ફાટી જશે "સમજજે". "હજી થોડુંક સમાશે; એક દોહત્યો ઘો એટલે હાંઉ". ધાર પાછી વછૂટી; ફૂલ પડે છે ને ભીખારી ગણતો જાય છે ત્યાં ઝોળી તુટી, સુવર્ણને ભૂમિનો સ્પર્શ થાતાંજ એના કાંકરા થઈ ગયા. દેવી અંતર્ધાન પામી. ભીખારીને હાથે ઝોળી જ રહી ને તે પણ લટકામાં ફાટેલ તુટેલ.

—રશિયનના ઇંગ્રેજી ઉપરથી.

"બળવંત જગન્નાથ રેગે."

# —'અકસ્માત્'-ગીતા—

The reading of an ever-changing tale,

× ×

Was it a vision, or a waking dream ?
Fled is the music—Do I wake or sleep ?

Keats.

ચંદાના શીતથી સમુદ્રને પણ ટાઢ વાતી જણાય છે. આ ત્હેના તરંગો એજ સૂચવે છે. પેલા ઢોળાવ ઉપર ભૂત જેવાં કોણ બેઠાં હશે ? એ પણ ધ્રૂજે છે. ચંદામાં શું કરવા ન્હાતાં હશે ? ના, ના, ધ્રૂજતાં તો કાંઇ નથી. હેમનાં વસ્ત્ર જ ફરફરે છે. છાની માની શી વાતો કરતાં હશે ? લાવને, ઝાડને ઓથે એમની સાંભળી લઉં.

×

"વ્હાલી ! ગયા ભાદ્રપદની સન્ધ્યા તો સ્મરણમાં હશે. દેવમન્દિરેથી આમ્ર વનમાં ભરાતાં આપણો પ્રથમ મેળાપ થયો. (ચક્ષુમેળાપ કે હૃદયમેળાપ ?) એ મેળાપ તે આપણા લગ્નનું—આપણા રસિક જીવનનું—આકસ્મિક કારણ."

"ત્હારે લોહચુમ્બકો જેવા હૃદયનાં ચુમ્બકોની વાસ્તવિકતા તે અવાસ્તવિકતાજ હશે ? મ્હારી વીણાના સંગીતથી તો તમે પણ આ સ્થૂલ જગતનાં તત્ત્વો—કાલ, સ્થલ અને કારણનું ભાન ભૂલતા. ત્હારે હૃદયના સંગીત જેવું કંઈ જ નહિ હોય ? લગ્નથી જન્મતો સ્નેહ અને સ્નેહથી જન્મતાં લગ્ન અકસ્માત જ હશે ? વ્હાલા ! સ્નેહ એટલે ભ્રાન્તિ જ ? યુગલનો પ્રેમ એટલે બાલિકાની ઢીંગલી ?"

યુવક બોલ્યું, "કોણ જાણે !"

"શકુન્તલા ! આ હું નો જન્મ પણ અકસ્માત્ નહિ તો બીજું શું ? માતાપિતાના આકસ્મિક લગ્નસંયોગથી જન્મ્યું આ હું."

"બીજ મૂક્યું બગીચામાં આપણે, અને પ્રભુએ આત્મા ઉતાર્યો. પ્રભુ જન્માવશે, જગત્ ધવરાવશે. આપણી વાડીનાં બોરસલી, ગુલાબ અને આમ્ર વૃક્ષને વાવનાર અને પોષનાર આપણે. બાલક છોડ ઉપર ખીલતાં પુષ્પથી, વાડીના લીલા ઘુમ્મટમાં થતા પક્ષીના કોલાહલથી કેટલાએ આત્મા આહ્લાદ પામે છે. એ સૌન્દર્યલીલા આપણા જન્મથી જન્મી. સૃષ્ટિસૌન્દર્ય એટલે બાવાજ હશે ?"

યુવક બોલ્યું: "કોણ જાણે !"

પ્રકૃતિનું કલામાં આલેખન એટલે પ્રકૃતિનું અસ્તિત્વ ક્યહાં રહ્યું? એ ચિત્રકાર તો કલા અને કલાજ બતાવે છે. મનઃશાસ્ત્રના ઉચ્ચાર માટે આપણા મનનેજ ક્રમ થવું પડે છે. વિશ્વની અનન્ત એકતા શોધવા જીવની અનેકતાનો માર્ગ સ્વીકારવો પડે છે. આથી તત્ત્વચિંતન એ માનવીનું હોઈ ભ્રાન્તિ પણ હોઈ શકે. એ ભ્રાન્તિ મટાડવાને માટે આપણે મૃત્યુ-જીવનનેજ શોધીશું. વિશ્વના છૂપા ભેદ શોધવા તર્કશાસ્ત્ર લંગડુ બની જાય છે. અ-જગતમાં જ એ तत् सत् જડશે, જગતમાં જે નહિ જડે તે.

× ×

વાદળમાં ચન્દ્ર સંતાઇ ગયો. ઝાડ ઉપરથી ફડફડાટ સંભળાયો. ઘુવડ "કોણ જાણે! કોણ જાણે!" કરતું ઉડી ગયું. ભૂત જેવો હું ઉભો થયો અને સ્વપ્ન પેઠે જતો રહ્યો. યુગલના અભિનયો ઉઘાડી આંખે જોતાં મ્હને તો શરમ આવી.

ગુજરાત કૉલેજ,
અમદાવાદ. } "પ્રેરિત."

---

# ઝાડ ઝાંખરાં યાને હલકો પાલો.

( અંગ્રેજી ઉપરથી )

વ્યકટનાં માબાપ પૈસાદાર હતાં. તેઓ ગામથી થોડે છેટે એક બંગલામાં રહેતાં હતાં. બંગલાની આસપાસ બાગ આવેલો હતો બાગના એક ભાગની સંભાળ વ્યંકટ પોતે લતો હતો. તેમાં તેણે ચંપો, ચંબેલી, મોગરો, જાઇ, બારમાસી વિગેરે ઘણાં છોડ વાવ્યા હતા; વળી બાગના માળી પાસે તેણે ગુલાબના કેટલાક સુંદર છોડ રોપાવ્યા હતા.

વ્યંકટને પોતાની વાડી માટે ઘણું અભિમાન હતું તેને તે 'મનહર ફુલ-વાડી' કહેતો ત્યાં તે દરરોજ જતો, ફુલોને પાણી પાતો, ને પોતાની નાની બેનને સારૂ એક સુંદર ફુલ ઘેર લાવતો.

ઉનાળો ઉતરી ચોમાસુ બેસવાનો સમય આવી પહોંચ્યો. એવામાં એક દિવસ વ્યકટને ખાતરી થઈ કે આ છોડો તેણે વાવ્યા નહોતા. જ્યાં જ્યાં જગા ખાલી હતી ત્યાં ત્યાં બધે આ છોડો પથરાઇ ગયા હતા. કેટલાક ફુલોની વચમાં ઉગ્યા હતા, ને થોડાક છોડ તો એટલા મોટા થઇ ગયા હતા કે તેમનાથી ગુલાબ ઢંકાઈ ગયા, તેમની વચ્ચે જકડાઈ એક બે ગુલાબ તો તદ્દન નકામા થઇ ગયા.

બ્યકટને આ છોડવા ઉપર ઘણો ગુસ્સો ચડ્યો. તેણે તેમના ઉપર ખુબ પાણી રેડયું કે જેથી તેઓ ડુબી જાય ને અંતે કહોઇ નાશ પામે. પણ પાણીથી તો આ નકામો પાસો વધારે ખીલ્યો. બ્યંકટને ખાતરી હતી કે એ ઝાંખરાં તેણે વાવ્યાં નહોતાં. તેમનું શું કરવું તેની તેને સમજણ ન પડી, તેથી તે પાસે પડેલી હાથગાડી ઉપર બેસી વિચાર કરવા લાગ્યો. જેમ જેમ તે વિચાર કરતો ગયો તેમ તેમ તેને વધારે ક્રોધ ચડતો ગયો. ક્રોધથી તેનો ચહેરો બહુ ખરાબ લાગતો હતો, તેનાં માતપિતાએ આ વખતે તેને જોયો હોય તો તેઓ પણ તેને ભાગ્યે ઓળખી શકે!

બ્યંકટ વધારે ને વધારે ક્રોધને વશ થતો હતો, તેવામાં તેણે કોઇના પગલાંનો અવાજ સાંભળ્યો. ઉંચુ જોતાં ૭ ફુટ ઉંચો ને લાંબી ધોળી દાઢી વાળો માણસ તેની નજરે પડયો. તે નજીક આવ્યો એટલે બ્યંકટે તેને પુછયું, "આપ કોણ છો"?

"હું તમારા પિતાનો મિત્ર છું. ઝાડ પાન વિષે મને સારૂં જ્ઞાન છે, ને તેને લગતું મેં ઘણું કામ કરેલ છે. અહિથી દૂર ગામમાં એક નાનું ઘર છે ત્યાં હું રહું છું." આવનાર માણસે જવાબ આપ્યો.

બ્યકટને આ સાંભળી આનંદ થયો. આ ગૃહસ્થને મારી વાડી બતાવું એવી તેના મનમા હોંશ થઇ આવી. પણ તત્ક્ષણ નકામા છોડવાઓએ પોતાની મેળે ઉગીને વાડીના છોડોની શોભા બગાડી નાંખી હતી તે તેને સાંભરી આવ્યું.

ગંભીર નવા આવનારે બ્યંકટ તરફ મીઠી નજરે જોયું પણ જ્યારે તેણે તે બાળકના ચહેરા ઉપર ખેદ છવાતો દીઠો ત્યારે તે તેની જોડે હાથગાડી ઉપર બેઠા અને તેને વાતમાં નાંખ્યો.

વૃદ્ધે પ્રશ્ન્યું, "બ્યંકટ, આ લીલું લીલું શું ઉગ્યું છે તે તમને ખબર છે?"

"ના, તે શું છે તે મને મહેરબાની કરીને કહેશો? બ્યંકટે જવાબ આપ્યો.

"ઝાંખરાંની જાતના જંગલી છોડવા. તેમને ઉખાડી નાંખવા પડશે. નહિ તો ફુલ બીલકુલ ખીલશે નહિ કારણ કે આ છોડવા જમીનનો બધો રસકસ ચુસી લેશે." અનુભવીએ પોતાનો અનુભવ કહ્યો.

છોકરે આનંદમાં આવી પોતાના હાથ તથા ઉપલું શરીર ઉંચું નીચું હલાવ્યું અને તે બોલ્યો, "તમે મને આ વાત કહી તેથી હું તમારો આભારી છું. મેં તેમનો પાણીમાં ડુબાડી નાશ કરવાનો પ્રયત્ન કર્યો પણ તેથી તે ઉલટા વધ્યા".

"વધે જ, પાણી તેમને વધવામાં મદદ કરે છે." વૃદ્ધે કહ્યું

વ્યંકટ ગાડી ઉપરથી કુદી પડ્યો અને ઝાડવાં એક પછી એક તોડી નાખવા મંડ્યો. વળી આનંદમાં આવી જઇ તે થોડોક કુદ્યો ને બોલ્યો, "કેવી મુર્ખાઇ! મને પહેલાં આ વિચાર ન સુઝ્યો. થોડા વખતમાં ઝાડવાનું એક પાંદડું પણ મારી વાડીમાં રહી શકશે નહિ અને મારી વાડી હતી તેવી સુંદર દેખાશે.

ડાહ્યા માણસે છોકરા તરફ નજર કરી. તે દીલગીરી ભરેલું હાસ્ય હસ્યો અને બોલ્યો:—

"આથી કંઇ નહિ વળે. વાડી હમણાં સુંદર દેખાશે. પણ થોડા જ દિવસમાં આ ઝાડવાં ફરી ઉગી નીકળશે, કારણ કે તેમનાં મૂળ જમીનમાં છે. આ મૂળ જ જમીનનો રસકસ ચુસી લે છે" વ્યંકટ ફરી નિરાશ થયો. તેણે જમીન ઉપર પગ પછાડ્યો. ફરીને તે ક્રોધવશ થયો.

આપણે જાણીએ છીએ કે ક્રોધ કરવાથી કંઇ પણ વસ્તુ સુધરતી નથી તે શાણો માણસ પણ આ વાત જાણતો હતો. વ્યંકટ તરફ સહેજ કડી નજર કરી તે બોલ્યો:

"બધાં ઝાડવાં મૂળમાંથી ખોદી નાંખવાં પડશે. આ કામ કંઇ એક દિવસમાં થશે નહિ. વાડીના ભાગ પાડો ને રોજ એક ભાગમાંથી જંગલી છોડવા ખોદી કહાડો. આથી થોડા દિવસમાં વાડી ચોકખી થશે, પહેલા જેવી સુંદર દેખાશે ને ગુલાબને કંઇ પણ ઇજા નહિ આવે".

વ્યંકટનો ગુસ્સો હજુ ઉતર્યો નહોતો. તેને ખબર હતી કે આમાં ઘણી મહેનત છે.

આ જોઇને વળી તે વૃદ્ધ બોલ્યો, 'હું તમને એક શીખામણની વાત કહું. કામ ઉપર ગુસ્સે થવાથી તે વધારે ને વધારે મુશ્કેલ બને છે ગુસ્સે થવામાં જો આપણે આપણું જોર ગુમાવી નાંખીએ તો મુશ્કેલીઓ દૂર કરવા આપણી પાસે કંઇ બળ રહેશે નહિ. વળી બીજી વાત—ક્રોધ પણ એક જાતનો જંગલી છોડવોજ છે. આપણી હૃદયવાડીમાં તમામ મનહર ફુલવાડીના જેટલાજ જંગલી છોડવા છે. આપણે ક્રોધને વશ થવા કે તે ઝાંખરાને પાણી પાવા બરોબર છે. પાણીથી છોડવો મજબુત બને છે ને વધારે ઝડપથી વધે છે તેમજ ગુસ્સે થવાથી આપણી હૃદયવાડીમાંના ક્રોધરૂપી જંગલી છોડવો ઘર કરે છે અને વધારે ઝડપથી વધે છે".

શાણા પુરુષે વળી ઉમેર્યું, "આ બાબતમાં સૌથી સારો રસ્તો એ છે કે બોલવાની શરૂઆત કરી દેવી. ખોટી ટેવોના છોડવાઓને કચરાપેટીમાં ફેંકી દેવા કે ફરી ઉગે નહિ. ગુસ્સો ચઢે તો પોતાના મન સાથે નીચે પ્રમાણે બોલવું:

'મને ગુસ્સો ચડે છે તેનું કારણ એ છે કે કંઇ ખોટું થાય છે ને તે ઉપર હું વિચાર કર્યા કરૂં છું. શાણો છોકરો ગુસ્સો ચડે ત્યાં સુધી બેસી ન રહે, પણ ખોટાને સુધારવાનો,

આર્ય ઋષિઓનું ત્રિકાલદર્શિત્વ સિદ્ધ થાય છે. આ ઉપાસના બરોબર સ્ત્રી પુરૂષોમાં એકસરખી પ્રચલિત હોવી જોઇએ; જો કે સ્ત્રીઓ માટે કંઇક તેમાં ભેદની તો જરૂર છેજ. તમે વ્યાયામવિચારના ચાર પુસ્તક મુંબાઇથી ઉપર જરૂર મોકલી દેજો.”

એક વખત એક કેસના સબંધમાં મેં ઘર આગળ વાત કાઢી એ વખતે મ્હને એઓશ્રીના ઉગ્ર સ્વરૂપનું જે દર્શન થયું છે તે કલમથી લખી જણાવું તેમ નથી. હું તે દિવસથી એવી તો ચીસ ખાઇ ગયો છું કે ગમે તેવું સત્ય હોય તો પણ ન્યાયાધીશ પાસે એકતરફી વાત કરાય જ નહિ. મ્હને તો એમ જ લાગ્યું હતું કે હવે દિ૦ નો સંબંધ હમેશને માટે છુટી ગયો. પરતુ ન્યાય અને સરકારી કામ સિવાય બધી બાબતમાં તે સર્વથા એકસરખા અને માયાળુ જણાયા હતા. મ્હારે બીજો પણ એક પ્રસંગ તેમની પાસેથી પાઠ શીખવાનો આવ્યો હતો. એક વખત તેમના નોકરની દીકરીની બે પૈસાની ટોપી કોઇએ ચોરી લીધી હશે તેનો તપાસ કરવા મને કહ્યું. આરંભમાં જ મને કહ્યું કે કોઇને મારીને મનાવતા નહિ મ્હારી અપક્વ બુદ્ધિથી મેં કહ્યું બે પૈસાની ટોપી ગઇ તો ભુઇ: આપણે ઘરમાંથી બીજી આપીશું. પોતે કહે કે “સાપ ઉતારનારને મળ્યા સમજી સાપ કરડી જતો હોય તેને આપણે જવા દેવો જોઇએ કેમ!” આટલા જ વાક્યથી મ્હને જે લાભ થયા છે તે પચીશેક કાગળ ભરાય તેટલા થયા છે. મ્હને આ વખતે પોલીસની અખતરેલી રીતો પોતે સમજાવી છે અને પોલીસની કર્તુતનું ભાન કરાવ્યું છે તે જરૂર મનન કરવા જેવું છે. જેઓએ એ હકીકત મ્હારાથી સાંભળી છે તેમને અત્યારે ભાગ્યશાળી જોઉં છું.

દિ૦ બ. ના મરતા અગાઉ હું અને ઉમરેઠના વતની મી. જેઠાલાલ મયારામ બે મહીના પહેલા તેમને બંગલે ગએલા હતા. આ વખતે પૂજ્યપાદ શ્રી શંકરાચાર્યના **अर्थमनर्थं भावय नित्यं नास्तिततः सुखलेशः सत्यं** એ વાક્યનો તેમનાથી ભાવાર્થ સમજવાનો મ્હારો ઉદ્દેશ હતો કેમકે દિ૦ બાહાદુરે મેળવેલા દ્રવ્યમાંથી કોઇપણ પ્રસિદ્ધ કરેલો વ્યય નહિ અને કૃપણની પેઠે ન્યાયપૂર્વક પ્રાપ્ત કરેલા દ્રવ્યને સાચવી રાખ્યું હતું, છતાં તે નષ્ટ થયું હતું. લક્ષ્મી માણસને માતા, ભગિની, પુત્રી અને પત્ની એવા ચાર કિંવા તે પૈકી કોઇ રૂપથી પ્રાપ્ત થઇ હોય છે તે પૈકી કઇ સારી? હું એમ સમજતો હતો કે બીજાઓ લાખો રૂપીઆ ખર્ચે છે પરંતુ અંબાલાલભાઇ જો એક પાઇ પણ સાર્વજનિક હિતમાં ખર્ચશે તો તે લાખો કરતાં વધી પડશે કેમકે તે વ્યયમાં પરિપક્વ બુદ્ધિ સમાએલી હશે. પરતુ દીલગીર છું કે એ વાત ઉપાડવાથી સ્વર્ગીય જીવને માઠું લાગશે સમજી પૂછાયુંજ નથી.

મુ. વાસદ.
તારીખ ૧૦-૧૧-૧૮. } **ઉમરેઠવાસિ દંડનાયક નારણજી નંદલાલ.**

---

તા. ૬.

દિવાન બાહાદુર નામદાર બ્રિટિશ સરકારની રાજ્યરીતિના સ્તાવક, અને દેશી રાજાઓના અભિમાની હતા. બન્નેમાં તેઓ જે ખામીઓ જોતા તે સ્પષ્ટ કહેવામાં નિડર હોવાથી એક

પણ સ્થળે તેમની સંપૂર્ણ કદર થવા પામી નહતી. તેઓ વસવાટ માટે નામદાર બ્રિટિશ સરકારનું રાજ્ય વધારે સારૂં ગણતા હતા. અંગ્રેજોની મતલતા, દુકાલ વગેરે જરૂરી પ્રસંગે દયા અને તેમની નોકરીમાં જણાતી સ્થિરતા ઇત્યાદિક અનેક ગુણોનું તેઓ ખરા અંતઃકરણથી માન કરતા હતા અને તે જ વખતે કાળા ગોરા વચ્ચેનો ભેદ તથા નાણાંની ખેંચ કોઇક વખત અંગ્રેજોને નડશે એમ ભવિષ્ય ભાખી દિલગીર થતા હતા.

દેશી રાજ્ય સંબંધી બોલતાં તેઓ કહેતા કે જેમ આ દેશ અંગ્રેજોનું ઘણું અનુકરણ વિવેકદૃષ્ટિ સંભાવ્યા વિના જ કરતો ચાલ્યો છે તેવી જ રીત રાજાઓ પણ સ્વીકારવા મંડયા છે. પોતાના રાજ્યને અમુક શિક્ષણ કે અમુક કાયદા અનુકૂલ થશે કે કેમ તે જોતા નથી, પ્રજા પાસેથી નાણાં ખેંચી પોતાની તીજોરી તર રાખવાનો અને તે દ્રવ્યનો પોતાના તરંગો પ્રમાણે વ્યય કરવાનો લોભ શપે છે. તેમનામાં ખોટા ખુશામતખોર, પંચતંત્રમાં શીઆળથી સંજીવકની જે સ્થિતિ આલેખી છે, તેવી રાજ્યમાં રહેલા સ્પષ્ટ વક્તાની સ્થિતિ કરવામાં ફાવી શકે છે એવા કાચા કાનના રહે છે, અને આત્મગૌરવનું મૂલ જે ધર્માભિમાન તેના ઉપર કુઠારના પ્રહાર ચલાવી રહ્યા છે.

લગભગ મ્હારા ત્રીશ વર્ષના તેમની સાથેના પરિચય ઉપરથી હું ખાત્રીપૂર્વક કહું છું કે દિવાન બહાદુરને ઉમરે (આંગણે) તન મન અને ધનથી જે ઉપકારો થઈ શકે છે તે પૈકી તન અને મનથી થતા ઉપકારોનું અક્ષયક્ષેત્ર હતું અને તે એટલું બધું મુક્તદ્વાર હતું કે કોઇ અદનો માણસ પણ ભૂખ્યો જવા પામતો નહિં. કોઇ હટ્ટપુટ્ટ ભિખારી આંગણે ઉભેલો જોતા તો તેની એ કુટેવ છોડાવવા પોતાનો અમૂલ્ય વખત રોકતા અને તેને તેનો દુર્ગુણ તે નિરુત્તર થતા સુધી સાબિત કરી દેતા.

દિવાન બાહાદુરને કંજૂસ ગણનાર માટે તો મ્હને મૂળથી જ ધિક્કાર હતો પરન્તુ હું જ્યારે તેમના તનમનથી કરાતા પક્ષદર્શનનો ભાગ્યશાલી થયો ત્યારથી હું પોતાને પણ ધિક્કારવા લાગ્યો હતો કેમકે હું પણ કંજૂસ નહિં તો પણ દિવાન બાહાદુરને કરકસરીઆ તો ગણતો જ હતો. ત્રણ કોટિમાંથી એક કોટિ ગણી એ કોટિ પ્રાર્થનારને કોણ કરકસરીઓ પણ કહે ખેર? કદાચ દ્રવ્યસંગ્રહમાં એમનો પોતાના પુત્રો માટે જ એકલો પક્ષ હતો એમ માનીએ તો તે એક ભૂલ ક્ષમાપાત્ર હતી. માણસ માત્રને એવો પ્રાયઃ સ્વાર્થ હોય છે. જો કે સત્યની ખાતર કહેવું જ પડે છે કે એમના જેવા પુરૂષમાં એ ભૂલને સ્થાન મળવું જોઇતું નહતું. કુવા પાસે એમના અમૂલ્ય દેહને એ દ્રવ્યલોભ જ લેઇ ગયો. અને એમનો જલદી અંત પણ એ લોભે જ આણ્યો. આવા મહાન પુરૂષોના ચરિત્ર ઉપરથી નાની સરખી ભૂલ પણ કેવી અનર્થકારક નિવડે છે તે ખરેખર ધ્યાન દેઈ શિખવા જેવી છે. જઠરમાં જે અન્ન જાય છે તેના વિસર્ગ માટે જેટલી કાળજી આવશ્યક છે તેટલી જ કાળજી દ્રવ્યસંચયમાં પણ દરકારઆત છે.

ના. નં.

---

# પ્રાથમિક શાળાના હાલના શિક્ષકો શું પ્રાથમિક શિક્ષણ આપવાને યોગ્ય નથી?

( એક ચર્ચા અને ઉત્તર. )

મનુષ્યસુધારાનું મુખ્ય અંગ કેળવણી છે, એ અતિ મહત્ત્વની બાબતને સાંપ્રત સમયનો હરકોઇ કેળવાયલો સજ્જન સારી પેઠે સમજી શકે છે; પરન્તુ કેળવણીનાં વિકાસબીજ જેમની શક્તિવડે જન્મ પામે છે તે વિદ્વાનો પોતાના દેશની પ્રગતિને અર્થે પોતાના સમાજને બંધબેસતી કરવાને કેળવણીના આદર્શને યથાર્થ સ્વરૂપમાં યોજવાને બદલે પોતપોતાના મતમતાન્તરોને વિશેષ વળગી રહે છે. એ જ મોટી ક્ષતિ છે.

ગયાના પહેલા વર્ષમાં અમદાવાદ મૂકામે જ કેળવણીપરિષદ્ જેવી ગંભીર જવાબદારીવાળી સભા મળી હતી. આ બનાવમાં કેળવણીના સુધારા–વધારા માટે ચર્ચાના રૂપમાં પરિષદ્‌ના વિદ્વાન સભાસદો પાસેથી ભિન્ન ભિન્ન પ્રશ્નોના ખુલાસા માગવામાં આવ્યા હતા. આવા એક પ્રશ્નના સંબંધમાં, પરિષદ્‌ના એક અગ્રગણ્ય નેતા રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી. બી, એ, એલ એલ, બી એમણે "પ્રાથમિક શિક્ષણ અને પ્રાથમિક શિક્ષકો" એ સંબંધમાં આ માસિકપત્રમાં આપેલો એક વિદ્વત્તાપૂર્ણ લેખ ગયાના પહેલાંના આષ માસના અંકમાં પ્રકટ થયો છે; તે લેખ હમણાં જ મારા વાંચવામાં આવ્યો છે. તેના વાચનથી ઉદ્‌ભવતા મારા કેટલાક વિચારો દાબી નહિ શકાવાથી આ સ્થળે રજુ કરૂં છું, તે અયોગ્ય તો નહિ જ ગણાય.

લેખક મહાશયે પ્રાથમિક કેળવણી અને તેના હાલના શિક્ષકો સંબંધી પોતાના જે અમંતોષી વિચારો બહાર પાડ્યા છે, તેથી તેઓએ શરૂઆતની ગંભીર જવાબદારીવાળી કેળવણી જેમના ઉપર નિર્ભર (?) છે, એવા પ્રાથમિકશાળાના શિક્ષકોને ખરેખર અન્યાય તે નઈ ~ં ·યોં છે.
પેળી દોઇ રૂપથી પ્રાપ્ત
બાઓ લાખો રૂપીઆ ખર્ચે કેળવણીની સુધારણાના ખરા મુદ્દા—પ્રાથમિક ધોરણોના અભ્યાસ ખર્ચો તો તે લાખો કરતાં વધ બદલે, એકદમ વર્નાક્યુલર ફાઇનલ પાસ થયેલા વિદ્યા-
પરતુ દીલગીર છુ કે એ વાત ઉપળા કોલેજમાં પ્રવેશવાને બીનઅધિકારી ગણી, શિક્ષક

અંગ્રેજી ભણેલાઓ મુખ્યત્વે ગુજરાતી ચોથા ધોરણમાંથી અંગ્રેજી નિશાળોમાં ગયેલા હોય છે, એટલે તેમના સંસ્કારનું બંધારણ તેમની તે અંગ્રેજી શિક્ષણની ખિલવણીની સ્થિતિમાં પરિણામ પામે છે. આ સંસ્કારો બહુધા તેમની વિચારશક્તિની ખિલવણીની સ્થિતિમાં અપરિપક્વ હોવાથી, તેમ જ તે સ્થિતિમાં તેમનો ગુજરાતી ભાષા સાથેનો પ્રત્યક્ષ સંબંધ ન રહેતો હોવાથી, તેમનું ગુજરાતી ભાષાજ્ઞાન અપૂર્ણ રહે એ દેખીતું છે.

આવી રીતે ગુજરાતી ભાષા અલ્પજ્ઞાનવાળા રેશનેબલ યુવકો સાદાં કુમળાં બાળકોને વાસ્તે ટ્રેનિંગ કૉલેજના હાલના કેળવાયલા શિક્ષકો કરતાં, વિશેષ ઉચ્ચ આદર્શવાળા કેવી રીતે નીવડે ને સમજી શકાતું નથી

પ્રાયમરી ધોરણોનું સાચું જ્ઞાન આપવા માટે આવા અંગ્રેજી ભણેલા શિક્ષકો સર્વથા નિષ્ફળ નીવડે છે, એ તો ન જ કહી શકાય; તો પણ તેની સાથે એ વિચારવું પણ વ્યાજબી છે કે, તેમની સમજશક્તિના બંધારણની વયમાં તેઓ નાનાં બાળકોના નિત્ય સમાગમમાં ન આવેલા હોવાથી તેમની સાથે રહી શીખેલા ગુજરાતી શિક્ષકો કરતા આવા (અંગ્રેજી) શિક્ષકોમાં પ્રેમ અને સહાનુભૂતિની ઉણપ હોય એ સ્વાભાવિક છે.

શિક્ષકો—ગુરુઓને જ્ઞાનની પરમ આવશ્યકતા છે, પણ તે જ્ઞાનનો રસ્તો અંગ્રેજી શિક્ષણ શિવાય હોય જ નહિ, એમ માનવું એ વાસ્તવિક નથી;

હાલના પ્રાથમિક શિક્ષકોથી ગુજરાતી સાતમા ધોરણ સુધીમાં વિદ્યાર્થીમાં જ્ઞાનનો ઉદય થતો નથી, એવો લેખકશ્રીના વિષયનો મુખ્ય ધ્વનિ સમજાય છે. જો આમ તેઓ માને છે તો, તેમાં હાલમા ચાલતા અભ્યાસક્રમમાં જ ખામી કહી શકાય; તેને બદલે શિક્ષકોનો દોષ કાઢવો, એનો અર્થ—'પાડાને દુઃખ અને પખાલે ડામ દેવો,' એવો થાય છે.

શ્રીમાન લેખક સાહેબ કહે છે કે—'હાલના શિક્ષકો તે ટીજી ગયેલી વિદ્યાવાળા, દૈવત વિનાના અને સંવર્ધનશક્તિ વગરના છે.'—તેઓશ્રીના આવા કડવા ઉદ્‌ગારોનો ભાવ કદાચ એવો હશે કે, અંગ્રેજી સ્કૂલોમાં સારા શિક્ષકોના હાથ નીચે લાંબા વખત સુધી શિક્ષણ પામેલા વિદ્યાર્થીઓ કરતા, ગુજરાતી શાળામા સાધારણ શિક્ષકોના સમાગમમાં ૭ સાત વર્ષ સુધી રહેલા વિદ્યાર્થીઓ જ્ઞાનમાં ઘણી ઉણપ ધરાવે છે, જો આમ હોય તો તેમની કોટિમાં આ ઉણપનું વ્યવહારમાં કયુ અનિષ્ટ પરિણામ આવ્યું તે સમજી શકાતું નથી. આવા વલણથી તો પ્રાથમિક કેળવણીને માત્ર ગુચવાડામાં નાંખ્યા જેવું થાય છે.

કોઈ પણ સુધરેલા રાષ્ટ્રમાં વિદ્યાર્થીને શિક્ષણની તાલીમ લેવા માટે વર્નાં ટ્રેનિંગ કૉલેજમાં પ્રવેશવાને આટલા લાંબા સમયની જરૂર પડતી હશે ! એ ભાગ્યે જ માની શકાય એવું છે.

વળી, આ ઉપરના આક્ષેપના સંબંધમાં બીજી રીતે પણ કહી શકાય છે કે—પ્રાથમિક

શિક્ષકોને તેમની લાયકાતના પ્રમાણમાં સારા પેટપુર પગારો મળતા ન હોવાને લીધે, તથા ખાતા તરફથી બીજો લાભ પણ મળતો ન હોવાને લીધે, તેમ જ સારી સોસાયટીના સમાગમના અભાવને લીધે, તેઓ બિચારા—એકલવાયા—અટુલા શિક્ષકોમાં ઉંચી કર્તવ્ય ભાવના ઉદ્દીપન ન થાય તે સ્વાભાવિક છે. વળી તેમની જીંદગી ગામડાઓમાં પસાર થતી હોવાથી, શહેરમાં વસનારા યુનીવર્સિટીની તાલીમ પામેલા પૉલીશવાળા યુવાન શિક્ષકો કરતાં, પણ ઉપર ઉપરથી ઉતરતી કોટીના દેખાય એ પણ દેખીતું જ છે.—પરન્તુ જો ગુજરાતી શિક્ષકો ટ્રેનિંગ કૉલેજના ઉચ્ચ શિક્ષણથી વિભૂષિત હોઇ સારા પગારો મેળવતા હોય તો, પ્રાથમિક કેળવણીને માટે તેઓ કોઇ પણ રીતે ઉતરતા ગણાય નહિ.

પ્રાથમિક શિક્ષકો ડિસીપ્લીન વગરના છે, એ આરોપ અવાસ્તવિક છે. જોખમદારી અને ઉચ્ચ પ્રકારની કર્તવ્યભાવના સામાન્ય માણસમાં પણ ઉચું મનુષ્યત્વ આપે છે; તો પછી શિક્ષકો જે કેળવાયલા છે, તેમની કર્તવ્યભાવનાને પોષણ મળેલું હોય તો તેમનામાં લાયકાત કેમ ન વધે? બેશક વધે જ.

લેખક મહાશય હાલના ટ્રેનિંગ કૉલેજના શિક્ષણક્રમ અને ત્યાંના શિક્ષકોને માટે તો સારૂ સર્ટિફીકેટ આપે છે. ફક્ત તેઓની નજરમાં પ્રાથમિક શિક્ષણ આપનારા શિક્ષકો જ હલકા દેખાય છે.

તેઓશ્રીએ ઉપલક દૃષ્ટિએ તેમની અયોગ્યતા સાબીત કરવાનો શ્રમ વહોરવા કરતાં, તેમની વિદ્વત્તાને અનુરૂપ ગંભીર દૃષ્ટીએ વિચાર કર્યો હોત તો, તેઓએ ગરીબ બિચારા પ્રાથમિક શિક્ષકોની લાયકાતને ઉતારી પાડવાનું જે વલણ દેખાડયું છે તે ભાગ્યે જ દેખાડત.

પ્રાથમિક શાળાનાં સાત ધોરણ પુરાં કરેલાં, પ્રાવેશિક પરીક્ષામાં કસાયલા વિદ્યાર્થીઓને કૉલેજના પહેલા વર્ષના અભ્યાસક્રમના કયા વિષયો અઘરા પડે છે? અથવા તેમના મગજમાં નથી ઉતરી શકતા? તેમ જ તે વિદ્યાર્થીઓ બીજા વર્ષમાં જતાં તે વર્ષના વિષયો શીખવાની યોગ્યતા શું તેમનામાં નથી આવતી? અને તે જ પ્રમાણે બીજામાંથી ત્રીજા વર્ષે (સીનીયર કલાસ) માં જતાં તે કલાસના વિષયો ગ્રહણ કરવાની લાયકાત શું તેમનામાં પ્રાપ્ત થયેલી નથી હોતી? શું કોઇ પણ વિદ્વાન આ બાબતને સાનુભવ સાબિત કરી બતાવશે?

વિદ્યાર્થીઓમાં જો જ્ઞાનની ઉણપ હોત તો ટ્રેનિંગ કૉલેજના અભ્યાસક્રમનું, અને સંસ્થાનું સ્વરૂપ ક્યારનુંએ બદલાયું હોત.

મેટ્રીક સીનીયર કરતાં વર્નાક્યુલર સીનીયર યોગ્યતામાં કે જ્ઞાનના વિકાસમાં કોઇ પણ રીતે ઉતરતા નથી. ઉલટું કેટલાક પ્રસંગોમાં મેટ્રીક સ્કોલરો ગુજરાતી સ્કોલરો સાથેની સ્પર્ધા (Competition) માં ક્વચિત જ ટકી શક્યા છે. બલકે કેટલીક વેળાએ તેમને નાશીપાસ થવું પડ્યું છે. (આવા બનાવો કૉલેજમાં એક કરતાં વધારે વખત બનેલા છે.) મતલબ કે

ગુજરાતી સિનિયરો મેટ્રિક સિનિયર કરતાં કોઇ પણ રીતે ઉતરતા નહોતાં ગણાતા જ હોય છે. તેમ મેટ્રિકવાળાઓનું અંગ્રેજી ભાષાજ્ઞાન પણ કાંઇ એટલું વિશાળ હોતું નથી, કે તે ભાષામાં કલા અને વિજ્ઞાનને અર્થે લખાયલાં પુસ્તકોનું અવલોકન કરી, તેનો લાભ પોતાની શાળામાં આપી શકે!

મારા ગરીબ વિચાર પ્રમાણે તો, લેખક સાહેબે ફક્ત આવેશતરંગને વશ થઇ (ગુજરાતી શાળાઓ માટે) મેટ્રિક વાળાઓને આટલું બધુ અયોગ્ય મહત્વ આપી દીધેલું જણાય છે.

લેખકશ્રી વળી પોતાના અનુભવને આગળ ધરી એમ જણાવવા ઇચ્છે છે કે, રૂ. ૪૦,૫૦ ના ગુજરાતી માસ્તર કરતાં રૂ. ૫૦ નો એક નવો ગ્રાડયુએટ વધારે સારૂં કામ કરી શકે છે

આના ઉત્તરમાં કહેવાનું પ્રાપ્ત થાય છે કે, દરેક નવા માણસનું આરંભમાં તો જ્ઞાન તાજુંજ હોય છે બે ગ્રાડયુએટસ હોય, જેમાં એક નવા હોય, અને બીજા જુના હોય, તેમાં નવા ગ્રાડયુએટનું જ્ઞાન તાજું હોવાથી, તે વધારે લાયકાતવાળા દેખાય એ સ્વાભાવિક છે; પણ તેથી જુના માણસો નાલાયક ઠરે છે એમ તો ન કહી શકાય. કેટલાક જુના અનુભવી માસ્તરોએ ઇન્સ્પેકટીંગ લાઇનમા જઇ ઘણું સારૂ કામ કર્યું છે; અને કરે છે; એ વાત તેઓ સાહેબે ભુલવી જોઇતી નહોતી.

વળી લેખક સાહેબનું કહેવું એક છે કે, ટ્રેનિંગ કોલેજના ત્રીજા વર્ષના સ્કોલરોને ન્યાયશાસ્ત્ર, માનસશાસ્ત્ર વગેરે ગહન વિષયો શિખવવામાં આવે છે; પણ તે જ્ઞાન ગ્રહણ કરવા જેટલી તેમની ગ્રાહકશક્તિ ન હોવાથી, પાછળથી તે જ્ઞાન વિસારે પડી નિરર્થક થાય છે.

હું વિનંતી કરૂં છું કે—એવા કેટલા ગ્રાડયુએટો હશે: જેમને આવા ગહન વિષયોનું જ્ઞાન મહાવરા સિવાય ચિરકાળ પહોંચે છે!

હું જ્યારે ત્રીજા વર્ષનો અભ્યાસ કરતો હતો ત્યારે એક સમયે એક ગ્રાડયુએટ મહાશયના સમાગમનો મને લાભ મળ્યો હતો. વાતચીતના પ્રસંગમાં મેં તેઓને ન્યાયશાસ્ત્રના થોડાએક નિયમો સમજાવવાને વિનંતી કરી ત્યારે તેમણે જવાબ આપ્યો કે 'અભ્યાસ સિવાય આવા વિષયો સમજી કે સમજાવી શકાતા નથી,—આ ગૃહસ્થ એક હોંશીયાર બી. એ. હતા. આ ઉપરથી લેખક સાહેબને ખાતરી થશે કે, અંગ્રેજી ભણેલાઓ જ ખાસ વધારે લાયકાતવાળા હોઇ શકે, એવું કંઇ સર્ટિફીકેટ નથી.

દુનીઆનું બધુંએ જ્ઞાન તો પ્રાપ્ત કરવા યોગ્ય છે, પણ તે જ્ઞાનનો બોજો એકલા પ્રાથમિક શિક્ષકોએજ વહેવો જોઇએ! એ નવાઇ જેવું છે!"

લેખકશ્રીને કોઇક ગુજરાતી શિક્ષકના સંબંધમાં વિચિત્ર અનુભવ થયો હશે, તે

અહિં (ક) વાળે સ્થાનકે પ્રતિપક્ષોનો હાથ મૂકાવવો. પછી બીજો રમનારો' દેખન ભૂલી', 'દેખત ભૂલી', એમ વારંવાર બોલતો જાય, પોતાની આંગળી વડે ચારે વસ્તુ તરફ વારા ફરતી, આડા અવળી, નિર્દેશ કરતો જાય, અને અંતે કહે–'લે કલમ' કે 'લે કાતર', ગમે તે એ ચારમાંની એક વસ્તુનું નામ દે. પરંતુ તે જ ક્ષણે આંગળી વડે બતાવે તેથી જુદી જ વસ્તુ; પરિણામ એ થવાનું કે નામ લીધેલી વસ્તુને બદલે આંગળી વડે બતાવેલી વસ્તુ ઉપર જ પ્રતિપક્ષીનો હાથ પડવાનો. (રમતની મુખ્ય શરત એ કે ક્ષણભર પણ વિલમ્બ કર્યા વિના 'લે લ્યાનું' કહેવાની સાથે જ તે વસ્તુ પકડવી). આ રમત ત્હમે રમી જોશો તો આ પ્રમાણે જ અનુભવ થશે. એમ કરી જોયું ? અનુભવ એ પ્રમાણે જ થયો કની ?

ચાલો, હ્હારે આ 'દેખનભૂલી'નો ભ્રમ થવાનું પૃથક્કરણ કરીશું ? બે દૃષ્ટિથી પૃથક્કરણ બનવશેઃ ભૌતિક અને અતિભૌતિક (physical અને meta-physical). ભૌતિક પૃથક્કરણ દર્શનેન્દ્રિય અને શ્રવણેન્દ્રિય વચ્ચે વેગશક્તિના ભેદદ્વારા થશે; પ્રકાશ અને શબ્દ (light અને sound) બંને એક જ ક્ષણે એક સ્થળેથી નીકળે તો પણ પ્રકાશનો વેગ શબ્દના વેગ કરતા હજારોગણો ત્વરિત છે,—(આકાશમાં ગર્જના અને વીજળી સાથે થાયછે. છતાં વીજળી દેખાયા પછી કેટલીક વારે ગર્જના સંભળાયછે; જેમ ગાજવીજનું ઉત્પત્તિ સ્થાન દૂર તેમ, રસ્તો કાપવાના લમાણના પ્રમાણમાં, દર્શન શ્રવણના સમયમાં અંતર વધારે, બહુ જ પાસે થાય, તો અંતર ઓછું, અને વીજળી 'પડવા'નો સંભવ વિશેષ; આ અનુભવ અને ભૌતિકશાસ્ત્રનું સત્ય જાણીતાં છે);—આ તત્ત્વના ફળ તરીકે શ્રવણશક્તિને વિષયગ્રહણ કરવામા દર્શનશક્તિ કરતાં કાંઇક વધારે વિલમ્બ થાયછે આથી કરીને 'લે કલમ' કહે ને આજ્ઞાનો સન્દેશો પ્હોચે તે પ્હેલાં 'કાતર' તરફ આંગળી કરે તે આજ્ઞાનો સંદેશો પ્રતિપક્ષીના મગજમાં બેશો પ્હોચવાનો, અને ત્હેને અનુસરીને કૃતિ થવાની. બહુધા એમ જ બનવાનું કે ખોટી વસ્તુ ઉપર (આંગળીથી નિર્દેશ કરેલી વસ્તુ ઉપર) હાથ પ્રથમ પડશે, અને તરત જ પછી ખરી વસ્તુ ઉપર (શબ્દથી ઉચ્ચારેલી વસ્તુ ઉપર) પ્રતિપક્ષી હાથ મૂકશે. આ દ્વિરૂપ કૃતિ પ્રથમ વીજળીનું 'દર્શન' પછી ગર્જનાનું શ્રવણ એ તત્ત્વનું પરિણામરૂપ પ્રતિબિમ્બ દર્શાવેછે.

હવે અતિભૌતિક પૃથક્કરણઃ 'લે કલમ' એમ કહેવામાં આનસિક વ્યાપારમાં એક ક્રમ વિશેષ આવેછે, આંગળીથી બતાવેલી કાતરને વિશે એ વ્યાપારમાં ક્રમ ઓછા ભરવા પડેછે. પ્રથમ પક્ષમાં, શબ્દનું શ્રવણ ઉપર પડવું, ત્હાંથી મન ઉપર એ શબ્દની છાપ પડવી, અને એ પછી શબ્દનિર્દિષ્ટ નામ અને પદાર્થ વચ્ચેનો અર્થસંબન્ધ વિચારવો, એમ ક્રમ થાયછે, બીજા પક્ષમાં અંગુલિનિર્દેશથી બતાવેલી વસ્તુનો દર્શનેન્દ્રિય જોડે બન્ધ, તે દ્વારા મન ઉપર છાપ એટલા જ ક્રમ; પદાર્થનો અર્થસંબન્ધ વિચારવાના તો જરૂર જ નથી પડતી, એ ક્રમ આ ક્રમમાળામાંથી ગલિત થાયછે. પ્રસ્તુત નું અતિભૌતિક કારણ આ જણાયછે. મન ઉપર શ્રવણ અને દર્શનદ્વારા છાપ પાડ-

વાના ક્રમ સુધી તો ભૌતિક વ્યાપાર જ પ્રવર્તેછે, પરંતુ પદાર્થનો અર્થ સમ્બન્ધ વિચારવાનો ક્રમ ભૌતિક પ્રદેશમાંથી નીકળી અતિભૌતિક પ્રદેશમાં જાયછે.

***

એક ચાર સાડાચાર વર્ષના બાળકને આ રમત બતાવી; હેણે વચમાં હાથ મૂક્યો: 'લે પેનસિલ' એમ શબ્દોચ્ચાર કરીને 'ચાકૂ' તરફ આંગળી બતાવી; બાળકે પેનસિલને બદલે ચાકૂ પકડ્યું; ક્ષણભર બાળકનું મ્હોં વીલુ થયું, ક્ષણભર જ- તરત જ ઉલટો સ્હામો પ્રશ્ન બાળકે કર્યો (ચાકૂ બતાવીને) "તમે હાને 'પેનછિલ' કહોછો ?" આ પ્રશ્નમાં ઉપહાસ, રમૂજી તિરસ્કાર, ઇત્યાદિ ભાવ જોડાયલા બાળકની મુખચર્યામાં ચીતરાયલા હતા. મ્હેં બહુ જણાને આ રમતમા ભમાવ્યાછે, પણ આ પ્રકારે બુદ્ધિવિષયક પરાભવ આ બાળકને હાથે જ, પ્હેલવ્હેલો જ, મ્હને મળ્યો. અને એ ઉપરથી ઉપર બતાવેલાં બંને જાતનાં પૃથક્કરણ જડ્યાં. બાળકના ઉપર કહેલા પ્રશ્નમાં ભૌતિક પૃથક્કરણનો અંશ લુપ્ત થઈ અતિભૌતિક સ્વરૂપનુ જ દર્શન થયુ.

***

શ્રવણેન્દ્રિય કરતાં દર્શનેન્દ્રિયની શક્તિ વધારે વેગવતી છે એ તત્ત્વનુ પ્રગટ રૂપ બીજા એક પ્રસંગમાંથી નીકળેલું નોંધુછુ. એક બે અઢી વર્ષનું બાળકબાલોપયોગી rag--book (કપડાની ચિત્રપોથી) માનાં ચિત્રો જોતું, બતાવતુ, હતું. એ અઢી ફુટ લંબાઈવાળાં બે પૃષ્ઠોને વ્યાપી રહેલું એક આગગાડીના એંજિનનું ચિત્ર આવ્યું; ભૂંગળામાંથી ધૂમાડાના ગોટ નીકળતા ઠેઠ સુધી લંબાઈ ભરી રહેલાનુ ચિત્રણ જોઈ બાળક કહેછે:—"આ ઇંજિનમાંથી ધૂમાયો ની ..........ક........છે........." એમ ધૂમાડાના પ્રવાહની લંબાઈ, ની-ક-છે (=નીકળેછે) એ ત્રણ અક્ષરોથી, લંબાવવા ઉપરાંત આંગળી લાંબે સુધી ચલાવીને અભિનયથી પણ તે લંબાઈ દર્શાવી. અહિં "આ કેટલો બધો લાંબો ધૂમાડાનો પ્રવાહ !" એ અર્થ તે પ્રકાર દર્શાવનાર શબ્દોથી શ્રોતાના મન ઉપર છપાય તે કરતાં વિશેષ બળથી આંગળીની લાંબી ગતિ વડે તેમ જ ની......ક.... . છે...એ સ્વરો લંબાવવાના કાકુરૂપ વિકાર વડે–અર્થાત્ અભિનયક્રિયાથી મુદ્રિત થાયછે. સ્વરના લંબાવવાની કૃતિમા વાણીનો પ્રદેશ તેમ જ કાકુરૂપે અભિનયનો પ્રદેશ પણ એકત્ર થાયછે; પરંતુ એ શ્રવણેન્દ્રિયગમ્ય છે, ખરો વ્યાપાર તો આંગળી દોડાવવાના અભિનયનો પ્રધાન રૂપે હતો. સારાંશ એ કે વાણી કરતાં મૂક અભિનયનું સામર્થ્ય આ પ્રસંગમાં વધારે. यतो वाचो निवर्तन्ते તે ભાવ દર્શાવવા માટે અભિનયનો આશ્રય લેવો પડેછે. નટની કલામાં પણ વાણીના શબ્દોચ્ચારણ કરતાં મુખચર્યાદ્વારા અભિનય વધારે સામર્થ્ય પૂરેછે. (અલબત અતિ-અભિનય તો પ્રયોજનસિદ્ધિથી વિપરીત જ ફળ આપે.) આ સામર્થ્યસિદ્ધિમાં એક કારણરૂપ અંશ શ્રવણ કરતાં દર્શનમા વિશેષ વેગશક્તિ તે જણાયછે. ગૌણ અંશ હશે: પણ તેથી જ તે અંગ પૃથક્કરણની ક્રિયામાં ઝટ પકડાવો કઠણ

***

પણ અભિનયની મૂકશક્તિ કરતાં પણ વિશેષ, શતગુણ, સહસ્રગુણ, મૂકશક્તિ સંગીત-ની નિર્વિવાદ સ્વીકારાશે. અર્થયુક્ત વાણીમાં પૂરાયલું સંગીત નહિં, પ્રયોજિત સંગીત નહિં, પણ અવિપ્ર સંગીત નાદના વિલક્ષણ સ્વરૂપ વડે જ સમર્થ અસર કરેછે; તે શક્તિનો અર્થયુક્ત વાણી જોડે સંબન્ધ કશો નથી, અર્થવિયુક્ત નાદ તે જ હેની સામગ્રી છે. આટે જ, એ વિશિષ્ટ અર્થમાં જ, હું એ શક્તિને મૂકશક્તિ અહિં કહુંછુ. (આમાં શબ્દશક્તિ જોડે આમ રમત રમવી એ દોષ ગણાય તો ઉપાય નથી, વાણીનું અસામર્થ્ય મ્હને આમ પ્રવૃત્ત કરેછે.)

મ્હને સંગીતની આ અલૌકિક શક્તિ ઉપર બહુ શ્રદ્ધા છે. મલિન સંસારના રાગ-દ્વેષ, હર્ષ શોક,

કલહો કપટો જનમંડળનાં,
વળી દુષ્ટ વિકાર, અમંગળતા;
અહિં પાર્થિવ જીવનને વળગ્યાં,
સહુ દ્વન્દ્વ જે ન રહે અળગાં,

ત્હેનો અતિ કર્કશ નાદ વિલુપ્ત કરવા સામર્થ્ય એ સંગીતશક્તિમાં છે શાથી છે તે હું જાણતો નથી, જાણવાને ઇચ્છતો નથી; એ સંગીત આ લોકમાં ઉત્પન્ન થાય છે છતાં પરજીવનનાં દીપ્તિમય દર્શન કરાવવાને સમર્થ છે તેથી લાગેછે કે હેનું સ્થૂલ શરીર ભૌતિક છે પણ સૂક્ષ્મ શરીર કોઇ દિવ્ય પદાર્થનું જ બનેલું હશે. આ માનવજીવનના અમંગલ અંશોને લુપ્ત કરવાની સંગીતની શક્તિ એક સામાન્ય અંગ્રેજી બાલગીતની ધ્રુવપંક્તિમાં સરસ રીતે સૂચવાઈછે.

Singing sweetens every life and has no thought of wrong

§ "સહુ જનનાં જીવનને મધુર બનાવે મનોજ્ઞ સંગીત,
જેમાં લવ નવ વસતો, અપકારવિચાર કોઇ પણ રીત"

ટેનિસને પણ આ સંગીતશક્તિને પોતાની તરફથી પ્રમાણ આપ્યુછે:

The woods were filled so full with song,
There seemed no room for sense of wrong.

("The Two Voices")

§ "વનમાં સંગીત બધે હેતુ ભરિયું રહ્યું'તું ભરપૂર,
અપકારભાનને ત્હાં સ્થાન ન દીસે કહિં જ તલપૂર."

* * *

§ ગીતિ

આથી પણ વિશેષ સામર્થ્ય સંગીતનું બીજી દિશામાં પ્રવર્તેછે. 'સ્નેહીઓનાં સહજીવન' વિશેના લેખમાં માનવ પ્રાણીની પરસ્પર વિયુક્ત દશા વિશે ચર્ચા થયેલી વાંચી જોઈ; હેમાં એક કલ્પના આમ છે.—પ્રત્યેક માનવવ્યક્તિનું હૃદય અમુક મર્યાદાની પાર આત્મ-નિયન્ત્રિત રહી એક અપ્રાપ્ય દ્વીપરૂપ રહેછે; હૃદય હૃદયની આસપાસ અગમ્યતાનો સાગર વીંટાઈ વળેલો હોયછે; અને એક દ્વીપમાંથી બીજા દ્વીપમાં હૃદયધ્વનિ સામુદ્રની ઉપર થઈને પેલી પાર પ્હોચતા પ્હોચતામાં ઝાંખા થઈ જાયછે, બદલાઈ જાયછે, અને માત્ર પરસ્પર ગેરસમજ ઉત્પન્ન થાયછે, કાંઇ નહિં તો પરસ્પર એકતાનતા તો સધાતી નથી જ. હાવા હૃદયદ્વીપોને જોડનાર સેતુનું સ્થાન આ અલિપ્ત સંગીત લેઈ સકે છે. પરસ્પર હૃદયબોધ થવામાં અંતરાયરૂપ અનેક સાગરતરંગો એ સૂક્ષ્મ તત્ત્વથી બંધાયલા સેતુનો ભંગ નથી કરી સકતા. સંગીતનો દિવ્ય ધ્વનિ પ્રગટ થયો, હેના સ્વરોની અદ્ભુત કમાનો રચાઈ,-ઓટલે આપોઆપ હૃદય હૃદય વચ્ચે સંયોગ થઈ જાયછે,—જે અન્ય સાધનથી થતો નથી. પણ આ અદ્ભુત પરિણામ બંને પક્ષનાં હૃદયની તત્પરતા ઉપર તો આધાર રાખે જ છે; તેમ જ સંગીતની અલૌકિકતા ઉપર પણ આધાર છે

* *

હાલ આપણા દેશમાં રાષ્ટ્રીય પ્રશ્નોને સંબન્ધે આપણા સ્વદેશ બન્ધુઓમાં જે અસાધ્ય હૃદયભેદ થયોછે તે ભેદ સાધવાને, હૃદયદ્વીપોને જોડનારો સેતુ બાંધનારું કોઇ અ-લૌકિક સંગીત પ્રગટ નહિં થાય? હાલના સમયના વિશ્વવ્યાપી મહાવિગ્રહમાં માનવજન્તુઓમાં પ્રચંડ વિચ્છેદ થયોછે તે મટાડવાને દિવ્ય સંગીતની ઘોષણા સ્વર્ગનાં ઉંચા દ્વારોમાંથી પ્રગટ નહિં થાય?—મ્હને ઘણીવાર કોઈક એવી ઊર્મિ થઈ આવેછે કે હું આકાશમાં ચઢું ને હેવી અલૌકિક સંગીતઘોષણા કરી સકું કે સર્વ માનવજાતિ એકાએક શાન્ત, સ્તબ્ધ થઈ જાય, શસ્ત્રો પડી જાય, અન્યોન્ય ઐક્ય થઈ જાય.

સુણી જે વશવર્તિ બની રહેતા;
હરણાસમ અખિલતરંગ બધા.

* *

હાવી એલી ઊર્મિ બીજા હેવા પ્રસંગે ખાસ ઉત્પન્ન થાયછે કે જ્યારે પ્રિય જનો તરફથી પણ અન્યાય મળેછે, હૃદયનો વિમલ ભાવ પ્રગટ કરવાની પ્રબલ ઇચ્છા નિષ્ફલ જાયછે, સરલ હેતુના વિપરીત અર્થ થાયછે, હૃદય હૃદય ઓળખાતાં નથી. હાવી વખતે અદ્ભુત સંગીતધ્વનિ દિવ્યશક્તિ વડે પ્રગટ કરીને આ સર્વ અશુભ સ્થિતિ લોપી નંખાય તો કેવું-એમ મનમાં થાયછે.-હનુમાને પોતાનું હૃદય ચીરીને રામચન્દ્રની મૂર્તિ અંદર વિરાજેલી બતાવી હતી તેમ કરવાની શક્તિ આપણામાં હોત તો જુદી વાત; તો પછી પરસ્પર અશ્રદ્ધા, સંશય, ઇત્યાદિ હૃદયશોષક ભાવો જન્મતાં વાત જ મરણ પામત. પરંતુ એ કરતાં વધારે સામર્થ્ય તો ખરા મહાસંગીતનું જ છે. એ સંગીતશક્તિ ક્યાંથી મળે?

* *

ભવભૂતિનો મહાકવિત્વપદનો હક અન્ય રીતે સિદ્ધ હશે; પણ મ્હને તો હેના રામ-સીતાનાં હૃદય આલેખવાની કલાના ઉપર એ હક અચળ સ્થપાયલો જણાયછે. એ બે હૃદયો વચ્ચે દ્વીપરૂપ સ્થિતિ જ ન્હોતી તો પછી હેમને પ્રસંગે સેતુની જરૂર જ નહોતી. કદી ક્ષણ ભર દ્વીપદશા માનિયે તો પણ જેંણે લંકાના દ્વીપને દૃઢ સેતુબન્ધથી સાંધ્યો હેને આ હૃદયસેતુબન્ધ અસાધ્ય હોય જ શેનો ?

हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परम् ।

"જાણેછે ઉર તો ઊંડો પ્રીતિયોગ પરસ્પર";

એ વચનમાં જ એ સેતુબન્ધ દૃશ્ય થાયછે. સીતા પણ શું કહેછે ?—

अह एव्व एदस्स हिअअं जाणामि मह एसो ।

"હું જ હેમનું હૃદય જાણુંછું. અને મ્હારું એ જાણેછે".—આમ દૃઢ સેતુબદ્ધ હૃદયો હતાં તેથી જ રામના આભાસત્યાગને સીતાએ ત્યાગ સરખો માન્યો નહિં. સંગીત-નું પરમ સાફલ્ય હાવા સેતુબન્ધ બાંધવામાં હું માનુંછું; માત્ર પોતાને જ થતા આનંદ-લયમાં નહિં. હેવી કોઇ સગીતશક્તિ બતાવશે ? અપાવશે ? વાણીમાં એ સામર્થ્ય નથી. વાણી વડે દલીલો કરાય, શંકા સમાધાન થાય, સમસાધ્ય, અગ્થાયી, સંતોષ મળે, પણ સંગીતથી તો સાક્ષાત્ દર્શન—હૃદયદર્શન—સત્ય દર્શન—દિવ્ય દર્શન—સિદ્ધ થાય. બ્રાઉ-નિંગના Abt Vogler નામના કાવ્યમાં એ સંગીતકલાના સમર્થ ગુરુના મુખમાં મૂકેલું વચન આ સંબન્ધે અન્યદૃષ્ટિથી પ્રત્યક્ષ થાયછેઃ—

" Sorrow is hard to bear, and doubt slow to clear,
Each sufferer says his say, his scheme of the weal and woe,
But God has a few of us whom he whispers in the ear,
The rest may reason and welcome 'tis we musicians know '

§શોક રહેવો કઠણ છે, સંશય ઝડપથી ના શમે,
સુખદુઃખવટના દાખવી ઉદ્ગાર સહુ કરતા રમે,
ધન્ય થોડા મનુજને પ્રભુ મન્ત્ર ભણતો શ્રવણમાં,
બીજા વધારે તર્કનેઃ—ગાયક રમેછે જ્ઞાનમા

એ પ્રભુ મ્હારા શ્રવણમાં ગૂઢ મન્ત્ર ક્યારે ભણશે ?

" જ્ઞાનબાલ. "

---

§ વિષમ હરિગીત.

 

# હું હંસી:

હું હંસી, હું હંસી, હું હંસી:
વિરલ વાગો અરી
વિરલ વાગો બંસી.

૧

પ્રભુગીના ગુંજનતણા
મૌક્તિક માલાધાર
કના કવિના કલ્પના—
મુજ આનંદ વિહાર:
હું હંસી, હું હંસી, હું હંસી.
વિરલ વાગો બંસી.

૨

વિશ્વ હર્ષ ને શોકની
કથા ન મુજ અનુરાગ:
વિશ્વપાર્શ્વ પરમાવધિ
પારું બ્રહ્મ-પરાગ:
હું હંસી, હું હંસી, હું હંસી:
વિરલ વાગો બંસી:

૩

સહુપ્રીતિ અમૃત ઝરા
આપ બંસીધર ધીર:
ધન્ય, ધન્ય ભવજન્મ આ
ઝીલું રસરતિનીર:
હું હંસી, હું હંસી, હું હંસી
વિરલ વાગો બંસી:
બજાવો રસ-બંસી *

મંજુલાલ જ. દવે.

---

* પ્રેરણા:—સૌભાગ્યવતીએ સ્વપ્નમાં કહ્યું કે "હું તો હંસી જેવી છું, કોઈ પ્રકારનો સ્થૂલ ચારો મને નથી રુચતો. ગીતાગાન, કવિતા, યા કોઈ સ્વર્ગીય કલાની ભાવનાના ઉચ્ચારણો–ને પ્રવચનો જ ગમે છે." મં. જ. દવે.

# ઉજમાળી ઉષા.

( ગરબી. )

આવી આવી ઉજળે વેષ:
 આ ઉજમાળી ઉષા !
લાવી લાવી દિવ્ય સન્દેશ:
 આ ઉજમાળી ઉષા ! ટેક૦

આવી ઉષા આંગણિયે મ્હારે, આવી આછે રંગ રે:
ઓછપ પૂરતી રવિઉદયનો દેતી ઉર આનન્દ !
 આ ઉજમાળી ઉષા. ૧

અવનિ ઉપર કુંકુમ પગલાં માંડે પુણ્યપ્રભાત રે,
રજનિ-દિનની સન્ધ્યાને કે સુન્દરતા સાક્ષાત્:
 આ ઉજમાળી ઉષા ! ૨

જગવાડીએ રમવા આવી, બાળા કો શરમાળ રે,
રવિની લજ્જાથી એ ઓઢે મુખડે રાતી શાલ'
 આ ઉજમાળી ઉષા ! ૩

કાન્તિ સમેરે વિશ્વતણી જ્યાં નમને સુન્દર રૂપ રે,
સંસ્કૃતિના કિરણો પ્રગટાવતી ન્યારી ઉષા અનુપ:
 આ ઉજમાળી ઉષા ! ૪

આ ભવને પરભવના એમાં ચિતર્યાં ઉજ્જ્વલ ચિત્ર રે,
પ્રભુ પ્રતિમાના પ્રેમપૂરેલાં જેમાં ચિત્ર પવિત્ર:
 આ ઉજમાળી ઉષા ! ૫

ઉડાચ: બીલીમોરા થઈ
તા. ૧: ૯: ૧૮
જનાર્દન ન્હાનાભાઈ પ્રભાસ્કર.

---

## પ્રાસંગિક નોંધ.

જ્ઞાનીઓ કહે છે કે પ્રતિદિન અસંખ્ય જીવો યમસદને જાય છે અને છતાં બાકી રહેલા એમ જ ઇચ્છયા કરે છે કે આપણે અહીં જ નિત્ય રહ્યાં

દુઃખદ મરણ

કરીએ—આ કરતાં મ્હોટું આશ્ચર્ય શું હોઇ શકે? ખરું છે, પણ સ્નેહીઓ કહે છે કે એક પછી એક પાનખર ઋતુમાં ઝાડના પાંદ-

ફાંની માફક મિત્રો અને બન્ધુઓ ખરતા જાય અને છતાં વિશ્વમાં કોઈ જ ફેરફાર થયો નથી એવી લાગણીથી આપણે જીવન ચલાવ્યાં કરીએ એ કરતાં અધિક શું આશ્ચર્ય? આપણા સાહિત્યક્ષેત્રના સાથી—રા. રણજીતરામ, રા. ભોગીન્દ્રરાવ—હજી હમણાં જ ગયા છે, ત્યાં એક માસમાં ઇન્ફલુએન્ઝાના રોગથી બીજા ત્રણ બન્ધુઓ—રા. ચિમનલાલ દલાલ, રા. શિવભાઈ બાપુભાઈ, અને રા. શિવાભાઈ પટેલ પ્રયાણ કરે છે! છતાં, એથી પડેલી ખોટનું આપણને ખરેખર કેટલું થોડું જ્ઞાન છે!

રા. ચિમનલાલ દલાલ ગૂજરાત કૉલેજમાંથી બી. એ. પસાર થઈ, એમ. એ. ડિગ્રી મેળવી, વડોદરાના લાયબ્રેરિ ખાતામાં થોડાંક વર્ષથી દાખલ થયા હતા—અને ત્યાં એમણે એમની અસાધારણ કાર્યશક્તિની અને સ્વકાર્ય માટે જોઇતી વિદ્વત્તાની સારી છાપ પાડી હતી. અને એની કદર તરીકે રાજ્ય તરફથી એમને ચાંદ મળ્યો હતો. પાટણના જૈન ભંડારમાં પ્રવેશ મેળવી, અત્યાર સુધી ડૉ. બ્યૂલર, ડૉ. ભાંડારકર, અને પ્રો. મણિલાલની નોંધમાં પણ ચઢેલાં નહિ એવા પુસ્તકો એમણે નોંધ્યા, અને એમાંનાં કેટલાંક પસંદ કરી "ગાયકવાડ ઓરિયન્ટલ સીરીઝ" એવે નામે રાજ્ય તરફથી પ્રસિદ્ધ કરવા માંડ્યાં હતાં. ગૂજરાતને અભિમાન કરાવે એવું આ કાર્ય છે, અને તે હમણા જ આરંભાયું છે અને ભવિષ્યમા એને એ ચાલતું રાખવા રાજ્ય તરફથી પૂર્ણ યત્ન થશે એમ અમે આશા રાખીએ છીએ: તથાપિ દલાલના સ્વર્ગવાસથી એ ભારે કાર્યમાં અત્યારે જે ગંભીર મુશ્કેલી ઉત્પન્ન થઇ છે, અને જે રાજ્ય જ યથાર્થ જાણે છે, એ એમણે એમના ટૂંકા જીવનમાં ગૂજરાતને કરેલી મહાન સેવાનો, તેમ જ સેવા માટે અન્ય વિદ્વાનોને ઊઘાડી આપેલાં મહાન દ્વારનો આપણને ખરો ખ્યાલ આપે છે.

રા. શિવભાઈની સાહિત્યસેવા બીજા જ ક્ષેત્રની હતી એ "બન્ધુ સમાજ"ના એક બન્ધુ હતા, ગૂજરાતી સાહિત્ય ઉપર પ્રેમ ધરાવતા, અને "અવ્યક્તજ્યોતિ" વગેરે ઘણી બોધભરી રસિક અને લોકપ્રિય નવલકથાઓ લખીને ગૂજરાતી સાહિત્યના સેવકોમાં એમણે સારૂં પદ પ્રાપ્ત કર્યું હતું. રમૂજ—નિર્દોષ રમૂજ—અને સરળ જીવનનાં ચિત્રો એ એમની સાહિત્ય શૈલીનાં લક્ષણ ગણાય છે, અને ઈશ્વરે એમને લાંબું આયુષ્ય આપ્યુ હોત તો નવલકથાના ક્ષેત્રમાં એ ગૂજરાતી સાહિત્યને બહુ સારી સેવા કરત

રા. શિવાભાઈ મોતીભાઈ પટેલ એક ઉત્તમ પંક્તિના વકીલ તરીકે તથા 'ગૂજરાત સભા'ના સેક્રેટરિ તરીકે ગૂજરાતમાં સારી રીતે જાણીતા હતા. પરન્તુ પોતાની કીર્તિ કરતાં પણ અધિક એવા જે કેટલાક પુરુષો ઉત્પન્ન થાય છે તેમાંના એ એક હતા—અને એમના જવાથી ગૂજરાતનું એક કેવું રત્ન ગયું છે એ એમની સાથે નિકટ સંબન્ધમાં આવેલા જનો જ બરાબર જાણે છે. અંગ્રેજી પાંચમા ધોરણમાંથી એમણે મૅટ્રિક્યુલેશનની પરીક્ષા આપી પરીક્ષા પસાર કરી હતી, અને ત્યાર પછીનો એમનો કૉલેજનો અભ્યાસ ખાસ કરીને પ્રતિજ્ઞાપ્તિના વિષયમાં બહુ ઉંચા પ્રકારનો નીવડ્યો હતો. સ્મરણશક્તિ અને ચિન્તન શક્તિનો વિરલ સંયોગ, વસ્તુ ગ્રહણ કરવામાં અસાધારણ ઝડપ, ડાળા પાંખડાં કાઢી નાંખી

વસ્તુનું તત્ત્વ પકડી લેવાની અદ્‌ભુત શક્તિ, વિચારમાં ગાંભીર્ય, જીવનમાં સૌજન્ય અને સરળતા, આગળ ન પડતાં માત્ર કાર્ય કરવામાં જ આનન્દ ઇત્યાદિ અનેક ગુણો, અત્યારે મારાં માનસ નેત્ર આગળ ઉપસ્થિત થયું છે, અને એ મારા કૉલેજના મિત્રની પ્રતિકૃતિ અત્યારે બાહ્ય જગતમાં કોઈ સ્થળે હું જોતો નથી. ગુજરાત સભાના સેક્રેટરિ તરીકે એમણે લાંબો વખત કામ કર્યું છે, જેમાં એમની મુખ્ય સેવા ઉદાર વિચારવાળા 'મેમોરિયલ' ઘડવામાં પ્રકટ થતી. ગુજરાતના ખેડુતોની સ્થિતિ વિષે એમને ઘણી સારી માહિતી હતી, અને વડોદરા રાજ્યના ખેડુતોને માથેથી કરનો બોજો ઓછો કરવા મિ. રમેશચન્દ્ર દત્ત જ્યારે એ રાજ્યના અમાત્યસ્થાને હતા ત્યારે એમને એમણે પ્રસિદ્ધ પત્રો લખીને માગણી કરી હતી. વસન્તમાં પણ એમણે કેટલાક વિચારશીલ લેખો લખ્યા છે, પણ એમની વિચારશક્તિના પ્રમાણમાં ઘણા નથી લખી શક્યા તેનું કારણ અમારા વખતની શિક્ષણની એક મ્હોટી ખામી—ગુજરાતી ભાષાની ઉપેક્ષા—એમ પોતે જણાવતા. એમના જવાથી એમના મિત્રોને એક મિત્રની, અને ગુજરાતને એક બુદ્ધિશાળી દેશસેવકની ખોટ પડી છે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

## પુસ્તકોની પહોંચ.

લોકમાન્ય બાળગંગાધર તિલકનું ચરિત્ર લેખક રા. રા. કૃષ્ણપ્રસાદ મણીશંકર શાસ્ત્રી.
ડેનમાર્કનો રાજકુમાર હેમ્લેટ. પ્રો. નરભેશંકર પ્રાણજીવન દવે. એમ. એ.
રસિક ઝવેરી રા. રા. મોતીલાલ ત્રિભોવનદાસ મર્ચંટ બી. એ. એલ એલ બી.
હિન્દુસ્તાનના ઇતિહાસ ઉપર નવું પાઠ્ય પુસ્તક લખવા વિષે કેટલીક સૂચનાઓ.

( ગુજરાત કેળવણી મંડળ )

બાળશિક્ષણ. લેખક મિસિસ છ. કે. ઉપાધ્યાય. પ્રકાશક કરમનદાસ જે. ચીતળીયા.

( ભગિની સમાજપત્રિકા )

સ્ત્રોતસ્વિની. રા. રા. દામોદર ખુશાલદાસ બોટાદકર.
સૃષ્ટિની ઉત્પત્તિ. રા. રા. કલ્યાણરાય ન. જોશી.
હિંદુધર્મની બાળપોથી. પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

( શ્રીમન્ત ગાયકવાડ સરકારનું કેળવણી ખાતું. )

પ્રાણીવિદ્યાનું રેખાદર્શન. રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મ્હેતા. „
વીર પુરુષો. રા. રા. ભરતરામ ભાનુસુખરામ મ્હેતા. „
દેવધર્મવિદ્યાનાં તત્ત્વો. રા. રા. લલિતાપ્રસાદ શ્રીપ્રસાદ દવે. „
કૃપારામ. રા. રા. જગજીવનદાસ દયાળજી મોદી. „
પ્રિયદર્શના. બીજી આવૃત્તિ રા. રા. મોહનલાલ દલીચંદ દેસાઈ.
જૈનદર્શન મહારાજશ્રી ન્યાયવિજયજી.
ભગવદ્ગીતા ત્રિગુણરહસ્યની. બ્રાહ્મણી આત્માનન્દ સરસ્વતી.

[ વસન્ત-ઑફિસ. ]

# નિયમો.

1 તન્ત્રીની સહીના—ખાસ- પોતે લખેલા અમર બીજા પાસે ખાસ લખાવેલા, તેમજ વસન્ત-ઑફિસમાં તૈયાર કરાવેલા અને વસન્ત-ઑફિસની મહીથી પ્રકટ થતા સર્વે લેખો માટે તન્ત્રી જવાબદાર છે. અને તેથી એના ઉપર છાપવા છપાવવાનો હક તન્ત્રીનો રહે છે.

૨ અન્ય સર્વ લેખો માટે તે તે લેખના કર્તા જવાબદાર છે.

૩ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું. તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા બાબતની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૪ કોઈ પણ લેખકનું અમૂલ્ય લખાણ—એ લેખ "વસન્ત" મા દાખલ કરવાનો યા કર્યો હોય કે ન હોય—પણ પાછું લેખકને મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઈપણ લેખ પૂર્વે પ્રસિદ્ધ થયો છે કે કેમ, તથા અન્ય કોઈ પત્રમાં પ્રસિદ્ધ કરવા મોકલ્યો છે કે કેમ એ અમોને લખી જણાવવું કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિ તે તન્ત્રીની મુનસફી ઉપર છે.

વ્યવસ્થાપક.

---

# શુદ્ધિપત્ર.

ભાદ્રપદ સંવત ૧૯૭૪ ના વસંતના અંકમાં છાપવામાં થએલી ભુલોની ટીપ.

| પાનું | લીટી | | | |
|---|---|---|---|---|
| ૪૨૬ | ૧ | "માણસો" ને | બદલે વાંચો | "માણસ" |
| " | ૪ | "નિરૂદ્ધતા" | " | "વિરૂદ્ધતા" |
| ૪૨૭ | ૧૬ | "અધ્યમને હોટા" | " | "પ્રધ્યમને મારે પન." |
| " | ૨૯ | "ધોરણા" | " | "ધોરણે" |
| " | ૩૩ | "વાદી" | " | "વાગી" |
| ૪૨૮ | ૧ | "એમ" | " | "અમે." |
| | ૧૮ | "મતવાદ" | " | "અદ્‌મતવાદ." |
| " | " | "મેગવતા" | " | "મેળવાતા" |
| ૪૨૯ | ૧૭ | "વસ્તુ" | " | "વસ્તુ." |
| ૪૩૦ | ૪ | "ન શકે" | " | "રાખવો. જોને તેને સાચવી ન શ." |
| | ૨૪ | "થાપ્યું" | " | "ધાર્યું" |
| " | | | | |
| ૪૩૧ | ૧૦ | "સે છે" | " | "સે." |
| | ૧૧ | "છે, જ્યારે" | " | "છે. જ્યારે." |
| " | ૨૪ | "અશક્ત" | " | "સુશક્ત" |
| ૪૩૩ | ૧૫ | "આની" | " | "આપી." |
| | ૨૨ | "મધે" | " | "મળે છે." |
| ૪૩૪ | ૧૮ | "ચલાવવો" | " | "સાચવો" |
| " | ૨૫ | "ને" | " | "તે" |
| ૪૩૫ | ૭ | "આર્યબ્રાહ્મ" | " | "આર્યભૌમ" |

# નિયમો.

૧ તન્ત્રીની સહીનાં—ખાસ પોતે લખેલા અગર બીજા પાસે ખાસ લખાવેલા, તથા વસન્ત-ઑફિસમાં તૈયાર કરાવેલા અને વસન્ત-ઑફિસની સહીથી પ્રકટ થતાં સર્વ લેખો માટે તન્ત્રી જવાબદાર છે. અને તેથી એના ઉપર છાપવા છપાવવાનો હક તન્ત્રીનો રહે છે.

૨ અન્ય સર્વ લેખો માટે તે તે લેખના કર્તા જવાબદાર છે.

૩ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું. તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૪ કોઇ પણ લેખકનું અસલ લખાણ—એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો યા કર્યો હોય કે ન હોય—પણ પાછું લેખકને મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇપણ લેખ પૂર્વે પ્રસિદ્ધ થયો છે કે કેમ, તથા અન્ય કોઇ પત્રમાં પ્રસિદ્ધ કરવા મોકલ્યો છે કે કેમ એ અમોને લખી જણાવવું. કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિં તે તન્ત્રીની મુનસફી ઉપર છે.

વ્યવસ્થાપક.

Reg. No.



# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु । यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૭, અંક ૧૦. [ માસિક ] કાર્તિક, સંવત્ ૧૯૭૪.

## वाक्सूक्त.

હું વિશ્વદેવ બનીને જગમાં રમું છું,
આદિત્ય રુદ્ર વળી હું વસુરૂપ જામું;
હું મિત્રને વરુણને ભરીને રહી છું,
ઇન્દ્રાગ્નિને જગવીને વળી અશ્વિનોને. ૧

જે રાજધાની વસુની ચિતિજ્યોતિવાળી,
યજ્ઞોવડે પ્રથમ સંગમની ગણાતી;
દેવો પ્રવેશી બહુ પૌરજનો ગણાતા,
તે દિવ્યરૂપ મુજ જો ! ઝળકાવતા આ. ૨

હું સ્પષ્ટ વાણી વદું છું અનુભૂતિની આ,
દેવો તથા મનુજના હિતની ગણાતી.
જેનો પ્રકર્ષ કરવા મનમાં હું ધારું,
તેને બનાવું "ઋષિ" હું વળી આદ્યસ્રષ્ટા. ૩

શ્રદ્ધા તમારી શ્રુતિવાક્ય વિષે વસે જો,
તો હું વદું શ્રુતિમુખે શ્રવણે ધરો આ—
જે શ્વાસધારી જીવ આ મુજ બીજ મન્ત્રે,
મારા રહસ્ય સ્વરને સુણતા રહે છે. ૪

જેઓ વિચારરત થૈ મનમાં જુએ છે,
તે જાણતા મુજબળે ભુવનો ઝગે છે;
જેઓ બહિર્મુખ બની ભમતા ફરે છે,
તે ક્ષીણ થાય બલયોગ વિના સુકાતા

હું રુદ્રને ધનુ ચડું અમોઘવીર્ય,
બ્રહ્મદ્વિષો ઝટ હણાય શરપ્રહારે;
અંતર પ્રવેશી કરું છું જનને સુમેળ,
દ્યાવાપૃથિવી ધરીને રહું છું સમર્થ

હું સોમની વિકલતા હણીને બનાવું,
પૂર્ણેન્દુરૂપ વળી, મંડળ સૂર્યનાને;
ત્વષ્ટા બનાવું વળી પૂષણ નામ આપું,
તેના વિનાશી બલથી ભગ નામ સ્થાપું.

જે અર્પતા હવિષને રસ સોમ કાઢી,
તેને ઘણું દ્રવિણ અર્પું જગે અગાધ,
ચૈતન્ય વર્ષવું ફરી, ચિતને પ્રબોધું,
અંતઃસમુદ્ર જલમાં મુજ યોનિ રાખું. ૮

ત્યાંથી અચેત કરું છું ભુવનો અનંત,
વિશ્વાત્મરૂપ ધરીને પ્રતિ અંગ યોગી;
વાયુની યુક્તિ ધરીને સઘળી ફરું છું,
વિશ્વે અનંત ભુવનો મહિ હું રમું છું. ૯

સ્વર્લોકથી પર અને પૃથિવીથી પાર,
મારા અખંડ મહિમા સમજો રસાળ."—

આ સૂક્ત રમ્ય અનુભૂતિતણું વિશાલ,
વાગ્ નામ ધારી મુનિ અમ્ભૃણની કુમારી;
વિશુદ્ધ હૃદયે સ્ફુટ ભાવ પામી,
દિ સ્ફુરે કિરણાવલીથી.

# 'સ્પેશ્યલ કૉન્ગ્રેસ' અને 'મૉડરેટ કૉન્ફરન્સ'

"We cannot get on with false government and we cannot get on with mob government, we must have right government. The intellectual people of the world have a duty of cooperation they have too long neglected......Democracy is still chiefly an aspiration, it is a spirit, it is an idea; for the most part its methods are still to seek."

*H. G. Wells*

કૉન્ગ્રેસના બત્રીસ વર્ષના ઇતિહાસમાં કદી ન બનેલો એવો બનાવ આ વખત બન્યો: કૉન્ગ્રેસથી જુદા પડી કેટલાક 'મૉડરેટો'એ પોતાની અલગ બેઠક ભરી—એટલા માટે કે ઉદ્દામ દૃષ્ટિના રસ્તાથી તદ્દન અવિષમ એવા શુદ્ધ વિનીત વિચારો પોતે દર્શાવી શકે: બુદ્ધિ જાળવવા માટે જનસમાજમાં જ્યારે જ્યારે આવા પ્રયત્નો થાય છે ત્યારે ખાસ સંભાળ લેવામાં ન આવે તો પરિણામે નાતનો વાડો બંધાય છે—અને જીવન નિશ્ચેતન થવા માંડે છે. હજી આટલી સ્થિતિએ પહોંચવા જેટલાં કૉન્ફરન્સના 'મૉડરેટ' મારગે પગલાં ભરી દીધાં નથી; ઘણા મૉડરેટોએ મુંબાઈની 'સ્પેશ્યલ કૉન્ગ્રેસ' માં ભાગ લીધો હતો, અને આવતી દિલ્હીની કૉન્ગ્રેસમાં એ કરતાં પણ વધારે મૉડરેટો હાજરી આપશે, એમ ધારવામાં આવે છે. જીવન એ લુગડાંનું પોટકું નથી, કે જેને આ તો મારું છે એમ કહી બગલમાં મારી જતા રહેવાય, અથવા તો કે, આ વસ્ત્રો તો હવે જીર્ણ થઈ ગયાં છે એમ કહીને બારીમાંથી ફેંકી દેવાય. મૉડરેટોના સ્થૂળ દેહ કૉન્ગ્રેસમાંથી પોતાની મેળે છૂટા પડે, વા એમના પ્રતિપક્ષીઓ એમને માટે કૉન્ગ્રેસમાં સ્થાન ન રાખે પણ ઉભય પક્ષ મળીને હિન્દુસ્થાનની એક પ્રજા બનેલી છે, અને ઉભયના વિચારોનાં વહેણ પરસ્પર મળીને એક જ રાજકીય જીવન-સ્રોતમાં વહી જાય છે. આ વાત ભૂલવી જોઈતી નથી. અને એ વસ્તુસ્થિતિનું જ સ્મરણ આપતા હોય તેમ,—ગઈ 'મૉડરેટ કૉન્ફરન્સ' ની અને સ્પેશ્યલ કૉન્ગ્રેસની બેઠકોમાં, જાણે કોઈ કે અન્ધ ધૂમમાંથી અગ્નિની પ્રકાશમય જ્વાળાની માફક—શ્રીનિવાસ શાસ્ત્રીઆર અને પંડિત મદનમોહન માલવીયાજી—ઉભય પક્ષના સમન્વયરૂપ—દીપી ઊઠયા: એકે મૉડરેટની કૉન્ફરન્સને તેજ બનાવી; બીજાએ સ્પેશ્યલ કૉન્ગ્રેસમાં ઠરેલપણું આણ્યું.

× × × × ×

'મૉડરેટો' કહે છે કે એમના પ્રતિપક્ષીઓ અલ્પ જનોનું ટોળું છે; સામો પક્ષવાળો કહે છે કે મૉડરેટો તો નિર્માલ્ય, અશક્ત પંડિતો છે પણ બંને એમર્સનની "ડુંગર અને ખિસકોલી"ની વાર્તા યાદ ન કરે ? ડુંગર કહે છે કે "વનનાં વન હું મારે ખાંધે ઉપાડી શકું છું;" ખિસકોલી જવાબ દે છે: "પણ એક સોપારી ભાગવી હોય તો તે તમારાથી

ન ઊંચકાય; એ તો હું જ ભાગું."* આપણા "હોમરૂલરો" અને "મૉડરેટો"-માંના કેટલાક તો ઉભય કાર્ય સારી રીતે કરી શકે એવા છે; પણ ઘણા ખરા જેઓને આ વિચિત્ર દૃષ્ટાન્તવાળું કાર્યવિભાગનું સૂત્ર લાગુ પડે એવું છે તેઓ આ ધોરણે એક બીજાની કદર કરી શકે તો કેવું સારું! પરંતુ તે કરવા માટે જરા ઉદાર દિલ અને વિશાળ દૃષ્ટિ જોઇએ: શું ગઇ કાલ સુધી—અરે, આજ પણ—સરકાર સામે, એમની જકાત સંબન્ધી આર્થિક નીતિ તથા ઇમ્પ્રૂવમેંટ ટ્રસ્ટ વગેરે અનેક બાબતોમાં કઠોર પ્રહારથી લડતા લડનાર દિનશાહ એદલજી વાચ્છા; ગૂજરાતની જમીન મહેસૂલની પદ્ધતિને તીક્ષ્ણ ટીકાના કુહાડાથી ચીરનાર, અને કલેક્ટર અને આસિસ્ટન્ટ કલેક્ટરની સત્તાના નિત્યવૈરી ગોકળદાસ કહાનદાસ પારેખ; કૉન્ગ્રેસની ભાવનાને પ્રથમ કલ્પનાર, પ્રતિવર્ષ કૉન્ગ્રેસના હજારો શ્રોતાજનોના મંડપને અનન્યસાધારણ વક્તૃત્વથી ગજાવનાર, 'સ્વદેશી વ્રત'ના મહાન આચાર્ય સુરેન્દ્રનાથ બૅનરજી, જે અદ્યાપિ યોગ્ય અભિમાનથી કહી શકે છે કે 'દેશને ગજાવવાના કર્તવ્યમાં અમને કોણ પાઠ આપી શકે એમ છે? લૉર્ડ કર્ઝનની આપખુદી રાજ્યનીતિ સામે અમે જ દેશને જગાડ્યો હતો અને આજ પણ એવું કર્તવ્ય પ્રાપ્ત થાય તો તે કરવાને અમે સજ્જ છીએ'—આ સર્વ મહાપુરુષો દેશદ્રોહી, અને સરકારની આરતી ઉતારનારા! અરે!—આ કરતાં વધારે મતાન્ધ અને અકૃતજ્ઞ દૃષ્ટિ બીજી શી હોઇ શકે? હવે બીજી તરફ, સર દિનશાહ પિટિટ, ઑ. મિ. લલ્લુભાઇ સામળદાસ, રા. હરિ નારાયણ આપ્ટે, પંડિત મદનમોહન માલવીય, અને એ જ પ્રકારના હિન્દુસ્થાનના સર્વ પ્રાન્તોમાંથી એકઠા મળેલા અગણિત મૉડરેટો—જેઓએ સ્પેશ્યલ કૉન્ગ્રેસમાં ભાગ લીધો—તેઓને જુવો: તેઓ બ્રિટિશ રાજ્યના શત્રુ, 'સળગતા લાકડા' જેવા છે કે જે જ્યાં ત્યાં અગ્નિ જ વેરતા ફરે છે એમ કોણ કહી શકશે?

× × × × ×

ત્યારે બે પક્ષ વચ્ચે આવો ભારે વિરોધ કેમ થયો? પ્રસંગ ભારે હતો તેથી. સુરેન્દ્રનાથ વગેરે મૉડરેટોનું દૃઢ માનવું છે કે મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડની યોજનાને અત્યારે તિરસ્કારી કાઢવી અને હિન્દુસ્થાનને એ ગ્રાહ્ય નથી એમ એક અવાજે કહેવું એ હિન્દુસ્થાનના શુભ ભવિષ્યને આઘું ઠેલવા જેવું છે, કારણ કે આવો પ્રસંગ ફરી ફરીને આવવાનો નથી.

કૉન્ગ્રેસનો અવાજ એ આખા દેશનો અવાજ ગણાય, અને કૉન્ગ્રેસ જ્યારે એ યોજનાને સ્વીકારવાની ના પાડે, વા એના ઉપર એવી સખ્ત ટીકા કરે કે જેનો ફલિતાર્થ આ યોજના હિન્દુસ્થાનને ગ્રાહ્ય નથી એમ જ સમજાય—તો પછી 'એ યોજના અમલમાં મૂકવાનું કારણ જ શું? જે રાજકીય અસન્તોષ ટાળવા માટે આ યોજના, તેને જો એ કમી કરી ન શકે તો એ યોજના શા કામની? સ્વાતન્ત્ર્યની યોજના હોઇ પ્રજા એને ખુશીથી

* "If I cannot carry forests on my back,
Neither can you crack a nut"

સ્વીકારે તો જ એ ફતેહમંદ ઊતરે અને પ્રજાને એ જોઇતી ન હોય તો તે આપવાથી ફળ શું? ભવિષ્યમાં થઇ પડશે.' : આવી દલીલ હિન્દુસ્થાનના હકનાદુશ્મનો—સીડનહામ વગેરે—મ્હેલાઇથી કરી શકે અને તટસ્થ પાર્લમેંટના સભાસદને પણ એ ગળે ઊતરી જાય, બિલ ઊડી જાય, વા દાખલ જ થવા ન પામે (સંભારો, લૉર્ડ મોર્લીનાં "સ્મરણો"—માં નોંધેલી વિકટ સ્થિતિ, અને એમના જેવા મહાન પ્રતિભાવાળા સેક્રેટરી ઑફ સ્ટેટને પણ બિલ પસાર કરાવવા માટે મૉડરેટના પ્રતિનિધિરૂપે ગોખલેની અનુકૂળતા સંપાદન કરવાની જરૂર પડેલી એ વાત)—અને આવો પ્રસંગ ફરી આવે—કોણ જાણે ક્યારે આવે?——ત્યાં સુધી દેશે ક્રોધ અને ખીજાએલી વૃત્તિથી તપ્યાં અને બળબળ્યાં જ કરવું' આ સ્થિતિ ગઇ કાલના 'રિક્રૂટ'ને (લશ્કરમાં નવા દાખલ થએલા સૈનિકને,) અથવા તો રુધિરપ્રિય યોદ્ધાને—જેને સ્વભાવથી જ રણમાં ઘૂમવું, તરવાર ખેલવી, અને રુધિરની સેરો ઊરાડવી ગમતી હોય તેવાને ગમે. પણ જેઓનો મુખ્ય રસ દેશના કલ્યાણમાં છે, યુદ્ધમાં નથી, તેઓ તો જર્મનિની માફક યુદ્ધમાં જ સર્વ શક્તિનો વ્યય કરી નાંખવાને બદલે, ઇંગ્લંડની માફક, એ યુદ્ધને જ સ્થિરતાથી પોષવા માટે યુદ્ધની સાથે સાથે ખેતરો ખેડવાની આવશ્યકતા પણ જુવે છે. વળી જેઓએ જાતે—ત્રીસ વર્ષ શસ્ત્રો ધરી, ઉગ્ર સંગ્રામો લઢી, દુશ્મનને આટલા પણ પાછા હઠાવ્યા છે—તેઓ એક તસુ તસુ જમીનનો જય પણ કિંમતી ગણે, અને સામા પક્ષની આખી લાઇન એકદમ એક ચોગાન જેટલો ભાગ મૂકી પાછી હઠે ત્યારે તેઓને મુખેથી સહસા હર્ષનાદ થઈ જાય એ સ્વાભાવિક છે. પણ સામો પક્ષ એના યોગ્ય અધિકારની રેખા સુધી પાછો નહિ હઠે તે પહેલાં આ સૈનિકો યુદ્ધથી વિરમશે અને અહીં જ છાવણી કરી બેસશે એમ માનવું એ ભૂલભરેલું છે. બેશક, જેઓ યુદ્ધ ખાતર જ યુદ્ધ લઢતા નથી પણ પરિણામે વિજય મેળવવા લઢે છે, તેઓ રજુ ઉપર ધસારો કરવામાં જ ખરી યુદ્ધની કળા સમાપ્ત થતી માનતા નથી, પણ ચાર ડગલાં આગળ વધવું તો પાછળની બે ડગલાં જમીનનો કબજો મજબૂત કરતાં જવું—એમાં જ પરિણામે વિજયનો સંભવ જુવે છે. અને આ સુરેન્દ્રનાથ વગેરેએ સ્વીકારેલી યુદ્ધપદ્ધતિ છે.

હવે મિસિસ બેસન્ટ અને એમના અનુયાયીઓનું દૃષ્ટિબિન્દુ જુવો. તેઓ પૈકી જેઓનું એમ ધારવું હોય કે યુદ્ધ માટે અંગ્રેજોને આપણી ગરજ છે અને આ ગરજની સ્થિતિનો લાભ લઈ એમની પાસેથી જે હક પડાવ્યા તે ખરા—તેઓનું દૃષ્ટિબિન્દુ, મહાત્મા ગાંધીજી કહે છે તેમ, હિન્દુસ્થાનની મહાન પ્રજાને અશોભતું હોઈ એકદમ વિચારના પ્રદેશની બહાર કાઢી નાંખવા જેવું છે, એટલું જ નહિ, પણ બ્રિટિશ પ્રજાના સ્વભાવ અને સામર્થ્યનું એ કેવળ અનભિજ્ઞપણું દર્શાવે છે. પણ તે સિવાય એ જ પક્ષમાં કેટલોક વર્ગ એવો હોઇ શકે કે જેનું એમ ધારવું હોય કે આ યુદ્ધમાંથી જે 'આત્મનિર્ણયના અધિકાર'ની ભાવના ઉત્પન્ન થઇ છે એ જ્યાં સુધી તાજી છે ત્યાં સુધી જ એ પ્રાપ્ત કરવાના હિન્દુસ્થાન જે જે યત્નો કરશે તે સફળ થશે, એ ભાવના જ્યાં મન્દ પડી ગઈ અને જગત ઉપર 'જિંગોઇઝમ' યાને ગર્વિષ્ઠ આક્રમણવૃત્તિનો ફરી અમલ બેઠો ત્યાં 'સ્વરાજ્ય' માટેના આપણા સર્વ પ્રયત્નો મિથ્યા છે,

આ દૃષ્ટિબિન્દુ સર્વથા ખોટું નથી, અને તેથી જેઓ મૉન્ટેગ્યુ–ચેમ્સફર્ડની યોજના પરત્વે મિસિસ બેસન્ટનો આદ્ય ઉદ્ગાર—'આ યોજના બ્રિટને હિન્દને આપવી શોભતી નથી અને હિન્દે લેવી શોભતી નથી'—એ માન્ય કરતા નથી, તેઓ પણ એ યોજનામા **બે ત્રણ મ્હોટી ખામી** જુવે છેઃ એક એ કે ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયામા સુધારો કરવામાં આવ્યો નથી, બીજી એ કે હિન્દુસ્થાનને 'આર્થિક સ્વાતન્ત્ર્ય' આપવામાં આવ્યું નથી, બલ્કે એની ભલામણ સરખી પણ કરવામાં આવી નથી; અને ત્રીજી એ કે 'સ્વાધીન' ('Reserved') અને 'સોંપેલા' ('Transferred') વિષયની વ્હેંચણીમા સરકારે જોઇએ તે કરતા ઘણા વધારે વિષયો 'સ્વાધીન' રાખ્યા છે અને તેથી 'સ્વરાજ્ય' આપ્યું તે ન આપ્યા જેવું કરી નાખ્યું છે.

પરંતુ આ ત્રણે ખામી કબૂલ કર્યા છતા, એમા એવું કાંઈ નથી કે જે વિષે હિન્દુસ્થાન એકે અવાજે સુધારો માગી ન શકે. ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયાની સત્તા સાથે પ્રાન્તિક સરકારની સત્તા કેટલીક બાબતોમા એવી ગૂથાએલી છે કે—એકમા ફેરફાર કર્યો બીજામા ફેરફાર કર્યા વિના નકામો થઇ જાય છે—જેમકે ખેતીવાડી ઉદ્યોગ કેળવણી વગેરેને લગતી બાબતોમા. આ વાત જો સર્વ પક્ષને કબૂલ છે તો તે એકે અવાજે બ્રિટિશ પ્રજા આગળ શા માટે મૂકવી ન જોઇએ એ સમજાતું નથી. બીજુ—આર્થિક સ્વતન્ત્રતા વિષે રિપોર્ટમા કાંઇ ભલામણ કરવામા આવી નથી તેનું કારણ એ છે કે એ પ્રશ્ન હિન્દુસ્થાન, સંસ્થાનો, અને ઇંગ્લંડ, બલ્કે ઇંગ્લંડના આ યુદ્ધના સાથીઓ—ફ્રાન્સ અને અમેરિકા—એ, મળીને ચર્ચવાનો છે એ પ્રશ્ન અત્યારે બ્રિટિશ કૅબિનેટની સત્તાનો બલ્કે પાર્લમેંટના સામર્થ્યનો પણ નથી આવી સ્થિતિમા, બને પક્ષ મૉન્ટેગ્યુ–ચૅમ્સફર્ડનો દોષ કાઢ્યા વિના હિન્દુસ્થાનની આ બાબતમાં શી માગણી છે એ એકે અવાજે જણાવી શકે ત્રીજુ—સ્વાધીન અને સોંપેલા વિષયની વ્હેંચણી બાબત પણ, બને પક્ષે જો એમા સમાએલું અધિકારનું દ્વૈત ('Dyarchy') સ્વીકાર્યું છે, તો પછી પ્રશ્ન માત્ર વિગતનો છે, અને એમા પણ કેટલીક વિગત એવી નિઃસન્દિગ્ધ પ્રકારની છે કે એ વિષે ઊંડા વિખવાદ કરવાનું કારણ નથી

× × ×

આવી સ્થિતિમા, ઉપર કહ્યું તેમ બને પક્ષે હિન્દુસ્થાનના રાષ્ટ્રીય જીવનમાં એક બીજાનું ગૌરવ સમજી લઈ એકત્ર થઈ કામ કરવું જોઇતું 'હતું,' અને તે કર્યું હોત તો તે ઉત્તમ હતું. પણ એ દૃષ્ટિ બને વર્ગમા પરસ્પર ન રહી, તો ઉત્તમથી એક અંશ ઊતરતા દરજ્જાનું કર્તવ્ય આ જ હતું કે દરેક પક્ષે મતનિષ્ઠ થવું. મતનિષ્ઠા તડ પાડે છે, વિગ્રહ કરાવે છે, કાર્લાઇલ કહે છે તેમ, એ 'તરવાર લઇને' આવે છે. ઘણા મૉડરેટો આવી મતનિષ્ઠાથી જ પ્રેરાઇને કૉન્ગ્રેસથી જુદા પડ્યા હતા એ કૃત્ય મિ સમર્થનું જ હતું એમ માનનારા બહુ સ્પષ્ટ દૃષ્ટિએ જુવે છે. કૉન્ગ્રેસનો છેલ્લા દસ પંદર વર્ષનો ઇતિહાસ નજર

આગળ રાખી જરા સૂક્ષ્મ વિચાર કરનારને સહજ દેખાય એવું છે કે બે પક્ષના મતભેદ ઊંડા, તાત્ત્વિક અને લાંબા વખતથી ચાલતા આવતા હતા: પરંતુ એ જ્યાં સુધી મતભેદ જ હતા ત્યાં સુધી એ એક બીજામાં મળી શકતા હતા; પણ મતભેદે ઘણાં જનોમાં હદ-બંના તિરસ્કારનું અને કેટલાકમા તો ક્ષુદ્ર દ્વેષનું રૂપ લીધું—અને કેટલાક વખતથી ઝઝૂમી રહેલો આ અનિવાર્ય વિભાગ, આ મર્દાન પ્રસંગ આવતા, આખરે થયો જ.

× × ×

આ ટુકડા ફરીથી નહિ સંધાય? આ દ્વેષમાથી પણ કાંઈ શુભ પરિણામ નહિ આવે? ઉભય પક્ષનો મ્હોટો ભાગ એવી ગંભીર અને નિર્મળ સ્વદેશભક્તિથી ભરેલો છે કે દિલ્હી-ની કૉન્ગ્રેસમાં નહિ તો એકાદ બે વર્ષમાં બંને પક્ષ એક થશે: અને ભવિષ્યમાં જે કોઈ જુદાઇ રહેશે તે સામસામા ઘુરકતાં પ્રાણીઓના જેવી નહિ; પણ એક વૃક્ષની બે ડાળના જેવી:-આમ આશા બાંધી શકાય છે.

બે પક્ષ વચ્ચે અત્યારે જે દ્વેષ જોવામા આવે છે તે થકી દરેક દેશહિતૈષીનું હૃદય ખિન્ન થાય છે. પરતુ તે સાથે, હિન્દુસ્થાનના શુભ ભવિષ્યમાં જેને ધાર્મિક શ્રદ્ધા છે તેને એમ પણ લાગ્યાં કરે છે કે કદાચ આ દ્વેષ પણ પરિણામમાં હિન્દુસ્થાનનું કલ્યાણ જ કરશે: બાઈબલના પેલા પતીઆ(લૅઝૅરસ)નું પત એક કૂતરાના ચાટવાથી જ મટ્યું નહોતું?

× × × ×

હાઉસ ઑફ લૉર્ડ્ઝમા રિપોર્ટ ઉપર થએલી ચર્ચા—જેમાં ૨૫ વિરુદ્ધ ૨૧ મતે રિપોર્ટ બચી ગયો—એ વાંચીને ખેદ અને સંશયમાં પડેલુ હૃદય હમણાંના બે ત્રણ બનાવથી સોલ્લાસ અને આશાભર્યું બને છે. એ ચર્ચા વાંચીને હિન્દુસ્થાનમાં પ્રજાને તા. ૨૦ મી ઑગસ્ટ ૧૯૧૭ ના સૅક્રેટરિ ઑફ સ્ટેટના વચનનો ભગ થવાની બીતિ લાગવાથી ગંભીર અસ-ન્તોષ ફેલાવાની તૈયારી હતી એ જોઇ મુખ્ય પ્રધાન મિ. લૉઇડ જ્યૉર્જે સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહ સાથે અત્રે વ્હાઇસરૉયને પત્ર લખી જણાવ્યું કે—પૂર્વોક્ત વચનનો ભંગ નહિ થાય એમ અહીંની પ્રજાને પોતે ખાતરી આપે છે. તે પછી, હાલમાં ઈંગ્લંડમા નવી પાર્લમેંટ માટે ઇલેક્શનની તૈયારીઓ થાય છે એમાં દરેક પક્ષ પોતાના મુખ્ય સિ-દ્ધાન્તો બહાર પાડે છે—તેમા 'કોએલિશન પક્ષ' (મિ. લૉઇડ જ્યૉર્જ અને એમના કન્ઝર્વેટિવ અને લિબરલ સાથીઓ, જેઓએ મિ. ઍસ્કિવથ પાસેથી કાર્યધુરા લઇ યુદ્ધ ચલાવ્યું) તેઓ તરફથી મિ. લૉઇડ જ્યોર્જ અને મિ. બૉનર લૉ (કન્ઝર્વેટિવ અગ્રણી) બંનેએ મળી પોતાના પક્ષનું જે જાહેરનામુ કાઢ્યું તેમાં આ વાત જણાવી કે—હિન્દુસ્થાનને ક્રમે ક્રમે વધતું સ્વરાજ્ય આપીને બ્રિટિશ સામ્રાજ્યના અન્ય અંગોની સમાન સ્થિતિએ

મૂકવાનું જે વચન આપવામાં આવ્યું છે તે તેઓ પાળશે મિ લૉઇડ જ્યોર્જ માટે તો આપણને શંકા નહોતી જ પણ કન્ઝર્વેટિવ અગ્રણી તરફથી પણ આ ખાતરી આપવામાં આવે છે એ ખુશીની વાત છે વળી લિબરલ પક્ષના અગ્રણી મિ ઍસ્ક્વિથે પણ પોતાના પક્ષ તરફથી એ જ રાજ્યનીતિ જાહેર કરી છે, અને લેબર પાર્ટી (મજુર પક્ષ)ની સહાનુભૂતિ તથા એ પાર્ટીએ હિન્દુસ્થાનને સ્વરાજ્ય આપવાનો થોડાક માસ ઉપર કરેલો ઠરાવ મશહૂર છે આ સર્વ હકીકત હિન્દુસ્થાનના હિતમાં થોડી આશાજનક નથી ઇંગ્લંડના મ્હોટા રાજકીય પક્ષ (પાર્ટી) માંથી એક પક્ષ હિન્દુસ્થાનના હક્કને પોતાના પ્રોગ્રામ યાને કાર્યક્રમમાં ન લે ત્યાં સુધી હિન્દુસ્થાનનું રાજકીય શ્રેય થાય નહિ એ સિદ્ધાન્ત આપણા જૂના નેતાઓ—દાદાભાઈ ફીરોઝશાહ વગેરે એવી દૃઢતાથી માનતા હતા કે લિબરલ અને કન્ઝર્વેટિવ બે પક્ષ વચ્ચે તટસ્થ વૃત્તિ ન રાખતાં લિબરલ પક્ષમાં કૉનગ્રેસે અને તેથી બ્રિટિશ કમિટિએ ભળવું એવી એમની સલાહ થતી પરંતુ આજદિન પહેલાં લિબરલ પક્ષ પણ આપણા હકને એમના કાર્યક્રમમાં દાખલ કરે એ શુભ ઘડી આવી નહોતી અને બ્રૅડલૉ જેવો એક આગળ પડતો પાર્લ્યમેન્ટનો સભાસદ હિન્દુસ્થાનનો પ્રશ્ન ઊપાડી લે એ આપણું અહોભાગ્ય મનાતું। આજ એવો સમય આવ્યો છે કે હિન્દુસ્થાનના સ્વરાજ્યની હિમાયત—ભલે એ સ્વરાજ્ય ક્રમિક યા 'આસ્તે કદમ' સ્વરાજ્ય હો, યા ભલે હજી એ મળતા પહેલાં લાંબી લડત લડવાની બાકી હો—તથાપિ એ અવશ્ય કર્તવ્ય છે એ સિદ્ધાન્ત—અત્યારે ઇંગ્લંડની બધી પાર્ટીઓના અગ્રણીઓને મુખેથી નીકળે છે એટલું જ નહિ, પણ એમના ઇલેક્શનના જાહેરનામામાં મૂકાય છે। આ શુભ દિન દેખાડવા માટે અમે પ્રભુનો ઉપકાર માનીએ છીએ, અને જે સ્વદેશભક્તોએ છેલ્લાં ત્રીસ વર્ષથી અડગ વીરતાથી, અને અવિશ્રાન્ત શ્રમ અને શ્રદ્ધાથી કાર્ય કરીને એ પ્રભુકૃપા આ દેશ ઉપર ઉતારી છે એમને ધન્યવાદ આપીએ છીએ આ ધન્યવાદમાં અમારા બાલ અને પ્રૌઢ યુવક બન્ધુઓને પણ અમે ઉવેખવા ભૂલીશું નહિ, કારણ કે આમારે પ્રજાના અવાજમાં જે દૃઢતા આવી છે, એની દૃષ્ટિમાં જે ભાવનાનું તેજ પ્રકાશી રહ્યું છે, અને એના અંગેઅંગમાં જે નવજીવન સ્ફુરવા—બલ્કે ઊછળવા—માંડ્યું છે, તેમાં કારણરૂપે એ યુવક વર્ગની સેવાનો થોડો હિસ્સો નથી

"હિન્દહિતચિન્તક."

# ગ્રન્થાવલોકન.

"મલબારીનાં કાવ્યરત્નો"—નિર્ણયસાગર પ્રેસ, કિંમત રૂ. ૩.

આ પુસ્તક પ્રખ્યાત દેશભક્ત અને દેશસેવક મર્હૂમ બેહેરામજી મેહેરવાનજી મલબારીના પુત્ર મિ. ફિરોજ બેહેરામજી મલબારી તરફથી છપાઈ બહાર પડ્યું છે. કાવ્યોની પસંદગી તથા ગોઠવણ, અને મલબારીના જીવન સંબન્ધી તથા કવિતા સમ્બન્ધી નિબન્ધ રૂપ ઉપોદ્‌ઘાત—અર્થાત્ આ પુસ્તકનું સઘળું સાક્ષરકાર્ય—આપણા પ્રસિદ્ધ ગૂજરાતી કવિ મિ. અરદેશર ફરામજી ખબરદારે કરેલું છે. આ જાતનું પુસ્તક જે હિન્દુ-પારસી વગેરે જાતિભેદની પાર વિરાજતા એકપ્રજાત્વનું આપણને સ્મરણ કરાવે છે, એ જાતિ અને કોમવાર પ્રતિનિધિત્વની બૂમોના વર્તમાન સમયમાં ખાસ આદર અને આવકારને પાત્ર છે. મિ. મલબારીનાં કાવ્યો વાંચતાં વાચકને આ એક પારસી ગૃહસ્થ કરે છે એમ નથી લાગતું; અને મિ. ખબરદારે પણ ઉપોદ્‌ઘાતમાં બે ત્રણ ઠેકાણે "પારસી" અને "હિન્દુ ગૂજરાતી"નો કડુ પ્રશ્ન અકારણ દાખલ કર્યો ન હોત તો આ ગદ્ય પણ એક પારસી ગૃહસ્થેનું લખેલું છે એમ ભાગ્યે જ કોઈને થાત. મિ. ખબરદારના "ગુણવંતી ગુજરાત"ને ગૂજરાતનું પ્રાન્તગીત કરી લેનાર હિન્દુઓ પારસીઓ પ્રત્યે સાંકડું મન ધરાવે છે એવી ફરિયાદ મિ. ખબરદાર કરે એ નવાઈ જેવું છે. પારસીઓ ગૂજરાતી ભાષા પ્રત્યે અનાદરથી અશુદ્ધ ગૂજરાતી લખતા થાય, એમના લેખકો અને વર્તમાનપત્રો એ અશુદ્ધિને રૂઢ કરે, અને એ રૂઢિને શુદ્ધિ સિદ્ધ કરવા માટે આગળ ધરવામાં આવે—એ ગૂજરાતી ભાષાનો કોઈ પણ સત્યપ્રિય વિદ્વાન પસંદ ન જ કરે. તેમ સામાન્ય હિન્દુ વાચક એવા અશુદ્ધ ગૂજરાતીનો ઉપહાસ કરે એ પણ સ્વાભાવિક છે. પરંતુ એટલાથી પારસીઓ પ્રત્યે હિન્દુઓના બન્ધુભાવની ખામીનું અનુમાન કરવું ઉચિત નથી. મિ. ખબરદારની કવિતાનો પ્રથમ ગ્રન્થ—"વિલાસિકા"—પ્રકટ થયો તે વખતે એક પારસી કવિની કલમથી અસાધારણ શુદ્ધ ગૂજરાતી લખાએલું જોઈ આનન્દ પામી રા. નરસિંહરાવે એનું અવલોકન લખ્યું તેમાંનો ગુણભાગ વિસ્મરી જઈ, સત્યનિષ્ઠાથી એ વિદ્વાને એમાં જે કાંઈ થોડી ઘણી ખામીઓ બતાવી તેથી નારાજ થઈ, મિ. ખબરદારે આટલે વર્ષે આ ઉપોદ્‌ઘાતમાં અણછાજતા અને કડવા શબ્દોમાં રા. નરસિંહરાવને જે અપ્રાસંગિક અને ઉપરછલ્લો ઉત્તર દીધો છે એ આ સુન્દર પુસ્તક ઉપર વગર વિચારે પાડી દીધેલો ડાઘ છે. આ ડાઘ નજર આગળથી ખસેડવો મુશ્કેલ છે, તથાપિ એને ક્ષણવાર હાથ નીચે દાબી બાકીનો ઉપોદ્‌ઘાત જોઈએ; તો તે બહુ સન્તોષકારક રીતે, પૂર્ણભક્તિથી, છતાં કવિતાના વિવેચનમાં સારાસારના વિવેકપુરઃસર—લખાએલો નજરે પડે છે. એ જીવનવૃત્તાન્તના ભાગમાં માત્ર એક જ ખામી છે તે એ કે મિ. મલબારીના આન્તર જીવનના રેખા વધારે સૂક્ષ્મતાથી અને ઊંડા ઊતરીને (વિસ્તારની જરૂર નહોતી.) દોરવી જોઈતી હતી. મિ. મલબારીના જીવનચરિત્ર માટે પત્રોની સામગ્રી બહોળી હશે પણ આ ઉપોદ્‌ઘાતમાં એનો ઉપયોગ થએલો દેખાતો નથી. મ્હોટા અંગ્રેજ અમલદારો ઉપર મિ. મલબારી જે જાદુઈ અસર

ભોગવતા તેનું રહસ્ય—જે એમની વાતચિત કરવાની શક્તિ વગેરેમાં હોવું જોઇએ—એ સંબન્ધી કાંઈ જ હકીકત આ ઉપોદ્ઘાતમાંથી મળતી નથી.

આ સારૂ જોઇતી સામગ્રી ખબરદારને મળી શકી ન હોય તો—ખરેખર ખેદ દર્શાવવો પડે છે કે હિન્દુસ્થાનના મહાપુરુષોના આન્તર જીવનની સૂક્ષ્મ રેખાઓ જોવાનો આપણને લાભ મળતો નથી. આ દોષ સ્વ. મહીપતરામ કૃત "દુર્ગારામનું જીવનચરિત્ર" અને સ્વ. રાનડેના પત્નીએ લખેલાં એમના "સ્મરણો" એ સિવાય આજ સુધી પ્રસિદ્ધ થએલાં આપણા દેશના સર્વ જીવનચરિત્રોમા સામાન્ય લક્ષણ રૂપે વસતો જોવામાં આવે છે, ત્યાં આ ખામી મિ. ખબરદારને માથે ખાસ દોષ રૂપે ચઢાવવી મુનાસબ નથી.

મર્હૂમ મિ મલબારીને એક પત્રકાર, સંસારસુધારક, અને રાજા-મહારાજા અને અને ગવ્હર્નર-જનરલોના મિત્ર તરીકે આખા હિન્દમાં સૌ કોઈ જાણે છે, પણ એ એક એક ગુજરાતી કવિ પણ હતા એ વાત ગુજરાતમા પણ બહુ થોડાને જ કાને આવેલી હશે. એમના "નીતિવિનોદ", "અનુભવિકા", "સંસારિકા", વગેરે કાવ્યસંગ્રહો ઘણા વર્ષથી છપાએલા છે, પણ જે 'દલપતશાહી' ટબ ઉપર એમાનાં ઘણાંખરાં કાવ્યો રચાએલા છે તે નરસિંહરાવ, ન્હાનાલાલ, અને લલિતની કવિતાના યુગમાં અકાળે થઇ પડી વંચાતાં નથી. આવી સ્થિતિમા, રા. ખબરદારે એમાથી ધ્યાન ખેચનારાં કાવ્યોની ચૂંટણી કરીને એને ફરી પ્રસિદ્ધ કરવામા મર્હૂમ કવિને તેમજ વાચકને બહુ ઉપયોગી સેવા કરી છે.

મિ મલબારીનુ જીવન બહુ અસાધારણ અનુભવથી અને માહિતીથી ભરેલું હતુ. જાતે સંસારના સુખ દુઃખ પુષ્કળ ભોગવ્યા હતાં એટલુ જ નહિ પણ હિન્દુસ્થાનના ઝૂંપડાં અને ગેરીઓથી માંડી રાજા મહારાજાના મહેલ અને લાર્ડઝના કૅસલ પર્યન્ત એ 'રખડેલા' હતા, અને એ 'રખડેલ' જીવનમાથી એમના અન્તરાત્મામા કવિત્વનાં અને મહાપુરુષત્વનાં પુષ્કળ બીજ પડેલાં હતા. પણ અમને લાગે છે કે ભૂમિ કે વાતાવરણના દોષથી અનુભવના પ્રમાણમાં એ બીજ ઊગી શક્યાં નથી આ લેખકને મિ. મલબારીનાં 'ઇન્ડિયન સ્પેક્ટેટર', 'વૉઇસ ઑફ ઇન્ડિયા' 'ઇસ્ટ ઍન્ડ વેસ્ટ' આદિ પત્રોમા પ્રસિદ્ધ થતા એમના જાત-અનુભવના સ્મરણો વાચવા બહુ ગમતાં, અને એ ઘણી મનોહર આકૃતિ અને ગભીર બોધથી અંકાએલાં જણાતાં—તથાપિ એમ કહ્યા વિના ચાલતું નથી કે મિ મલબારી જેવા વિશાળ અને વિવિધ અનુભવવાળા ગૃહસ્થની સાક્ષરતા થૅકરે કે ડિકન્સના જેવી નવલકથા રૂપે પરિણમેલી હોય નહિ, ત્યાં સુધી બીજ બરાબર ઊગ્યાં ન કહેવાય. મિ. મલબારીનુ કવિત્વ—કવિતા માટે જોઇતી અનુભવરૂપ સામગ્રી પુષ્કળ હોવા છતાં પણ, બહુ વેગવાળું અને પ્રતિભાશાળી જોવામાં આવતું નથી, તેમાં નૈસર્ગિક કવિત્વશક્તિની નિર્બળતા, ઉપરાંત—એમના સમયની રૂઢિ પણ કારણરૂપ થઇ છે. એ રૂઢિનાં બન્ધનો તોડી કોઇ કોઇ વાર કવિ છૂટા કવિત્વના આકાશમાં ઊડે છે ત્યાં ઘણી રસિક અને ગંભીર ધ્વનિવાળી કવિતા દેખાય છે એના ઉદાહરણમા "ચક્રિમનસ્યા" નામના કાવ્યમાંથી એક ફકરો આપીશુ

રસ પાતાં રસ પી લે,
રસિકડા! રસ પાતાં રસ પી લે. (ટેક)

રસખસતો આ વર્ષતંવ્હાર જો,
ફુલફલાદિ ખીલે,—રસિકડા! રસ પાતાં૦ ૧

ઊભા લાલસાથી એ લટકતાં,
વણુ હિલચ્યાં શાં દીસે!—રસિકડા! રસ પાતાં૦ ૨

મૃદુ સુવાસ, મધુર રસ ઉભરા,
ભર વનમાળા ભરી લે,—રસિકડા! રસ પાતાં૦ ૩

પાકે મ્હડયાં ફળ ભાગે ભોક્તા,
મનભાવ્યાં તોડી લે,—રસિકડા! રસ પાતાં૦ ૪

વાર નહીં ખરી જતાં વિયોગે,
ક્યાં રે વીર! ઝીલીશે!—રસિકડા! રસ પાતાં૦ ૫

આવ ભ્રમર! ગુંજારવ કરતો!
કુંજ કુંજ તું ભમી લે,—રસિકડા! રસ પાતાં૦ ૬

રસિયા! લાડઘેલી લાડીને
રોમ રોમ અહિં રમી લે,—રસિકડા! રસ પાતાં૦ ૭

નાયક! સુખદાયક છું નાયિકા
સામે ઊભી, ગોથી લે,—રસિકડા! રસ પાતાં૦ ૮

વ્હેલો થા, મમ વ્હાવ વિરામે,
આવ, ગળે વળગી લે,—રસિકડા! રસ પાતાં૦ ૯

× × ×

અનાયાસ આ સૃષ્ટિસમસ્યા-
સમજ, ચતુર! સમજી લે!—રસિકડા! રસ પાતાં૦ ૨૦

આથી જૂદી જ ઢબની કવિતાના નમૂનારૂપ—ઉચ્ચ કવિત્વવાળું નહિ, તથાપિ રમૂજ અને ગંભીર બોધના તન્તુઓથી વણાએલું એક સુન્દર ચિત્રપટ "સુરતી લાલા'સ્હેલાણી" નું છે; જેમાં કવિએ સુરતની વેપાર ઉપર જામેલી પ્રાચીન જાહોજલાલી, અને વર્તમાન સમયની ખાલી એશઆરામીનું આબેહૂબ વર્ણન આપીને, છેવટે એ શહેરને પોતાના કર્તવ્ય પ્રત્યે આંખ ઊઘાડવા ઉપદેશ દીધો છે. એકાદ ઊતારો વાચકને આ જૂદી ઢબનો ખ્યાલ આપશે:

છેલછબીલા ! મનમોજીલા ! સુરતી લાલા રહેલાણી !
વાડી, ગાડી, લાડીમાં તેં જીંદગી કીધી ધુળધાણી. (ટેક)

નાચે કંચની થન થન થન થન, ગાતી મનહર મધુરા રાગ,
સુર તાલ નહિ ચૂકે, એક પણ, દીન ધર્મનો ભજાવે ભાગ.

નાચરંગ વાહ વાહ, શા શોભે, પાક પારસીનાં મુક્તાદ;
મુસલમાનની ઇદ મુબારક, વાહ રે કંચની હૈદરાબાદ!
જો કિલ્લા મેદાનમહિં અહિં, માણેકઠારીનો શો ઠાઠ !
હોળી, દિવાળી, બળેવ, દશરા—વરસતણા દિન ત્રણસેં સાઠ;

શ્રાવણ શિળીસાતમનો મહિમા, સ્વર્ગે અદેખું છે દેખી;
ગાનતાને ગુલતાન બનેલા સુરત ! તારી શી શેખી !
દિવસ દિવસના જુદા રાગરંગ, ઢોંગ સોંગ નટ નાટકના,
જાદૂગર ને જુવો ભવાઈ, નૃત્ય નાચ વળી પાતકના.

ખ્યાલ અખાડા રોજ રાતના, કલગી તોરા ને કુસ્તી.
ઘોડદોડ ને દડી મારની સમી સાંઝ ચાલે મસ્તી.
ગોરી ગરબા ગાય શેરીએ, ભાગળ આગળ થાય ભવાઈ,
સમજણીઓ ગાય મરસિયા, સુણતાં આવે આંખ ભરાઈ.

હિંદુ જાય ધણિયાણી ઘેરે, મુસલમાન હિંદુને ત્યાં;
પારસી તક એકે નવ ચૂકે, આજે ત્યાં કાલે અહિંયાં:
પાનાં પાસા વાળુ[1] પછી જો, શી રૂપાની રેલ છૂટે!
શાહ ચોર સાવધ રહો કેવો છાકટ મૂરખને લૂટે?

મિ. ખબરદારે કરેલા આ કાવ્યસંગ્રહમાં જૂના કવિઓની રીતે નીતિનો બોધ દેનારાં કાવ્યો ઉપરાંત—સંસાર સુધારાનાં, અને સ્વદેશાભિમાન અને સ્વદેશસેવાનાં પુષ્કળ કાવ્યો છે; એ ઘણે ભાગે દલપતરામ અને નર્મદાશંકરના સમયની કવિતાનાં જૂનાં બીબાંનું વાચકને સ્મરણ કરાવે છે, તોપણ એટલું કહેવું જોઇએ કે સંસારસુધારાના કેટલાક વિષયો—જેમકે લગ્નનાં કજોડાં અને વિધવાનાં દુઃખો—એ ઉપર મિ. મલબારીની લાગણી બહુ તીવ્ર હોવાથી, તેમજ હિન્દુસ્થાન અને ગુજરાત પ્રત્યે એમની ભક્તિ સાચા હૃદયની હોવાથી—આ બંને વર્ગનાં કાવ્યો અપૂર્વ પ્રતિભાવાળાં નહિ, તો પણ હૃદયના 'ખરા ઊભરાવાળાં' તો નીકળ્યાં જ છે. આનાં ઉદાહરણ આપતાં બહુ વિસ્તાર થઇ જાય તેથી તે

[1] રાત્રે જમવાનું.

માટે મૂળ પુસ્તક જોવા વાચકને વિનંતિ કરી વિરમવું પડે છે. હૃદયની ખરી ઊર્મિઓ ઊઠ્યા છતાં પ્રતિભાને અભાવે કવિતા કેટલી ખામી ભરેલી થાય છે તેનાં આ કાવ્યો સારાં ઉદાહરણ છે.

મિ. મલબારીને ગૂજરાતી પિંગળનું વિશાળ જ્ઞાન છે, વિવિધ જાતના છન્દ અને રાહ ઉપર તેમજ તેને અનુકૂળ શબ્દો ઉપર બહુ સારો કાબુ છે. માત્ર દુનિયાના જે વિશાળ અનુભવે એમને જીવનના વિવિધ રંગો બતાવ્યા છે તે જ અનુભવે એમની ભાષામાં કોઈ કોઈ સ્થાને શિષ્ટ સંસ્કારિતાને બદલે પ્રાકૃતતા આણી છે. એવાં થોડાંક સ્થાન બાદ કરતાં, ભાષા સર્વત્ર શુદ્ધ અને રૂઢ ગૂજરાતી છે મિ. મલબારીની ભાષાશુદ્ધિ અને તેના મૂળભૂત ગૂજરાત અને ગૂજરાતી પ્રત્યે ઊંડા હૃદયનું મમત્વ—ગૂજરાતી ભાષાને બદલે બચપણથી જ છોકરાંને અંગ્રેજી બોલતાં કરવાં એવો મત દર્શાવનાર કેટલાક પારસી ગૃહસ્થોની શોચનીય માનસિક સ્થિતિના સામા પડછામાં, આપણે નિત્ય સ્મરીશું. અને ઉપોદ્ઘાતમાં રા. ખબરદારે ટાંકેલી "નર્મદની બન્ધુતાભરેલી વાણી" ફરી ઉચ્ચારીશુ કે,

" કોની કોની છે ગુજરાત ?—
પૂર્વજ જેના જે વળી આજે જન્મ ધરી ગુજરાતી વધ્યા,
× × × ×
વળી પરદેશી બીજા જેને ભૂમિએ પાળી મોટા કર્યા,
પરધર્મી પણ હિત ઇચ્છનારા માતતણું તે ભાઈ ઠર્યા,
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત. "—

છેવટે, " હિન્દુ ગૂજરાતી " તરફથી મિ. ખબરદારને અમે ખાતરી આપીએ છીએ કે સાહિત્યમાં પારસી અને હિન્દુનો તિરસ્કારયુક્ત ભેદ કોઇ પણ ગુર્જર સાક્ષરના હૃદયમાં નથી: અને એ ભેદ નિર્દોષ રૂપમાં પણ જેટલો વસ્તુસ્થિતિ ઉપર રહેલો હોય તેટલો, પારસી અને હિન્દુઓએ પરસ્પર માનથી એકત્ર મળી, ગુર્જર ભાષાને શુદ્ધ અને સંસ્કારી બનાવી, જેમ બને તેમ જલદી નષ્ટ કરવા જેવો છે.

× × ×

**શ્રી સયાજી સાહિત્યમાળા—**

૧. હિન્દુસ્તાનના રેવાઃ—તેમના ઇતિહાસ, ચારિત્ર્ય અને પૂજનનું સંક્ષિપ્ત વર્ણન (૨૮ ચિત્રો અને નકશા સાથે) રેવરેન્ડ એ. ઑસબોર્ન માર્ટિન કૃત " ધી ગૉડસ ઑફ ઇન્ડિઆ" નામના અંગ્રેજી પુસ્તક ઉપરથી—ભાષાન્તર કર્તા રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી મૂલ્ય રૂ. ૪.

મૂળ ગ્રન્થ "હિન્દુસ્તાનના દેવો" સંબન્ધી કેટલીક પરચુરણ માહિ... છે; પણ તે એક વિદેશી અને પરધર્મીમાં સ્વાભાવિક એવી બાહ્યદૃષ્ટિથી લખા સિદ્ધાન્તગ્રન્થ તરીકે આપણે સ્વીકારીએ એવો નથી. એટલું જ નહિ, પણ એ મૂળ વિદ્વત્તાની પણ છાપ નથી. મૅક્સમ્યુલર, વિલ્સન, બાર્થ, મૉનિયર, વિલ્યમ્સ વગેરે વિદ્વાનોના ઊતારા સાંકળીને એ રચેલો છે. અને પાશ્ચાત્ય સામાન્ય વાચક માટે જણાય છે. તથાપિ—કેવળ ગૂજરાતી વાચકોને અનુપલભ્ય એવું ઘણું જાણવા જેવું મળી શકે છે, અને એ રીતે એ ઉપયોગી થશે.

ભાષાન્તર બહુ સારૂં છે: અને ભાષાન્તરકર્તાએ પોતા તરફથી કેટલાંક ઉ... ટિપ્પણો ઉમેરીને ગ્રન્થને વધારે કિંમતી બનાવ્યો છે. મૂળ લેખકના ખંડનમંડનમાં ... એ ભાષાન્તરકર્તાનું કર્તવ્ય નથી, પણ આરંભમાં એકાદ ન્હાની પ્રસ્તાવના મૂકીને વા... પ્રકૃત વિષયનાં થોડાંક સ્વતન્ત્ર દૃષ્ટિબિન્દુઓ આપ્યાં હોત તથા મૂળ લેખકના જ્ઞાનની ... આંકી બતાવી હોત તો ઠીક થાત. આ કાર્ય રાવ બહાદુર જેવા વિદ્વાનને સુકર હતું

૨. અલકાનો અદ્ભુત પ્રવાસ—અંગ્રેજી પુસ્તક "એલિસિઝ ઍડવેન્ચર્સ ... વન્ડર્લૅન્ડ" નો ગૂજરાતી જીવનને અનુકૂળ આ અનુવાદ રા. રા. જયસુખરામ પુરુષોત્ત... જોષીપુરાએ કરેલો છે. અંગ્રેજી જીવન સાથે વણાએલી વાર્તાને ગૂજરાતના જીવન ... બંધબેસતી કરવી એ કાર્ય સાધારણ કઠિનતાનું નહોતું; તથાપિ રા. જોષીપુરાએ એ ... ફતેહમન્દીથી કર્યું છે એમ કહેવામાં અડચણ નથી. ગૂજરાતમાં આવાં આલ્હાદપ્રે... વાંચનનાં પુસ્તકોની બહુ જરૂર છે, અને તે તૈયાર કરાવવાના ક્રમમાં આ પહેલું પગ... ઉં લેખે એમ આશા રાખીએ છીએ.

૩. નીતિશાસ્ત્ર—પ્રસિદ્ધ અંગ્રેજી 'પીપ'સ્ બુક્સ્' યાને "લોકોનાં પુસ્તકો"... Ethics (નીતિશાસ્ત્ર) ઉપરના લઘુ પુસ્તકનું આ ભાષાન્તર છે. મૂળ પુસ્તકના ક... પ્રો. રૅશડૉલ બહુ થોડાં પાનામાં નીતિશાસ્ત્રનું પુષ્કળ જ્ઞાન આપી દે છે. અને તે રૂપે... માર્ટિનો મિલ સિજ્વિક કે ગ્રીન જેવાના મ્હોટા પુસ્તક કરતાં સામાન્ય વાચકને વધા... ઉપયોગી થાય એવું છે: રજુ કરેલા સિદ્ધાન્તો અને ચર્ચા છેક વર્તમાન છે, અને એ એક પદ્ધતિના સ્થાપક જૂના આચાર્યોના પુસ્તકો ધ્યાનમાં લઇને જ સારાસાર ... વિવેચનપુરસ્સર મૂકાએલાં છે.

ભાષાન્તર, વિષયના જ્ઞાતા અને સંસ્કારી સાક્ષર પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવે... દીએ કર્યું છે. શબ્દોની યથાર્થતા જાળવતાં ભાષાન્તર, જેટલું સરળ બની શકે તેટલું ... કરવામાં આવ્યું છે. જ્યાં ગુજરાતી વાચકને અપરિચિત હકીકત કે નવીન ઢબનો વિચાર લાગે તેવું છે, વા સમજવામાં કંઇક અઘરું પડે તેવું જણાયું છે, ત્યાં ત્યાં મ્હોટા કાઉંસમાં સમજૂતી ઉમેરી છે, જેથી મૂળને બાધ આવતો નથી અને વિષય સુરપષ્ટ થાય છે.

આ જાતનાં શાસ્ત્રીય વિષયના ભાષાન્તરના ગુણ આંકવામાં વાચકને એક સ્મરણ આપવાની જરૂર છેઃ આવાં પુસ્તકો તે નવલકથાઓ નથી કે જે વાંચતાંની સાથે સમજાઇ જાય; એમાં મનનની ખાસ અપેક્ષા છે; જાણેલું જ જાણવા માટે આ વાંચન નથી પણ એમાં નવું જાણવાનું અને નવું વિચારવાનું હોય છે. એવું જાણવાનું અને વિચારવાનું જેને મન હોય તેને માટે જ આવાં પુસ્તક ઉદ્દિષ્ટ છે. અન્ય જનોએ એ વાંચવાની તસ્દી ન લેવી, અને 'સમજતા વાર લાગે છે' એવો અયોગ્ય આક્ષેપ ભાષાન્તર ઉપર ન કરવો.

૪. **જીન્દગીનો વીમો**—ગૂજરાતી વાઙ્મયમા આ નવીન અને રસુજી વિષય દાખલ થએલો જોઇ અમે આશ્ચર્ય અને આનન્દ પામીએ છીએ. જીદગીના વીમા હવે આપણા દેશમાં પુષ્કળ ઊતરાવવામા આવે છે; તેવે વખતે એ સંબન્ધી કેટલુંક જ્ઞાન તે તે વીમા કંપની સિવાય અન્યને હાથે—મળે એ ઇષ્ટ છે. પુસ્તક તદ્દન એક જ પુસ્તકના ભાષાન્તર રૂપ નથી. અમે આશા રાખીએ છીએ કે વિષયનિરૂપણ કોઇ સ્થળે ભૂલભરેલું નહિ હોય. "કેવી રીતે અને ક્યારે વીમો ઊતરાવવો?". એ પ્રકરણમા—

"સસ્તું જોઇ માણસે હમેશા લલચાવાનુ નથી"
"વીમો નફા સાથેનો લેવો કે નફા વગરનો?"
"ક્યારે વીમો ઊતરાવવો?.........વેળાસર"
"પોતાની હદથી વધારે વીમો ઊતરાવવો નહિ."

—આવાં આવા વાક્યો મ્હોટી—તરતા—ટાઇપમા મૂક્યા હોત તો ઠીક થાત.

૫. **માબાપને બે બોલ**:—આ એક ન્હાના સરખા મરાઠી પુસ્તકનું રા. રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા પાસે કરાવેલુ ભાષાન્તર છે. પુસ્તક માબાપને ઉપદેશરૂપ છે, ઉપદેશની શૈલીમાં લખાએલું છે. અમે ઇચ્છીએ છીએ કે માબાપ આવાં પુસ્તક વાંચીને છોકરાંને તદનુસાર ઊછેરે. પરન્તુ આવાં ઉપદેશના પુસ્તકો વાંચીને છોકરાં સારાં ઊછેરી શકાતાં હોય એમ અમારૂ માનવું નથી, અને તેથી એની કદર બુઝવામાં અમે પછાત જણાઇએ તો તે માટે ક્ષમા યાચીએ છીએ. ભાષાન્તરની શુદ્ધતા અને સરળતામાં કાંઈ ખામી નથી.

**આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.**

---

# તિરસ્કારયુક્ત હાસ્ય !

" મલબારીનાં કાવ્યરત્નો "ના ઉપોદ્ઘાતમાં સ્વ. મલબારી સાથે સંબંધ ના ધરાવતા પ્રશ્નો અનેક છે મલબારી જેવા પુરુષનાં કાવ્યોના ઉપોદ્ઘાતમાં ઉપોદ્ઘાત લખનાર પાસેથી ગુજરાત કાંઇક નવીન જ્ઞાનની આશા રાખી શકે પણ. એ આશા સફળ થઈ નથી, એટલું જ નહિ, પણ સ્વ. મલબારી અથવા હેમની કવિતા સાથે અસંબદ્ધ વ્યક્તિઓ ઉપર અણુઘટતી ટીકાથી સ્વ. મલબારીનું નામ વગોવવા જેવું કર્યું છે હેમાં પણ પોતાની " વિલાસિકાના અવલોકન"ના ઉત્તરમાં જે અંગત ટીકા રા. નરસિંહરાવ ઉપર થઇ છે હેણે તો હદ જ કરી છે. મિ. ખબરદાર લખે છેઃ—" મલબારીની ગુજરાતી ભાષા માટે લખતાં અહિં એક વાત યાદ આવે છે એમના કાવ્યપુસ્તકોમાં કેટલાક શબ્દો એવા છે કે જે શબ્દો માટે આ લેખકના કાવ્યપુસ્તક " વિલાસિકા " નું અવલોકન કરતા રા. નરસિંહરાવ ભોળાનાથે કેટલોક વાંધો દર્શાવ્યો હતો. તે વેળાએ એ અવલોકનમાં એમણે કીધેલી કેટલીક અયોગ્ય ટીકા માટે તેનો ઉત્તર ના આપતા હાલની તથા ભવિષ્યની ગુર્જર પ્રજાના સાહિત્યવિલાસી સજ્જનોને જ તેનો નિર્ણય કરવાનું સોંપીને તેણે મૌન ધર્યું હતું પરન્તુ મલબારીના આ કાવ્યસંગ્રહની પ્રસિદ્ધિમાં પાછો તેનો જ હાથ હોવાથી અને આ કાવ્યોમાં પાછા તેવા જ શબ્દો વપરાયલા દેખાયાથી એને રા. નરસિંહરાવને પાછી પારસીઓની " અરસિકતા " જોઇને " અરુચિ " ઉત્પન્ન થાય, એવા ભયથી, આ ઠેકાણે આ લેખની મર્યાદા જાળવીને, એમણે ચર્ચા ઉત્પન્ન કીધેલા કેટલાક શબ્દો અહિં આપણે પાછા જોઇ જઇએ "

જો " લેખની મર્યાદા જાળવીને " ચર્ચા ઉત્પન્ન કરી હોત તો આ લેખને પ્રસંગ જ ન્હોતો

ભાષાશુદ્ધિમાં મિ. ખબરદારને રા. નરસિંહરાવે ઉચ્ચ સ્થાન આપ્યું છે, અને ઉચ્ચ સંસ્કારી ગુજરાતીમાં જે દોષો આવ્યા છે તે જ રા. નરસિંહરાવે બતાવ્યા છે હેમણે ' વિલાસિકા ' ના અવલોકનની શરૂઆતમાં જ કહ્યું છે કે. " મિ. મલબારીની ભાષાશુદ્ધિમાં દલપતરામના સમયની છાયા જણાય છે, તો. ખબરદારની કૃતિમાં આધુનિક સંસ્કારી ગુજરાતીનું પ્રતિબિમ્બ સ્પષ્ટ જણાય છે " એટલે કેટલાક અશુદ્ધ શબ્દો જે મિ. ખબરદારના લેખમાં દોષરૂપ ગણાય તે સ્વ. મલબારીની કવિતામાં ક્ષન્તવ્ય ગણાય. મિ. ખબરદાર પણ મલબારીની કવિતાને દલપતરામના સમયની કવિતાના વર્ગમાં મૂકે છે, છતા પણ ભાષાશુદ્ધિના દોષો જે પોતાનામાં છે તે મલબારીનામાં પણ છે એમ કહી કાલક્રમને અવગણીને માત્ર રા. નરસિંહરાવ પ્રત્યે તિરસ્કારયુક્ત હાસ્ય હસવાને, પોતાના અભિમાનનું પ્રદર્શન કરવાને, નહિ છતાં સંસ્કૃત પ્રાકૃતનું જ્ઞાન પોતાને છે એમ બતાવવાને જ, " મલબારીનાં કાવ્યરત્નો " ના ઉપોદ્ઘાતને ન છાજે હેવા એોગણીનેક પાના લખી કહાડ્યાં છે ટુંકામાં એટલું જ કે જે શબ્દો આધુનિક સંસ્કારી ગુજરાતીમાં દૂષિત ગણાય હેમાંના કેટલાક મલબારીની કવિતામાં અસંસ્કાર ના થાય શામળભટની ભાષાશુદ્ધિ અને રા. ન્હાનાલાલની ભાષાશુદ્ધિને એક જ દષ્ટિએ જોઇ શકાય હેવું જો મિ. ખબરદાર માનતા હોય તો નવાઇ જેવું છે.

હવે રા. નરસિંહરાવે પારસી ગુજરાતીની વિલક્ષણતાના પ્રકારોમાંથી મુખ્ય ત્રણ પ્રકાર ગણાવ્યા છે. (૧) કેવળ પારસી ગુજરાતી શબ્દો (૨) પદ્યમાં શબ્દોને સંબંધે અનુચિત સ્વાતંત્ર્ય (૩) સંસ્કૃત શબ્દો વાપરી શુદ્ધ ગુજરાતીનું સ્વરૂપ પામવાને લોભે સંસ્કૃત શબ્દોનો ખોટો ઉપયોગ—રૂપમાં, અર્થમાં વગેરે જુદી જુદી રીતે. આ પ્રકારની વિલક્ષણતા માત્ર પારસીઓની જ છે હેવો કાંઇક ભ્રમ મિ. ખબરદારને થયો છે. હું નથી માનતો કે રા. નરસિંહરાવ પણ એમ માનતા હોય કે આ વિલક્ષણતા માત્ર પારસીઓની જ છે. કેટલાક ગુજરાતી લેખકોમાં પણ પારસી ગુજરાતીના સંસર્ગને લીધે પ્રથમ પ્રકારનો દોષ જોવામાં આવે છે, બીજા અને ત્રીજા પ્રકારના દોષ તો પારસી અને હિન્દુ બન્ને જાત્યના લેખકોમાં સંભવી શકે અને રા. નરસિંહરાવે જે જે અવલોકનો કર્યાં છે હેમાં એ દોષો દેખાડ્યા છે તે હેમના શુદ્ધ ગુજરાતી પ્રત્યેના પ્રેમને લીધે જ છે. પારસી ગુજરાતીમાં પણ ત્રણે દોષો છે એટલે રા. નરસિંહરાવે હેને પારસી ગુજરાતીની વિલક્ષણતા કહી છે અને તે યથાર્થ છે; જો કે મિ. ખબરદારની સરકારી ભાષા પ્રત્યેનુ હેમનુ માન હેમણે પ્રદર્શન કર્યું છે, અને દોષ થયા છે તે હેમની બેકાળજીને લીધે નહિં પણ કુદરતી રીતે જ થયા છે એમ કહ્યું છે. મિ. ખબરદારનો એક રીતે જોતા આ એક સંગીન બચાવ છે. એઓ લખે છે કે "**ભાષાના સંસ્કારીપણાથી** મિ. ખબરદારની 'વિલાસિકા' મનનું રંજન કરે છે એ આ ઉપરથી જ જણાશે. માત્ર—ઉપર ઇશારો કરી ગયા પ્રમાણે—કવચિત્ પારસી પણાની રેખા જણાઇ આવે છે તેથી નિરીક્ષણ કરનારને ખબર પડી જાય છે કે આ સંસ્કારી ભાષા માતાના દુધની સાથે ધાવેલો પુરૂષ નથી."

પારસીપણાની પણ રેખાજ છે. અને નિરીક્ષણ કરનારને (ઉપરચોટિયા વાચનારને નહિં) ખબર પડી જાય છે કે આ લખનારની સાધારણ ભાષા શુદ્ધ સંસ્કારી ગુજરાતી નથી. પારસી ગુજરાતી અને અને શુદ્ધ ગુજરાતીનો ભેદ તો મિ ખબરદાર પણ સ્વીકારે છે. પારસીઓ મિ. ખબરદારના જેવી શુદ્ધ ગુજરાતી નથી જ બોલતા, લખતા, એ વાત તો નિર્વિવાદ છે; છતાં પણ જ્યહારે રા. નરસિંહરાવ એ સત્ય વાત કહે છે ત્યહારે દસે વર્ષે એઓ લખે છે—"રા. નરસિંહરાવ ભલે ભાષાની અશુદ્ધિ માટે મર્યાદાયુક્ત ટીકા કરે, પરંતુ જ્યહારે એ હદ ઓળંગીને તથા વિવેક છોડીને પોતે જ કાંઇક અનાગરિકતા પર આવે છે અને પારસીઓ જ્યહારે શુદ્ધ ગુજરાતી ભાષા લખે છે ત્યહારે હેની ખામી બતાવવા માટે એ 'ભાષા માતાના દૂધ સાથે ધાવેલો પુરૂષ નથી' હેવાં વચનો હેમનાં મુખથી નીકળે છે, તે વેળાએ માત્ર **તિરસ્કારયુક્ત હાસ્યજ** ઉત્પન્ન થાય છે."

રા. નરસિંહરાવનાં આ વચનો જ્હેને માટે મિ. ખબરદારને તિરસ્કારયુક્ત હાસ્ય (અટ્ટહાસ્ય કે સ્મિતહાસ્ય?) ઉત્પન્ન થયું છે તે વચનો મિ. ખબરદાર છે તેમ શુદ્ધ ગુજરાતી લખવા માટે નહિં, પણ કુદરતી રીતે ડોકિયાં કરતી અશુદ્ધ ગુજરાતી માટે છે, અને મૂળ વાક્યમાંથી "સંસ્કારી" શબ્દ કાઢી નાંખીને જે જૂઠો ખ્યાલ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન થયો છે તેથી વિવેકી વાંચનાર તો નહિં જ છેતરાય. અને હામાં અસત્ય શું છે?

પારસીઓની ભાષા ગુજરાતી ખરી હેની કોઇ ના કહેતું જ નથી. અને કોઈ એમ પણ ના કહી શકે કે હેમની ભાષા સરકારી ગુજરાતી છે. હેમની ભાષા પણ દિવસે દિવસે સંસ્કારી થાય હેવું ગુજરાતી ભાષાનો દરેક સેવક ઇચ્છે છે જ અને પ્રભુને પ્રાર્થે છે. પણ જ્યહાં સુધી એ સમય પ્રાપ્ત થયો નથી ત્યહાં સુધી તો રા. નરસિંહરાવના સત્યકથન પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થવાનું કાંઇ પણ કારણ નથી.

મિ. ખબરદાર રા. નરસિંહરાવની ટીકાને છિદ્રશોધન કહે છે અને લખે છે—"પારસીઓની પારસી ગુજરાતી ભાષામાં અનેક ખામીઓ છે હેની ના નથી, પણ જે પારસીઓ ગુજરાતી ભાષાની શુદ્ધ સેવા કરે છે, તેઓને માત્ર ઉતારી પાડવાના જ પ્રયત્નમાં મશગુલ રહેતા કેટલાક હિન્દુ વિદ્વાનોનું સાહસ જ્યારે હમે જોઇએ છીએ, ત્યારે હેમનાં હૃદય અને હેતુની નિર્મળતા માટે કાંઇક શકા પેદા થાય છે."

ઉપસંહાર કરતા રા. નરસિંહરાવ કહે છે કે "વિલાસિકાનું અવલોકન કરતાં ગુણ દોષ આપણે તપાસી ગયા. એકંદર ગુણનો ભાર સારી પેઠે વધે છે એ નિઃસંશય છે, અને આશા છે કે ગુણવાળા કાવ્યોમાં દોષ ભળીને જે ક્ષતિ થાય છે તે જતી રહેશે તો આથી પણ વધારે ચમત્કારવાળી કવિતા મિ. ખબરદારને હાથે રચાશે. અને એકંદર રીતે આ યુવાન કવિને પૂર્ણ હૃદયથી અભિનન્દન આપતાં સર્વને સ્વાભાવિક રીતે આનન્દ જ થાય છે. અને હેમના કવિત્વના ઝરાને હૃદયના ઊંડા ભાવથી કહીશું કે—

શીતળ, ઓ ઝરા! વહ્યો તું જા!
ઉદધિપથે નહીં તું ધા!
તરંગો રેશીને જારી
ભર્યો જા ખંડણી ત્હારી!

અને, ખરે, એ ખંડણી ઉત્તરોત્તર કીમતીજ થાય એમ આશિષ દઇશું.' એક ઉછરતા નિરભિમાની કવિને તો આ ઉદ્ગારો આનંદદાયક ઉત્સાહપ્રેરક જ થાય. મિ. ખબરદારને હેમાં હેતુ અને હૃદયની નિર્મળતા માટે શકા પેદા થાય છે એ હેમનું કમનસીબ કે બીજું કાંઈ?

મિ. ખબરદારે પોતાના ઉપોદ્ઘાતમાં વાચનારને એમ મનાવવા પ્રયત્ન કર્યો છે કે રા. નરસિંહરાવ અવલોકનમાં માત્ર દોષ જ જુવે છે, એઓ નિન્દક જ્ઞાની છે. વિલાસિકાના અવલોકનમાથી હું થોડાક ઉતારા ટાંકું છું. ઉપસંહાર કરતાં લખેલું તો ટાંક્યું.

મિ. ખબરદારની પારસી ગુજરાતીના પ્રથમ દોષની ટીકાન્તે એઓ લખે છે "એટલું કહેવું જરૂરનું છે કે ઉપર દર્શાવેલા પારસી ગુજરાતી પ્રયોગો મિ. ખબરદારની વિલાસિકામાં વિરલ જ છે, અને ઉપર બતાવેલાં ઉદાહરણ સિવાય ભાગ્યે જ જડશે." અને જે ભ્રષ્ટ ભરેલા ગ્રામ્યપ્રયોગો દેખાડ્યા છે હેના બચાવ કરતાં મિ. ખબરદારે બીજી હેની જૂ(યો)ના દાખલા ટાંકી પોતાનો બચાવ કરવા પ્રયત્ન કર્યો છે. મિ. બેવસરે (બેવસારે?)નો શબ્દ-

કોષ એ હેમને મન પ્રમાણભૂત ગ્રન્થ છે. 'બની કની' 'બની હશીને બદલે અને 'ગાણું' 'ગાનું'ને બદલે ને એક જ કક્ષામાં મૂક્યું છે. 'ગૌવના' પ્રાકૃતમાં વપરાયો છે એમ એઓ માને છે એટલે હેમની સાથે આ વિષયમાં સંવાદ તો થઇ શકે એમ છે જ નહિ અને વિતંડાવાદને માટે અવકાશ નથી. હેમના શબ્દોની શુદ્ધતા સિદ્ધ કરવાનાં પ્રમાણોમાં એઓએ પોતાનું સંસ્કૃત પ્રાકૃતનું અજ્ઞાન બતાવ્યું છે અને બીજાની ભૂલ દેખાડી પોતાની ભૂલ નથી એમ સિદ્ધ કરવાને વૃથા પ્રયત્ન કર્યો છે. પણ એથી ભૂલ તે તો ભૂલ જ રહે છે; પછી તે ગોવર્ધનભાઇની કે રા. નરસિંહરાવની કે મિ. ખબરદારની હોય.

વિલાસિકાની પદ્યરચનાને માટેનાં રા. નરસિંહરાવનાં સ્તુતિવચનો વાંચીએ. "વિલાસિકાની પદ્યરચના-ક્વચિત્ વિરલ પ્રસંગે છન્દોદોષ (ગુરુને લઘુ અને લઘુને ગુરુ કરવાનો) બતાવ્યો છે તે બાદ કરતાં-સરલ સુશ્લિષ્ટ અને શ્રવણને સુખદ છે. એ ગુણ પારસી લેખકની કૃતિમાં વિશેષ અભિનન્દનીય છે" પારસી લેખક તરીકે જે ખાસ અભિનન્દન આપ્યું છે તેને માટે પણ તિરસ્કારયુક્ત હાસ્ય જ કે?

... અને મિ. ખબરદારના 'Sonnet'ના અનુકરણ ઉપર વિવેચન કરતા હેમને જે ઉચ્ચ સ્થાન મળ્યું છે તે જોઇશું. "આમ બન્ને (ગુજરાતી અને ઇંગ્રેજી) છન્દઃશાસ્ત્રના સ્વરૂપભેદના પરિણામે નીપજતી અન્યોન્ય વિનિમયની અશક્યતા છતાં એટલું સ્વીકારવું પડશે કે 'Sonnet'નું કોઈ પણ અનુકરણ જો થઇ શકે તો મિ. ખબરદાર એ પ્રયત્નમાં અત્યાર સુધી પ્રયત્ન કરનાર આધુનિક કવિયો કરતા સારી રીતે સફળ થયા છે. રા. મણિશંકર ભટ્ટ, રા. બ. ક. ઠાકોર વગેરે કેટલાક વિદ્વાનોએ શિખરિણી, શાર્દૂલવિક્રીડિત મન્દાક્રાન્તા, પૃથ્વી, ઇત્યાદિ ગમે તે વૃત્તોનાં માત્ર ૧૪ ચરણ કર્યાં એટલે અંગ્રેજી 'સૉનેટ'નું સ્વરૂપ આવી ગયું એમ ગણી જે પ્રયાસ કર્યો છે તે 'સૉનેટ'ના તાત્વિક સ્વરૂપને સ્પર્શ પણ ના કરતાં કેવળ ચરણની સંખ્યાના એક ગૌણ અંગને જ વળગવાથી અર્થહીન અને કાંઇક હાસ્યજનક નીવડયા છે. એમ સર્વ છન્દઃશાસ્ત્ર રસિક જનને લાગે છે: ત્યારે મિ. ખબરદારની આ 'ધ્વનિત'ની યોજનામાં 'સૉનેટ'ના તત્ત્વભૂત અંશોનું વિશેષ અનુકરણ હોવાને લીધે હેમની યોજનાને ઠીક હશી કહાય એમ નથી. ઉપર બતાવ્યું તેમ માત્રા વગેરેની ઉચ્ચારણીની અશક્યતાને લીધે જે મહત્ત્વનું અંતર બન્ને છન્દોમાં રહે છે તે તો ભૂસવાનું નથી જ, તોપણ ચરણની સંખ્યા, ચરણોમાં યમકના ક્રમની યોજના-અને તે સુકોશલ યોજના-અને છંદના બંધારણમાં કાંઇક પ્રૌઢિ-એ સર્વ ગુણોને લીધે 'ધ્વનિત'ના સત્કાર કરતાં આંચકો ઓછો આવશે. 'ધ્વનિત' એ નામની યોજના પણ 'Sonnet' શબ્દની અર્થમાં તેમજ હેના શબ્દધ્વનિમાં મળતાપણાને લીધે સુશ્લિષ્ટ તથા સુભગસ્થ બની છે ... આ નવા છન્દની યોજના સાંજના મેં બતાવેલા વાંધા છતાં એ માટે 'મિ ખબરદારને' કાંઇક ધન્યવાદ આપવાને અડચણ નથી". યોગ્ય કદર કરવામાં અને સત્ય દોષ દેખાડવામાં રા. નરસિંહરાવના અવલોકનો સ્વ. નવલરામનાં અવલોકનો પેઠે ગુજરાતીમાં ... છે. એ શું તિરસ્કારયુક્ત હાસ્યને પાત્ર ખરો?

વિલાસિકાના લેખકના કવિત્વ વિશે વિવેચન કરતાં રા. નરસિંહરાવ લખે છે "વિલાસિકાનું કવિત્વ એકંદર જોતાં ઉંચા પ્રકારનું છે, અને ગૂર્જર સાહિત્યમાં પાછનાં વીસ પચીસ વર્ષથી પ્રાદુર્ભૂત થયેલા નવીન માર્ગનું છે, તે તો પ્રત્યક્ષ જ છે. તે નવીન માર્ગના કવિયોમાં વિલાસિકાના કવિને કીયું સ્થાન આપવું એ નિર્ણય આ જમાનાના હકની બ્હાર છે પરન્તુ એટલું તો લાગે છે કે એ સ્થાનનો નિર્ણય કરતાં ભાવિ પ્રજા હેને વચલા વર્ગની ઉપર મૂકશે એમ અટકળ કરવાને આધાર છે." આગળ એઓ લખે છે કે "કવિત્વના નવીન માર્ગમાં જનારાં, અને માત્ર એ માર્ગને લીધે નહિ, પણ ખરા કવિત્વ તથા કલ્પનારીતિ ઇત્યાદિ નવીનતાને લીધે, ચારુતા ધારણ કરનારાં કાવ્યો અનેક છે." અનુકરણ કાવ્યો ઉપર વિવેચન કરતા ઉમેરે છે કે "હેમનામાં કવિત્વગુણ પોતાની જાત્યનો હોઇ, કવિ તરીકે પોતાનું વ્યક્તિત્વ સ્વાતન્ત્ર છે એ તો સ્પષ્ટ જ છે, તેથી અનુકરણના લોભને વશ ના થતા, પોતાના જ પગ ઉપર ઊભા રહેવાનો અભ્યાસ વિશેષ રાખશે, અનુકરણ કરતા પોતે વધારે ઉંચી ભૂમિકા વિચરશે, તો હાલ કરતા પણ હેમની કવિતા વિશેષ દીપી નીકળશે એમ મ્હને લાગે છે. અને તેમ થવાના સુચિહ્ન હેમની રચનામાં જણાય છે તેથી સંતોષ થાય છે" એક પ્રૌઢ કવિ બીજા યુવાન કવિને હાના કરતા શું વિશેષ ઉત્સાહક કહી શકે? પણ મિ. ખબરદારના મતમાં તો "ગુણપરીક્ષા એ જ ગ્રન્થપરીક્ષાઓ આત્મા છે" એ વિચાર એટલે અંશે અમર્યાદિત થયો છે કે ગ્રન્થપરીક્ષામાં દોષ જોઈ શકાય જ નહિ. અવલોકનકારના ધર્મો ઉપર વિવેચન કરવાનું આ સ્થાન નથી પણ સાહિત્યનો સાધારણ અભ્યાસી પણ જાણે છે કે ગ્રન્થપરીક્ષા એટલે ગુણ અને દોષની તુલના પરીક્ષા અને અવલોકન એ બે શબ્દોમાં જ એ અર્થ વ્યાપ્ત છે.

રા. નરસિંહરાવે દોષ દેખાડયા પછી લખ્યું છે "મિ. ખબરદારની નિન્દા બહુ કરી! હવે સ્તુતિનુ પ્રિયતર કામ સ્વીકારવાનો સમય થયો છે કવિત્વના નવીન માર્ગમાં જનારા, અને માત્ર એ માર્ગને લીધે નહિ, પણ ખરા કવિત્વ અને કલ્પના રીતિ ઇત્યાદિકની નવીનતાને લીધે, ચારુતા ધારણ કરનારાં કાવ્યો વિલાસિકામાં અનેક છે. હેની સંખ્યા એટલી બધી છે કે દરેક વિશે સવિસ્તર ચર્ચા અશક્ય છે." અને 'ચમેલી', 'સનાતન અંધાર' અને 'સ્વર્ગીય ગાન' ઇત્યાદિ કાવ્યો ઉપરથી મિ. ખબરદારનો અપૂર્વ કવિતા રચવાની નૈસર્ગિક શક્તિનો હક સ્વીકાર્યો છે." આ સ્તુતિ "ઠુકી દૃષ્ટિ અને સાંકડું હૃદય" પ્રદર્શિત કરે છે? કે હામા "ટુંકી દૃષ્ટિ" જોનારનું હૃદય જ સાંકડું હશે?

સત્યદર્શન કરાવવાના પ્રયત્નો આ લઘુ લેખ વાચનારને એટલું જ પૂછીશ કે તિરસ્કાર યુક્ત હાસ્ય કહેના પ્રત્યે? કવિત્વના ક્ષેત્રમાં પ્રવેશનાર એક યુવકને સત્ય પથે દેખાડી ઉત્સાહ પ્રેરવા પ્રયત્ન કરનાર પ્રૌઢ કવિ પ્રત્યે, કે પોતાના સત્ય દોષ દેખાડનારની સત્યપ્રિયતાના બદલામાં તિરસ્કારયુક્ત હાસ્ય હસનાર પ્રત્યે? પ્રભુ મ્હને એ હાસ્ય હસતા અટકાવો અને વધારે સહિષ્ણુતા આપો એજ પ્રાર્થના!

"!!!"

---



# માસિક માધુકરી.

"Journal of the Royal Society of Arts"ના જૂનના અંકમાં "હિન્દુસ્થાનનું રૂ અને સુતર-કાપડનાં કારખાનાંનો ઉદ્યોગ" એ નામનો સર દિનશાહ એદલજી વાચ્છાનો એક લેખ પ્રસિદ્ધ થયો છે. એ લેખ લંડનની રૉયલ સોસાઇટિ ઑફ આર્ટ્સ સમક્ષ સર દિનશાહ તરફથી મિ. આર્મસ્ટ્રૉંગે (મુંબાઇના યુરોપિયન ચેમ્બર ઑફ કૉમર્સના માજી પ્રમુખે) વાંચી સંભળાવ્યો હતો, હિન્દી પ્રધાન મિ. મૉન્ટેગ્યુ પ્રમુખની ખુરશીએ હતા, અને હિન્દુસ્થાનમાંથી નોકરી કરી ઊતરેલા અમેલ્દારો, મૅન્ચેસ્ટરના કાપડના કારખાનાં વાળાઓ, અને બીજા હિન્દ સાથે સંબન્ધ ધરાવતા અંગ્રેજ વેપારીઓ ઇત્યાદિ શ્રોતા જનનો સારો મેળાવડો થયો હતો, અને તેઓએ લેખ ઉપર ચર્ચા પણ વાંચવા જેવી કરી હતી. લેખ વંચાયેલ તે અરસામાં એનો સાર અત્રે તારથી ગોરેકછોરે છપાયો જાણવામાં આવ્યો હતો, પણ મૂળ લેખનો એનાથી ભાગ્યે જ ખ્યાલ આવી શકે એમ છે. બહુ વિશાળ માહિતી, બહુ ઊંચી દેશદાઝ, અને ગંભીર ઢબથી લખાએલો આ લેખ વાંચવા અમે વાચકને ભલામણ કરીએ છીએ: આ ટૂંકી નોંધમાં એનું સ્વરૂપ વિગતવાર વર્ણવવું અશક્ય છે, તથાપિ એની સામાન્ય આકૃતિની થોડીક રેખા અત્રે દોરીશું:

પ્રથમ સર દિનશાહ વાચ્છાએ પ્રાચીન કાળથી માંડીને હિન્દુસ્થાનની રૂની પેદાશ સંબન્ધી વિગતવાર ઇતિહાસ આપ્યો—એમાં મુંબાઇ ઇલાકાની રૂની વાવણી અને સુતર-કાપડના કારખાનાં સંબન્ધી છેલ્લાં સાઠ વર્ષની હકીકત તો એમની જાતમાહિતીની હોઈ એમની કલમથી ખાસ રસિક બની જાય છે. એના વર્ણનમાં ગયા શતકનું બંદર એનાં રૂનાં ધોકળાં, એને લઈ જવા લાવવાના બળદના ખટારા, એને ચઢાવવા ઊતારવામાં પડતો ઘાટી મજૂરોનો અથાગ શ્રમ—ઇત્યાદિ સુપ્રસિદ્ધ વસ્તુઓ પણ સર દિનશાહની કલમથી એવી સુન્દર અને તદ્રૂપ આલેખાઇ છે કે હિન્દુસ્થાનના સુતર-કાપડના વેપારને એક્સાઇઝ ડ્યૂટીના અન્યાયથી મુક્ત કરવા માટે એક વકીલનો "કેસ" પણ એક નવલકથાના પ્રકરણ જેવો મનોહર થયો છે. હિન્દુસ્થાનમાં પહેલી મિલ—ફૂઝરિ 'મિલ' નામે—કલકત્તામાં ઇ. સ. ૧૮૩૮ માં સ્થપાઇ, પણ તે ટકી નહિ. તે પછી કેટલેક વર્ષે મુંબાઇમાં આ માર્ગે મોથી પહેલું સાહસ મિ. કાવસજી નાનાભાઇ દાવર નામે પારસી ગૃહસ્થે કર્યું. (૧૮૫૫ માં મિ. વાચ્છાએ પોતે ન્હાની વયમાં આ મિલ જોએલી) તે જ અરસામાં મિ. લૅન્ડન નામે એક અંગ્રેજે ભરૂચમાં ન્હાનું કારખાનું કાઢ્યું. ૧૮૫૩ થી ૧૮૭૪ સુધીમાં મુંબાઇમાં ૧૫ મિલો બંધાઈ અને તે અરસામાં અમદાવાદમાં પણ એક બે બંધાઇ. મુંબાઇની જૂનામાં જૂની મિલો ઓરિયન્ટલ, માણેકજી પીતીત, એલાયન્સ ગ્રેટ ઇસ્ટર્ન, ફુરસા, અને મોરારજી ને પછી યોગ્ય રૂના પ્રદેશમાં જઇ ત્યાં મિલ સ્થાપનાર મુંબાઇના ગૃહસ્થો પૈકી પહેલા મિ. તાતા અને શેઠ મોરારજી ગોકુલદાસ—એમની નાગપુર અને શોલાપુર મિલ. ઇત્યાદિ હકીકતથી માંડીને ધીમે ધીમે હિન્દુસ્થાનમાં સુતર કાપડના કારખાનાંનો ઉદ્યોગ કેવી રીતે વધતો ગયો

ઈ. સ. ૧૮૭૮–૭૯ થી ૧૮૮૮–૮૯ ના દસકામાં એ ખાસ ઝડપથી વધ્યો ઈત્યાદિ બતાવ્યું. અને તે સાથે, હિન્દુસ્થાનની હરીફાઈથી ભય પામી લૅંકેશીયરે પરદેશી માલ ઉપર હિન્દુસ્થાનમાં લેવાતી જકાત કાઢી નાંખવાના જે જે પ્રયત્નો કર્યા તથા તેમાં જે ફત્તેહ મેળવી તે સ્પષ્ટતાથી જણાવી.

સર દિનશાહે હિન્દુસ્થાનના આ પ્રધાન ઉદ્યોગને ખીલવવા માટે સરકારની ફરજ બતાવતાં—રૂની ખેતીને સરકારે ત્રણ રીતે મદદ આપવાની જરૂર જણાવી હતી: (૧) વીઘોટી ઘટાડવી; (૨) ખેડૂતો માટે મ્હોટી સંખ્યામાં બૅંકો કાઢવી ( પરસ્પર નાણાં ધીરવાની હાલમાં સરકારે 'કોઑપરેટિવ બૅંકો' કાઢી છે એ નકામી છે ). અને (૩) ખેતીવાડીની કેળવણી સારી પેઠે વિસ્તારવી ઉદ્યોગની બહારની પ્રતિકૂળતામાં—(૧ જાપાને અત્રેના રૂ ઉપર કરેલો હલ્લો અને જાપાની માલને અહીં સોંઘો વેચી શકાય તે માટે જાપાને રચેલી અનેક યુક્તિઓ; અને (૨) લૅંકેશીયરના વેપારીઓએ હિન્દુસ્થાનની હરીફાઈ અટકાવવા માટે પાર્લમેંટ અને હિન્દી સરકારમાં વખતો વખત આણેલાં દબાણો અને એ દબાણને વશ થઈ હિન્દી સરકારે કરેલા કાયદા ગણાવ્યા હતા. અને અંદરની પ્રતિકૂળતામાં—

(૧) મજૂર પ્રત્યે દયાભાવને બહાને પણ વસ્તુતઃ લૅંકેશીયરના સ્વાર્થ ખાતર મજૂરોના કામના કલાક, મજૂરોને રહેવાની સગવડ વગેરેને લગતા સરકારે કરેલા કાનૂનો, તથા (૨) માલ લઈ જવા લાવવાના નૂરમાં રેલવે તરફથી આવતી મુશ્કેલીઓ બતાવી હતી. એમણે ખાસ ભાર જાપાનની હરીફાઈ ઉપર મૂક્યો હતો. અને તેમાં બતાવ્યું હતું કે જાપાનમાં મજુરીનો દર અહીં જેટલો જ એટલે પુરુષને ૧૨ ૧/૨ આના અને સ્ત્રીનો ૮ ૧/૨ આના છે, પરંતુ સ્ત્રી અને પુરુષ મજુરોનું પ્રમાણ ૩ : ૧ છે તથા મજુરીના કલાક ૨૨.૧૬ છે અને માસિક દિવસો ૨૭.૨૫ છે તેથી ખર્ચમાં બહુ ફેર પડે છે. અને તે ઉપરાંત સ્ટીમરના નૂરની બાબતમાં ખાસ સગવડ છે.

સર દિનશાહ વાચ્છાના લેખમાંથી થોડાક ખાસ ઉપયોગી આંકડા અમે નીચે ઉતારીએ છીએ—

૧૯૧૪ ( છેલ્લું સામાન્ય વર્ષ )ના માર્ચ આખરનાં પાંચ વર્ષમાં હિન્દુસ્થાનનો નિકાસ સરેરાશ વર્ષે દહાડે ૧૪.૬૪ કરોડ પાઉંડ. તેમાંથી ૧૨.૩૩ કરોડ પાઉંડની વિગત નીચે પ્રમાણે —

| | | કરોડ પાઉંડ |
|---|---|---|
| ૧ | અનાજ: ઘઉં, ચોખા | ૩.૦૫૦ |
| ૨ | રૂ અને સૂતર કાપડ | [illegible] |

| | |
|---|---|
| ૩ શણ અને શણનુ કાપડ | ૨.૮૩૦ |
| ૪ બીયાં—સરસવ વગેરે | ૧.૬૨૪ |
| ૫ ચામડાં | .૯૭૨ |
| ૬ ચા | .૮૭૧ |

એ ૭ પાંચ વર્ષમાં સરેરાશ રૂનો નિકાસ ૨.૨૧૮ કરોડ પાઉંડ; અને ૧૯૧૭ ના માર્ચ આખરના એક વર્ષમાં એ ૨.૨૭૮ પાઉંડ તોલમાં ૧૯૧૪ આખર પાંચ વર્ષમાં સરેરાશ વાર્ષિક નિકાસ— ૪૩૦,૦૦૦ ટન;

૧૯૧૭ માં ૪૨૫,૦૦૦ ટન

કપાસની ખેતી.

| | વાવણી લાખ એકર. | એકર દીઠ ફિપસ પાઉંડ (વજન) |
|---|---|---|
| મુબાઇ (દેશી રાજ્યો સહિત) | ૬૬.૭૦ | ૭૪ |
| મધ્ય પ્રાન્ત અને વરાડ | ૪૫.૬૪ | ૫૨ |
| મદ્રાસ (દેશી રાજ્યો સહિત) | ૨૫.૨૪ | ૭૯ |
| પંજાબ | ૧૭.૪૦ | ૬૫ |
| સંયુક્ત પ્રાન્ત | ૧૩.૧૬ | ૬૦ |
| સિંધ | ૨.૨૦ | ૧૪૬ |
| બ્રહ્મદેશ | ૨.૩૬ | ૫૮ |
| બિહાર અને ઓડીઆ | ૦.૬૭ | ૯૫ |
| બંગાળ (દેશી રાજ્યો સાથે | ૦.૭૧ | ૧૧૩ |
| સરહદ પ્રાન્ત | ૦.૩૮ | ૧૦૫ |
| આસામ | ૦.૩૨ | ૧૫૦ |
| આજમેર-મેરવાડા | ૦.૪૧ | ૧૧૧ |
| હૈદરાબાદ | ૩૪.૪૫ | ૫૨ |
| મધ્ય હિન્દુસ્થાન | ૧૩.૯૪ | ૫૦ |
| વડોદરા | ૮.૨૭ | ૧૦૫ |
| રાજપૂતસ્થાન | ૪.૨૭ | ૮૦ |
| મહીસુર | ૯.૫૦ | ૪૮ |
| | કુલ ૨૩૭.૬૮ | સરેરાશ ૬૬ |

૩ ઘણે ભાગે જાપાન ચઢે છે:—

| | | |
|---|---|---|
| ૧૯૧૩–૧૪ આખર | | |
| પાંચ વર્ષમાં વાર્ષિક રૂનો નિકાસ— | | ૧૯૧૭–૧૮ |
| જાપાન — | કુલ નિકાસના સેકડે ૪૨ ટકા | ૬૮ ટકા |
| જર્મનિ | ૧૪·૫ | |
| બેલજીયમ | ૧૧·૫ | |
| ગ્રેટબ્રિટન | ૫· | ૬·૪ |
| ઇટાલિ | | ૧૧·૪ |

ઇંગ્લંડ કરતાં હિન્દુસ્થાન હજી આ ધંધામાં કેટલું બધું પાછળ છે.

| ૧૯૧૬ | સ્પિંડલ (ફિરકી) | લૂમ (શાળ) |
|---|---|---|
| યુનાઇટેડ કિંગડમ ( ગ્રેટબ્રિટન અને આયર્લંડ ) | ૫,૯૮,૧૧,૨૨૨ | ૮,૦૬,૭૯૬ |
| હિન્દુસ્થાન | ૬૮,૩૯,૮૭૭ | ૧,૧૦,૨૬૮ |
| યુનાઇટેડ કિંડગમ—હજાર માણસની વસ્તી દીઠ | ૩૧૮·૨ | ૧૭.૮ |
| હિન્દુસ્થાન— | ૨૧·૭ | ૦·૩૫ |

સૂતર કાપડના માલની જાપાનમાંથી થતી આયાતમાં વધારો:—

| | ૧૯૧૨–૧૩ | ૧૯૧૬–૧૭ |
|---|---|---|
| | પાઉંડ કિંમત | પઉંડ |
| સુતરાઉ હોઝિયરિ (ગંજીફરાક મોજાં વગેરે) | ૪૧૫,૦૦૦ | ૮૫૦,૦૦૦ |
| „ કાપડ | ૭૩,૦૦૦ | ૧,૬૨૧,૦૦૦ |
| „ સૂતર | ૩૫,૦૦૦ | ૩૫૪,૦૦૦ |
| „ પરચુરણ | ૧૬,૦૦૦ | ૨૧૭,૦૦૦ |

[ વસન્ત–ઑફિસ. ]

---

# શ્રીમદ્ભગવદ્ગીતા રહસ્ય.

( અનુસન્ધાન પૃ૦ ૪૨૯ થી.)

## ૩.

### આર્યદેશના ક્ષત્રિયો.

પહેલા અધ્યાયમાં અર્જુને ભગવાનને જે જે મુશ્કેલી જણાવી યુદ્ધ નહીં કરું એમ કહ્યું, જાતિ ધર્મ અને કુળનો નાશ થવાથી દુ:ખ આવી પડશે, પાપ લાગશે, ખરાબ કાર્યથી ખરાબ પરિણામ આવશે એવી દલીલો કરી, તેના જવાબમાં ભગવાને પહેલાં તો અર્જુનને આ પ્રમાણે સખત ઠપકો આપેલ છે:—

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥
क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥

ભગવાન કહે છે આ બધો તારા મનનો ગભરાટ છે, તારા હૃદયની નિર્બળતા છે, ને નપુંસકપણું બતાવે છે. તે અનાર્ય સ્વભાવ છે. પૃથાના પુત્રમાં આ શોભતું નથી. સત્યની ગતિરૂપ તારો સ્વભાવ આમ ફરવો ન જોઇએ. આવા યુદ્ધને વખતે મન, બુદ્ધિ, અને હૃદયની ક્લેશમય વૃત્તિઓથી ગભરાઇને ધનુષ્ય છોડી દેવું, પ્રભુએ સોંપેલ કાર્ય ન કરવું તે યોગ્ય નથી. તે માર્ગ આર્યોએ ગ્રહણ કરેલ નથી, સ્વર્ગના દેવોએ સેવેલ નથી, તેમજ સ્વર્ગે લઇ જશે નહીં, અને જગતમાં પણ જે કીર્તિ લડાઇ કરતી મળવાની છે તે પણ જતી રહેશે. માટે નબળા હૃદયની દુર્બળતા તજી ઉઠ અને શત્રુનો સંહાર કર.

આવો જવાબ તો ક્ષત્રી ક્ષત્રીને આપે. પણ ભગવાન પાસેથી આવો જવાબ મળવો જોઇએ નહીં. ભગવાને તો અર્જુનને જગતની જંજાળ અને ક્લેશમય જીવન છોડાવી સાધુ થઇ રહેવા સમજાવવું જોઇએ. તં તથા कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम्–એ વાક્યથી જણાય છે કે અર્જુનમાં ક્ષત્રીઓને શોભે તેવી નબળાઇ આવી ગએલ છે. કારણ કે તેનામાં દયા ઉત્પન્ન થઇ છે. આવી દયા શું પ્રભુમાં નથી? શું દયા એ પ્રભુનો સ્વભાવ નથી કે જેને માટે પ્રભુએ અર્જુનને ઠપકો આપવો જોઇએ? અથવા તે વખતે શું માત્ર યુદ્ધનો જ વિચાર કરવાનો છે? નીત્શે કહે છે તેમ શું ખ્રીસ્તીઓના એ ભાગ તેજ ખરૂં છે? [illegible] અને [illegible] કહે છે કે દયા તે મનની નબળાઇ છે તે શું સત્ય છે? [illegible] એક ક્ષત્રીએ કહ્યું હતું કે પ્રભુએ તેને કરુણ હૃદય આપ્યું હતું માટે તે તેનો ઉપકાર માને છે તે શું

છે કે જે આપણા મનવાણીથી અગોચર છે કારણ કે ગમે તેટલું મનુષ્યમાં જ્ઞાન વધ્યું છે, જ્ઞાની ગુરૂ પાસેથી મળ્યું છે, તો પણ તે પરમ તત્વ મનુષ્યના મનને ગ્રાહ્ય થતું નથી. તે જ જગતના અંતર્યામી છે જીવના પણ તે જ અંતર્યામી છે. બધુ જીવન તેની છાયા છે. મનુષ્ય શરીરની જગતમાં ઉત્પત્તિ અને નાશ તે પ્રભુની લીલા છે. જ્યારે આપણે આત્મા—પરમાત્મા છે, પ્રભુ છે એમ જાણીએ છીએ ત્યારે આપણે મારનાર કે મરનાર છીએ એમ માનવું તે કેવળ મૂર્ખાઈ છે. આપણે જે પરમાત્મા સ્વરૂપમાં રહીએ છીએ તે જ સત્ય છે. અને યુગો સુધી પ્રભુ પોતે જીવભાવ ધારણ કરી આનંદ કરે છે જીવના જન્મ મરણ તેના માર્ગસૂચક ખાંભા ( Milestones ) છે. ભૂમંડળો અને દેવલોકો તેના આરામની જગ્યાઓ છે. સુખ, દુઃખ, યુદ્ધ જીત તે તે આરામ સ્થળે જવાનાં સાધન છે અને અમરભાવ—મોક્ષપ્રાપ્તિ તરફ તેનું લક્ષ્ય છે.

પ્રભુ કહે છે—"હે ભારત! તેથી આ શોક છોડી યુદ્ધ કર." આ નિશ્ચય શા માટે કરાવે છે? આવું ઉત્તમ જ્ઞાન, ચિત્તશુદ્ધિ જગતના કડવા અનુભવથી છોડાવી આત્મસ્વરૂપે બતાવી શકે છે. શોક મોહથી છોડાવે છે મરેલાના સંતાપથી બચાવે છે. જે મરતા નથી છે એમ માનીએ તે મરતા નથી કારણ કે તે ફક્ત અદૃશ્ય થાય છે. જન્મ મરણની બીકથી છુટી પ્રભુ જ સર્વ કરે છે એમ સમજાવે છે અને એવા જ્ઞાનથી પ્રભુપદ મળી શકે છે છતાં આ કુરૂક્ષેત્રની કતલ અર્જુનને શા માટે કરવી તે સમજાવવા પ્રભુ કહે છે તે તેનો સ્વધર્મ છે. તેને સ્વધર્મમાં અધર્મબુદ્ધિ થઈ છે. તેના સ્વધર્મથી તે કર્મ આવી પડેલ છે પ્રભુનું આ જગત સ્વરૂપ માત્ર આંતરીક શાંતિ લેવા માટે નથી પણ બહારના સંજોગોનો અનુભવ લઈને વધવા માટે છે. જગતમા સંપ કુસંપ થયા જ કરે છે કેવળ સુખમાં જ જીંદગી ગાળી શકાય છે, તેવી રચના છે નહીં, પણ દરેક જાતની શક્તિ ભોગવવાની યોગ્યતા કેળવી અને કંકાસ જીતીને મેળવવાની છે જેઓ આવા કજીઆ તોફાનને ખુશીથી સ્વીકારે છે તે ક્ષત્રીઓ છે. લડવું, વઢવું, મોટા થવું, હિંમત, વિગેરે તેના જાતિસ્વભાવ છે. સત્યનુ પાલન કરવું, યુદ્ધને સ્વધર્મ માની લડવું તે તેઓનો ગુણ છે—તેની ફરજ છે. કારણ કે સત્ય અસત્ય વચ્ચે, ન્યાય અન્યાય વચ્ચે કજીઓ થયા જ કરે છે. જે સત્તા રક્ષણ આપે છે અને જે ભક્ષણ કરે છે તે બંને વચ્ચે કુસંપ રહે છે અને જ્યારે તેનું જોર વધે છે ત્યારે લડાઈ શરૂ થાય છે તેથી સત્યના ઉપાસક ક્ષત્રીઓએ જોવા અન્યાય—અસત્ય સામે થવામાં ડરવાનુ નથી. બીજા યોદ્ધાઓને જોર આપવું જોઇએ. યુદ્ધમાં તેઓને છોડવા ન જોઇએ. યુદ્ધથી ઘણો સંહાર થાય છે માટે પોતાનું સત્ય છોડી જુલ્મીઓ ગમે તેવો જુલમ કરે તે ખરાબ વૃત્તિ છે. પોતાના સત્યપરાયણ રાજ્યનો ઉપયોગ તેને કરવા દેવો ન જોઇએ. ક્ષત્રીઓના ગુણ યુદ્ધમાં જણાય છે. યુદ્ધથી વિરામ થવામાં જણાતા નથી. ક્ષત્રીઓને યુદ્ધ કરવું તે પાપ નથી પણ તેથી ડરવું તે પાપ છે.

જે સગાં વહાલાં અને મિત્રો તરફથી તે સુખની આશા રાખે છે. તેને મારવાથી શું લાભ તેના જવાબમાં પણ ભગવાન કહે છે. ક્ષત્રીઓનું જીવન અને સુખ શેમાં છે? સ્વાર્થી

સંસારસુખ અને હગાં વહાલાં અને મિત્રોની વાતોમાં આરામ લઇ બેસી રહેવામાં નથી. પણ ધર્મયુદ્ધ કરવામાં છે. સત્યની ખાતર આત્મયત્ન કરી પોતાનું જીવન અર્પણ કરવામાં છે. યુદ્ધમા જીતી ખ્યાતિ મેળવવી તે જ તેનું સુખ છે. ભગવાન કહે છે—

धर्म्याद्धि युद्धात् श्रेयोऽन्यत् क्षत्रियस्य न विद्यते
यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमीदृशम् ॥
अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥

ક્ષત્રીઓને ધર્મયુદ્ધ કરતા બીજું કાંઇ સારૂ નથી અને એવું સ્વર્ગના દ્વારરૂપ યુદ્ધ જ્યારે વગર પ્રયત્ને મળી આવે છે ત્યારે ક્ષત્રીઓને ભાગ્યશાળી જાણવા છતાં જો તું આ યુદ્ધ નહીં કરે તો તારા સ્વધર્મ અને તારી કીર્તિ ગુમાવીએ અને તું પાપનો ભાગી થઇશ. ક્ષત્રી તરીકેની અપકીર્તિ તે પ્રતિષ્ઠિત પુરૂષને મરણ કરતાં પણ વધારે ખરાબ. યુદ્ધ કરવું હિંમતથી લડવું રાજ્ય કરવુ શૂરવીર થવું યુદ્ધમા મરવુ આ ક્ષત્રીઓના જાતિસ્વભાવ છે. આ સ્વભાવ છોડી અપમાન સહન કરવુ, બીજાને એમ માનવા કારણ આપવું કે અર્જુન લડાઇથી બીને નાશી ગયો એવા દાખલા બેસાડી ક્ષત્રીઓના વંશને હાનિ કરવી તે અત્યત અનિષ્ટ છે તેથી.

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः ॥

મરીશ તો સ્વર્ગે જઇશ. જીતીશ તો રાજ્ય મળશે. તેથી ઉઠ અને યુદ્ધ કર. ક્ષત્રીને સ્વધર્મ સમજાવવા માટે ભગવાને કરેલ આ પ્રયત્ન આગળ અને પાછળ આપેલ જ્ઞાનથી ઉતરતા પ્રકારનો જણાઈ આવવા સંભવ છે. કારણ કે તે પછીના ગીતા ખરા ઉપદેશ રૂપ શ્લોકમાં ભગવાન કહે છે.

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥

આપણા દેશમાં નીતિ અને ધર્મ બરાબર સચવાય અને સમજાય તેટલા માટે તેના ક્રમ ગોઠવેલ છે. ક્ષત્રીઓનો ધર્મ વર્ણાશ્રમધર્મ પ્રમાણે કેવો હોવો જોઇએ. તે ભગવાને આ જગ્યાએ જ બતાવેલ છે. પાછળના અધ્યાયમાં ક્યાંઇ બતાવેલ નથી. શ્રી કૃષ્ણ કહે છે તેને જે સુખ દુઃખના વિચાર આવે છે કર્મના ફળ તરફ જોઇ કર્મ કરવું કે નહીં તેનો

વિચાર થાય છે, તેનો મેં જવાબ આપ્યો જગતના ખરા જ્ઞાનથી કેવી દશા પ્રાપ્ત થાય છે તેનું જ્ઞાન આપ્યું, તે તારો સ્વધર્મ સમજાવ્યો. ગમે તે તરફ જો, પણ પરિણામ સરખું છે. ક્ષત્રીઓનો ધર્મ પાળવાથી દુઃખ અને હાનિ લાગતી હોય તો મોટા ધર્મ તરફ વળ અને નાના ધર્મને મુક. અહંકાર મુકી સુખ દુઃખ સમાન ગણ. લાભ ગેરલાભને જો નહિં. જે કર્તવ્ય છે તે જો. પ્રભુએ જે કરવા આપેલ છે તે જો. તે કરવાથી પાપ લાગશે નહીં આ પ્રમાણે અર્જુનના શોક મોહનો, યુદ્ધ નહી કર એવા સ્વભાવનો, પાપની બીકનો અનિષ્ટ પરિણામની બીકનો જવાબ ભગવાને ઘણા ઊંડા તત્ત્વજ્ઞાનથી આપેલ છે. તે વખતના ક્ષત્રીઓનો સ્વભાવ તેને તરત સમજાય અને તે પાળી તે પોતાનું કલ્યાણ કરી શકે એવો આત્મધર્મ સમજાવે છે.

ક્ષત્રીઓનુ કર્તવ્ય ભગવાન ટુંકમાં કહે છે "પ્રભુને ઓળખ, તને ઓળખ, મનુષ્યનું કલ્યાણ કર, સત્યની રક્ષા કર, બીક છોડ; યુદ્ધથી ડરમાં. તું નિત્ય અને અમર છો. તારો આત્મા મોક્ષ પ્રતિ જવા આંહી આવે છે. જન્મ મરણ કાંઇ હિસાબમા નથી. દુખ, શોક, કષ્ટને ગણ મા, તપ કરી તેને જીતવાના છે. તારા સુખ તારા લાભ તરફ જો નહીં. પણ ઉપર અને આસપાસ જો. ઉપર પ્રભુતેજમા ભળવાનું છે એ જો. આસપાસ જગતના કુસંપ કજીઆવાળા સ્વભાવ જો. માણસ તને શુરવીર કહે છે તે જો. તારી મદદની આશા રાખે છે માટે તેનું કલ્યાણ કર, ઉઠ, આ યુદ્ધથી જગતનું કલ્યાણ થવાનું છે. જેનો નાશ કરવાનો છે તેને ધિક્કાર નહીં તેમ જ જે મરવાના છે તેનો શોક કર મા, દરેક જગ્યાએ એક આત્મા છે એમ જાણ. બધાને આત્મરૂપે અમર જો, શરીરને માટી જાણ, શાંતિથી હિમ્મતથી સમાહિત બુદ્ધિ રાખી તારૂં કામ કર, અને લડ, કાં તો માનથી યુદ્ધમાં શરીર પાડ અથવા જીતીને યશ મેળવ, કારણ કે આ કર્મ તને પ્રભુની આજ્ઞાથી અને તારા સ્વધર્મથી તારે પૂર્ણ કરવાનું છે"

મોતીલાલ જેઠાલાલ મેહેતા.

* શ્રીયુત અરવિન્દ ઘોષના અંગ્રેજી ઉપરથી

# પ્રો. ખરેનું ગાયનવાદન પાઠમાળા પુ. નં. ૧ ઉપર અભિપ્રાય.

મારા મિત્ર પ્રો. ગણપતરાવ ગોપાળરાવ ખરે (સંગીતશાસ્ત્રી)એ કૃપા કરીને પોતાનું બનાવેલું ઉપરોક્ત પુસ્તક મને મોકલ્યું, તેનો હું સાભાર સ્વીકાર કરૂં છું. સંગીતશાસ્ત્ર ઉપર આજપર્યંત અનેક સંસ્કૃત ગ્રંથ રચાઇ ગયા છે, તેમજ પ્રાકૃત ભાષામાં પણ થઇ ગયા છે, અને હજી પણ થયા કરે છે. ઉપરોક્ત ગ્રંથમાં સંસ્કૃત ગ્રંથોની સંખ્યા બહુજ વધારે છે. સંગીતશાસ્ત્ર, ઉપરના ગ્રંથોમાં જે વિવેચન આ શાસ્ત્ર સંબંધમાં થયેલ છે, તે બહુધા વાદગ્રસ્ત જ છે એ કહ્યા સિવાય અમે રહી શકતા નથી. શાસ્ત્ર અને પ્રચાર એ બન્નેમાં બહુજ ભેદ પડવાથી આધુનિક સ્થિતિમા જે સંગીત સ્વરૂપ છે તેની સાથે પ્રાચીન ગ્રંથોની બરાબરી કરવાનો પ્રયત્ન જો કોઈ લેખક કરશે તો તે નિરાશજ થશે. કારણ જેમ જેમ કાળ વધતો જાય તેમ તેમ મનુષ્યોના આચાર, વિચાર, તેઓની રહેણી કરણી, તેઓની રુચિ એમાં ભેદ પડવો એ શક્ય છે અને સંભવનીય છે; અને દેશકાલાનુસાર એમજ આપણે જોઇ રહ્યા છીએ. દાખલા તરીકે – મનુસ્મૃતિ પ્રમાણે વર્તવાની ઇચ્છાવાળા મનુષ્યને પણ આ કાળ હરેક ઠેકાણે અંતગવરૂપ થઇ પડવાનોજ અને આજ ન્યાયથી જો આધુનિક સંગીત સ્વરૂપને પ્રાચીન નિયમો લાગુ પાડીશું, અને તે સંગીત અમારૂં પ્રાચીન હતું, તે કાળમાં અમારા પૂર્વજો બહુજ વિદ્વાન હતા, પણ હાલમાં તેમના સરખા અમારી દૃષ્ટિમાં કોઇ આવતા નથી, ઇત્યાદિ અમે ગપ્પાં મારીશું તો તે મૂર્ખાઇજ કહેવાશે. આ કરતા આધુનિક સંગીતની સ્થિતિનુ સૂક્ષ્મ દૃષ્ટિએ નિરીક્ષણ કરીને તેમાંના દોષોનું નિર્મૂલન તથા યોગ્ય સુધારણા હાલની દૃષ્ટિ પ્રમાણે જો કરવામાં આવે તો તે પ્રયત્ન ક્યારે પણ યશસ્વી નીવડવાનો એમા સંશય નથી.

ઉપરનો વિચાર પ્રો. ખરેનું પુસ્તક વાચીને મને સૂઝ્યો. પ્રો. ખરેએ પોતાની ઇચ્છા મને જણાવેલ છે તેથી જ હું એ પુસ્તક જોઇને એમાં હાલની દૃષ્ટિથી શું છે, શું જોઇએ, અને કયા કયા દોષો રહેલા છે તેનો વિચાર કરૂં છું.

પ્રો. ખરેનો અભ્યાસ ગુજરાતિમાં થયેલો છે. એથી એ ભાષા એમની માતૃભાષા જેવી જ થઇ ગયેલી છે; એટલે આ પુસ્તક પણ ગુજરાતિમાં જ રચાયું છે તે યોગ્ય જ છે. સંગીતશાસ્ત્ર ઉપર પ્રો. ખરેએ ગુજરાતિ ભાષામાં સ્વતંત્ર ગ્રંથ લખ્યો છે, એવો પ્રયાસ બીજા કોઇના તરફથી થયેલો નથી. પુસ્તકની ભાષા બહુજ સરળ છે. એના વિષયો પણ બરાબર વ્યવસ્થિત ગોઠવવામાં આવેલ છે, તો પણ આ પુસ્તકના અંતઃકરણમાં કર્તાએ જે પ્રાણ મૂકેલો છે તેનું સ્વરૂપ મારા મત-પ્રમાણે હું નીચે મુજબ દર્શાવું છું.

૧. પુસ્તકના આકાર પ્રમાણે જ તેની પ્રસ્તાવના પણ લાંબી ચોડી છે. પ્રસ્તાવનાનો ઉદ્દેશ ૧–૨ પૃષ્ઠમાં જ આવી ગયો છે, પણ બાકી રહેલા બધા પૃષ્ઠોમાં નાદબ્રહ્મની મોટાઇ, તત્ત્વજ્ઞાન, સંગીતની મહત્તા, તેનો ઇતિહાસ, કાંઇ ગૂજરાતિ કવિનાં ભજનો, આટલા વિષય આવીને ઇ. સ. ૧૯૧૧ ના દિલ્હી દરબારમાં નામદાર પંચમ જ્યોર્જ શહેનશાહનાં ભાષણનો સાર પણ આવ્યો છે. નાદબ્રહ્મનો પ્રવાહ દિલ્હીદરબારમાં આવીને અટક્યો એજ ઠીક થયું બસ, પ્રસ્તાવના એકંદર રીતે ઠીક છે. અને પુસ્તકના કદને માન પણ આપી રહેલી છે.

૨. પુસ્તકના અંતમા એક સૂચિપત્ર છે એ વ્યવસ્થા ઠીક છે. તેજ પ્રમાણે આ સંગીત અને પાશ્ચાત્ય સંગીતના પારિભાષિક શબ્દોની યાદી આરંભમાં આપેલી છે તે વાંચકને બહુ જ ઉપયોગી છે.

૩. પાઠ ૧. નાટ્ય, નૃત્ય અને નૃત્તની વ્યાખ્યા ઠીક રીતે વર્ણવેલી છે, પણ નૃત્તની વ્યાખ્યા આપતા જે ઉદાહરણ આપ્યું છે તે જરા પણ ઠીક નથી. ઉત્તર હિન્દુસ્થાનમાં કથ્થક લોક જે પ્રકારના નાચ કરે છે તે નાચ નૃત્ત નથી પણ તે નૃત્ય છે. પ્રો. બર્વેની વ્યાખ્યા પ્રમાણે તે પ્રકારનો નૃત્ત નેપાળમાં જોવામાં આવે છે, એ વાત મારા નેપાળના મિત્રો મને સંભળાવે છે.

પાઠ ૨. આમા નાદ ઉપર વિવેચન છે. અનહદ નાદ જે કોઇપણ મનુષ્ય શ્રવણ કરી શકતો નથી, યોગીઓ જ માત્ર સાંભળી શકે છે, આટલો જ ખુલાસો બસ નથી. પાઠને અંતે નાદબ્રહ્મનુ ચિત્ર આપેલું છે તે ઉત્તમ છે.

પાઠ ૩. સ્વરનું વજન અને તેનુ પ્રમાણ આ બે આપેલાં છે, તેમાં ભૂલ છે અને તેથી આખો ત્રીજો પાઠ નકામો થાય છે. એમાં અવશ્ય સુધારો કરવો જોઇએ. કારણ પ્રો. બર્વે સ્વરનાં આંદોલનનુ પ્રમાણ અને વજનોનું પ્રમાણ એક જ સમજે છે. વસ્તુસ્થિતિ એમ નથી આંદોલન અને વજન એ બન્ને તદન જુદાજ વિષયો છે. દાખલા તરીકે સોનામિટર અગર મોનોકોર્ડ લઇને તે ઉપર પ્રયોગ કરવો; આ યન્ત્ર ઉપર બે તાર બાંધો, એક તાર ખૂંટી સાથે બાંધો અને તેને ષડ્જ સ્વરમાં મેળવો. અને બીજાને ખૂંટી ન રાખો, પણ તેને બન્ને મેરુ ઉપર લટકાવીને નીચે છોડી દઇ તેના અગ્રભાગ પર વજન બાંધો. હવે પહેલા તારના અવાજની સાથે બીજો તાર વજનની મદદથી મેળવો. માનો કે તેનું વજન ૨૪ શેર થયું. આ ષડ્જનું વજન થયું. હવે પ્રશ્ન એ છે કે રે, ગ, મ, પ, ધ, ની એ ૭ સ્વરનું વજન શું છે? પ્રો. બર્વેના કહેવા પ્રમાણે તે અનુક્રમે ૨૭, ૩૦, ૩૨, ૩૬, ૪૦, ૪૫ ને ૪૮ છે. એ ભૂલ છે. આ પ્રમાણ તો સ્વરનાં આંદોલનોનું છે. પાશ્ચાત્ય સંગીતશાસ્ત્રજ્ઞોએ વજનનું પ્રમાણ પણ શોધેલું છે. તે નિયમ આ છે. સ્વર જેટલા ગણો ઉંચો છે તેના વર્ગને ષડ્જ સ્વરના વજન સાથે ગુણવો. એ પ્રમાણે "રે" સ્વરની ઉંચા-

ઇનું પ્રમાણ $\frac{૯}{૮}$ હોય તો તેનો વર્ગ $\frac{૯}{૮}\times\frac{૯}{૮}=\frac{૮૧}{૬૪}$ થયો, અને ૨૪ વડે ગુણવો એટલે $\frac{૮૧}{૬૪}\times\frac{૨૪}{૧}=\frac{૨૪૩}{૮}=૩૦\frac{૩}{૮}$ શેર વજન "રે" નું હોય. એજ પ્રમાણે.

$\frac{૫}{૪}\times\frac{૫}{૪}\times\frac{૨૪}{૧}=\frac{૭૫}{૨}=૩૭\frac{૧}{૨}$ શેર "ગ"

$\frac{૪}{૩}\times\frac{૪}{૩}\times\frac{૨૪}{૧}=\frac{૧૨૮}{૩}=૪૨\frac{૨}{૩}$ શેર "મ"

$\frac{૩}{૨}\times\frac{૩}{૨}\times\frac{૨૪}{૧}=\frac{૧૦૮}{૨}=૫૪$ શેર "પ"

$\frac{૫}{૩}\times\frac{૫}{૩}\times\frac{૨૪}{૧}=\frac{૨૦૦}{૩}=૬૬\frac{૨}{૩}$ શેર "ધ"

$\frac{૧૫}{૮}\times\frac{૧૫}{૮}\times\frac{૨૪}{૧}=\frac{૬૭૫}{૮}=૮૪\frac{૩}{૮}$ શેર "ની"

આ પ્રમાણે સપ્ત સ્વરનું વજન આવે છે.

આ વજનો એટલે તારને કેટલું ખેંચાણ આપવું એનો એક પ્રકારનો ખુલાસો છે. આશા છે કે ઉપર પ્રમાણે ભાગ કહેવાનો પ્રો. બર્વે વિચાર કરશે. કારણ કે વજન અને આંદોલનનું પ્રમાણ એ બન્ને એક માનવાં એ એક ગંભીર ભૂલ છે.

આગળ ચાલતાં પ્રો. બર્વે $\frac{૫}{૩}$ આંદોલનનો ધૈવત સ્વર ચતુઃશ્રુતિ છે એમ માને છે, પણ આ વાદગ્રસ્ત પ્રશ્ન છે. મારા મતે આ ધૈવત $\frac{૨૭}{૧૬}$ આંદોલનનો છે કારણ કે એક પૂર્ણ સમ અનુક્રમે દોઢી ઉંચાઇમા રહે છે એવો નિયમ છે અને તે પંડિત અહોબલના પારિજાત કમાં સા, રે, ગ, મ, આ ચાર સ્વર કરતાં આગળના ચાર સ્વરો પ, ધ, ની સા, એ નામના ગ્રંથમાં આપેલા શ્લોકને આધારે સિદ્ધ થાય છે. એ શ્લોક નીચે પ્રમાણે:—

षड्ज पंचम भावेन षड्जे ज्ञेया स्वरा बुधै ।
ग नि भावेन गांधारे म-स भावेन मध्यमे ॥

પૂના પ્રત. પૃ. ૩૬-૩૨૮.

ભાવાર્થ:—વિદ્વાન લોક ષડ્જ પંચમ ભાવથી ષડ્જ ગ્રામમાં સ્વર સ્થાપે છે. તથા ગંધાર ગ્રામમાં ગ,—ની, ભાવથી અને મધ્યમ ગ્રામમાં મ—સ ભાવથી સ્થાપે છે

પંડિત અહોબલ પણ ષડ્જ—પંચમ ભાવથી એટલે દોઢગણાના નિયમાધારે પોતાના સ્વર સ્થાપિત કરે છે. માટે પ્રો. બર્વે જો $\frac{૯}{૮}$ આંદોલનનો ચતુઃશ્રુતિ ઋષભ માને તો એના ષડ્જ—પંચમ ભાવથી આવનારો 'ધ' $\frac{૨૭}{૧૬}$ આંદોલનનો ચતુઃશ્રુતિ ધૈવત માનવો જ પડશે એ એમણે કબુલ્યું નથી એથી મને આશ્ચર્ય ઉપજે છે. $\frac{૫}{૩}$ આંદોલનનો "ધ" આ યુરોપિયન ટેમ્પર્ડ સ્કેલના અને હારમોનિયમ વાદ્ય સાથે ઠીક બેસે છે. પ્રો. બર્વેએ પાશ્ચાત્ય વાદ્ય ઉપર વિશ્વાસ રાખ્યાથી ગુંચવણમાં પડ્યા છે.

# હીંદમાં ઔદ્યોગિક ઉત્કર્ષનાં સાધનો.

( અનુસન્ધાન પૃષ્ઠ ૪૭૯ થી. )

૪.

## મજુર વર્ગ.

નાણું રોકી, કાચા પદાર્થો લાવ્યા, યંત્રો ખરીદ્યા, યંત્રો માટે શક્તિનું સાધન મેળવ્યું, એટલે કાંઇ માલ તૈયાર થઇ શકતો નથી. યંત્રો પાસે બરાબર કામ લેવા, યંત્રો ક્યારે ચલાવવા, ક્યારે બંધ કરવા, યંત્રો બગડયા હોય તેને સમારવા, માલ તૈયાર કરવો, એવી સર્વ ક્રિયાઓમાં મનુષ્યનો ખપ પડે છે. મનુષ્યના સહાય વિના યંત્રો પોતાનું કામ કરી શકે નહીં અને માલ તૈયાર થાય નહીં. માટે કોઈ પણ ઉદ્યોગ સ્થાપવો હોય તો આ બધાં સાધનો ઉપરાંત મજુર વર્ગની અત્યંત અગત્ય છે. મજુર વર્ગમાં જે મનુષ્યો કેવળ મહેનતનું કામ કરે છે. અને જેને અક્કલનો કાંઇ પણ ઉપયોગ કરવો પડતો નથી તેઓનો જ સમાવેશ થાય છે એમ નથી; કુશળ કારીગરો, કારખાનાંઓના વ્યવસ્થાપકો, કારખાનાંના મેનેજરો વિગેરે સઘળાનો મજુર વર્ગમાં સમાવેશ થાય છે.

મજુર વર્ગ હીંદના ઐદ્યોગિક ઉત્કર્ષમાં પોતાનો યોગ્ય ફાળો આપી શકે તે માટે જોઇએ તેટલો, જોઇએ તેવો અને જોઇએ તેટલો સસ્તો હોવો જોઇએ; એટલે હીંદમાં મજુરો પુષ્કળ હોય, સસ્તા હોય અને કુશળ હોય તો હુન્નર ઉદ્યોગ ઘણા વેગથી ખિલતા જાય. સાધારણ રીતે જોતા હીંદમા વસ્તી ૩૧।। કરોડની છે; ગીચ વસ્તી અને ગરીબ દેશ એટલે મજુરોની સખ્યા જોઇએ તેટલી મળી શકતી હશે એમ લાગે. પરંતુ આપણા દેશમા લગભગ વસ્તીનો પોણો ભાગ ખેતીવાડીના કામમા રોકાયલો છે અને માત્ર ચાઠમો ભાગ જ ઉદ્યોગમા રોકાયલો છે. ઇગલન્ડમા લગભગ ૬૦ ટકા જેટલા મનુષ્યો હુન્નર ઉદ્યોગથી પોતાનુ ગુજરાન ચલાવે છે અને ફક્ત ૮ ટકા જેટલા જ ખેતીવાડીમાં કામે લાગેલા છે. એટલે એકલું વસ્તીપત્રક જોઇ મજુર વર્ગ આપણી ઐદ્યોગિક જરૂરીઆતો માટે પુરતો છે કે કેમ તેનુ અનુમાન બાંધી શકાતું નથી. ખેતીવાડી ઉપર આડકતરી રીતે સંબંધ રાખનારા મનુષ્યોનો પણ ખેતીવાડીના ઉદ્યમમાં સમાવેશ કરીએ તો હીંદમાં લગભગ ૯૦ ટકા ખેતીવાડી ઉપર આધાર રાખે છે એમ જણાશે. વસ્તીનું આટલું મ્હોટું પ્રમાણ ખેતીવાડીમાં રોકાયલું હોય ત્યારે હુન્નર ઉદ્યોગ માટે મજુર વર્ગ પુરતો હોઇ શકે નહીં-એમ સહજ જણાશે. કારખાનાવાળાઓ મજુરોની તગી માટે ઘણીવાર ફરીઆદ કરે છે; એઓ કહે છે કે મજુરો જોઇએ તેટલી સંખ્યામા એકવાર કામે લાગ્યા હોય તો પણ ચોમાસુ આવવાની તૈયારી થાય છે ત્યારે ઘણા મજુરો પોતાને દેશ ચાલ્યા જાય છે. ઘણાખરા મજુરોને બાપદાદાની જમીનનો ટુકડો હોય છે; પરંતુ તેટલી જમીનમાંથી આખા કુટુમ્બને પેટ પુરતું

ખાવાનું ન મળી શકતું હોય ત્યારે કુટુમ્બની આવક વધારવાને અને ન્હાના જમીનના ટુકડા પર આધાર રાખનારની સંખ્યા ઓછી કરવાને કુટુમ્બનો યુવાન વર્ગ મ્હોટા શહેરોમાં આવી કારખાનાઓમાં કામે વળગે છે; ખેતીની મોસમ આવી લાગતાં પોતાનાં સગાં વ્હાલાંને જમીન ખેડવા વિગેરેમાં મદદની જરૂર પડતી હોવાથી, આ પ્રમાણે કામે લાગેલો યુવાન વર્ગ કામ છોડી પોતાને વતન ચાલ્યો જાય છે, અને મોસમ પુરી થયા પછી પાછો આવે છે. માત્ર કારખાનાઓના મજુરો જ આ પ્રમાણે નિયમિત રીતે અનિયમિત કામ કરે છે એમ નથી; મ્હોટા શહેરોમાં ઘરનું કામકાજ કરનારા ઘાટીઓ અને અન્ય નોકરો, રસોઇઆઓ વિગેરે પણ આ પ્રમાણે ચોમાસામાં પોતાને વતન ચાલ્યા જાય છે. આમ હોવાથી કારખાનાવાળાઓને ઘણી જ આપદા પડે એમાં શક નથી. મજુર વર્ગની સંખ્યા આપણા દેશમાં કમતી નથી, પરંતુ જ્યાં જોઇએ ત્યાં મજુરો મળી શકતા નથી; જ્યાં ઘણા મજુરો હોય ત્યાંથી બીજી જગ્યાએ મજુરોની અછત હોય ત્યાં જતા નથી, કારણ કે મજુર વર્ગ અજાણ હોવાથી કઇ જગ્યાએ એઓને કામ મળી શકશે તેની માહીતી હોતી નથી. ઇંગલન્ડમાં લેબર એક્સચેંજ (મજુરોની આપ લે કરાવનારી સંસ્થા) છે તેવી હીંદમાં નથી; એવી સંસ્થાઓ હોય તો કઇ જગ્યાએ મજુરોની અછત છે, કઇ જગ્યાએ છત છે તે મજુરોને તેમ જ કારખાનાઓને પણ ખબર પડે, જેને કામ જોઇએ તેને કામ મળે એટલે ગરીબાઇ પ્રમાણમાં ઓછી થતી જાય અને અનેક રીતે દેશને લાભ થાય. વળી મજુરોને મ્હોટા શહેરોમાં જીંદગી ગાળવી એ રૂચતું નથી, શહેરોમાં ખાસ આકર્ષણ એઓને મળતું નથી. પુરતી કમાણી, રહેવાની સગવડ, આરોગ્ય સચવાય એવાં સાધનો મ્હોટા શહેરોમાં જ્યાં સુધી મજુરોને મળે નહીં ત્યાં સુધી મ્હોટા શહેરોમાં કારખાનાવાળાઓની મજુરોની સંખ્યા અને અનિયમિત હાજરી વિશે ફરીઆદ કાયમ રહેશે.

કોઇકને એમ શંકા થશે કે હુન્નર ઉદ્યોગ જેમ વિકાસ પામતા જાય તેમ મજુરોની વધુ સંખ્યા કારખાનાઓમાં કામે લાગે અને ખેતીમાં રોકાયલા મજુરોની સંખ્યા ઓછી થાય અને તેથી દેશમાં અનાજ, કપાસ, વિ. કાચા પદાર્થોનો પાક કમતી થઇ જાય. આ પ્રમાણે શંકા લેવાનું ખાસ કારણ જણાતું નથી; કેમકે ઘણે ભાગે કાચા પદાર્થો આપણે પુરતા થાય તે ઉપરાંત પરદેશને પણ કામ લાગે એટલા પ્રમાણમાં થાય છે, તેથી કદાચ મજુરો ઔદ્યોગિક ધંધામાં જોડાય અને તેથી પાક ઓછો થાય તો પરદેશ કાચા પદાર્થો ન જતાં ઉલટો તૈયાર માલ જઇ શકશે તેથી દેશને લાભ જ છે. વળી વધારે માણસ કામ કરતા હોય તો વધારે પાકે અને ઓછા માણસ કામે લગાડ્યા હોય તો ઓછું પાકે એમ કાંઇ હમેશ હોતું નથી, મજુરી બચાવનાર યંત્રો વાપરવાથી, ખાતર વધારે પ્રમાણમાં વાપરવાથી, સારી જાતનાં બી વાવવાથી અને ટુંકામાં ખેતીની પદ્ધતિ સુધારવાથી ઓછે ખર્ચે વધારે પાક મળી શકે છે. માટે મજુરો શહેરોનાં કારખાનાંઓમાં આકર્ષાય તેથી ખેતીવાડીને અડચણ પડી જાય એવું કાંઇ નથી. ખેતીવાડીમાં રોકાયલા મનુષ્યો ઉપરાંત બીજા પણ કેટલીક જાતના મનુષ્યો છે તેને ઔદ્યોગિક કામકાજમાં આકર્ષી શકાય તો મજુર વર્ગ મ્હોટો બનો જાય. નીચ વર્ણની વસ્તી લગભગ ૬ કરોડની છે. તેઓને આપણે પ્રચલિત

રીવાજ મુજબ ખાસ કામે લગાડી શકાતા નથી; હીંદમાં રહેવાને એ લોકોને આ પ્રમાણે કાંઇ સ્વાર્થ ન હોવાથી, દર વર્ષે એઓની મ્હોટી સંખ્યા સિલોન, બરમા, મલાયા દ્વીપકલ્પમાં ચાલી જાય છે. એઓને વધુ પ્રમાણમા કામે લગાડવામાં આવે તો હીંદની ઔદ્યોગિક મેનાતે ઘણી પુષ્ટી મળી શકે એમાં સંદેહ નથી. ન્યાય સ્વદેશાભિમાન, મનુષ્ય માત્ર માટે દીલસોઝી અને આર્થિક લાભ—સર્વ રીતે જોતાં નીચ વર્ણના ઉદ્ધારમાં આપણો લાભ પણ ઘણો સમાયલો છે. આપણી ચાલુ રીતથી એ લોકો આપણા ઉપયોગમાં નથી આવતા એટલુ જ નહીં પણ બીજા દેશો, આપણા ભવિષ્યના હરીફોને ઉપયોગમાં આવે છે. આ ઉપરાંત હીંદમાં ભિખારી વર્ગ અને જુદા સાધુ સંન્યાસીઓની સંખ્યા પણ ઘણી મ્હોટી છે. હીંદીઓ અસલથી કોમળ હૃદયના અને દયાથી ઉભરાઈ જતા સ્વભાવના છે એટલે કોઈ પણ મનુષ્ય અપમરત હોવા છતા કાંઈ પણ ઉદ્યમ ન કરતાં લુલા લંગડા કે આંધળા હોવાનો ઢોંગ કરી બેસે તો જતાં આવતાં હીંદીઓ પાઈ પૈસો આપે છે. હીંદીઓની ધાર્મિક વૃત્તિઓ પણ દેશમા કાંઈ કાંઈ ઉથલ પાથલ થઈ ગઈ તે છતાં સતેજ છે તેથી કોઈ પણ મનુષ્ય ભગવા વસ્ત્રો પહેરીને રાખ ચોળીને ભિક્ષા માંગવા નિકળે તેને જોઇએ તે કરતાં વધુ અન્ન વસ્ત્ર કે પૈસા મળ્યા જાય છે. બધા જ દેખીતા સાધુ સન્યાસી ઢોંગી છે એમ કોઈ મ્હારૂ કહેવુ નથી, કોઇ કોઇ ખરેખર મહાત્માઓ હોય છે; દુનીઆની જંજાળમાંથી મુક્ત થઈ હરિભજનમા અને બીજાને ધાર્મિક બોધ આપવામાં જીવન ગાળનારા હોય છે તેમ બધા ભિખારી દોષપાત્ર છે એમ પણ નથી. કેટલાકને ખરેખરી સહાયની જરૂર હોય છે. પરંતુ આપણી આ પદ્ધતિથી ભિખારી અને બાવા ફકીરોનો વર્ગ ઉભો થાય છે; આળસુ મનુષ્યો આવો ઉદ્યમ લઈ બેસે છે. અને તેથી તેમને પોતાને તેમ જ દેશને ઘણું નુકસાન થાય છે ઇંગલન્ડમાં ગરીબો માટે, અનાથો માટે, કામ રહિત મજુરો માટે, ઘરડા, અશક્ત મનુષ્યો માટે, મજુર વર્ગની ગર્ભિણી સ્ત્રીઓ માટે સરકાર તરફથી જેવો બંદોબસ્ત થયો છે તેવો આપણા દેશમાં નથી. નેશનલ ઇનસ્યુરન્સ એક્ટ કે ઓલ્ડએજ ( ઘડપણનુ ) પેનશન જેવુ આપણા દેશમાં કશુ નથી. ખાનગી અનાથાશ્રમો, કે અશક્તા શ્રમોથી કાંઈ આખા દેશના ગરીબોનુ રક્ષણ થઈ શકે નહી અને ગરીબોના વિભાગ—અશક્ત અને વૃદ્ધ, તંદુરસ્ત, કમનસીબ—આપણા દેશમાં પડી શકતા નથી. આવી અવ્યવસ્થાને લીધે આવો વર્ગ વૃદ્ધિ પામતો જાય એમાં નવાઈ શી ? સરકાર તરફથી યોગ્ય બંદોબસ્ત થાય તો આ વર્ગમાંના ઘણા મજુરીએ વળગે અને મજુર વર્ગની સંખ્યામાં કીંમતી વધારો કરી શકે. વળી દર વર્ષે હીંદમાંથી કેટલાક મજુરો બ્રીટીશ સંસ્થાનોમાં અમુક વર્ષના પટાથી જતા રહેતા હતા. હીંદમા એ લોકોને કામ મળતું નહતું એમ આથી સમજવાનું કારણ નથી, એ લોકોને કેવી રીતે સમજાવી પટાવીને લઈ જવામાં આવતા તે વાતો હવે બ્હાર આવી છે; પરંતુ એ પદ્ધતિ હવે બંધ કરવામાં આવી છે; એટલે હીંદમાં મજુર વર્ગની સંખ્યામાં થોડો ઘણો વધારો થશે.

૧૬

કેટલાક કારખાનાવાળાઓ એમ ફરીયાદ કરતા જણાય છે કે પહેલા કરતાં પણ હાલ મજુરોની સંખ્યામા ઘટાડો થયો છે કારણ કે મજુરો પહેલા કરતાં વધારે ગેરહાજર રહે છે

રોજ વધારે માંગવાનું કારણ માત્ર મજુરોની સંખ્યામાં ઘટાડો નથી એ સ્હેજ વિચાર કરતાં જણાશે. સંખ્યામાં ઘટાડો નથી જ થયો એમ કહી શકાય તેમ નથી, ઇંગ્લાન્ડમાં જેમ ચૌદમા સૈકામાં બ્લૅક ડેથ (કાળી મરકી) પ્રસરી રહ્યો હતો અને વસ્તીના લગભગ અરધા ભાગનો નાશ થયો હતો તેમ આપણા દેશમાં આ વીશ પચીશ વર્ષ થયાં બ્યુબોનીક રોગે (ગાંઠીઓ તાવ) ઘણો ભોગ લીધો છે તેમ જ હાલ ચાલતા ઇનફ્લ્યુએનઝાના ઉપદ્રવમાં પણ મરણ પ્રમાણ ઘણું વધ્યું છે. આ ભયંકર રોગોથી ગરીબ મજુર વર્ગનો ઘાણ નિકળી જાય છે એટલે પ્હેલા કરતાં હાલ મજુરોની સંખ્યામાં ઘટાડો થયો હશે એમ માનવાને કારણ છે જ્યઈ. પરંતુ ઓછી સંખ્યાને લીધે જ મજુરો વધારે રોજ માગતા નથી; રોજ વધવાના બીજા ઘણાં કારણો છે. મોંઘવારી કેટલી વધી ગઇ છે તે વિચાર કરતાં જણાય છે કે જ્યારે મધ્યમ સ્થિતિના મનુષ્યોને પણ સખ્ત હાડમારી ભોગવવી પડે છે અને તેઓ જેમ તેમ કરીને પોતાનું ગુજરાન ચલાવી શકે છે, ત્યારે ગરીબ મજુર વર્ગની તો સ્થિતિનો ખ્યાલ કરતાં જ ત્રાસ છુટે છે. શ્રીમંતોને કદાચ મોટર ન લેવી કે કેમ તેનો સવાલ થાય, મધ્યમ સ્થિતિનાને કદાચ જુનો કોટ રફુગરોને આપવાનો વખત આવે, પણ ગરીબ મજુરોને તો ડીલ ઉપર કપડું ક્યાંથી લાવવું અને પેટમાં અનાજ કેવી રીતે નાખવું એ જ સવાલ થઇ પડે છે. અલબત્ત આ મહાન વિગ્રહને લીધે આ સ્થિતિ થઈ છે એ ખરૂં; પરંતુ તે પ્હેલાં પણ જોઇશું તો માલમ પડશે કે દુકાળ હોય કે સુકાળ હોય તોયે મોંઘવારી વધતી જ જતી હતી. કીંમત એકવાર વધી તે પાછી અસલ જેટલી તો ઘટતી જ નથી. આવી સ્થિતિમાં મજુરો વધારે રોજ માગે એમાં આશ્ચર્ય પામવા જેવું કે ફરીયાદ કરવા જેવું કશું નથી. કારખાનામાં કામ કરતા મજુરોની જીંદગી આકર્ષક, સુખમય બનાવો અને પછી જુઓ કે મજુરોની સંખ્યા ઓછી છે કે કેમ? બધી રીતે જોતાં હીંદમાં ઔદ્યોગિક કાર્યમાં જોઇએ તેટલી મજુરોની સંખ્યા છે એમાં શક નથી.

મજુર વર્ગ જોઇએ તેટલો છે ત્યારે હવે તે વર્ગ જોઇએ તેટલો સસ્તો છે કે કેમ તે તપાસીશું. અન્ય દેશો સાથે સરખાવતાં હીંદમાં મજુર વર્ગના રોજ ઓછા છે. આપણા દેશમાં મજુર વર્ગ સસ્તો હોય તેમાં નવાઇ નથી, થોડેથી સંતોષ માનવો, રોટલો ને ડુંગળી અને અંગ જેમ તેમ ઢાંકવા માટે એકાદ વસ્ત્ર મળ્યા તો બસ, ચાલતું આવે છે તેમ ચાલવા દેવું; મજુર વર્ગમાં નહીં લોભ કે ભણતર; આવી સ્થિતિ હોવાથી હિંદી મજુરો ઓછા રોજ માગે છે, ન છુટકેજ વધારેની માગણી કરે છે. મજુર વર્ગનું સસ્તાંપણું જ હિંદની ગરીબાઇનું કારણ તેમજ પરિણામ છે.

મજુર વર્ગ જોઇએ તેટલો છે, સસ્તો છે, ત્યારે એ કુશળ છે કે કેમ? આપણામાં કહેવત છે કે સસ્તું તે મોંઘું અને મોંઘું તે સસ્તું. આ કહેવત ઘણે ભાગે હિંદનો મજુર વર્ગને લાગુ પડે છે. આપણા દેશમાં મજુરોના રોજ ઓછા અને કાર્યકુશળતા પણ ઓછી. એમ કહેવાય છે કે એક ઇંગ્રેજ મજુર ૭ હિંદી મજુર જેટલું કામ કરી શકે છે. ઇંગ્રેજ મજુરમાં ૭ ગણું શારીરિક બળ છે એમ આનો અર્થ થતો નથી. ઇંગ્રેજી મજુરની રહેણી કરણી, ન્હાનપણમાં વિદ્યાભ્યાસ અને તેને લીધે વિકસતા માનસિક ગુણો, ઔદ્યો-

ખિલવવા માટે જોઈતાં સાધનો પુરા પાડવા માટે સ્થાપેલી સંસ્થાઓની આપી છે. બેંગલોરથી કુશળ કારીગરો, સાકચીથી યંત્રો, લોનાવલા પાસે ખપોલીથી શક્તિ, મુંબઈની ઈંડસ્ટ્રીઅલ બેન્કમાંથી નાણું મળી શકે. વળી આ સાધનોનો ઉપયોગ કરી બતાવવા માટે ટાટા કમ્પનીએ કાપડની મીલો, ઓઈલ મીલો સ્થાપી છે. આ પ્રમાણે દેશમાં ઉદ્યોગો સ્થાપવા કરતાં, ઉદ્યોગો માટે પાયો નાંખવો, ઉદ્યોગો માટે સાધનો મેળવી આપવાનું વધારે અગત્યનું કામ હાથમાં લેવામાં આવશે તો જલદીથી સારૂં પરીણામ આવશે. ટાટાનું બેંગલોર ઇનસ્ટીટ્યુટ હજી જામ્યું જણાતું નથી વજ્ઞાનિક શોધખોળની વૃત્તિ વૃદ્ધિ વધવા પામે, વિજ્ઞાનનો ઉપયોગ ઉદ્યોગમાં થાય તે માટે આ સંસ્થા સારા પાયા ઉપર ચાલે અને સારૂં કામ કરી શકે તે ઘણું જરૂરનું છે. ખેતીવાડીઓ માટે પુસાં ખાતે ઇનસ્ટીટ્યુટ છે અને જંગલખાતા માટે દેહરાદુન ખાતે ઇનસ્ટીટયુટ છે. આ ઉપરાંત ઇજનેરી કોલેજો અને સ્કુલો જુદા જુદા પ્રાન્તોમાં છે. અને ન્હાની મ્હોટી મળી એકંદરે ટેકનીકલ અને ઇંડસ્ટ્રીઅલ શાળાઓ છે. આવી શાળાઓ ઘણે ભાગે ન્હાની ન્હાની છે કોઇમાં સુતારી કામ, કોઇમાં વણકરનું કામ, કોઈમાં ચિત્રકળા શિખવવામાં આવે છે. મ્હોટાં કારખાનાંઓમાં કામ લાગે એવી જાતનું વ્યવહારૂ શિક્ષણ ઘણે થોડે સ્થળે અપાય છે. ટેકનોલૈજીકલ ઇનસ્ટીટયુટો ઘણા થોડા છે અને તે ખાસ ઉંચા પ્રકારનું કામ કરતા જણાતા નથી. કેટલાકને શંકા થશે કે આવી ઔદ્યોગિક શાળાઓની સંખ્યા વધારીએ ઉંચી જાતનું શિક્ષણ આપીએ તો કુશળ કારીગરોની સંખ્યા વધશે ખરી, પણ એ વધેલી સંખ્યા માટે નોકરી ક્યાંથી લાવવી? મ્હોટા ઉદ્યોગો શરૂ કરો અને ત્યાર પછી કારીગરો કેળવો, નહીતર જોઇએ તે કરતાં કુશળ કારીગરોની સંખ્યા વધી જશે, તેઓ પગાર વધુ માગશે અને તે મળી શકશે નહી એટલે ઉલટો અસંતોષ ફેલાશે અને ઔદ્યોગિક તંત્રમાં અડચણો આવશે અન્ય દેશમાં પણ પહેલા ઉદ્યોગોની સ્થાપના અને પછી ઔદ્યોગિક કેળવણીનો પ્રચાર થયો હતો બીજા કેટલાક એમ કહેશે કે આવા ટેકનીકલ ઇનસ્ટીટયુટોમાં કેળવાયેલા કારીગરો કારખાનામાં કામ સારૂં કરી શકતા નથી. પગાર વધુ માગે છે અને હાથથી કામ કરતાં શરમ લાગે છે; એટલે આવા કેળવાયલા મજુરો ઉલટા નકામા થઇ પડે છે ઉંચા કામ માટે લાયક નહી અને હલકા કામ કરવા ખુશી નહીં એવા આ કેળવાયલા કારીગરોની બીલકુલ જરૂર નથી. પરંતુ વિચાર કરતા જણાશે કે આવો મત ઘણો ભુલભરેલો છે. કારખાનાવાળાઓની દાનત વધારે પગાર આપવાની છે નહીં, ઓછા પગારમાં સારૂં કામ લેવુ છે એટલે આવી ફરીયાદો કરે એમાં આશ્ચર્ય જેવું નથી. રેલ્વે અને સ્ટીમર કંપનીઓમાં અનેક જાતના કામ માટે આવા કેળવાયલા કારીગરો લાયક નીકળશે મીલો, બેન્કો, ઇજનેરી પેઢીઓ વિ. સંસ્થાઓ આવા કારીગરોને કામે લગાડી શકશે, જરૂર કરતા વધારે સંખ્યાની બીક બીનપાયાદાર છે, એમ સ્હેજ જણાશે. આ પ્રમાણે કેળવણી પ્રાથમિક તેમજ ઔદ્યોગિકનો ફેલાવો કરવો અને તેથી મજુર વર્ગ સુધારવો એ વધુ અગત્યનું પગલું છે.

પરંતુ એકલી કેળવણીથી મજુર વર્ગ સુધરી શકશે નહીં. મજુર વર્ગ સાથે એવી

રીતનું વર્તન હોવું જોઇએ કે તેઓ પોતાની ફરજો બજાવવામાં પોતાની સઘળી શક્તિનો ઉપયોગ કરે અને કામનો દેખાવ નહીં પણ ખરૂં કામ કરે જીવ ઘાલીને મન પરોવીને કામ કરાવવું હોય તો મજુરોને જેટલો બને તેટલો ઓછો રોજ આપવો એમાં શાણપણ નથી. ઓછા રોજથી મજુરો કામ કરે તો ખરા, પરંતુ દીલથી કામ ન જ કરે; તેઓની આકાંક્ષાઓ તુટી જાય; અસંતોષ ફેલાય, પોતાની જવાબદારીઓ સમજે નહીં; અને દેખરેખ પુરતી રાખવામાં ન આવે તો કામને બદલે આળસમાં વખત ગાળવાનું મન કરે. ઓછા પગારથી આવું પરીણામ એકલા મજુર વર્ગમા જ જોવામાં આવતું નથી; દરેક ખાતાઓમાં નોકરોને તેમના કામને યોગ્ય પગાર ન મળે તો બેપરવાઈ, અસંતોષ વિ. સારા કામમાં ખલેલ કરનાર ગુણો વિકસે છે. કેળવણી ખાતામાં શિક્ષકોનો પગાર તેમની લાયકાત કરતા ઓછો હોવાથી સારૂં શિક્ષણ અપાતું નથી, શાળામા પોતાની ફરજો જેમ તેમ બજાવી, આવક વધારવાના અન્ય સાધનો તરફ વૃત્તિ થાય છે. વધારે પગાર આપવાથી ઘણું સારૂં કામ થઇ શકે છે એ સિદ્ધાંતની સત્યતા અનુભવથી જ જણાશે. કદાચ થોડો વખત વધારે રોજની સારી અસર જણાય નહીં, પરન્તુ થોડી મુદત પછી તેના લાભ જણાયા વિના રહેશે નહીં. મજુરો ઉપર દેખરેખ ઓછી રાખવી પડશે; વધારે પગારથી મજુરોની રહેણી સુધરશે, ઘરમાં તેઓને વિશેષ સગવડ મળી શકશે, તેથી સંતોષ અને સુખને લીધે મજુરોના મન પ્રફુલ્લિત રહેશે અને કામ સારૂં થશે, આગળ વધવાની, વધારે સારૂં કામ કરી વધારે પગાર મેળવવાની વૃત્તિ સતેજ થશે, એમા સંદેહ છે જ નહીં. કેટલાક કારખાનાં વાળાઓ એમ ફરીઆદ કરતા જણાય છે કે થોડા વર્ષો થયા મજુરોના રોજ વધ્યા છે છતાં કામ કાંઈ સારૂં થતું જણાતું નથી, માટે વિના ફળે વધારે ખર્ચ કરવાની જરૂર બીલકુલ નથી. પરંતુ આવી ફરીયાદ કરનારા જરા વિચાર કરશે તો જણાશે કે રોજ વધ્યા છે એ વાત ખરી, પણ તેથી મજુરો વધુ સગવડો અને સુખ મેળવી શક્યા નથી મોંઘવારી અનહદ થઈ છે. જેટલા સુખમા માસિક રૂા. ૨૦ નો પગારદાર રહેતો તેટલાજ સુખમાં રહેવા માટે હાલ રૂા ૩૦-૩૫ જોઇએ છે, આમ હોવાથી રૂા. ૨૦ ના પગારદારને રૂા. ૩૦ નો પગાર આપવામાં આવે તો તેનો રોજ વધ્યો છે એમ કહેવું કેવળ ભૂલભરેલું છે. વધારે ચીજો ખરીદી શકાય, વધારે સગવડો મેળવી શકાય તો જ રોજમાં ખરો વધારો સમજવો જોઇએ. રોજ ખરેખરો વધારો અને પછી જુઓ કે તેની અસર શું થાય છે. કદાચ અસર થવાને થોડી વાર લાગે પરંતુ અસર થયા વિના રહેશે નહીં.

વધારે રોજની સાથે મજુરો પાસે કામ કરાવવાના કલાકોમાં પણ ઘટાડો થવાની અગત્ય ઘણી છે. મનુષ્ય કાંઇ ઢોર નથી કે તેને કામ કરાવ્યાજ કરવું. ઢોરને પણ આરામ, આસાયશની જરૂર પડે છે, ઢોર પાસે કામ કરાવ્યા જ કરીએ અને તેની માવજત બરાબર કરવામાં ન આવે તો ધીમે ધીમે તે પણ નિર્બળ થતાં જાય છે અને અંતે નકામાં થઈ પડે છે. મનુષ્યને તેજ પ્રમાણે તેથી વધતા પ્રમાણમાં આરામની જરૂર પડે છે; એકસામટું કામ કરાવ્યા જ કરવાથી કામની ઝડપ ઓછી થયા વિના રહેજ નહી અને કામની જાત પણ બગડયા વિના રહે જ નહી. કેટલાક ગેરો એમ માનતા જણાય છે કે જ્યા

સુધી મજુર થાકીને લોથ પોથ થઈ જાય, વધારે કામ કરવાની શક્તિ રહે નહીં ત્યાં સુધી તેની પાસે કામ લેવું. દિવસના ૨૪ કલાકમાંથી ચૌદ પંદર કલાક કામ લેવામાં કશો વાંધો નથી. સાધારણ રીતે વિચારતાં એમ લાગે છે કે દિવસના ૨૪ કલાકમાંથી ત્રીજો ભાગ એટલે આઠ કલાક મનુષ્યે નિદ્રામાં ગાળવો જરૂરનો છે કેમકે તે દરમિઆન દિવસમાં નજેલો ઘસારો સમો થઈ જાય છે; ત્રીજો ભાગ એટલે આઠ કલાક ખાવા પિવામાં, ન્હાવા ધોવામાં, નિત્ય કર્મમાં, પ્રભુ સ્મરણમાં તથા આરોગ્ય રક્ષણાર્થે અને આનંદિત રહેવા માટે કસરત કરવામાં ગાળવાની જરૂર છે; અને બાકીના આઠ કલાક ઉદરનિર્વાહ માટે કામ કરવામાં ગાળવાના છે. પરંતુ હાલની સ્થિતિ જોતા આઠ કલાકને બદલે ચૌદ પંદર કલાક મજુરો પાસે કામ કરવામા આવે છે. આવી રીતથી શેઠીઆઓ એમ સમજતા હશે કે તેમને લાભ છે, કામ વધારે જથ્થામા બને છે અને તેથી નફો વધારે થાય છે. પણ દીર્ઘ-દૃષ્ટીથી જોઇશું તો આ રીતિ તદન ભુલ ભરેલી જણાશે શારીરિક થાક અને ઔદ્યોગિક થાક એ બેમાં ભેદ ન સમજવો એ આગળ જતાં ઘણું હાનિકારક છે. અમુક કલાક કામ કર્યા પછી, શરીરની શક્તિ હજી હોય પણ મન ઉપર કંટાળો, થાક લાગવાથી કામનો વેગ ધીમો પડી જાય છે અને કામમાં ભુલચુક વધતા પ્રમાણમાં થાય છે. વધારે કલાક કામ કરાવવાની તરફેણ કરનારાઓ એમ પણ કહે છે કે મજુરોને ખાસ મગજ-મારીનું કામ કરવાનું હોતું નથી એટલે તેમને ઔદ્યોગિક થાક અને શારીરિક થાક એક જ વખતે લાગવો જોઇએ. ઇંગલન્ડમાં ગયા સૈકામાં કારખાનાવાળાઓ આવી જ દલીલો કરતા હતા અને યંત્રોને થાક લાગે નહીં તેથી મજુરોને પણ થાક ન જ લાગે એમ માની મજુર વર્ગના કલાકો ઘણા વધારી દેતા હતા ધીમે ધીમે આની ભૂલો જણ-ાતી ગઈ અને ઇંગ્લન્ડ, જર્મની, વિ. મહાન દેશોમાં મજુર વર્ગને ઓછા કલાક કામ કરાવવાના અનેક લાભો સ્વીકારાયા છે. લાંબો વખત કારખાનાઓમાં એકને એક સ્થિતિમાં ઉભા રહેવાથી શરીરના અવયવો વાંકા ચુકા બનવાનો સંભવ રહે છે. શરીર ક્ષુદ્ર અને બળહીન થવાનો સંભવ રહે છે અને તેથી ભવિષ્યનો મજુર વર્ગ દિનપરદિન ઉતરતા પ્રકા-રનો બનતો જાય છે. મજુરો પાસે વધારે કલાક કામ કરાવવાની પદ્ધતિ હીંદમાં પ્રસરતી ગઈ તેથી ઇંગ્લન્ડનો અનુભવ ધ્યાનમાં લઈ સરકાર તરફથી ૧૯૧૧ માં ફેક્ટરીઝ એક્ટ પસાર કરવામાં આવ્યો. આ કાયદા પ્રમાણે ૧૪ અને ૧૭ વર્ષની વચ્ચેના છોકરાઓ અને બૈરાઓને બાર કલાકથી વધારે કામ કરાવી શકાય નહીં; તેથી મ્હોટી વયના મજુરોને પણ બાર કલાકથી વધુ કામ કરાવી શકાતું નથી. દુર્ભાગ્યની વાત છે જ્યારે ઇંગ્લન્ડ જેવા દેશોમાં આઠ કલાકની વાત ચાલી રહી છે ત્યારે હીંદમા હજી બાર કલાક મજુરો પાસે કામ લેવામાં આવે છે. હીંદમા કારખાનવાળાઓ હજી સમજતા નથી કે ઓછા કલાકમાં વધારે કામ અને ઘણા કલાકમાં ઓછું કામ થઈ શકે છે, તેઓ એમ ફરીઆદ કરે છે કે બાર કલાકમાં હીંદી મજુરો ચાર કલાક જેટલો વખત ગુમાવે છે અને જો તેઓને ઓછા કલાક કારખાનામા રાખીએ, તો બાકીનો વખત તેઓ દારૂનાં પીઠાંમાં ગાળશે અને તેથી પોતાને તથા પોતાના કુટુંબને નુકસાન કરશે. આવી ફરીઆદ વ્યાજબી નથી, એમ

રહેજ જણાશે. પીઠાએ કારખાનાંઓની પાસે રહેવા દેવામાં ન આવે અને બીજી રીતે મજુરોને કેળવી તેમનું જીવન સુધારવામાં આવે તો ઓછા કલાકમાં ઘણું વધારે અને સારૂ કામ કરી બતાવશે એમાં મ્હને તો કાંઈ શક જણાતો નથી. બાર કલાકના આઠ કલાક આજે કરીએ, તેનુ ફળ આવતી કાલે જોવાની ઇચ્છા રાખીએ અને તેમાં નિષ્ફળતા પામીએ તો દોષ કોનો? શરૂઆતમાં ઓછા કલાકમાં ઓછું જ કામ થશે; પરંતુ થોડા સમય પછી તેની શુભ અસરો નજરે પડશે. અન્ય દેશોને જે વર્ષો પછી જ્ઞાન થયું છે તે જ્ઞાન મેળવવામા આપણે એટલા જ વર્ષ ગુમાવવાં એ મુર્ખાઈ છે. તેઓને મજુર વર્ગને સુધારવા સૈકા થયો માટે આપણે પણ સૈકા બગાડવો એ શું ડહાપણ છે? આપણો મજુર વર્ગ ઇંગ્લન્ડ, જર્મની વી. દેશોના મજુર વર્ગ કરતાં કાંઈ વિચિત્ર પ્રકારનો નથી જે ઉપાયોથી ત્યાંનો મજુર વર્ગ સુધરી શકયો તેવાજ ઉપાયોથી આપણો મજુર વર્ગ સુધરી શા માટે ન શકે? ઉલટું. આપણો દેશ ગરમ હોવાથી મજુર વર્ગને વધારે આરામની જરૂર છે.

આ ઉપરાંત મજુર વર્ગના બાળકોની ખાસ સભાળ લેવાની આવશ્યકતા છે તેઓને વ્હેલા કામે લગાડી દેવામાં આવે છે તેથી તેઓને કેળવણીનો લાભ મળી શકતો નથી, શરીરનું બંધારણ બરાબર થતું નથી. બાળકોના રોજ ઓછા એટલે શેઠીઆઓને બાળકો કામે લગાડવાની વૃત્તિ હોય પણ સરકાર તરફથી અંકુશ મુકાવો જોઇએ. ઇંગ્લન્ડમાં કારખાનાવાળાઓ આવો અંકુશ મુકવા દેવા વિરૂદ્ધ પડયા હતા. તેઓ કહેતા હતા કે માબાપ કારખાનામા કામ કરતા હોય ત્યારે બાળકોની દેખરેખ રાખનાર ઘેર કોઈ ન હોવાથી, બાળકો વંઠી જાય આ વાતમા સત્યતા છે, પરંતુ તેનો ખરો ઉપાય બાળકોને વ્હેલા કામે લગાડી દેવાનો નથી પણ માબાપનૈ કામના કલાક ઓછા કરવાનો અને ફરજીઆત મફત પ્રાથમિક કેળવણી છે

મજુરોનો ઘરસંસાર સંતોષકારક રીતે ચાલતો નથી. મજુરો કામે જાય ત્યારે ઘરમાં બૈરાં હોય તો ઘર સાફસુફ રહે અને કામથી શ્રમિત થયેલા મજુરો ઘેર શાંતિમય સુખ મેળવી શકે. બૈરા પણ પુરૂષોની માફક કામે લાગે ત્યારે બાળકોની સભાળ ન લેવાય એટલું જ નહીં પણ ઘરમાં કોઈ પણ જાતની સુવ્યવસ્થા રહી શકે નહીં અને સાંજે કંટાળેલાં સ્ત્રી પુરૂષને ઘર આનંદમય લાગતું નથી; અને આ પ્રમાણે જેને ગૃહસુખ મળતું નથી તેને સંસારમાં જીવન બોજારૂપ ભાસે એમાં નવાઈ શી? નિત્યના કામ પર મન સ્થિરપણે ચોંટે નહીં; ન છુટકે-કામ કર્યા કરે પણ કામ-આનંદ કે હોંસથી થઈ શકે જ નહીં. મજુરોને સુશિક્ષિત બનાવી, તેમની આવક વધારી, કલાક ઓછા કરી અવકાશ વધારે આપો તેમાંથી જ તેઓમાં સુધારો સંભવતો નથી; સુવ્યવસ્થિત આનંદ આપનાર ઘર પણ આવશ્યક છે. કારખાનાઓ મ્હોટા શહેરોમાં ઘણે ભાગે આવી રહ્યા છે; ત્યાં ભાડું વધારે અને જગ્યા ઓછી મળે છે. એટલે ઘણે ભાગે એક જ ન્હાની ઓરડીને ઘર ગણી લેવું પડે છે. જેલમાં કેદીને રહેવાની કોટડી કરતાં પણ ન્હાની કોટડી અને ભાડું ઘણું ભારે હોવાથી,

એવી ઓરડી પણ બેએક જણના ભાગમાં હોય એટલે એવાં ઘર મજુરોને આકર્ષક ન લાગે એ સ્વાભાવિક છે. નીતિમર્યાદાથી રહેવું મુશ્કેલ થઈ પડે છે, તંદુરસ્તી બગડવાનો સંભવ વિશેષ રહે છે, તેથી મજુરો કારખાનાંમાંથી છુટયા પછી બ્હાર રખડતા હલાય છે બીજા સુખના અભાવે, ક્ષણિક કલ્પિત સુખ અને દુઃખના ભુલાવા અર્થે, પીઠાંમાં દારૂ પીવા તરફ વૃત્તિ દોરાય છે. આવી સ્થિતિ સુધારવા મજુર વર્ગને માટે કારખાનાંઓની નજીક સારી તંદુરસ્તી જળવાય, બહુ ભાડું ખરચવું ન પડે એવી ચાલીઓ બાંધવી જોઈએ. આવાં મકાનો બાંધવાની ફરજ કારખાનાવાળાઓની, કે મ્યુનીસીપાલીટીઓની કે સરકારની હોઈ શકે. કારખાનાવાળા શેઠીઆઓ પોતાનો ખરો સ્વાર્થ સમજતા જણાતા નથી; ચાલીઓ મજુરો માટે બંધાવવા કરતાં, મધ્યમ વર્ગ માટે મકાનો બાંધવાં અને ભાડાંઓ હદની બહાર વધારવાનું તેઓ પસંદ કરે છે. સારા મકાનથી મજુર વર્ગની શારીરિક તેમજ માનસિક સ્થિતિમાં કેટલો આનંદદાયક ફેરફાર થોડા સમય પછી જણાશે અને તેથી તેઓનાં કારખાનાંઓને કેટલો લાભ થશે તે તેઓના અંતરમાં બરાબર ઠસેલું લાગતું નથી. વળી સમજતા હોય તો એક મ્હોટી મુશ્કેલી નડે છે. શેઠીઆઓ મજુરો માટે ચાલી બંધાવે અને તેમાં રહેતા મજુરો પોતાના કારખાનાને બદલે પાસે બીજા કારખાનામાં કામે વળગે તો શું કરવું? આવી મુશ્કેલી દૂર કરવા સરળ રસ્તો એ જણાય છે કે પાસે પાસેના કારખાનાવાળાઓએ ભેગા થઈ મજુર વર્ગ માટે મકાનો તૈયાર કરાવવાં અને તેમાં સરકારે તથા મ્યુનીસીપાલીટીઓએ મદદ કરવી. હુન્નર ઉદ્યોગના ક્ષેમમાં શહેરનો તેમ જ દેશનો ઉદય સમાયલો હોવાથી સરકાર અને શહેરની સત્તાધારી મંડળીની મદદ કરવાની ફરજ જ છે

સારા મકાનો તૈયાર કરાવ્યા ઉપરાંત, મજુર વર્ગને આનંદનાં સાધનો પુરાં પાડવાની કોશિષો થવી જોઈએ. અમેરીકા, ઇંગ્લન્ડ જેવા મહાન દેશોમાં મજુર વર્ગ માટે 'વેલફેર વર્ક' (તેઓના ભલાનું કામ) તરફ લોકોની વૃત્તિ ખેંચાઈ છે, હીંદમાં તે પ્રમાણે થવાની જરૂર છે કામથી છુટ્યા પછી, સાંજે મજુરો દારૂના પીઠામાં ભેગા થાય તેના કરતાં એક કલબ જેવું હોય ત્યાં ભેગા થાય તો પરિણામ ઘણું સારૂં આવે. નિર્દોષ રમત ગમતમાં થોડોક સમય ગાળી શકે, સુંદર મકાન અને સ્વચ્છ હવાની અસરથી શરીરનો શ્રમ પણ ઉતરે, મનને શાંતિ મળે, દારૂને બદલે ચાહ કૉફી જેવા પીણાંઓ પીવાની ટેવ પડે અને ચિત્રવાળાં તેમ જ અન્ય છાપાંઓ વાંચી શકે. વળી જેઓ સમાજસેવક તરીકે કામ કરવા રાજી હોય તેવાઓ આવી સંસ્થામાં કોઈ કોઈક વખત આવી સાદી સરળ ભાષામાં ભાષણો આપી શકે, મેજીક લેનટર્ન વિ. થી ગમત સાથે જ્ઞાન આપી શકે, રાત્રીશાળા ચલાવી શકે, એવા અનેક જનસેવાનાં ઉત્તમ કાર્યો કરી શકે. મુંબઈમાં સર કરીમભાઈ ઇબ્રાહીમની કમ્પની તરફથી પોતાની મીલોમાં કામ કરનાર મજુરો માટે વર્કમેન્સ ઇનસ્ટીટ્યુટ ખોલવામાં આવ્યું છે; અને સોશીયલ સરવીસ લીગના મેમ્બરો તે ઇનસ્ટીટ્યુટમાં મજુર વર્ગને લાભ થાય એવી સેવા કરે છે. ટાટા સન્સ તરફથી પણ પોતાના મજુર વર્ગને માટે કાંઈક આવી જાતનો બંદોબસ્ત થયો છે પરંતુ બધાં કારખાનાંવાળાઓ આ બાબતમાં પોતાની ફરજો સમજતા નથી. આવા

કાર્યમાં શરૂઆતમાં પૈસાનો વ્યય કરવો પડે છે અને તેનો લાભ તાત્કાલિક નહીં પણ થોડા સમય પછી જણાય છે તેથી શેઠીઆની વૃત્તિ થતી નથી. આવી સંસ્થા કદાચ સ્થપાય તો તેનો લાભ મજુરો તરત ઉત્સાહથી લેશે કે કેમ તે પણ શકમંદ છે. શેઠ પાસેથી દાન રૂપે રમત ગમતનાં સાધનો લેવાનું મન કદાચ થાય નહીં આવી લાગણી ન થાય તે માટે કોઇ મધ્યસ્થ સ્થાને શેઠીઆઓએ એકત્ર થઇને સેન્ટ્રલ ઇનસ્ટીટ્યુટો સ્થાપવાની જરૂર છે. શેઠીઆઓને કદાચ એમ બીક રહેતી હોય કે મજુરો ભેગા થઇ કારખાનાંવાળાઓની સામે કાવત્રું કરશે, વધારે રોજ માંગશે, હડતાળો પાડશે; પણ આવી બીક રાખવાનું ખાસ કારણ જણાતું નથી

મજુર વર્ગ તરફ શેઠીઆઓની ફરજો અનેક છે ને ફરજો બરાબર બજાવવાથી ભવિષ્ય ઉજ્જવળ થશે એમાં સંદેહ નથી; પણ કંઇક સ્વાર્થમાં અંધ બનેલા કારખાનાવાળાઓ પોતાની ફરજો ન બજાવે તો તેમને ઠેકાણે કોણ આવી શકે? સરકાર કે મજુર વર્ગ. સરકાર ફેક્ટરી એક્ટ સુધારી શકે અને અન્ય ફરજો કારખાનાવાળાઓને શીર મુકી શકે. પણ બધામાં સરકારથી માથું મારી શકાય નહીં વ્યક્તિસ્વાતંત્ર્યના જમાનામાં સરકાર દરેક બાબતમાં વચ્ચે પડે તે સંભવતું નથી જમાનો ફરતો જાય છે એવાં ચિહ્નો નજરે પડે છે; ઇંગલન્ડ જેવા દેશમાં પણ ઔદ્યોગિક બાબતમાં રાજ્યઅંકુશ જરૂરનો જણાતો જાય છે. પરંતુ હીંદમાં મજુર વર્ગને સુધારવા માટે જે જે ઉપાયો આપણે તપાસ્યાં તે બધા રાજ્ય તરફથી લેવાઇ શકે એમ નથી. એક રાજ્યફરમાનથી શેઠીઆને જ્ઞાન થઇ જશે એ સંભવતું નથી મજુરો જ્યાં સુધી એકત્ર થયા નથી અને એકબળ શેઠીઆઓ ઉપર અજમાવ્યું નથી ત્યાંસુધી પુરેપુરો સુધારો થવો મુશ્કેલ છે હડતાળો પાડવી એજ ઉત્તમ ઉપાય છે એમ કાંઇ મ્હારૂ કહેવું નથી પરંતુ કામદારોની સંસ્થાઓ હોય તો તેઓ પોતાની અગવડો, જરૂરીઆતો પોતાના શેઠ આગળ રજુ કરી શકે અને છુટા છુટા મજુરોની જુદી જુદી માંગણીઓ ઉપર લક્ષ ન અપાય પણ હજારો મજુરોની મંડળી તરફથી જે માગણીઓ દલીલો સાથે રજુ થાય તે ઉપર લક્ષ આપ્યા સિવાય છુટકો થાય'જ નહીં કદાચ માંગણીઓ ન સ્વીકારાય અને તે સ્વીકારવામાં શેઠનો કેવળ અન્યાય હોય તો કામદારો તે શેઠને 'ત્યાં ન જાય' એવો બંદોબસ્ત પણ આવી મંડળી તરફથી થઇ શકે.

આ ઉપરથી જણાશે કે હીંદના મજુર વર્ગને કાર્યકુશળ બનાવવાની જરૂર છે. મજુરની કુશળતાનો સવાલ હીંદ માટે અત્યંત અગત્યનો છે અને તે સવાલનું નિરાકરણ કરવા માટે શેઠોએ દીર્ઘદૃષ્ટીથી મજુરોના હિતાર્થે ઉપાયો હાથ ધરવા જોઇએ, સરકાર અને મ્યુનીસીપાલીટીઓએ પોતાથી થઇ શકે એવા ઉપાયો હાથ ધરવા જોઇએ, અને મજુર વર્ગે પણ તે ટ્રેડયુનીઅનો (મજૂરોની મંડળીઓ) સ્થાપી પોતાની સ્થિતિ સુધારવા કોશિષ કરવી જોઇએ. આ પ્રમાણે બધા મળીને પ્રયાસ કરશે તો શુભ પરિણામ ટુંક સમયમાં આવશે; નહીંતર હીંદમાં ઔદ્યોગિક વિકાસ થતાં ઘણાં વર્ષોનો વિલંબ થશે.

સાધારણ મજુર વર્ગ વધારે કાર્યકુશળ બન્યો તેથી સંતોષ થઇ બેસી રહેવાનું નથી. તેમની પાસે કામ લેવા, તેમને કામ બતાવવા, કારખાનું ચલાવવા અને ઉદ્યોગને યોગ્ય રીતે ખિલવવા માટે ઉંચા પ્રકારના જ્ઞાનની જરૂર છે. આધોગિક સરદારો બનાવવા માટે સતત પ્રયાસની જરૂર છે. દેશમાં વ્યાપારી અને ઔદ્યોગિક કેળવણી આપનારી ઉંચા પ્રકારની સંસ્થા વિશે તો ઉપર કહેવામાં આવ્યું છે. તે ઉપરાંત બીજા અન્ય ઉપાયો પણ લેવાની ખાસ જરૂર છે. ઔદ્યોગિક બાબતોમાં આગળ વધેલા દેશોમાં આપણા યુવકોને વધારે સંખ્યામાં મોકલવા જોઇએ જેથી ઉંચા પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરી તેઓ દેશના ઉદ્યોગોને ખિલવી શકે. તે માટે સરકાર તરફથી સ્કોલરશીપો વધુ આપવી જોઇએ અને ઇંગલન્ડમાં તેમ જ અન્ય દેશોમાં એવા યુવકોને તેઓના જ્ઞાનપ્રાપ્તિના કાર્યમાં સગવડો અપાવી જોઇએ. પરંતુ કાચના ઉદ્યોગ જેવા કેટલાક ઉદ્યોગોનું શિક્ષણ અન્ય દેશોમાં બરાબર મેળવી શકાતું નથી, ઉદ્યોગની ચાવીઓ બતાવવામાં આવતી નથી એટલે પરદેશથી જ્ઞાન દરેક ઉદ્યોગ માટે મેળવવું અશક્ય છે. આપણે દરેક ઉદ્યોગ માટે એક્સપર્ટ, (એક જ બાબતમાં ખાસ કાર્યકુશળ મનુષ્યો)ની જરૂર છે તે જરૂરીઆત પરદેશ યુવકોને મોકલી આપવાથી પુરી પડશે નહીં. શરૂઆતમાં પરદેશી એક્સપર્ટોની આયાત કરવી જોઇએ. તેમના હાથ નીચે આપણા દેશમાં ઉદ્યોગ સ્થપાતો જાય અને દેશી યુવકો કેળવાતા જાય, આ રસ્તો ઘણો સરળ લાગે છે, પરંતુ મુશ્કેલી ખરા એક્સપર્ટો ખોળી તેને આકર્ષક પગાર આપવાની છે. ઘણા એવા દાખલા મળી આવે છે કે કહેવાતા એક્સપર્ટોને પોતાની ખાસ બાબતનું જોઇએ તેવું જ્ઞાન હોતું નથી. હીંદમાંથી પગાર મ્હોટા લઇ જાય છે અને હીંદના પૈસાનો વ્યય કરી અખતરાઓ અજમાવી ધીમે ધીમે અહીં જ રહી કુશળ બને છે; એટલે ઉમર થતાં વાનપ્રસ્થ થવાનો સમય આવે ત્યારે જ તે એક્સપર્ટ બને છે. હીંદના પૈસાનો ઉપયોગ પરદેશીને એક્સપર્ટ બનાવવામાં કરવો જોઇએ નહીં, ખરા એક્સપર્ટનું આ દેશમાં કામ છે. આ પ્રમાણે ખરેખર કાર્યકુશળ મનુષ્યોને આકર્ષક પગાર આપી હીંદમાં બોલાવવામાં આવે અને તેના હાથ નીચે હીંદી યુવકોને ઉંચા પ્રકારનું જ્ઞાન મળતું જશે તો જ આપણે હુન્નર ઉદ્યોગમાં આગળ વધી શકીશુ.

હીરાલાલ લલ્લુભાઈ કાજી.

---

## સુલેહ.

સુલેહ થઇ: વસ્તુતઃ, થઇ—જો કે દફતરી ભાષામાં હજી યુદ્ધ માત્ર સ્તમ્ભ્યુ જ છે, અને યુદ્ધમાં જોડાએલી સઘળી પ્રજાઓ એકત્ર મળીને સુલેહના કરાર હજી હવે નક્કી કરશે, અને એ કરાર સર્વને કબૂલ થશે ત્યારે જ યુદ્ધ પૂરૂ થયુ અને સુલેહ થઇ એમ કહેવાશે, —જે વાતને હજી થોડા મહિના લાગશે. પણ તે તો, ઉપર કહ્યું તેમ, માત્ર દફતરી પરિભા-

પામે જ; વસ્તુતઃ તો સુલેહ થઇ જ ગઇ. જર્મનિએ એવી બારે હાર ખાધી છે અને એની યુદ્ધની સામગ્રી એવા મ્હોટા જથામાં આપણા પક્ષને સોંપાઇ ગઇ છે કે હવે સુલેહના અધિકારીઓની બેઠકમાં એનું ધાર્યું પાર પાડવા માટે ફરી યુદ્ધ કરવાની ખરી-ખોટી ધમકી પણ દઈ શકે એવી સ્થિતિમાં જર્મનિ રહ્યું નથી.

સમય કેવી ઝડપથી અને કેવી પૂર્ણતાથી બદલાઇ ગયો! ગયા માર્ચે આખરે યુદ્ધની સ્થિતિ કેવી હતી! બ્રિટિશ પ્રધાન મન્ત્રી—મિ. લૉઈડ જ્યૉર્જે—આપણા વ્હાઇસરૉયને તાર કર્યો કે દુશ્મન પૂર્વ તરફ વળે છે અને તેથી હિન્દુસ્થાને પોતાનો બચાવ કરવા સજ્જ થઇ જવું. આ ચિન્તાનો પડઘો મૉન્ટેગ્યુ-ચેમ્સ્ફર્ડ રિપોર્ટમાં પણ (છેલ્લા પેરેગ્રાફમાં) પડ્યો છે. બંને અધિકારીઓ એ વખતે કહે છે કે સ્વતન્ત્રતા માટેના આ યુદ્ધનું પરિણામ જો વિપરીત આવ્યું તો હિન્દુસ્થાનને સ્વરાજ્ય મળવાની જે વાત કરી છે તે અશક્ય થઇ ગઇ સમજવી.

એ વખતે જર્મનિએ ફ્રાન્સના રણક્ષેત્રમાં આપણા સૈન્ય ઉપર છેલ્લામાં છેલ્લો અને તેથી મ્હોટામાં મ્હોટો ધસારો ચલાવ્યો હતો. માર્શલ ફ્રૅંચ બ્રિટિશ અને ફ્રૅંચ લશ્કરને વૃથા કપાઇ મરવા ન દેતાં અગમ્ય કુશળતાથી પાછાં ખેંચતો ગયો, અને જેમ જેમ એ લશ્કર પાછાં હઠયાં તેમ તેમ જર્મનિની ફતેહ પ્રાકૃત દૃષ્ટિએ મ્હોટી થતી લાગી. અરે! યુદ્ધશાસ્ત્રનાં સ્વપ્ન પણ જેઓના મગજમાંથી અસ્ત થઇ ગયાં છે તેવા લોકોની દૃષ્ટિએ તો 'કુશળતાથી પાછા હઠવું' એ હારને ઢાંકનાર એક વદતોવ્યાઘાતભર્યું વાક્ય જણાતું! જર્મનિએ એમિયાં અને પૅરિસ વચ્ચે ધસી આવી, બન્નેના સીમાડા સુધી પહોંચી, અત્યારે એમિયાં પડશે કે પૅરિસ એટલો જ પ્રશ્ન જાણે રહ્યો હોય તેમ આપણને ક્ષણે ક્ષણે એ બંને મુદ્દાનાં શહેરોની સલામતી બાબત અને યુદ્ધના પરિણામ બાબત ભયમાં નાખ્યા. આટલું જ નહિ પણ જર્મનિએ તે જ વખતે ત્રીજો ધસારો કૅલે તરફ ચલાવ્યો હતો. અને એ માર્ગે બ્રિટિશ લશ્કરને પાછું હઠાવીને એવી સ્થિતિ આણી કે કૅલે-ડોવરની ખાડીને પીઠ અડાડી દરેક સૈનિક પ્રાણાન્ત થતા સુધી અડગ યુદ્ધ લડે એવો બ્રિટિશ સેનાને નિશ્ચય કરવો પડ્યો. છેલ્લા ચાર વર્ષમાં, આરમ્ભમાં, જ્યારે જર્મન દળ બેલ્જિયમમાં ઍન્ટવર્પ અને ઑસ્ટેન્ડ ઉપર, અને ફ્રાન્સમાં મૉન્સ સુધી, સમુદ્રના મોજાંની માફક ચઢી આવ્યું હતું તે વખતે જે સ્થિતિ આવી પડી હતી, તે કરતા પણ આ વખતની સ્થિતિ વધારે ઘોર હતી. ચાર વર્ષ ઉપર તો બ્રિટન અને ફ્રાન્સને એમ થતું કે હજી આપણી પાસે પૂરતું લશ્કર અને લશ્કરી સરંજામ નથી તેથી પાછું હઠવું પડે છે પણ એ બંને અત્યારે તૈયાર થાય છે અને તે થઇ જશે એટલે દુશ્મનને આપણે જરૂર પાછા વાળી શકીશું. પણ આ વખતે તો આવાં દીર્ઘદર્શી આશાના કિરણો તેઓના કર્તવ્યપથને અજવાળતા ન હતા, અને ક્ષિતિજ ઉપર કેવળ ઘોર અન્ધકાર જ છવાએલો દેખાતો હતો. અમેરિકાએ આપવા કહેલી મદદ આવી ન પહોંચે તો ફ્રાન્સ અને બ્રિટનના પ્રાણની પાયમાલી હતી—જો કે બ્રિટનની સ્થિતિ એક બાબતમાં ફ્રાન્સથી જુદી

હતી તે એ કે દુશ્મન ફ્રેંસે સુધી પહોંચે અને બ્રિટિશ લશ્કરને ખાડી ઓળંગી ઇંગ્લંડ પાછા જવું પડે તો પણ શું?—બ્રિટન પોતે તો આખુ બ્રિટિશ નૌકાસૈન્યથી રક્ષિત અને તેથી વસ્તુતઃ અજિત રહી શકે એમ હતું, પણ ફ્રાન્સને પક્ષે યુદ્ધનાં ઊતર્યા પછી ફ્રાન્સમાંથી લશ્કર પાછું ખેંચવું પડે અને પરિણામે ફ્રાન્સને જર્મનિના પંજામાં સોંપી દેવું પડે—એ બ્રિટનને માટે પૂરેપૂરી હાર ખાધા બરાબર જ ગણાય.

આ કટાકટીને વખતે ફ્રેંચ અને જર્મન યુદ્ધકળા વચ્ચેનો એક મ્હોટો ભેદ પ્રયોગની કસોટીએ ચઢ્યો. જર્મન યુદ્ધકળાનું એક મુખ્ય સૂત્ર એ છે કે આપણા લશ્કરે દુશ્મનના લશ્કર ઉપર એવા જોસથી ધસારો કરવો કે જેથી એ ગભરાઇ જાય, અને એમ કરતાં ગમે તેટલી પોતાના લશ્કરની ખુવારી થાય તો પણ તે સામુ ન જોવું; ફ્રેંચ યુદ્ધકળાનું સૂત્ર એ છે કે પાછા હઠવું પડે ત્યારે હઠવું, લશ્કરની ખુવારી જેમ બને તેમ ઓછી થવા દેવી, અને કેટલુંક લશ્કર એવું બિનકામું રાખવું કે જેને દુશ્મનના ધસારાનો વેગ નરમ પડતાંની સાથે એકદમ રણમાં ઊતારી શકાય, અને જે, વિજય મેળવતાં ખુવાર થઇ ગએલા અને બહુ વેગથી થાકી ગએલા દુશ્મનના લશ્કર ઉપર અચાનક તૂટી પડીને, પોતાની વધુ સંખ્યાથી અને તાજા બળથી, એને મ્હાત કરી શકે. મહાન ફ્રેંચ જનરલ માર્શલ ફૂશે આ બીજી પદ્ધતિથી કામ કર્યું. અને તેમાં ફ્રેંચ લશ્કર ઉપરાંત વખતસર નવા ઊતરેલા અને ઊતરતા જતા અમેરિકન લશ્કરને પણ થોડી ઘણી કવાયત કરાવીને ઉપયોગના લીધું. એકદમ લડાઇની બાજી બદલાઇ, જર્મન લશ્કરે પાછા હઠવા માંડ્યું અને તે માંડ્યું તે ગયું જ: ફરી આગળ વધવુ, બલ્કે અમુક સ્થળે ટકી રહેવું, એ ત્યાર પછી એનાથી બની શક્યું જ નહિ. બ્રિટિશ, ફ્રેંચ અને અમેરિકન ત્રણે લશ્કરે એકત્ર થઇને તેમ જ જુદી જુદી તરફથી, ધસારો શરૂ કર્યો, અને એ ધસારો જર્મન લશ્કરથી ઝીલી શકાયો નહિ. પરંતુ આ સમયે પણ ભાગ્યે જ કોઇના સમજવામાં હતુ કે જર્મનિના લશ્કરી જીવનની આ છેલ્લી ઘડી છે. સૌને એમજ હતું કે જર્મનિ 'હિન્ડનબર્ગ લાઇન' સુધી, અને બહુ તો રહાઇન નદીની પોતાના દેશની સ્વાભાવિક સરહદ સુધી પાછું હઠશે, અને ત્યાં છેવટનો મુકામ કરી, ત્યાં રહી, પોતાનો બચાવ કરવા પ્રયત્ન કરશે.

આ અરસામાં, પૂર્વ તરફ અણચિન્તવ્યા બનાવ બનવા લાગ્યા હતા. બલ્ગેરિયા જેણે ત્રણ વર્ષ પર સર્બિયાને પાયમાલ કરી દીધું હતું, અને જેને આગળ વધતું અટકાવવા માટે, ગ્રીસને સાંકળામાં લઇને, ફસાવીને, સૅલોનિકામાં ફ્રેંચ અને બ્રિટિશ સૈન્ય સ્થાપવું પડ્યું હતું—એણે એકદમ સુલેહની માગણી કરી. તે જ પ્રમાણે, ઑસ્ટ્રિયાએ પણ ઇટલિ આગળ માગ મૂક્યો, અને તુર્કીએ પણ એશિયા માઇનરમાં આપણા લશ્કરને હાથે સજ્જડ હાર ખાધી. જર્મનિના આ ત્રણે મિત્રોએ જર્મનિથી છૂટા પડી, એક બીજાથી પૃથક્ પૃથક્ સુલેહની માગણી કરી, અને સર્વે બિનશર્તે આપણા પક્ષને શરણે થયાં. જર્મનિએ પ્રેસિડન્ટ વિલ્સનને વિનતિ કરી કે એમણે કૉન્ગ્રેસ

આગળ ગયા જાન્યુઆરીમાં અને તે પછી, ખાસ કરીને ગઈ તા. ૨૭ મી સપ્ટેમ્બરે, જણાવેલા વિચારોને સુલેહના પાયા રૂપે લઇ, એ સંબન્ધી વાતચિત કરવા માટે પશ્ચિમ સરહદ ઉપર યુદ્ધ થોભાવવું, અને તેમ કરવા એમના મિત્રરાજ્યોને એમણે કહેવું. એના ઉત્તરમાં પ્રેસિડન્ટ વિલ્સને જણાવ્યું કે એ વિચાર 'સુલેહના પાયા રૂપે' જ નહિ, પણ નિર્વિવાદ રીતે જર્મનિને કબૂલ હોય, અને એ વિચારોને અમલમાં શી રીતે મૂકવા એટલો જ પ્રશ્ન બાકી રહેતો હોય તો જ આ વિનંતિ ઉપર ધ્યાન દેવામાં આવે. જર્મનિએ નિર્વિવાદ રીતે આ શર્તો કબૂલ કરી અને યુદ્ધ થોભાવવા ફરી વિનંતિ કરી. આ વિનતિનો પ્રેસિડન્ટ વિલ્સને જોરદાર ઉત્તર આપ્યો કે એમ યુદ્ધ થોભાવાશે નહિ. જર્મન લશ્કરે ફ્રાન્સ ખાલી કરી પોતાની મૂળ સરહદ સુધી—બલ્કે ૧૮૭૧ માં ફ્રાન્સ પાસેથી પડાવી લીધેલાં આલ્સેસ લૉરેઇન ખાલી કરીને ર્‌હાઇન નદી સુધી—પાછા હઠવું, અને તે પછી જ યુદ્ધ થોભાવવાની વાત કરવી. જર્મનિએ આ શર્ત પણ કબુલ કરી, એટલું જ નહિ પણ યુદ્ધ અટકાવવા માટે પ્રેસિડન્ટનો ફરી ઉત્તર મળતા સુધી, આજીજી ઉપર આજીજી કરવા માંડી! પ્રેસિડન્ટ વિલ્સને ફ્રાન્સ અને બ્રિટન સાથે મસલત કરીને અને સંયુક્ત એકમત થઇને જવાબ આપ્યો કે તમારા પ્રતિનિધિઓએ અમારા સેનાધિપતિ માર્શલ ફૉશને—એ જે રસ્તો નક્કી કરી આપે એ રસ્તે થઇને—મળવા જવું, અને એ જે શર્તો ઠરાવે તે જર્મનિને સર્વથા કબુલ હોય તો જ—અને તે પછી જ—યુદ્ધ થોભાવાશે. જર્મનિએ આ પણ કબુલ કર્યું. અને પરિણામે માર્શલ ફૉશ પાસે પોતાના પ્રતિનિધિઓ મોકલ્યા, તેઓ સાથે યુદ્ધવિરામની જે શર્તો નક્કી થઇ તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે—જર્મનિએ તોપો, બંદૂકનાં યન્ત્રો, આગબોટો—સર્વ અમુક અમુક સંખ્યામાં—આપણા પક્ષને સ્વાધીન કરવાં; રશિયામાંથી જર્મનિએ જે સોનું હરી આણ્યું છે તે આપણા પક્ષને આપવું; રશિયાને અને રૂમાનિઆને ડરાવીને તેઓ સાથે જર્મનિએ જે કોલકરાર કર્યા છે તે રદ ગણવા—આ રીતે કરવામાં આવશે તો યુદ્ધ થોભાવાશે; પણ બ્રિટિશ કાફલાએ જર્મનિમાં માલની આવજા અટકાવવા માટે જે ઘેરો નાખ્યો છે તે પાકી સુલેહ થતાં સુધી ઉઠાવવામાં આવશે નહિ. જર્મનિએ આ સર્વ શર્તો પણ કબુલ કરી—માત્ર છેલી શર્ત કમી કરવાની માગણી કરી અને તે માટે તરી અને ભૂખમરાની સ્થિતિ ઉપર લક્ષ દેવા પ્રેસિડન્ટ વિલ્સનને વીનવ્યું. ફ્રાન્સ બ્રિટન અને અમેરિકા ત્રણેએ ઉત્તર આપ્યો કે દરિયાઇ ઘેરા તો ઉપાડવામાં નહિ આવે, પરંતુ જર્મનિ તરફથી જોઇતાં વહાણો પૂરાં પાડવામાં આવશે તો જર્મનિને ખર્ચે પરદેશમાંથી એને અનાજ લાવી આપવામાં આવશે.

આ ઉપરાંત એક મ્હોટી શર્ત—જે પ્રેસિડન્ટ વિલ્સનના જાન્યુઆરીના ભાષણમાં, તેમજ ૧૯૧૭ માં એમણે જર્મનિ સામુ યુદ્ધ જાહેર કર્યું તે વખતના ભાષણમાં પણ યુદ્ધના મુખ્ય હેતુ તરીકે જણાવેલી હતી, અને જે આ વખતે સુલેહની વાત કરતા પહેલાં એક આવશ્યક શર્તરૂપે મૂકી હતી—કે જર્મનિનું એકચક્રી અને સેનાસત્તાક રાજ્યતન્ત્ર બદલી એને પ્રજાસત્તાક રાજ્યતન્ત્ર કરવું, જેથી ભવિષ્યમાં એક વ્યક્તિ કે મંડળની આપખુદી

અને લશ્કરી ગર્વથી યુદ્ધ થવા ન પામે. આ શર્ત જર્મનિના અધિકારી વર્ગને એવી અનિવાર્ય જણાઈ કે યુદ્ધ બંધ કરવાની વાતચિત શરૂ કરતાં પહેલાં જ એણે એને અમલમાં મૂકી દીધી. જર્મનિમાં અસાધારણ રાજ્યપરિવર્તન થયું: પ્રજાના શાન્તિપ્રિય અગ્રણીઓએ રાજ્યતન્ત્ર પોતાના હાથમાં લીધું, અને જર્મન શહેનશાહ—કૈસર—રાજપાટ છોડી નાસી સદ્વર્તમાન હૉલન્ડ નાસી ગયો.

ઉપર જણાવેલી યુદ્ધ અટકાવવાની સર્વ શર્તો જર્મનિએ, એને આપેલી મુદતમાં, અમલમાં મૂકવા માંડી છે: કરાર પ્રમાણેની લશ્કરી સંખ્યામાં સરંજામ અને નૌકાસૈન્ય મિત્રરાજ્યોને સોંપાઈ ગયાં, સોનું પણ હવાલે થઈ ગયું,—જર્મન લશ્કર પૂર્વ અને પશ્ચિમમાંથી પોતાના દેશમાં પાછું વળી ગયું. હવે સુલેહમાં નિર્ણય કરવાની બાબતો આટલી રહી છે:

(૧) પ્રેસિડન્ટ વિલ્સને જર્મનિના આક્રમણથી વેરાન થએલા દેશોને એની મૂળ સ્થિતિએ લાવી આપવાની જે પ્રતિજ્ઞા કરી હતી એ સિદ્ધ કરવા માટે જર્મનિ પાસેથી કેટલી નુકશાની—યાને દંડ—લેવો?

(૨) ઇંગ્લંડે જીતેલા મેસોપોટેમિયા અને જર્મન આફ્રિકાના પ્રદેશની શી વ્યવસ્થા કરવી? એ ઇંગ્લંડને સોંપવાં તો તે કોઈ કરારથી કે કેમ? અને કરાર કરવા તો તે શા કરવા?

(૩) જર્મનિ, ફ્રાન્સ, પોલાંડ, બાલ્કન્સ, ઇટાલિ, ઑસ્ટ્રિયા અને તુર્કસ્તાનની સરહદ ચોકસ કેવી રીતે ઠરાવવી?

(૪) જુદી જુદી પ્રજાઓએ એક મંડળના જેવાઈ ("League of Nations") પ્રજાના માંહોમાંહેના વ્યવહારના કાયદા ઘડવા કે કેમ? શા ઘડવા? અને એને પ્રસંગ આવ્યે પળાવવા માટે, શાન્તિ અને યુદ્ધના સમયમાં, શી શી યોજના કરવી?

(૫) જમીનના દરિયાના અને હવાના લશ્કરની પ્રત્યેક પ્રજા માટે કાંઈ હદ્દ—મર્યાદા—બાંધવી કે કેમ?

(૬) દરિયા ઉપર સર્વ પ્રજાના સરખા હકનો સિદ્ધાન્ત સ્વીકારવો કે કેમ? અને તે સ્વીકારવો તો તે શા અર્થમાં?

(૭) જુદી જુદી પ્રજાના પરસ્પરના વેપારના સંબન્ધમાં જકાત, અટકાવ વગેરે કરવા દેવી કે કેમ? અને એ વિષયમાં જર્મનિ સાથે કેવો વ્યવહાર રાખવો?

[ વસન્ત–ઑક્ટોબર. ]

# નિયમો.

૧ તન્ત્રીની સહીના—ખાસ પોતે લખેલા અગર બીજા પાસે ખાસ લખાવેલા, તેમજ વસન્ત-ઑફિસમાં તૈયાર કરાવેલા અને વસન્ત-ઑફિસની સહીથી પ્રકટ થતા સર્વ લેખો માટે તન્ત્રી જવાબદાર છે. અને તેથી એના ઉપર છાપવા છપાવવાનો હક તન્ત્રીનો રહે છે.

૨ અન્ય સર્વ લેખો માટે તે તે લેખના કર્તા જવાબદાર છે.

૩ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું. તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૪ કોઈ પણ લેખકનું અસલ લખાણ—એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો યા કર્યો હોય કે ન હોય—પણ પાછું લેખકને મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઈપણ લેખ પૂર્વે પ્રસિદ્ધ થયો છે કે કેમ, તથા અન્ય કોઈ પત્રમાં પ્રસિદ્ધ કરવા મોકલ્યો છે કે કેમ એ અમોને લખી જણાવવું. કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિ તે તન્ત્રીની મુનસફી ઉપર છે.

વ્યવસ્થાપક.

---



---

ભાવ કેમ ? ઇચ્છા એ વસ્તુ nerves ના, cellના, વ્યાપાર, વિકાર, કરતાં જુદી, હેની પાર રહેલી શક્તિ હેવી જોઇએ એમ આ ઉપરથી શું નથી લાગતું ? માણસના મનમાં વિચારના વ્યાપારની પ્રવૃત્તિ તે nerve cellમાં ફેરફાર તે જ છે એમ જડવાદનો પક્ષ છે તે પક્ષની પરીક્ષા બાજુએ મૂકીશું; પણ ઇચ્છાશક્તિના સંબન્ધમાં આ પ્રશ્ન એ જડવાદીઓને પૂછીશું: ઇચ્છાની પ્રવૃત્તિનું સમાધાન nerve-changes, તન્તુ-ગણમાં ફેરફાર, એ કલ્પનાથી શી રીતે કરાશે ?—મનગમતું કામ કરતી વખતે તન્તુમંડળ સુસજ્જ, તૈયાર, હોયછે તેથી શ્રમભાર ઝીલવાને સમર્થ બનેછે, અણગમતા કામ વખતે તે જ તન્તુમંડળ અસજ્જ, શિથિલ હોયછે તેથી શ્રમ ખમતું નથી; પૂર્વોક્ત પ્રસંગમાં શ્રમનો આઘાત લાગતો નથી, ઉત્તરોક્ત પ્રસંગમાં આઘાત લાગેછે,—આ કારણ છે; પછી ઇચ્છા જેવી ભૌતિક બંધારણની બ્હાર રહેલી વસ્તુને અવકાશ જ નથી.—આમ ઉત્તર જડવાદ તરફથી મળશે. આ શું ખરું સમાધાન છે ? નથી. કારણ: આ સમાધાનમાં અધ્યસ્વીકાર જેવું થાયછે. અને પ્રશ્ન તો એ ઊભો જ રહેછે કે તન્તુમંડળની સુસજ્જતા અને અસજ્જતા એ સ્થિતિની પાછળ રહેલું પ્રવર્તક કારણ શું ? સુસજ્જ થવા માટે word of command, આજ્ઞાવચન કોણ આપેછે ? પોતાની મેળે જ સુસજ્જ થ એ કલ્પના અગમ્ય જ બનેછે. એ આજ્ઞાવચન આપનાર—ઇચ્છા + ઇચ્છા કોની ? તન્તુમંડળની ?—અશક્ય, અર્થહીન વાત. ઇચ્છાવાન્ પદાર્થ કોઇક તન્તુમંડળથી ભિન્ન, ...થી ભિન્ન, ચેતનરૂપ વસ્તુ અવશ્ય ફલિત થાયછે.

"Grounds and Principles of Religion" નામના પુસ્તકમાં હેનો [illegible] જૉન સ્ટ્યુઅર્ટ જડવાદના પ્રસ્તુત સ્વરૂપને ટૂંકામાં આમ દર્શાવેછે—

"Some thinkers, while assenting to what has now been said as to the characteristics of human nature, consider that they are all but functions and results of material organization, that thought is produced by changes in the brain, feeling is a condition of the nerves, that man is body and nothing but the body."

(P 25).

* જડવાદ પગથાળાએ પ્હોંચીને-ઇચ્છા તે માણસના મગજમાંથી નીકળતો ભૌતિક સ્રાવ (excretion) છે, જેમ 'લિવર' (યકૃત)માંથી પિત્તરૂપી સ્રાવ નીકળેછે તેવો એ પણ એક સ્રાવ છે એમ ઠરાવવા મથેછે. માણસના શરીરના જીવનવ્યાપારોના ઇચ્છાનિરપેક્ષ વ્યાપારમાંથી સાક્ષ્ય લઈને આમ જડવાદ સરકવાનું કરેછે. પરંતુ ભૌતિક સ્રાવની પેઠે આ માનસિક સ્રાવ, ઇચ્છા, એ જડવાદીઓ પ્રયોગશાળામાં પ્રકટ કરી પ્રત્યક્ષ બતાવી ના શકે ત્યાં સુધી આ તેમના અતિતર્કના ઉપર અશ્રદ્ધા જ રાખીશું. સાથે સાથે એટલું પૂછીશું કે અનુકૂળ પ્રસંગે ઇચ્છાનો સ્રાવ થાય અને પ્રતિકૂળ પ્રસંગે ના થાય તેનું કારણ શું ? એ વળી કિયા સ્રાવમાં બતાવશો ?

બતાવવું પડે છે! આપણા દેશના રાજ્યની લગામ જેમના હાથમાં છે તેઓમાં આ સંબન્ધી એટલું બધું અજ્ઞાન છે કે એ ફેડવા માટે હું—વખત હોત તો—ઘણું બોલત. જેઓને એ જાણવા દરકાર હોય તેમને દાદાભાઈ નવરોજજીના "હિન્દુસ્થાનનું દારિદ્રય" એ પુસ્તકનાં પાનાં ૫૮૧-૬૨૪ જોવા વિનંતિ છે. હિન્દુસ્થાનની ૭ કરોડ વસ્તી (જમીનનો ⅓ ભાગ) દેશી રાજ્યોના વહીવટમાં છે, અને એમાનાં કેટલાંક તો બ્રિટિશ રાજ્યના પ્રમાણમાં સારાં છે. દોઢસો વર્ષ આપણે બ્રિટિશ રાજ્ય નીચે રહીને એ દેશી રાજ્યોની વસ્તી કરતાં પણ પોતાનો રાજ્યવહીવટ ચલાવવાને ઓછા લાયક બન્યા? જે પ્રજા સર જગદીશચન્દ્ર બસુ જેવો વિજ્ઞાનશાસ્ત્રી, સર રવીન્દ્રનાથ ઠાકુર જેવો કવિ, સર ભાષ્યમ્ આયંગર અને સર રાસવિહારી ઘોષ જેવા ધારાશાસ્ત્રીઓ, સર ટી માધવરાવ અને સર સલાર જંગ જેવા પ્રધાનો, સૈયદ મહમુદ અને તેલંગ જેવા હાઈકોર્ટના ન્યાયાધીશો, દાદાભાઈ રાનડે અને ફીરોજશાહ અને ગોખલે જેવા સ્વદેશભક્તો અને લોકના નેતાઓ, જમશેદજી તાતા અને એમના પુત્ર સર દોરાબ તાતા જેવા ઉદ્યોગના કારખાનાંવાળાઓ, ગાંધી જેવા મનુષ્યજાતિના સેવક, અને અત્યારે યુદ્ધની દરેક ભૂમિમાં જેમણે સરસાઈ કરી છે એવા અનેક સૈનિકો— જે પ્રજામાં પાકે છે તે પોતાનો રાજ્યવહીવટ કરવાને ના લાયક છે! અમારા આજન્મસિદ્ધ સ્વરાજ્યના અધિકારમાંથી અમને બાતલ કર્યા એ હાનિમાં, નાલાયકીના આરોપ રૂપી અપમાન હવેથી નહિ ઉમેરાય, અને આત્મનિર્ણયના અધિકારનું ધોરણ હિન્દુસ્થાનને પણ લાગુ પાડવામાં આવશે એમ હું આશા રાખું છું."

ખરેખર, દિલ્હીની ભૂમિમાં ઊભા રહી એનો ભૂતકાળ સ્મરનારને આ દેશની પ્રજા સ્વરાજ્યને યોગ્ય નથી એમ કહેવું એ ખરેખર અમર્યાદ ધૃષ્ટતા જ લાગે.

વળી બીજું અત્યારે જ્યારે પ્રજા માત્રના 'આત્મનિર્ણયના અધિકાર' ('Self determination') નું ચોતરફ પુણ્યાહવાચન થઇ રહ્યું છે, ત્યારે એ અધિકારનું પૂર્ણ અધિકારી હિન્દ બ્રિટન પાસે શું માગે છે? બ્રિટનના આત્મનિર્ણયના અધિકાર જેવો અધિકાર નહિ, બ્રિટનનાં સંસ્થાનોના જેવો અધિકાર પણ નહિ, પણ એ કરતાં પણ ન્યૂન— પ્રાન્તિક વહીવટમાં અને હિન્દી વહીવટમાં હાલ કરતાં વિશેષ, પણ આખરે મર્યાદિત એવી, સત્તા માગે છે; અને એટલી આપવી પણ હાલના સત્તાધીશોને ભારે પડે છે! ખરેખર, આ હૃદયભેદક સ્થિતિ છે.

* * *

દિલ્હીની કૉન્ગ્રેસ અનેક રીતે અપૂર્વ હતી. 'જેમ ભૂતકાલ હંમેશાં એની વિદૂરતાથી મધુરો લાગે છે,' તેમ વર્તમાન, વર્તમાન 'હોવાના કારણથી જ,' મોહને બરી નાખે' છે, પાંડી મે છે: આ વાત આપણે ભૂલીશું નહિ; તો પણ કહેવું પડે છે કે દિલ્હીની કૉન્ગ્રેસ અપૂર્વ હતી.

અપૂર્વ એવી રીતે કે એમાં પહેલી વાર જ લગભગ અભણ જેવા ખેડુત વર્ગ ભાગ

લીધો હતો. કૉન્ગ્રેસમાં, કેળવાએલો જનવર્ગ જે માગણી કરે છે તે ઇંગ્લંડના બૅરનોએ (અમીરોએ) મેળવેલા મૅગ્ના કાર્ટાની માફક સ્વાર્થ ખાતર નથી, પણ સમસ્ત દેશના હિત ખાતર છે—જેમાં અજ્ઞાન ખેડૂતોનું હિત પ્રથમ લક્ષમાં ગણવામાં આવે છે.* ઘણાં કેટલાક અંગ્રેજ અધિકારીઓ અને વર્તમાનપત્રકારો એમ મનાવવા મથે છે, કે એ ખેડૂતોનું હિત તો એમને પોતાને જ હઇડે છે અને ખેડૂતોને નામે બોલવાનો કેળવાએલા હિન્દીઓને કાંઇ જ હક નથી! પ્રકૃતિ વિરુદ્ધ આ મિથ્યા દાવો કરવામાં જેટલું અસત્ય તેટલી જ ધૃષ્ટતા રહેલી છે, તથાપિ એ દિવસે દિવસે વધારે ખુલ્લાં પડે એ ઇચ્છવા જોગ છે, અને તેથી ખેડૂત વર્ગે જાતે આ મેળાવડામા ભાગ લીધો એ ઘણી ખુશીની વાત થઇ છે.

આ અપૂર્વતામાંથી ફલિત થએલી બીજી અપૂર્વતા એ હતી કે આ કૉન્ગ્રેસમાં ઘણાં ખરાં ભાષણો રાષ્ટ્રભાષામાં—એટલે કે હિન્દી કે ઉર્દૂમાં—થયા હતાં; દરેક ઠરાવ ઉપરના ઘણા ખરા વક્તાઓ એ ભાષામાં બોલ્યા હતા એટલુ જ નહિ પણ પ્રમુખે પોતે પોતાનુ અંગ્રેજી ભાષણ શરૂ કરતા પહેલા હિન્દીમા ઉપોદ્ઘાત કર્યો હતો, અને કૉન્ગ્રેસના સર્વ કાર્યને અન્તે પોતે જે ભાષણ કર્યું તે પણ હિન્દીમાં કર્યું હતું. માત્ર મદ્રાસના પ્રતિનિધિઓને એ ભાષા સમજવામાં મુશ્કેલી આવતી હતી એટલા કારણસર અંગ્રેજીનો ઉપયોગ આવશ્યક ગણાયો હતો. પરંતુ તે ઉપરાંત, પ્રમુખનું ભાષણ એક તરફથી હિન્દી પ્રજાને ઉદ્દેશીને, ને બીજી તરફથી અંગ્રેજ અધિકારીઓ, અંગ્રેજ વર્તમાનપત્રકારો, અને અંગ્રેજ (ઇંગ્લન્ડની) પ્રજાના શ્રવણ અર્થે હોઇ, અંગ્રેજીમા રચવાની જરૂર ખુલ્લી હતી. અંગ્રેજી ભાષણ, વિચારગૌરવના કારણથી અથવા તો જવાબદારીના વિશેષ ભાનથી, ઊંચી પ્રતિનાં બને છે, અને દેશી ભાષાનાં ભાષણો, માત્ર હૃદયના ઊભરા રૂપે કે ઓછી જવાબદારીની લાગણીથી નીકળતાં હોય, નીચી પ્રતિનાં થાય છે—એમ કેટલાકનુ કહેવુ છે. એમાં એટલુ સત્ય છે ખરૂ કે હૃદયના ઊભરા પરભાષામાં બતાવવા જતાં એના ઉપર એક સ્વાભાવિક અંકુશ પડે છે, અને અંકુશ જો વિચારરૂપ હોય તો હૃદય અને વિચારનો અનાયાસ સમન્વય અંગ્રેજી ભાષણમાં સ્વયં બની આવે છે. વળી એક એ પણ ખરૂં છે કે અંગ્રેજી ભાષણ વધારે કેળવણી પામેલા શ્રોતાજનને શ્રવણગોચર થાય છે, અને તે કારણથી, એમાં, જે બોલવામાં આવે છે તે વધારે જવાબદારીના ભાનથી બોલાય છે. પરંતુ આ સામે, એક મ્હોટી સ્થિતિ ઊભી છે કે દેશી ભાષાનાં ભાષણોમાં જે હૃદયનુ અને વિચારનું સામ્ય આવે છે—અર્થાત્ મન અને વાણીની એકાએક નિકટતાને લઇ જે એકતા આવે છે—તે આપણા અંગ્રેજીમાં આવી શકતી નથી આ કારણથી, દેશી સાહિત્યને વક્તૃત્વકળા ખીલ-

* મફત અને ફરજિયાત પ્રાથમિક કેળવણી, મીઠાનો કર, જંગલના કાયદા, ન્યાય અને વહીવટી ખાતાંનો વિશ્લેષ, જમીનનું મહેસુલ—ઇત્યાદિને લગતી કૉન્ગ્રેસની માગણીઓ ખેડૂતોના નહિ તો કોના હિત ખાતર છે? આ વાતનું વિશેષ વિગતવાર અને પ્રબળ સમર્થન જોવું હોય તો સર નારાયણ ચંદાવરકર વગેરે કઇ આગેવાનોએ મિ. મૉન્ટેગ્યુ આગળ રજુ કરેલો લેખ જુઓ.

સ્થિતિ કોઈ પણ સ્વાત્મમાન ધરાવતી પ્રજા સહન કરી શકે નહિ, અને હિન્દ એ સહન કરવા સ્પષ્ટ ના પાડે છે. આ કારણથી આ વખતની કૉન્ગ્રેસે 'મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સ્કીમનું સ્વરાજ્યવિભાગનું દ્વૈત ઊડાવી દીધુ છે, અને દરેક પ્રાન્તે સંપૂર્ણ સ્વરાજ્ય માગ્યું છે.* તે જ પ્રમાણે, કલકત્તાની કૉન્ગ્રેસથી માંડી દિલ્હીની કૉન્ગ્રેસ પર્યન્ત એક ઠરાવ એ થતો આવ્યો છે કે મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ યોજનામાં સૂચવ્યા મુજબ સ્વરાજ્યની એક પછી એક કલાસો ચઢવા સારૂ હિન્દે સરકારની કમિટિ આગળ બાળકની માફક પરીક્ષામાં બેસવું એ એ પોતાને અપમાનકારક ગણે છે, અને તેથી અમુક વર્ષની મર્યાદા કરો એટલાં વર્ષમાં હિન્દનો સંપૂર્ણ સ્વરાજ્ય મળવુ જ જોઇએ એમ એ આગ્રહપૂર્વક કહે છે.

હવે, આ જ પ્રશ્ન એક બીજી—વિનીત—દૃષ્ટિથી જોઇએ. વિનીત દૃષ્ટિ એટલે અલ્પ સંતુષ્ટ ભોળા લોકની દૃષ્ટિ નહિ, પણ શેતાનની સઘળી દુષ્ટતા સામા પક્ષમાં જ ભરાએલી છે એમ ન માનતા, મનુષ્યસ્વભાવના ગુણ અને દોષ ઉભય મનુષ્ય માત્રમાં—સામામાં તેમ જ આપણામાં—સરખી રીતે હોવા સંભવ છે એમ માનવા રૂપી સાત્ત્વિક દૃષ્ટિ. એ દૃષ્ટિએ જોતાં, બ્રિટિશ રાજ્યતન્ત્રીઓ હિન્દુસ્થાનને એક બાળકની માફક સ્વરાજ્યની પરીક્ષામાં બેસાડવા માગે છે, અને એમા નાપાસ કરી એને ઉપલી ભૂમિકાએ ચઢતું અટકાવશે—એવી અપમાનની અને ગૂઢ હેતુની કલ્પના અસ્થાને છે. મનુસ્મૃતિમાં બ્રહ્મચર્ય ક્યાં સુધી પાળવું એ સંબન્ધી અમુક વર્ષની મર્યાદા બતાવી છે તે સાથે ઉમેર્યું છે કે "ग्रहणान्तिमेव वा'—'અથવા વેદનો અભ્યાસ સંપૂર્ણ થાય ત્યાં સુધી' એમાં એનો આશય પહેલી ભૂમિકામાં જ બ્રહ્મચારીને પૂરી રાખવાનો નથી, પણ સામાન્ય જનની અભ્યાસશક્તિના અવલોકનથી જે વર્ષો સઝયાં તે પ્રથમ ઠરાવ્યાં, પરતુ તે પછી બ્રહ્મચર્યનો પ્રધાન ઉદ્દેશ જે 'વેદાભ્યાસ તે પૂરો થાય ત્યાં સુધી'—એવી કાળને બદલે વસ્તુની મર્યાદા, કૃત્રિમને બદલે સ્વાભાવિક મર્યાદા, બતાવી. તે જ પ્રમાણે મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ યોજના ઘડનાર રાજ્યતન્ત્રીઓએ પણ કાળને બદલે વસ્તુની મર્યાદા બાંધવી યોગ્ય ગણી છે. કાળની અર્થાત્ અમુક વર્ષોની મર્યાદા બાંધવી એ સ્વરાજ્ય જેવા, અનેકવિધ પરિસ્થિતિથી અને ગૂઢ ભવિષ્યની શક્તિઓથી સંકુલ, વિષયમાં અશક્ય છે—તેથી એ માર્ગ ન લેતાં 'અધિક અધિક સ્વરાજ્યની યોગ્યતા' એવી સ્વાભાવિક મર્યાદા બાંધી. એમાં એમનો કોઈ પણ પ્રકારનો દુષ્ટ હેતુ હોય એમ માનવાને કારણ જણાતું નથી હિન્દ સ્વરાજ્યને યોગ્ય નથી એવી કલ્પના એમાંથી ફલિત થતી નથી ભૂતકાળમાં એણે સ્વરાજ્ય તો કંદી ભોગવ્યું નથી, અને તેથી એણે સ્વરાજ્યનો પાઠ ભણવા હજી હવે નિશાળે બેસવાનું છે એમ તેઓ માનતા હોય તો તેમા ભ્રાન્તિ છે એમ કહેવાય, પણ એમાં અવશ્ય તુચ્છકાર સમાએલો છે એમ કહી

* શરૂઆત ઉદ્દામ પક્ષ તરફથી જ નહિ, પણ મુંબાઇની ધારાસભાના પ્રજાપક્ષના પ્રતિનિધિઓ તરફથી—મૌ. ગોકળદાસ પારેખ જેવા વિનીત અગ્રણીના પ્રમુખપદ નીચે થઇ. ત્યાર પછી સંયુક્ત પ્રાન્તોની ધારાસભાએ પણ એ જ માગણી કરી છે, અને દિલ્હી કૉન્ગ્રેસમાં મળેલા પંજાબના પ્રતિનિધિઓએ પણ સંપૂર્ણ સ્વરાજ્ય માટે પોતાનો હક દર્શાવ્યો છે—એટલે અમુક પ્રાન્તોને એ હક મળવો જોઇએ અને અમુકને નહિ એવો વિભાગ રહ્યો નથી.

ચકાતું નથી. બીજું, સ્વરાજ્યનો એક પ્રકાર પ્રાચીન અને મધ્યકાલીન હિન્દુસ્થાનમાં હતો એ ખરું, પણ અત્યારે સ્વરાજ્યના જે પ્રકારની માગણી થાય છે તે જ પ્રકાર પૂર્વે હતો એમ તો ભાગ્યે જ કહેવામાં આવશેઃ પૂર્વે સ્વરાજ્યનું તત્ત્વ હતું અને તેથી બેધડક આપણે એ માર્ગે જવા તૈયાર છીએ, પણ પ્રકારનો ભેદ છે એની ના પાડી શકાતી નથી અને તેથી આ બીજી દૃષ્ટિએ વિચાર કરી બ્રિટિશ રાજ્યતન્ત્રીઓ મૉન્ટેગ્યુ અને ચેમ્સ્ફર્ડ હિન્દને અનુભવ લેતાં લેતા આગળ ચાલવાની યોજના બતાવે છે તો તેમાં તેઓ બ્રિટિશ પ્રજાના સાવચેતી અને અનુભવ પુરસર કામ કરવાના જાતિસ્વભાવને અનુસરે છે એટલુ જ નહિ, પણ હિન્દના પોતાના હિત ખાતર, એનો વર્તમાન સ્વરાજ્યનો પ્રયોગ, માત્ર અત્યુત્સાહ અને ઊતાવળના કારણથી, બગડી ન જાય એ માટે કાળજી ધરાવે છે. વખતો વખત કમિટીની તપાસમા જેઓ અપમાન સમજે છે તેમને વિનીત પક્ષ માત્ર એટલું જ પૂછશે કે ૧૮૬૪ ના કાઉન્સિલ્સ્ ઍક્ટથી માંડી આજ પર્યંત હિન્દુસ્થાને એક પછી એક અધિક ને અધિક રાજ્યતન્ત્રમા જે હક અને સુધારા મેળવ્યા છે તે કોઈ પણ જાતની તપાસથી બ્રિટિશ પાર્લામેંટ અને રાજ્યતન્ત્રીઓની ખાતરી કરી આપીને નહિ તો બીજી કેવી રીતે? અત્યારે પ્રજાએ જે કાંઈ પ્રાપ્ત કરવાનુ છે તે નિષ્ફળ શસ્ત્ર ઊગામીને અને દેશમા રુધિરની નદીઓ ચલાવીને પ્રાપ્ત કરવાનું નથી એટલુ જો સર્વાનુમતે સિદ્ધ છે, તો પાર્લમેંટને વખતો વખત અધિક સ્વરાજ્યની યોગ્યતા સિદ્ધ કરી આપવા માટે મૉન્ટેગ્યુ-ચે; મ્સ્ફર્ડ સ્કીમમાં જે કમિટિની યોજના છે તે હિન્દના સ્વરાજ્યના માર્ગમાં વિઘ્નરૂપ નથી પણ એમા આગળ વધવાના પ્રસંગરૂપ છેઃ અત્યાર સુધી આ જાતના વિષયમાં તપાસ કરવા માટે કમિશન નીમવાને સરકારને આપણે માગણી કરવી પડતી અને એ માગણી મેળવતાં વર્ષો ને વર્ષો ચાલ્યાં જતાં અને અતુલ પરિશ્રમ પડતો, તેને બદલે સ્વરાજ્યનાં આગળ પગલાં ભરવા માટે તપાસના કમિશન કે કમિટિ નીમવાની સરકારને માથે ફરજ નાંખવામાં આવે છે અને કમિટિને ભવિષ્યમાં સંપૂર્ણ સ્વરાજ્યરૂપી દૃષ્ટિબિન્દુ નક્કી કરી આપવામાં આવે છે એ જોઈ ઉલટુ રાજી થવાનુ છે.

પણ કમિટિ આપણને અધિક સ્વરાજ્ય માટે નાલાયક ઠરાવે તો? ઉદ્દામ પક્ષના આપણા બન્ધુઓ ખરેખર આ બીતિ રાખતા હોય તો પૂર્વોક્ત બાળકની પરીક્ષાના દૃષ્ટાન્તનું ધ્યાન ધરીને એમનું હૃદય બાળક જેવું જ થઇ ગયુ છે, અને બાળક પરીક્ષાથી થરથરે એમ એ લોક થરથરતા જણાય છે। વિનીત પક્ષને પોતાના બળમાં અધિક શ્રદ્ધા છે, અને તેઓ માને છે કે, તેઓ સ્વરાજ્ય માટે પોતાની યોગ્યતાની કોઇ પણ કસોટીમાંથી પાર ઊતરી શકે એમ છે. અત્યાર સુધીની આપણી લડતના ઇતિહાસમાં એવું બન્યું નથી કે સરકાર પાસે આપણે એક પગલું પણ આગળ ભરાવ્યુ હોય તે પાછું ખેંચી લેવા માટે સરકારને કદી પણ કારણ મળી શક્યું હોયઃ ધારાસભામાં, કાર્યવાહક સભામાં, કે ઉચ્ચ અધિકારને પદે જ્યા જ્યાં હિન્દીઓએ કાલ સુધી સ્થાન મેળવ્યું હતું, તે કરતાં આજ એક પગલું આગળ, એક ભૂમિકા ચઢતી, જોવામાં આવે છે, કોઇ પણ સ્થળે વિપરીત ગતિ થએલી દેખાતી નથી. એટલું જ નહિ, પણ આગળ વધવાના ક્રમમા આગળ જો મોટા

સ્થિતિ કોઇ પણ સ્વાભિમાન ધરાવતી પ્રજા સહન કરી શકે નહિ, અને હિન્દ એ સહન કરવા સ્પષ્ટ ના પાડે છે. આ કારણથી આ વખતની કૉન્ગ્રેસે 'મોન્ટેગ્યુ-ચેમ્સ્ફર્ડ સ્કીમનું સ્વરાજ્યવિભાગનું દ્વૈત ઊડાવી દીધું છે, અને દરેક પ્રાન્તે સંપૂર્ણ સ્વરાજ્ય માગ્યું છે.* તે જ પ્રમાણે, કલકત્તાની કૉન્ગ્રેસથી માંડી દિલ્હીની કૉન્ગ્રેસ પર્યન્ત એક ઠરાવ એ થતો આવ્યો છે કે મોન્ટેગ્યુ-ચેમ્સ્ફર્ડ યોજનામાં સૂચવ્યા મુજબ સ્વરાજ્યની એક પછી એક કલાસો ચઢવા સારૂ હિન્દે સરકારની કમિટિ આગળ બાળકની માફક પરીક્ષામાં બેસવું એ એ પોતાને અપમાનકારક ગણે છે, અને તેથી અમુક વર્ષની મર્યાદા કરી એટલાં વર્ષમાં હિન્દનો સંપૂર્ણ સ્વરાજ્ય મળવું જ જોઇએ એમ એ આગ્રહપૂર્વક કહે છે.

હવે, આ જ પ્રશ્ન એક બીજી—વિનીત—દષ્ટિથી જોઇએ. વિનીત દષ્ટિ એટલે અલ્પ સંતુષ્ટ ભોળા લોકની દષ્ટિ નહિ, પણ શેતાનની સઘળી દુષ્ટતા સામા પક્ષમાં જ ભરાએલી છે એમ ન માનતા, મનુષ્યસ્વભાવના ગુણ અને દોષ ઉભય મનુષ્ય માત્રમાં—સામામાં તેમ જ આપણામાં—સરખી રીતે હોવા સંભવ છે એમ માનવા રૂપી સાત્ત્વિક દષ્ટિ. એ દષ્ટિએ જોતાં, બ્રિટિશ રાજ્યતન્ત્રીઓ હિન્દુસ્થાનને એક બાળકની માફક સ્વરાજ્યની પરીક્ષામાં બેસાડવા માગે છે, અને એમાં નાપાસ કરી એને ઉપલી ભૂમિકાએ ચઢતું અટકાવશે—એવી અપમાનની અને ગૂઢ હેતુની કલ્પના અસ્થાને છે મનુસ્મૃતિમાં બ્રહ્મચર્ય ક્યાં સુધી પાળવું એ સંબન્ધી અમુક વર્ષની મર્યાદા બતાવી છે તે સાથે ઉમેર્યું છે કે "ग्रहणान्तिमेव वा'—'અથવા વેદનો અભ્યાસ સંપૂર્ણ થાય ત્યાં સુધી:' એમાં એનો આશય પહેલી ભૂમિકામાં જ બ્રહ્મચારીને પૂરી રાખવાનો નથી, પણ સામાન્ય જનની અભ્યાસશક્તિના અવલોકનથી જે વર્ષો સૂઝ્યાં તે પ્રથમ ઠરાવ્યાં, પરન્તુ તે પછી બ્રહ્મચર્યનો પ્રધાન ઉદ્દેશ જે 'વેદાભ્યાસ તે પૂરો થાય ત્યાં સુધી'—એવી કાળને બદલે વસ્તુની મર્યાદા, કૃત્રિમને બદલે સ્વાભાવિક મર્યાદા, બતાવી. તે જ પ્રમાણે મૉન્ટેગ્યુ-ચેમ્સ્ફર્ડ યોજના ઘડનાર રાજ્યતન્ત્રીઓએ પણ કાળને બદલે વસ્તુની મર્યાદા બાંધવી યોગ્ય ગણી છે. કાળની અર્થાત્ અમુક વર્ષોની મર્યાદા બાંધવી એ સ્વરાજ્ય જેવા, અનેકવિધ પરિસ્થિતિથી અને ગૂઢ ભવિષ્યની શક્તિઓથી સંકુલ, વિષયમાં અશક્ય છે—તેથી એ માર્ગ ન લેતાં 'અધિક અધિક સ્વરાજ્યની યોગ્યતા' એવી સ્વાભાવિક મર્યાદા બાંધી. એમાં એમનો કોઈ પણ પ્રકારનો દુષ્ટ હેતુ હોય એમ માનવાને કારણ જણાતું નથી. હિન્દ સ્વરાજ્યને યોગ્ય નથી એવી કલ્પના એમાંથી ફલિત થતી નથી ભૂતકાળમાં એણે સ્વરાજ્ય તો કદી ભોગવ્યું નથી, અને તેથી એણે સ્વરાજ્યનો પાઠ ભણવા હજી હવે નિશાળે બેસવાનું છે એમ તેઓ માનતા હોય તો તેમાં ભ્રાન્તિ છે એમ કહેવાય, પણ એમાં અવશ્ય તુચ્છકાર સમાએલો છે એમ કહી

* શરૂઆત ઉદ્દામ પક્ષ તરફથી જ નહિ, પણ મુંબાઇની ધારાસભાના પ્રજાપક્ષના પ્રતિનિધિઓ તરફથી—ઑ. ગોકળદાસ પારેખ જેવા વિનીત અગ્રણીના પ્રમુખપદ નીચે થઇ. ત્યાર પછી સંયુક્ત પ્રાન્તની ધારાસભાએ પણ એ જ માગણી કરી છે, અને દિલ્હી કૉન્ગ્રેસમાં મળેલા પંજાબના પ્રતિનિધિઓએ પણ સંપૂર્ણ સ્વરાજ્ય માટે પોતાનો હક દર્શાવ્યો છે—એટલે અમુક પ્રાન્તોને એ હક મળવો જોઇએ અને અમુકને નહિ એવો વિભાગ રહ્યો નથી.

નિયમે, આજ રસ્તે ચાલે; તેથી જગત્ યંત્ર તેજ પ્રમાણે-તેજ નિયમે-તેજ રસ્તે ચાલવા લાગ્યું. ટુંકામાં જે જગતના સૃષ્ટા છે, તેજ જગતના વિધાતા પણ છે.

સૃષ્ટિ-તત્ત્વરૂપી મોટાં ઝાડનાં ડાળા-પાદડાં કાપી નાખી કેવળ મૂળ તરફ દૃષ્ટિપાત કરતાં ઉપર લખેલી કેટલીક બાબત સિવાય બીજું કંઈ જણાતું નથી. જગત્ છે સૃષ્ટાની ઇચ્છા; જગત ચાલે છે વિધાતાના નિયમ વડે. આ બે બાબતમાં વાદવિવાદ નથી ટુંકામા આ બાબતતો લગભગ સર્વાદિસમત છે. પરતુ બીજી કેટલીક બાબતો એવી છે કે તે સર્વાદિસંમત નથી.

કોઈ કહે છે કે જગત્ મોટું છે, પ્રચંડ છે, અસીમ છે, છતા કેવુ અચલ શૃખલાબદ્ધ છે! માટે સૃષ્ટિકર્તા પણ સર્વ વ્યાપી અને સર્વ શક્તિમાન હોવો જોઇએ. દૂરનો ભૂતકાળ દૂરના ભવિષ્યકાળ સાથે કેવો સકળાયલો છે, માટે કર્તા સર્વજ્ઞ હોવો જોઇએ.

કોઇ કહે છે કે જગત્ સુદર હોવાથી સૃષ્ટા પણ સૌંદર્યમય હોવો જોઇએ. કોઈ કહે છે કે જગત્ સુખમય હોવાથી ઇશ્વર પણ કરુણામય હોવો જોઇએ.

વળી કેટલાક કહે છે કે જગતમાં ધર્મનો જય થતો હોવાથી ઇશ્વર પણ ન્યાયનો વિધાતા હોવો જોઇએ. ઇત્યાદિ.

આ પ્રમાણે જુદા જુદા માણસો જુદી જુદી બાબતો કહી કોલાહલ મચાવી મૂકે આ કોલાહલ કેટલાય વર્ષો થયાં થતો આવે છે, અને હજુ પણ તેની નિવૃત્તિ ક્યાર થશે ક્યારે થશે, તે કહી શકાય તેમ નથી. કારણ કે સામાપક્ષવાળા ઇશ્વરનાં સૌંદર્યમયત્વ, કરુણામયત્વ વગેરે ઉપર કટાક્ષ કરી પ્રશ્ન પૂછે છે કે ઇશ્વર સૌંદર્યમય છે, તો પછી જગતમાં કુરુપનું અસ્તિત્વ કેમ છે? ઇશ્વર કરુણામય છે, તો પછી જગતમાં દુઃખ કેમ છે? ઇ ન્યાયનો વિધાતા છે, તો પછી દુર્બળોને પીડા કેમ થાય છે?

પ્રથમ પક્ષ ઉત્તર આપે છે કે 'એ બધી શયતાનની ચાલાકી છે. શયતાન વિરોધી છે; અહિમાન અહુરમઝ્દનો વિરોધી છે.

પ્રશ્ન—ત્યારે શું ઇશ્વર સર્વ શક્તિમાન નથી?

ઉત્તર—કેમ, એવી શંકા કેમ ઉઠાવો છો, શયતાન તો કેદમાં છે.

પ્રશ્ન—કેદ કરતા તો તેને ફાંસીએ ચડાવવો વધૂ સારૂં છે. ઇશ્વર શયતાનને વશ કેમ કરતા નથી?

ઉત્તર—ઇશ્વરની ઇચ્છા

વાહ ! આતે કેવી ઇચ્છા ! શયતાન વિધાતાનો ઉદ્દેશ વ્યર્થ કરવા માટે

બધો પ્રયત્ન કરે છે, તોપણ—પોતામા તેને વશ કરવાની શક્તિ છતાં વશ ન કરવો એ ઇચ્છા બહુ સારી ?

આ સિવાય પ્રતિપક્ષીને હઠાવે તેવો એક બીજો જવાબ છે તમારી સામાન્ય બુદ્ધિ આગળ જે દુઃખ, તે ઇશ્વરના અનંત જ્ઞાન આગળ દયા છે, તમારી વિકૃત દૃષ્ટિ આગળ જે કુરુપ દેખાય છે, વિધાતાની નિર્મળ દૃષ્ટિ આગળ તે સુદર છે. ટુકામા દુખ અને કુત્સિત એ તમારો દૃષ્ટિ-ભ્રમ છે

પ્રતિપક્ષી સવાલ ઉઠાવશે કે આપણી આખો આવી વિકૃત કરનાર કોણ ?

ચતુર માણસ તર્ક ઉઠાવશે કે કુત્સિતનો અસ્વિકાર કરતા સુદર રહેશે નહિ, દુખનું અસ્તિત્વ ન માનતા સુખ રહેશે નહિ જો સુખ છે એમ માનો તો દુખ પણ માનવુજ પડશે. જો વિધાતા કરુણામય હોય તો દુખનો બનાવનાર પણ કોઇ હોવો જ જોઇએ

વિજ્ઞાન કહે છે કે પ્રકૃતિ દયાળુ નથી જે થોડુ ઘણુ સુખ નજરે ચડે છે, તે પણ દુખમાથીજ ઉત્પન્ન થયું છે, અને છેવટે તેનું પરિણામ દુખમા જ આવશે ધર્મનો જય થાય છે, એ જૂદી વાત છે, તે પ્રકૃતિનો નિયમ નથી જો કે સ્થૂળ દૃષ્ટિથી જોતા ધર્મનો જય થતો જણાય છે, પરતુ વાસ્તવિક રીતે તો છેવટ સુધી ધર્માધર્મની ગતિ સમાન છે ઉભયનો વિનાશ થાય છે આ બાબતમા કોઇ પણ તર્ક ચાલી શકે તેમ નથી કોઇ કહે છે કે ચુપ કરો, વિધાતાનો ઉદ્દેશ behind the veil માનવદૃષ્ટિની અતગાળે છે કોઈ કહે છે કે તમે અજ્ઞાની છો, કોઇ કહે છે કે જુઓ જુઓ, આ માણસને કુમ્ભીપાક નર્કનો પણ ભય નથી, ત્યા તો બીજો કોઇ માણસ આવીને કહેશે કે 'ચાલો તેને સળગાવી મૂકીએ'

બુદ્ધિમાન મનુષ્ય આ બધી બાબતોની મીમાસા કરવાનો યત્ન કરે છે આવો ભાઇ, આપણે એકઠા મળી કામ કરીએ, ગરબડ કરવાની કાંઈ જરૂર નથી ઇશ્વર સૃષ્ટિ કર્તા છે, તે તો આપણે બધા માનીએ છીએ ઇશ્વર ઇચ્છામય છે, તેનીજ ઇચ્છાથી આ જગત કોઈ કાળે પણ થયુ છે નહિ તો આવડુ મોટુ જગત ક્યાથી બને ? તોપણ કયે વખતે, કેવી રીતે, શા માટે રચ્યુ, તે જાણવાનો કંઈ ઉપાય નથી તે બધુ અજ્ઞેય છે ઇશ્વરનુ ઇચ્છામયત્વ કબુલ રાખી તેને નિરુપાધિક કહો તો કઇ વાંધો નથી, અજ્ઞેય કહો તો વધુ સારુ જગત એક પ્રકારનું પ્રચડ યત્ર છે, આ યત્ર બનાવવા માટે એક યત્રીની ઇચ્છા અવશ્યની છે, તેથી ઇશ્વરનો સ્વીકાર કરવો એ જરુરનું છે વળી આ બૃહદ્ યત્ર ચલાવવા માટે કોઇપણ તરેહની શક્તિની જરૂર છે, ઇશ્વરની ઇચ્છા તેજ તે શક્તિ તમે જેને પ્રાકૃતિક નિયમ કહો છો તે ઇશ્વરની ઇચ્છાનો વિકાસમાત્ર છે આ જગત્ યત્ર સુગઠિત અને નિયમિત છે તેજ તેનાં બનાવનારનું માહાત્મ્ય છે આ રીતે જ્યારે આપણે જગતને એક યત્ર માન્યુ ત્યારે તેના ચક્રોમા કાટ ચઢી જતા તેને દુરસ્ત કરવાની જરૂર પડે છે કે નહિ તે વિષે મત ભેદ હોઈ શકે કેટલાક તો કહે છે કે જગત્યત્રની મરામત કરવી પડે છે, અને તે મરામતનુ બીજુ નામ મિરેકલ (અતિપ્રાકૃત)

ઉપરની વાત સાંભળતાં તો સારી લાગે છે મીમાંસક મધ્યસ્થ થવાને યોગ્ય છે, તે ખરૂં, પણ થોડા એવા ઉદ્ધત સ્વભાવના માણસો છે કે જે આ મધ્યસ્થની વાતથી સતોષ પામતા નથી તેઓ કહે છે કે જગત્ યન્ત્ર છે, માટે યન્ત્રીની આવશ્યકતા છે, માટે ઈશ્વરને પણ સ્વીકારવો પડશે, આવી યુક્તિ ચાલી શકે તેમ નથી જેમ ઘડા માટે કુંભારની આવશ્યકતા છે, તેમ આ વિશ્વ માટે પણ એકાદ વિશ્વકર્માની આવશ્યકતા છે, એ તર્ક દૂષિત છે. કુંભાર તો માત્ર ઘડો બનાવે છે, અર્થાત્ તે તો માત્ર પોતાની બુદ્ધિ મુજબ તૈયાર સાધનોનો ઉપયોગ કરી ઘાટ ઘડે છે. કંઈ માટીનુ ઉત્પાદન કરતો નથી. માટી તો તૈયાર હોય છે, આ પ્રમાણે તૈયાર માલ મસાલામાથી ઈશ્વરે જગત્ બનાવ્યુ છે. એટલુ જ તમારી યુક્તિથી સમજાય છે. પરતુ આ બ્રહ્માંડ ઘડવાનો મસાલો કયાથી આવ્યો, તેનો જવાબ તો તમે આપ્યો નહિ. કઈ નહિ તેમાથી કઇકની ઉત્પત્તિ—અભાવમાથી ભાવની ઉત્પત્તિ, એ તો મનુષ્યના જ્ઞાનની બહારની વાત છે–મનુષ્યની કલ્પનાથી અતીત છે. તમારી યુક્તિથી જ્યારે આ વાતનો ખુલાસો થતો નથી, તો પછી કહો કે તે વાતજ જુદી છે, તે બાબ તમા તર્કવિતર્ક કશુ પરિણામ નિપજાવી શકે તેમ નથી

જગત બનાવવાનો કાચો માલ ક્યાથી આવ્યો, તેનો જવાબ જ્યારે ન મળ્યો, તો પછી કાચો માલ તૈયાર હોય તો તેમાથી આ જગત યન્ત્ર કેવી રીતે બન્યુ તે યુક્તિનો વિષય થઈ શકે. આ કાર્ય વિજ્ઞાનનુ છે, તે પ્રશ્ન વિજ્ઞાનને જ વિચારવા યોગ્ય છે. અને વિજ્ઞાન પણ ઘણું કષ્ટ વેઠીને પણ તે પ્રશ્નનો જવાબ આપવાનો પ્રયત્ન કરે છે. વિજ્ઞાન જેને પ્રાકૃતિક નિયમ કહે છે, અને જેને તમે ઈશ્વરની ઈચ્છાનો વિકાસ કહો છો, તે વડે જ જગતની નિર્માણ–પ્રણાલી અને ક્રિયાપ્રણાલી ગંગૃત ભાવે સમજવાનો પ્રયત્ન થાય છે, કેટલુક સમજાયુ પણ છે. આમ કેમ થાય છે, તે પ્રશ્નનો ઉત્તર મળતો નથી, પરંતુ કેવી રીતે થાય છે તેનો જવાબ વિજ્ઞાન પાસેથી આપણે મેળવી શકીએ છીએ. જે પ્રકારના ખુલાસાથી આપણું મન તૃપ્ત થાય તે પ્રકારનો ખુલાસો વિજ્ઞાન આપતું જાય છે. બીજી કોઈ તરેહથી સમજવાની શક્તિ મનુષ્યમા નથી, અને વિજ્ઞાન પણ તેવો પ્રયાસ કરતું નથી

વિજ્ઞાનના મત પ્રમાણે **ઈથર અને પરમાણુ** એ બેના મસાલાથી જગત્ નિર્માણ થયુ છે. સઘળા પ્રાકૃતિક નિયમો જાણ્યાબાદ જગતનું કેવી રીતે ગઠન થયુ છે, કેવી રીતે ચાલે છે, અને કેવી રીતે ચાલશે, તે બધુ કહેવાનો વિજ્ઞાન વિશ્વાસ આપે છે, આ વિષ યને તમે વિજ્ઞાનનો ખુલાસો એમ કહી શકો આ વૈજ્ઞાનિકોમાના એક આગેવાન વૈજ્ઞાનિક ક્લાર્ક મેક્સિવેલે એક વખત કહ્યું છે કે, ‘પરમાણુ જાણે ઢાળીઆમા ઢાળેલા હોય તેમ ગોઠવાયલાં છે, એ કાર્ય અચેતન પ્રાકૃતિક નિયમ કરી શકે તેમ નથી, અહિ તો એકાદ શિલ્પીની આવશ્યકતા છે’ મનુષ્યની બુદ્ધિ વૈજ્ઞાનિક વિશ્લેષણના માર્ગમા આગળ વધી જ્યા થોડી ક્ષણને માટે પાછી વળે છે, ત્યા તે નિરાશભાવે કહે છે કે અહિ એક શિલ્પીની આવશ્યકતા છે પરમાણુને ગોઠવવામા શિલ્પીની આવશ્યકતા છે કે નહિ તે પ્રશ્નનો જવાબ જેઓ માનવ ચિંતાનો જયધ્વજ વહન કરી ક્લાર્ક મેક્સવેલને પગલે ચાલે છે, તેઓ થોડા સમયમા આપશેજ.

એક બીજો સમુહ એવો છે, કે તેઓ જગત અને ઇશ્વરને અભિન્ન માને છે; તેઓ કહે છે કે જગત સિવાય ઇશ્વરની જુદી કલ્પનાની દરકાર નથી. જગત ઇશ્વરમાંથી ઉત્પન્ન થયું છે, ટુકામાં જગત એ ઇશ્વરનીજ મૂર્તિ અથવા ઇશ્વરનીજ અભિવ્યક્તિ છે. આ મત પ્રમાણે તો સૃષ્ટિ શબ્દની જ સાર્થકતા નથી, સૃષ્ટિવ્યાપાર અથવા સૃષ્ટિકર્તા નામનું કંઇપણ થયું હતું, એ જણાતું જ નથી. બહુ દેશમાં આ મત દૃઢ પ્રતિષ્ઠિત હતો અને ઘણાં દર્શનશાસ્ત્રોમાં આ મત મજ્જાગત થઈ રહ્યો છે. આ સમુહના લોકોને અંગ્રેજીમાં સાધારણ રીતે peintheists કહે છે; આ સમુહના લોકોને નિરુત્તર કરવાનુ કામ કઠિન છે,' તો પણ ગાળો આપી પોતાનો મત ખરો ઠરવાનુ કામ કઠિન નથી.

માનવજાતિ ઘણા કાળથી જે સરકારનુ પોષણ કરતી આવે છે. એનુ મૂળ છેદવુ એ સહજ વાત નથી. આપણને એટલી તો ખાત્રી છે કે જગત નામનો એક અસીમ, વિચિત્ર, પ્રચંડ પદાર્થ અનંત દેશ વ્યાપી અને ઘણું કરીને અનત કાળ વ્યાપીને હજુ રહેલો છે મનુષ્ય એ તો જગતનો નાનામા નાનો અંશમાત્ર છે, મનુષ્ય જગતરૂપી અદ્ભૂત પદાર્થનો થોડો ભાગ થોડા સમય સુધીજ જોઇ શકે છે જ્ઞાનના વિકાસ અને ઉન્નતિ સાથે આ અસીમ જગતના પરિચિત અંશનુ વર્તુલ ધીમે ધીમે મોટુ થતું જાય છે ખરૂ, પરંતુ અસીમના તુલનામાં જ્ઞાનગત અંશનુ પરિમાણ સર્વદા ક્ષુદ્ર રહેવાનું. સાંપ્રત સમયમા આપણું જ્ઞાન બ્રહ્માંડના એક અતિ સાંકડા પ્રદેશમાં બંધાઈ રહેલુ છે, અને જો કે આ જ્ઞાનગત પ્રદેશની બહારના અસીમ ભાગ સાથે આપણે ધીમે ધીમે પરિચય વધારતા જઇએ છીએ; તોપણ સમગ્ર બ્રહ્માંડનું જ્ઞાન કદી પણ આપણા જ્ઞાનપ્રદેશમાં આવી શકે તેમ નથી. આ જગતરૂપી પ્રચંડ પદાર્થ એક મોટું ખાચાખુંચીવાળુ યંત્ર છે, છતાં જેમ જેમ આપણે તેનો પરિચય મેળવતા જઇએ છીએ, તેમ તેમ તેની જટિલતા છૂટતી જાય છે, અને આપણે જોઇ શકીએ છીએ કે કેટલાક સુસંગત નિયમની સાંકળથી બધાં ચક્રો પરસ્પરને વળગી રહ્યાં છે, આ રીતે પ્રાકૃતિક નિયમોનુ જ્ઞાન મેળવતાં મેળવતાં જગતયંત્રની જટિલતા ક્રમેક્રમે સ્પષ્ટ થતી જશે, વિજ્ઞાનશાસ્ત્રનુ કામ આ જટિલતા સ્પષ્ટ કરવાનુ છે.

જરા સૂક્ષ્મ રીતે જોતાં આ મત પણ ભ્રમાત્મક માલમ પડે છે. 'હું' સિવાય બીજા કશા પદાર્થનુ અસ્તિત્વ તર્કદ્વારા બરાબર રીતે સિદ્ધ કરી શકાતું નથી. 'હું છું,' એ જેમ પ્રમાણુ-નિરપેક્ષ સત્ય છે, તેમ 'બીજુ કઈ છે' તે તેવુ સત્ય નથી, પરતુ તે સત્ય આપેક્ષિક છે.

સાંખ્ય દર્શન જ્ઞાતા પુરુષથી સ્વતન્ત્ર એવી જ્ઞેય પ્રકૃતિનુ સ્વતન્ત્ર અસ્તિત્વ સ્વીકારે છે; અને પુરુષ-પ્રકૃતિના પરસ્પર સંબંધથી આ વ્યક્ત જગતની અભિવ્યક્તિ કેવી રીતે થઈ, તે સુંદર રીતે સમજાવે છે, પરંતુ પ્રકૃતિનું અસ્તિત્વ એ એક પ્રકારની hepothesis અથવા કલ્પનામાત્ર છે, આ કલ્પના સિવાય પણ બીજી કોઇ રીતે જો જગતની અભિવ્યક્તિ સમજાવી શકાય, તો સાંખ્યમતનો સ્વીકાર કરવાને બધા વિદ્વાનો બંધાયલા નથી અને થયુ પણ તેમજ પાછળથી વેદાન્તે આ દ્વંદ્વને સ્વીકારવા ચોખ્ખી ના પાડી; અને

સાંપ્રતકાલમાં બાર્કલિ પછીના ઘણા દાર્શનિકો તથા વૈજ્ઞાનિકો પણ તેનો સ્વીકાર કરતા નથી. 'હું જગતનો અંશ છું' એ 'જગત મારો અંશ છે' જેટલું સત્ય નથી. 'જગત ન હોત તો હું હોત નહિ' એ સાહસપૂર્વક બોલી શકાય તેમ નથી; પરંતુ 'હું ન હોત તો જગત રહેત નહિ,' એ ઘણું કરીને સાહસપૂર્વક બોલી શકાય છે, મારા સિવાય બાકી જગતનાં સ્વતન્ત્ર અસ્તિત્વની સાબિતિ આપી શકાય તેમ નથી. આ બધી મારીજ કલ્પના અગર કારીગિરિ છે; જ્ઞાનના વિસ્તાર સાથે જગતના થોડા થોડા ભાગ સાથે મને ઓળખાણ થતી જાય છે, તે સંપૂર્ણ રીતે બરાબર નથી; પરતુ મારીજ ચેતનાના વિકાસ સાથે મારૂં જગત ક્રમેક્રમે વિકાસ પામતું જાય છે, એમ કહેવું એ જ બરાબર છે.

કેટલાક ચિત્પદાર્થ અથવા ચૈતન્યકણાના સમવાયથી આપણી ચેતના ઉત્પન્ન થાય છે. ચૈતન્યમાં એક એવી વિશેષ શક્તિ છે કે તે એક બાજુએથી પોતાના સમગ્રભાગને અર્થાત્ સમગ્ર વ્યષ્ટીભૂત ચૈતન્યકણાના પ્રવાહને સમષ્ટિરૂપે જોઈ શકે છે; સમગ્ર ચૈતન્ય-પ્રવાહને એકની જ ચેતના જાણી ઓળખી લે છે, આથી અહં-જ્ઞાનની ઉત્પત્તિ થાય છે બીજી તરફથી તે પેલા ચિત્પ્રવાહની અંદર રહેલાં ચૈતન્યકણાને જુદા પાડી જુદી જુદી રીતે ગોઠવવા ઇચ્છે છે; અર્થાત્ પોતાનું પોતેજ વિશ્લેષણ કરે છે; આ વિશ્લેષણ કરવાની ચેષ્ટા, એ જ ચેતનાની સ્ફુર્તિ અગર વિકાસ મનાય છે. આ ચેતનાનાં ત્રણ સ્વરૂપનો ઉલ્લેખ કરી શકાય તેમ છે; સુષુપ્તાવસ્થા, સ્વપ્નાવસ્થા અને જાગ્રતવસ્થા. સુષુપ્તાવસ્થામાં ચૈતન્યની આત્મવિશ્લેષણ શક્તિનો જન્મ થતો નથી, કદાચ ચૈતન્ય હોય છે, પરંતુ તે પોતે પોતાને ઓળખી શકતું નથી; હજુ પણ પોતાનામાં શું છે, અને શું નથી તેમાંનું કંઈ જાણતું નથી બીજી સ્વપ્નાવસ્થામાં ચૈતન્યનો કંઇક વિકાસ થાય છે; પોતાનાંને થોડાક પ્રમાણમાં તે પોતાનુ માને છે. પરંતુ હજુ તે પોતાનાંને પોતાની ઇચ્છા મુજબ બરાબર રીતે ગોઠવી શકતું નથી, કોની સાથે કોનો સંબંધ છે તે વિચારી શકતું નથી. એટલુંજ નહિ પણ પોતાની હયાતીના સંબંધમાં પણ તેને સંદેહ છે. જાગ્રતાવસ્થામા ચૈતન્ય વિકાસ પામેલુ, સ્ફુટ, અને સ્ફુર્તિમાન હોય છે, તે પોતાનેં ઓળખે છે, પોતાના બધાંને ઓળખે છે; કઈ અનુભૂતિ કઈ સ્મૃતિને જગાડે છે, કઈ સ્મૃતિ કઇ આકાંક્ષાને જગાડે છે, અને પોતે પેલી અનુભૂતિ, સ્મૃતિ કે આકાક્ષાને લીધે શુ કરશે, તેને ક્યાં રાખશે, ઇત્યાદિ કાર્યમાંજ તે સર્વદા વ્યસ્ત રહે છે. સ્થૂળભાવે સમજાવતાં કૃમિકીટની ચેતના ઘણું કરીને સુષુપ્તાવસ્થામાં, મચ્છર-માખીની ચેતનાને સ્વપ્નાવસ્થામાં અને ઉચ્ચતર જીવની ચેતનાને જાગ્રત અવસ્થામાં મૂકી શકાય અળશીયાં જેવાં કૃમિ-કીટ જગતની સૃષ્ટિ થઈ છે કે નહિ તે બાબતમાં સંદેહવશ છે; માખી-મચ્છરનું જગત અસંબદ્ધ, અનિયમિત અને અવ્યવસ્થાહીન છે; અને પશુપખીનું જગત અનેક અંશે સુસંબદ્ધ સુગ્રથિત, સુસયત અને સુવ્યવસ્થ અવસ્થામાં છે. વેદાન્તશાસ્ત્રમાં આ શબ્દો જે અર્થમાં લીધા છે, બરાબર તેજ અર્થમાં આપણે અહિં લીધા નથી.

આ પ્રમાણે ચેતનાની આત્મવિશ્લેષણ શક્તિ પોતાને વિશ્લિષ્ટ,-વિભિન્ન-છિન્ન કરી બે ભાગમાં વહેંચી લે છે. એક ભાગનું નામ રાખે છે આત્મા, અહં અથવા હું; અને

બીજા ભાગનું નામ રાખે છે પ્રકૃતિ અથવા બાહ્યજગત. આ બંનેના પરસ્પર ઘાતપ્રતિઘાત, સબંધનિર્ણય વગેરે બાબતોમાં પોતાને વ્યતિવ્યસ્ત રાખી કૌતુક કરે છે; અને જે ચિત્પદાર્થોની સમષ્ટિને પોતાનાથી જુદી પાડી વ્યક્તપ્રકૃતિ અથવા બાહ્યજગત એવું નામ આપે છે, તેને વળી બે પ્રકારે ગોઠવે છે.

તે બે પ્રકારની ગોઠવણીમાંની એકનું નામ દેશવ્યાપ્તિ, અને બીજીનું નામ કાળવ્યાપ્તિ ચેતના કેટલાક પદાર્થોને એકી સાથે જુએ છે, અને કેટલાંકને ક્રમેક્રમે જુએ છે. અથવા એક પ્રકારની દૃષ્ટિનું નામ દેશદૃષ્ટિ—યથા સ્થાને સ્થાપિત કરી જોવું. અને બીજી તરેહની દૃષ્ટિ તે કાલદૃષ્ટિ,—યથાકાલે વિન્યસ્ત કરી જોવુ આ સિવાય ત્રીજી દૃષ્ટિ નથી. શા માટે તેનો ઉત્તર નથી દેશ અને કાલ એ ચેતનાની આત્મનિરીક્ષણની રીતિમાત્ર છે. જે અર્થમા મારી બહાર બીજું જગત નથી, તેજ અર્થમા મારી બહાર દેશ પણ નથી, કાલ પણ નથી. હુ જ મારી અનુભૂતિને મારાજ શોધેલા ઉપાયે વડે દેશમાં સ્થાપુ છું, અને કાલમા વિન્યસ્ત કરૂ છુ, બધી અનુભૂતિને નહિ પણ કેટલીકને. કેમકે મારી ચેતના હજુ પૂર્ણ વિરામ પામી નથી-પૂર્ણ જાગ્રત થઈ નથી. રચના અને ભાંગતોડ તરફજ મારો પ્રયાસ છે, અને તે પ્રયાસથી જ ચેતનાનો વિકાસ થાય છે આ પ્રયાસમા શક્તિસંચયનો અને મહેનત ઓછી કરવાનો પ્રબળ પ્રયત્ન ચાલે છે બધી અનુભૂતિને હુ ઓળખતો નથી, જેને ઓળખુ છુ તેમાથી પણ કેટલીકનેજ રચના માટે ચુટી લઉં છુ; બનાવટ કરતી વખતે કેટલીકનો આદર કરૂ છુ અને કેટલીકનો અનાદર કરી ત્યાગ કરૂ છું. પછી મારી ઈચ્છા પ્રમાણે તેની ગોઠવણી કરૂ છુ. તેને પરસ્પર સુસબદ્ધ સુનિયંત અને સંબધ રાખી ગોઠવુંછું. જેમ જેમ જરૂર પડતી જાય છે, તેમ તેમ તેને સંકેતદ્વારા બોલાવું છું. જેમ રણશીંગાના અવાજ સાથે બધુ સૈન્ય પોતપોતાનાં નકી કરેલા સ્થળે સુસબદ્ધ સુવિન્યસ્ત થઈ ખડુ થઈ જાય છે, અને તેમ કરવામાં તેના ઉપરીને જરા પણ શ્રમ વેઠવો પડતો નથી, તેમ બધી અનુભૂતિને હું સંકતદ્વારા વિના પરિશ્રમે ગોઠવુ છુ બરાબર રીતે ગોઠવી બાહ્યજગત સાથે યુદ્ધ આરભુ છુ, આ પ્રમાણે મારાંજ રચેલા બાહ્યજગત સાથે મારા અતર્જગતને કાલ્પનિક યુદ્ધમાં રોકી હું કૌતુક જોઉં છુ, તે કલ્પિત યુદ્ધમાં મારે હારવું ન પડે, તે માટે એક કુશળ સેનાધ્યક્ષની માફક બધી વ્યૂહ રચના ગોઠવું છું; બાહ્યજગતને દેશ અને કાળમાં ગોઠવું છું; એ વ્યવસ્થા પણ મારી ચેતનાની કારીગિરિ છે. આ વ્યવસ્થાનું બીજું નામ પ્રાકૃતિક નિયમ પ્રકૃતિમાં અગર બાહ્યજગતમા નિયમની સાંકળ કેમ ? જગતમાં નિયમનું રાજ્ય શા માટે હોવું જોઇએ ? તેનો જવાબ એટલો જ કે હુ જ તે નિયમનો પ્રતિષ્ઠાતા છું, નિયમ વડે ચેતનાની જગત રચનાની મહેનત ઘણી ઓછી થાય છે, તેથી ચેતનાની વિકાસ અને પૂર્ણતા તરફ ગતિ થાય છે, મારાં કલ્પિત જીવન-સંગ્રામમાં મને જય મેળવવાનો પૂરેપૂરો ભરોસો હોવાથી જ મેં મારા જગતમાં નિયમની સ્થાપના કરી છે, અને તેથીજ મારૂં જગત નિયમને વશ છે, પૃથ્વી ફરે છે, વાયુ વહે છે, તેથીજ મારૂં જગત છન્દોબદ્ધ—સુલલિત કવિતા રૂપછે, વાંચવામાં સરળ છે. સાંભળવામાં મધુર લાગે છે.

નિયમની સ્થાપનાથી મારી ચેતનાનો વિકાસ અને જ્ઞાનનો પ્રસાર થાય છે. અને

તેમાંજ મને આનંદ મળે છે નિયમની સ્થાપના કરવી એજ મારો સ્વભાવ છે. જે હજુ સુધી મારા નિયમની અંદર આવ્યું નથી, તે મને બહુજ બેહુદું લાગે છે, માટે હું તેને દૈવનું નામ આપું છુ;—અસાધારણ–મિરેકલ વગેરેના ઉપનામોથી ભૂષિત કરૂં છું. તેને માટે ભૂત–પ્રેત–પિશાચની, દેવતા ઉપદેવતાની કલ્પના કરૂં છું, તેને માટે મારા સિવાય–જગત સિવાય–સૃષ્ટિ શિવાય એક સૃષ્ટિકર્તા અને વિધાતાની કલ્પના કરૂં છું, જે નિયમવશ નથી તેને નિયમવશ કરવાનો પ્રયત્ન કરૂં છું, એ પ્રયત્નમાં મને હંમેશ સફળતા જ મળે છે, એમ માનવાનું નથી, પરંતુ તે સફળતા પરજ મારી ચેતનાના વિકાસનો આધાર છે. આનું નામજ વિજ્ઞાન–ચર્ચા તેથી જ જ્ઞાનની ઉન્નતિ થાય છે મારા જગતમા પણ મેં નિયમની સ્થાપના કરી છે. ભૂખ લાગતાં હું ખાઉં છુ, ઊંઘ આવતાં ઊંઘું છું. મારા જગતમાં રાત પછી દિવસ અને દિવસ પછી રાત એમ ક્રમવાર આવતાં જાય છે. પેલી વ્યક્તિ કે જેને હું ગાંડો ગણું છું, તેનું કારણ એટલુ જ છે કે તેના જગતમાં નિયમની સ્થાપના નથી, તેને ભૂખ લાગે છે છતા ખાતો નથી, તેના જગતમા ઘણું કરીને રાત પછી દિવસ એમ ક્રમવાર યોજના પણ થઈ નથી; જો કે તેનુ પણ એક જગત છે, પરંતુ તે જગત મારા જગત જેવું નિયમવશ નથી પણ વિચ્છિન્ન–અસંયત છે.

પ્રકૃતિ મારી અંદર જ છે, પ્રકૃતિની દેશવ્યાપ્તિ તથા કાલવ્યાપ્તિ પણ મારામાંથી જ ઉત્પન્ન થયેલી છે, પ્રકૃતિમાં જે નિયમની સાંકળ જણાય છે, તે પણ મારી જ બનાવટ છે. જગત અનંત છે, એ વાત અર્થહીન છે; કાલ અનાદિ છે, એ વાત પણ અર્થહીન છે; દેશ અસીમ છે, એ વાત પણ અર્થહીન છે. મારૂં જગત શાન્ત છે; જ્યારે જેટલું જોઉં છું, ત્યારે તેટલું જ અસ્તિત્વવાન્ છે; તે સિવાય બીજું કંઇ નથી. મારો કાલ પણ સાદિ અને શાન્ત છે; જેટલાની સાથે મારો પરિચય છે, તેટલો જ હયાત છે. અનાદિ, અનંત એ બધાં વિશેષણો કવિની કલ્પના—વાકચના અલંકારમાત્ર છે; તે વિશેષણો કાવ્યમાં શોભે તેમ છે, પરંતુ વિજ્ઞાનમા વાપરવાં નિરર્થક છે મારા આત્મવિકાસ સાથે મારાં જગતનું વર્તુળ વધે છે—દેશની અને કાળની સીમા દૂર દૂર જતી જાય છે—જગતમાં નિયમની સ્થાપના દૃઢતર થતી જાય છે. જેનું જગત નિયમવશ છે, તેનો આત્મા પણ સુસ્થ, સબળ અને સામર્થ્યવાન ગણાય છે, અને જેનું જગત નિયમવશ નથી તે ગાંડો–પાગલ વગેરે વિશેષણોથી ભૂષિત થાય છે.

મારી પોતાની આ અભિવ્યક્તિ, તેનું નામ જગતની સૃષ્ટિ. મનુષ્યના જ્ઞાનને બીજી કોઇ સૃષ્ટિનો વિષય અવગત નથી.*

દેરા શેરી }
રાજકોટ } મહાશંકર ઇંદ્રજી દવે.

* પ્રો રામેન્દ્રસુન્દર ત્રિવેદી એમ એ. પી. આર એસ ના બંગાળી લેખ ઉપરથી

# ભારતવર્ષના અને યુરોપના ઇતિહાસ તથા આદર્શ.*

જેમ બધાં માણસનાં જીવનચરિત એક જાતના ન હોઈ શકે તેમ બધા દેશના ઇતિહાસ પણ એક જાતના હોઈ શકે નહિ. એમ કહેવાય છે કે ભારતવર્ષના ઇતિહાસનાં સાધન મળતાં નથી. પરંતુ તેમાં ખરી વાત એટલી જ છે કે ભારતવર્ષના યુરોપીય પદ્ધતિના ઇતિહાસ માટે સાધન મળી શકતાં નથી. કારણ ભારતવર્ષનો ઇતિહાસ રાષ્ટ્રીય ઇતિહાસ નથી ભારતવર્ષમાં એક અથવા વધારે પ્રજાઓ કોઈ દિવસ ભેગી મળીને રાષ્ટ્રનો ચાક થવાની શકી નથી. તેથી કરીને આપણા દેશમાં કોણ ક્યારે રાજા થયો, તેણે કેટલાં વર્ષ રાજ્ય કર્યું વગેરે હકીકત ઘટનાક્રમાનુસાર સાચવી રાખવાની દેશમાં કોઇના મનમાં ખટક રહેલી નહિ.

ભારતવર્ષે જો કદી એક રાષ્ટ્ર —'નેશન'—બનવાનો પ્રયત્ન કર્યો હોત તો તેના ઇતિહાસ માટે સારાં અને મ્હોટા મ્હોટાં સાધનો મળી શકત અને ઇતિહાસકારોનું કાર્ય ઘણે દરજ્જે સ્હેલું થાત પરંતુ આમ કહેવામાં અમે કબૂલ નથી કરી લેતા કે ભારતવર્ષે પોતાના ભૂતને કે ભવિષ્યને અમુક એક સૂત્રથી ગૂંથી ગમ્યું નથી. તે સૂત્ર સૂક્ષ્મ છે, પરંતુ તેનું બળ સાધારણ નથી. તે સ્થૂલરૂપે દેખી શકાતું નથી છતા આજ સુધી તેણે આપણને વિચ્છિન્ન થવા દીધા નથી. તેણે સર્વત્ર ભેદ વિનાની એકતા સ્થાપી છે, એવું નથી; પરંતુ આપણા સઘળા ભેદોમા અને અસમાનતામા ઉંડે ઉંડે એક ગુપ્ત, અપ્રત્યક્ષ યોગસૂત્ર તેણે બાંધી રાખ્યું છે તેથી મહાભારતમા વર્ણવેલું ભારત અને વર્તમાન ભારત જુદી જુદી અને બહારની બાબતોમા ભિન્ન હોવા છતાં ઉભયની નાડીનો યોગ તૂટતો નથી.

તે યોગજ ભારતવર્ષની બીજી સર્વ બાબતો કરતા સાચો છે અને તે યોગનો ઇતિહાસ તે જ ભારતવર્ષનો યથાર્થ ઇતિહાસ છે તે યોગ શાને લઇને છે? પહેલા જ કહી ગયા કે રાષ્ટ્રીય સ્વાર્થને લઇને નથી એક જ શબ્દમાં કહીએ તો કહેવું પડશે કે ધર્મને લઇને છે

પરંતુ ધર્મ શું તે સંબંધે તો તકરારનો પાર નથી અને ભારતવર્ષમાં ધર્મનું બાહ્યરૂપ જુદા જુદાં પરિવર્તનોને પામ્યું છે, તેમાં પણ સન્દેહ નથી.

તેમ છતાં એ યાદ રાખવાનું છે કે પરિવર્તન એટલે વિચ્છેદ નથી. શૈશવમાંથી યૌવનમાં પરિવર્તન થાય છે તેમાં વિચ્છેદ થતો નથી. યુરોપના ઇતિહાસમાં પણ રાષ્ટ્રીય સ્વરૂપનાં ઘણાં પરિવર્તન થયાં છે. તે સઘળાં પરિવર્તનમા પરિણતિનું દર્શન કરાવવું એ ઇતિહાસકારોનું કાર્ય છે.

યુરોપની પ્રજાઓએ તેમના વિવિધ પ્રયાસો અને પરિવર્તનોદ્વારા મુખ્યત્વે એક રાષ્ટ્ર સ્થાપવાનો પ્રયત્ન કર્યો છે, ભારતવર્ષના લોકોએ જુદા જુદા પ્રયાસ અને પરિવર્તનો દ્વારા

---

* ધમ્મપદ નામના પાલિ ગ્રન્થના એક સટીક બંગાળી અનુવાદનું અવલોકન કરતાં રવીન્દ્ર બાબુએ આ ચર્ચા કરેલી છે. તેમના મૂળ બંગાળીનો આ અનુવાદ છે.

ધર્મને સમાજમા મૂર્તિમન્ત કરવાના પ્રયત્નો કર્યા છે આ એક તેના પ્રયાસમા જ પ્રાચીન ભારત સાથે અર્વાચીન ભારતની એકતા છે

યુરોપમા ધર્મની ભાવનાએ ગૌણ કાર્ય કર્યું છે રાષ્ટ્રની ભાવનાએ પ્રધાન કાર્ય કર્યું છે ત્યા ધર્મનો ઉદ્ભવ સ્વતંત્ર થયેલો હોવા છતા તે રાષ્ટ્રનું અગ થઇ ગયો છે ત્યાના જે દેશમા દૈવયોગે તેમ બન્યુ નથી ત્યા રાષ્ટ્રની સાથે ધર્મને ચિરસ્થાયી વિરોધ રહી ગયો છે

આપણા દેશમા મોગલ સામ્રાજ્યના સમયમા શિવાજીના છત્ર નીચે જ્યારે રાષ્ટ્રીય ભાવનાએ માથુ ઉંચક્યુ ત્યારે પણ ધર્મનેજ લક્ષ્ય ગણવામા આવ્યુ હતુ શિવાજીના ધર્મગુરુ રામદાસ તે પ્રવૃત્તિના મુખ્ય સ્તંભ હતા એટલુ સ્પષ્ટ છે કે ભારતવર્ષમા રાષ્ટ્ર ભાવના ધર્મની અંગીભૂત થયેલી છે

'પૉલિટિક્સ' અને 'નેશન'નો ઇતિહાસ જેમ યુરોપનો ઇતિહાસ છે તેમ જ ધર્મનો ઇતિહાસ તે ભારતવર્ષનો ઇતિહાસ છે 'પૉલિટિક્સ' અને 'નેશન'ની ભાવનાનો અનુવાદ જેમ આપણી ભાષામા થઇ શકતો નથી તેમ 'ધર્મ' શબ્દ માટે યોગ્ય શબ્દ યુરોપની ભાષાઓમા શોધ્યો જડતો નથી તેથીજ ધર્મને અગ્રેજી 'રીલિજિયન' રૂપે માનવામા આપણે અનેકવાર ગોથા ખાઇએ છીએ તેમ જ, ધર્મની ભાવનામા એકતા તે જ ભારતવર્ષની એકતા છે, એ વચન સ્પષ્ટ સમજાતુ નથી

મુખ્યત્વે કયા ફળ પ્રતિ લક્ષ્ય રાખીને માણસ કર્મ કરે છે તે ઉપરથી તેના સ્વભાવનો પરિચય થાય છે મને લાભ થશે એ લક્ષ્ય રાખીને ધનસચય થઇ શકે—હું કલ્યાણ કરીશ એ લક્ષ્ય રાખીને પણ ધનસંચય થઈ શકે જે વ્યક્તિ કલ્યાણને માનનાર છે, તેને ધનસચય કરવાના પ્રયાસમા અનેક અપ્રાસંગિક વિઘ્નો આવે છે અને તે સઘળા સાવધ રહી દૂર કરી તેને આગળ વધવુ પડે છે જે વ્યક્તિ પોતાના લાભનો વિચાર કરનાર છે તેને આ સઘળા વિઘ્નો નડતા નથી

હવે સવાલ એ છે કે કલ્યાણને શા માટે માનવુ? સમસ્ત ભારતવર્ષ લાભ કરતા કલ્યાણને, પ્રેય કરતા શ્રેયને શુ સમજીને અધિક ગણે છે, તેનો વિચાર કરવો જોઇએ

જે વ્યક્તિ સંપૂર્ણ છે તેને સારૂ નરસું કાંઈ નથી આત્મ–અનાત્મના યોગમા સારા નરસા સકળ કર્મનો ઉદ્ભવ છે એટલે પ્રથમ આ આત્મ–અનાત્મના સત્ય સંબધનો નિર્ણય કરવો આવશ્યક છે આ સંબધનો નિર્ણય કરવો અને તેનો સ્વીકાર કરીને જીવનકાર્ય ચલાવવુ એ હમેશા ભારતવર્ષની સર્વથી મુખ્ય પ્રવૃત્તિ હતી

ભારતવર્ષમા આશ્ચર્ય તો એ દેખાઈ આવે છે કે ભિન્ન ભિન્ન સંપ્રદાયે આ સંબધનો નિર્ણય ભિન્ન ભિન્ન રીતે કર્યો છે, છતા વ્યવહારમા સર્વે એક જ સ્થળે આવીને મળ્યા છે ભિન્ન ભિન્ન અને સ્વતત્ર રીતે ભારતવર્ષે એક જ વાત કહી છે

એક સંપ્રદાય કહે છે. આત્મ-અનાત્મ વચ્ચે કાંઈ ખરો ભેદ નથી. ભેદની પ્રતીતિ થાય છે તેનું કારણ અવિદ્યા છે.

પરંતુ, જ્યારે કાંઈ ભેદ નથી ત્યારે તો સારા નરસાનો કાંઈ સવાલ જ રહેતો નથી. પણ એમ કહેવાથી તેનો ફડચો આવતો નથી જે અજ્ઞાનથી એક વસ્તુ તે બે ? એમ જણાય છે તે અજ્ઞાનનો નાશ કરવો જોઇએ, નહિ તો માયાના ચક્રમાંથી દુઃખનો અંત નહિ આવે. આ લક્ષ્ય તરફ દૃષ્ટિ રાખીને અમુક કાર્ય સારૂં કે નરસું તે નક્કી કરવું જોઇએ.

બીજો સંપ્રદાય કહે, છે: આ સંસારના આવરણમા આપણે વાસનાને લીધે બંધાઇ પડીએ છીએ અને દુઃખી થઇએ છીએ. એક કર્મમાંથી બીજા કર્મમાં એમ અન્તહીન કર્મશૃંખલા રચ્યા જઇએ છીએ તે કર્મપાશનું છેદન કરી મુક્ત થવું એ જ મનુષ્યનું એક માત્ર શ્રેય છે.

પરંતુ, ત્યારે તો સકળ કર્મ જ બન્ધ કરવા પડે તેમ નથી. એટલો કહેવાથી ફડચો નથી આવતો. કર્મને એવી રીતે નિયન્ત્રિત કરવા જોઇએ કે જેથી, કર્મનાં દુચ્છેદ્ય બંધન ધીમે ધીમે શિથિલ થતાં જાય. આ દિશામાં દૃષ્ટિ રાખીને કયું કર્મ શુભ, કયું કર્મ અશુભ તે નક્કી કરવું જોઇએ.

ત્રીજો સંપ્રદાય કહે છે: આ સંસાર ભગવાનની લીલા છે. આ લીલાના મૂળમાં જે પ્રેમ, જે આનન્દ છે, તેનો અનુભવ કરી શકીએ તેમા આપણી સાર્થકતા છે.

આ સાર્થકતાનો ઉપાય પણ પૂર્વોક્ત બે સંપ્રદાયોના ઉપાયથી વસ્તુત: ભિન્ન નથી. આપણી વાસના દાબી શકીએ નહિ તો ભગવાનની ઇચ્છા અનુભવી શકીએ નહિ. ભગવાનની ઇચ્છામાં જ પોતાની ઇચ્છાનું મુક્તિદાન તે જ ખરી મુક્તિ છે ને મુક્તિને લક્ષ્ય રાખીને શુભાશુભ કર્મનો નિર્ણય કરવો જોઇએ.

જેમણે અદ્વૈતાનન્દને લક્ષ્ય નાખ્યું છે, તેઓ પણ વાસના મોહનું છેદન કરવા ઉદ્યમ કરી રહ્યા છે; જે કર્મની અનન્તશૃંખલામાથી મુક્તિ મેળવવાની ઇચ્છાવાળા છે તેઓ પણ વાસનાને છેદી નાખવા ઇચ્છે છે; ભગવાનના પ્રેમમા જેઓ પોતાની જાતને લીન કરી દેવામાં શ્રેય માનનારા છે, તેઓ પણ વિષયવાસનાને તુચ્છ ગણવાનો ઉપદેશ કરે છે.

જો આ સકળ ભિન્ન ભિન્ન સંપ્રદાયના ઉપદેશ જ માત્ર આપણા જ્ઞાનનો વિષય હોત તો તો આપણા પરસ્પર વિરોધનો પાર ન રહેત. પરંતુ આ ભિન્ન ભિન્ન સંપ્રદાયોએ તેમનાં ભિન્ન ભિન્ન તત્ત્વને આચારમાં ઉતારવાનો પ્રયત્ન કર્યો છે. તે તત્ત્વ ગમે તેટલું સૂક્ષ્મ અથવા ગમે તેટલું સ્થૂલ હોય અને તેનું વ્યવહારમાં અનુસરણ કરવાને ગમે તેટલી મુશ્કેલી પડે, તો પણ આપણા ગુરુઓએ, નિર્ભય ચિત્તે તે સર્વનો સ્વીકાર કરીને તે તત્ત્વને આચારમાં મદ્ધ કરવાનો પ્રયાસ કર્યો છે.

ભારતવર્ષે, કોઈ પણ મ્હોટી વાતને અસાધ્ય અથવા સંસારયાત્રા સાથે અસંગત ગણી, ભીરુતાને વશ થઈ, કદી તે વાતને વાત જ રાખી મૂકતું નથી. તેથીજ એક સમયે જે ભારતવર્ષ માંસાહારી હતું, તે જ ભારતવર્ષ આજ મ્હોટે ભાગે નિરામિષ થઈ ગયું છે. આ પ્રકારનું દૃષ્ટાન્ત જગતમાં બીજે ક્યાંય મળી શકશે નહિ. જે યુરોપ જાતિગત અભ્યુદય આદિના પરિવર્તનના પાયા તરિકે લાભને જ લક્ષ્ય માને છે, તેઓ એમ કહી શકે કે હિંદુસ્તાનમાં, ખેતીને લીધે આર્થિક કારણે ગોમાંસભક્ષણ થતું નથી. પરંતુ મનુસ્મૃતિ આદિ શાસ્ત્રોમાં માંસાહારનું વિધાન છતાં, માંસાહાર તેમ જ મત્સ્યભોજન જેવો બીજો આહાર પણ ભારતવર્ષમા અનેક સ્થાનમાંથી લુપ્ત થયો છે.

એટલે, તત્ત્વજ્ઞાન જેટલે દૂર પહોંચ્યું છે તેટલે દૂર ભારતવર્ષે આચારને પણ ખેંચી ગયું છે. ભારતવર્ષે વિચાર અને આચારમાં ભેદ માન્યો નથી. તેથી જ આપણા દેશમાં કર્મ એ જ ધર્મ છે. આપણે કહીએ છીએ કે મનુષ્યના કર્મમાત્રનું પરમ લક્ષ્ય કર્મદ્વારા મુક્તિ છે. મુક્તિના ઉદ્દેશથી કર્મ કરવું એ જ ધર્મ છે.

પ્રથમ જ કહી ગયા છીએ કે-વિચારની બાબતમાં આપણામાં જેટલી વિભિન્નતા છે, તેટલી જ આચારની બાબતમાં એકતા છે અદ્વૈતાનુભવને મુક્તિ કહો અથવા સંસ્કાર જેમાંથી જતા રહ્યા છે એવા નિર્વાણની વાસનાને મુક્તિ કહો—પ્રકૃતિભેદને લીધે મુક્તિનો અમુક આદર્શ અમુક માણસને આકર્ષણ કરે, પણ તે મુક્તિને માર્ગે જવાના ઉપાયોમા તો એક પ્રકારની એકતા જ છે. તે એકતા બીજી કાંઈ નહિ પણ કર્મમાત્રને નિવૃત્તિ તરફ વાળવાની છે. સીડીની પાર જવાનો ઉપાય સીડી જ છે, તેમ ભારતવર્ષમાં કર્મની પાર જવાનો ઉપાય કર્મ જ છે આપણા સઘળાં શાસ્ત્રપુરાણોમાં આજ ઉપદેશ છે અને આપણો સમાજ આ ભાવના ઉપર જ સ્થપાયલો છે

યુરોપ કર્મને કર્મમાંથી મુક્તિની નિસરણી બનાવતું નથી, કર્મને જ લક્ષ્ય માને છે. આ કારણને લીધે યુરોપમા કર્મસંગ્રામનો અન્ત નથી. ત્યાં ધીમે ધીમે પ્રવૃત્તિ એટલી વિવિધ અને વધારે થઈ જાય છે કે કૃતકાર્ય થવાનોજ સૌનો ઉદ્દેશ હોય છે. યુરોપનો ઇતિહાસ કર્મનો ઇતિહાસ છે.

યુરોપ કર્મને મહત્ત્વ આપે છે, તેનો અર્થ એ કે તે કર્મ કરવાના સંબંધમાં સ્વતંત્રતા ઇચ્છે છે મારી મરજીમાં જે આવશે તે હું કરીશ,—તે સ્વતંત્રતા જ્યાં અન્યની કર્મ કરવાની સ્વતંત્રતાને હણે, ત્યાં જ માત્ર કાયદાનું પ્રયોજન છે. કાયદાના શાસન સિવાય આવા સમાજમાં પ્રત્યેકની યથેચ્છ સ્વતંત્રતા રહી શકતી નથી તેથી જ યુરોપીય સમાજમાં સંયમ અથવા દામનનો અભાવ દરેક મનુષ્યની ઇચ્છાને સ્વતંત્ર કરવા માટે જ કલ્પેલો છે.

ભારતવર્ષ પણ સ્વતંત્રતા ઇચ્છે છે, પરંતુ તે સ્વતંત્રતા કર્મનાં બંધનથી મુક્ત થવાની છે. આપણે જાણીએ છીએ કે આપણે જેને સંસાર કહીએ છીએ તેમાં વસ્તુતઃ કર્મ જ

કર્તા છે. મનુષ્ય તો માત્ર તેનું વાહન છે જન્મથી તે મૃત્યુ પર્યંત, આપણે એક વાસના પછી બીજી વાસનાને, એક કર્મ પછી બીજા કર્મને વહન કરી રહ્યા છીએ. શ્વાસ ખાવાનો પણ સમય મળતો નથી. અને જોતજોતામાં તો કર્મનો ભાર બીજા કોઇની પીઠે નાંખી મૃત્યુમાં સરી પડીએ છીએ. આમ વાસનામાં ઘસડાઈ, આખી જીંદગી સુધી અન્તહીન કર્મ કર્યે જવાનું જે અવિરામ દાસત્વ છે, તેનો ભારતવર્ષ ઉચ્છેદ કરવા મ્હાય છે.

આ લક્ષ્યના ભેદને લીધે જ યુરોપ વાસનાને જોઇએ તેટલી સ્વતંત્રતા આપે છે અને આપણે વાસનાને બની શકે તેટલી અંકુશમાં રાખીએ છીએ. વાસના કદી પણ શાન્તિ આપતી નથી અન્તહીન કર્મમાં પ્રવૃત્તિને જાગ્રત્ રાખે છે. તેને આપણે વાસનાનું દૌરાત્મ્ય કહી તે પ્રતે અસહિષ્ણુ થઈ જઇએ છીએ. યુરોપ કહે છેઃ "વાસના કોઈ અન્તિમ સ્થાને પહોંચાડતી નથી પરંતુ તે સદા આપણી પ્રવૃત્તિને ઉત્તેજિત રાખે છે, અને તેમાં જ તેનું ગૌરવ છે પ્રાપ્તિમાં નહિ પણ તેની શોધમાં આનન્દ છે." ભારતવર્ષ કહે છેઃ "તમે જેને પ્રાપ્તિ કહો છો તેમાં આનન્દ નથી એ વાત ખરી કારણ તે પ્રાપ્તિથી, આપણી પ્રવૃત્તિ અટકતી નથી. એક પ્રાપ્તિ આપણને બીજી પ્રાપ્તિ તરફ ખેંચી જાય છે. દરેક માણસ પ્રાપ્તિને જ અન્ત માની ભ્રમમાં પડે છે અને પછી જુએ છે કે ત્યાં અન્ત નથી. અમુક પ્રાપ્તિથી આપણને શાન્તિ મળશે, તેથી આપણી પ્રવૃત્તિનો અન્ત આવી જશે એવો ભ્રમ આપણને ભ્રષ્ટ કરે છે, આપણને કોઈ રીતે મુક્તિ આપતો નથી. વાસના જ મુક્તિની વિરોધી છે. તે વાસનાને આપણે બળહીન કરી નાખવી જોઇએ આપણે કર્મને જીતવા દેવું જોઇએ નહિ પણ તેને જ જીતવું જોઇએ."•

આપણા ગૃહધર્મમાં, આપણા સન્યાસધર્મમાં, આપણા આહારવિહારના નિયમસંયમ, આપણા વેરાગી ભિક્ષુકના ગાનથી તે તત્ત્વજ્ઞાનીની શાસ્ત્રવ્યાખ્યા પર્યંત સર્વત્ર, આપણે ત્યાં આ જ ભાવનું આધિપત્ય છે મામડીઆથી તે પંડિત સુધી સઘળા કહે છેઃ આપણને દુર્લભ માનવજન્મ પ્રાપ્ત થયો છે; તે બુદ્ધિપૂર્વક મુક્તિનો માર્ગ ગ્રહણ કરવા માટે છે, સંસારના અન્તહીન ચક્રમાંથી બહાર નીકળી જવા માટે છે.

સંસ્કૃત ભાષામાં 'ભવ' શબ્દનો ધાતુગત અર્થ 'હોવું' છે. ભવનાં બંધન અર્થાત્ 'હોવા'નાં બંધન આપણે કાપવા ઇચ્છીએ છીએ. યુરોપ 'હોવા'ને ખૂબ ચ્હાય છે. આપણે એકદમ 'ન હોવા'ને ચાહીએ છીએ.

આ પ્રમાણે ભયંકર સ્વતન્ત્રતાનો પ્રયાસ સારો છે કે નરસો, તેની મિમાંસા કરવી ઘણી કઠણ છે આ જાતની નિરાસક્તિ જેમને સ્વભાવસિદ્ધ છે, તેમને આસક્ત લોકના સંગમાં વિપદ્ આવી પડે, એટલું જ નહિ પણ નષ્ટ થઈ જવાનો પ્રસંગ પણ આવે. તેના જવાબમાં આપણે કહી શકીએ કે, મરણમાંથી બચવું એ સાર્થકતાની અન્તિમ પરીક્ષા નથી. ફ્રાન્સે તેના ભીષણ રાષ્ટ્રવિપ્લવમાં સ્વતંત્રતાના એક વિશેષ આદર્શને વિજયી કરવાની પ્રવૃત્તિ કરી. તે પ્રવૃત્તિ તેની પડતીનું મ્હોટું કારણ થઈ. કદાચ ફ્રાન્સ તેમાં મરી પણ ગયું હોત.

તો પણ શું તેથી તેનું ગૌરવ કમી થાત ? એક ડૂબતા માણસને બચાવવાના પ્રયાસમાં એક માણસનો જીવ જાય અને એક માણસ તીરે જ ઉભો રહે—તેથી શું બચાવ કરવાના પ્રયાસને, તેના પરિણામ-મૃત્યુદ્વારા વિચાર કરીને, કદી પણ ધિક્કારી કાઢી શકાશે ? પૃથ્વી ઉપર આજે સઘળા દેશોમાં વાસનાનો અગ્નિ પ્રબળ અને કર્મનું દૌરાત્મ્ય ઉત્કટ વ્યાપી રહ્યું છે. આજે કદિ ભારતવર્ષ,—જડભાવે નહિ, મૂઢભાવે નહિ—પણ, જાગ્રત્, સચેતન ભાવે, વાસનાના બંધનમાંથી મુક્તિના આદર્શને, શાન્તિની જયપતાકાને આ પૃથ્વીવ્યાપી રક્તરંગી વિક્ષોભમાં અવિચલિત દૃઢ હસ્તે ધારણ કરતાં મરી જાય, તો અન્ય સકળ તેનો ગમે તેટલો તિરસ્કાર કરે, પણ મૃત્યુ તેને અપમાનિત કરશે નહિ.

પરંતુ આ તર્કનો અત્રે વિસ્તાર કરવાનું સ્થાન નથી. મુખ્ય વાત એ છે કે યુરોપના ઇતિહાસની સાથે આપણા ઇતિહાસની સરખામણીજ થઈ શકતી નથી, એ વાત આપણે વારંવાર ભુલી જઇએ છીએ. જે ઐક્યસૂત્રથી ભારતવર્ષનું ભૂત અને ભવિષ્ય ગુંથાયુ છે-તેનું યથાર્થ રીતે અનુસરણ કરવાથી આપણાં શાસ્ત્ર, પુરાણ, કાવ્ય, સામાજિક અનુષ્ઠાન વગેરેમાં પ્રવેશ થઈ શકશે. રાજવંશાવળિ માટે વૃથા દિલગીર થવામાં વિશેષ લાભ નથી. યુરોપીય ઇતિહાસના આદર્શ પ્રમાણે ભારતવર્ષના ઇતિહાસની રચના કરવી પડશે એ વાત તો આપણે એકદમ ભૂલી જ જવી જોઇએ.

અનુવાદ કર્તા

નરહરિ દ્વારકાદાસ પરીખ.

---

# શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનું રહસ્ય.

( અનુસન્ધાન પૃષ્ઠ ૫૩૨ થી. )

## ૪.

### સાંખ્ય અને યોગ

બીજા અધ્યાયના ૩૮ શ્લોક સુધીમાં ભગવાને અર્જુનના મુશ્કેલીઓનો ટુંકામાં જવાબ આપ્યા પછી ૩૯ મા શ્લોકમાં ભગવાન જે પ્રમાણે સાંખ્ય અને યોગનો ખુલાસો કરે છે તે ગીતાનો ઉપદેશ સમજવા માટે ઘણો ઉપયોગી છે. ભગવાન કહે છે

एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमांशृणु ।
बुद्ध्या युक्तो ययपार्थ कर्मबंधं प्रहास्यसि ॥

તને સાંખ્ય માર્ગે સમજવાની બુદ્ધિ કે જેથી વસ્તુસ્થિતિનું જ્ઞાન થાય તે આપી. હવે યોગ એટલે કર્મમાં કેમ વર્તવું તેની સમજણ સાંભળ કે જેથી હે પાર્થ તારું કર્મબંધન છુટી જશે.

ગીતા મુળ વેદાન્ત જ્ઞાનનું શાસ્ત્ર છે. વેદાન્ત જ્ઞાન માટે પ્રસ્થાનત્રય ગણાય છે તેમાં એક ગીતા છે, અને જો કે વેદની માફક સ્વતઃ સ્ફુરેલ-ઈશ્વરોક્ત શાસ્ત્ર નથી અને ઘણે ભાગે મનુષ્ય બુદ્ધિને તત્ત્વજ્ઞાન સહેલાઇથી સમજાવવા માટે છે છતાં સત્યને આધારે ઉત્પન્ન થયેલ છે. ગીતા, શબ્દ બ્રહ્મની માફક ઋષિઓની અગાધ શક્તિથી ઉત્પન્ન થયેલ નથી છતાં તેની ખ્યાતિ એટલી છે કે તે ૧૩ મુ ઉપનિષદ્ ગણાય છે. તેના વિચારોમાં સાંખ્ય અને યોગ બન્ને માર્ગના વિચાર સમાયેલ હોવાથી તે જ્ઞાન કર્મના સમુચ્ચયવાળું જ્ઞાન આપે છે વળી તે એક યોગશાસ્ત્ર છે અને તે યોગ સમજાવવા પુરતું જ્ઞાન વેદાન્તમાંથી પણ લે છે. માત્ર વેદાન્ત જ્ઞાન પણ તેમાં નથી કારણ કે જ્ઞાન અને ભક્તિનું સાધન કર્મ છે એમ કહે છે. કર્મ સાધન છે જ્ઞાન સાધ્ય છે. ભક્તિ તેનું પ્રધાન સ્વરૂપ છે કેટલીક જગ્યાએ યોગ સાંખ્યની રીતે સમજાવે છે. એકંદરે ઘણો ઉત્તમ માર્ગ બતાવે છે કે જ્યા સાખ્ય અને યોગ અને વેદાન્ત બધાનો સમાવેશ થાય છે

ત્યારે ગીતામાં બતાવેલ સાખ્ય અને યોગના શુ અર્થ છે. ઇશ્વરકૃષ્ણે જેના ઉપર કારીકા લખી છે તે સાખ્યશાસ્ત્ર નથી તેમ તે પતન્જલીનુ યોગશાસ્ત્ર પણ નથી. તે સાંખ્ય શાસ્ત્ર નથી કારણ કે જેમ સાખ્ય મતવાળા અનેક પુરૂષ માને છે તેમ ગીતા અનેક પુરૂષ માનતી નથી. વળી એક પુરૂષોત્તમ, ઈશ્વર જગતના અંતર્યામી કે જેને સાંખ્ય માર્ગવાળા માનતા નથી તેનું સ્વરૂપ ગીતા બાહ્ય દ્દષ્ટિ સમજાવે છે. ગીતાની દૃષ્ટીએ કપીલનું સાંખ્ય નાસ્તિક મતવાળું છે. ગીતાનું સાંખ્ય આસ્તિક છે, તે દ્વૈત અને અદ્વૈત બંનેનો સમુચ્ચય કરે છે.

વળી ગીતામાં બતાવેલ યોગ તે પતંજલીનું યોગશાસ્ત્ર નથી. પતંજલીનું યોગશાસ્ત્ર ચિતવૃત્તિના નિરોધ માટે છે. તે રાજયોગ છે તેનો માર્ગ બાધેલો છે. અને નક્કી કરેલ ક્રમ પ્રમાણે જ તે માર્ગે જવાય છે. તેનાથી ચિત્તવૃત્તિનો નિરોધ થએ અંતે સમાધિસ્ત થવાય છે. મનબુદ્ધિના ઉપરના તત્વોનો અનુભવ થાય છે, વધારે જ્ઞાન અને સિદ્ધિઓ મળે છે અને અંતે પ્રભુ સાથે સાયુજ્ય મુક્તિ મળે છે. પણ ગીતાનો યોગ તેથી પણ ઉત્તમ છે, દરેક જાતની પ્રકૃતિવાળા મનુષ્યને ઉપયોગી છે, ઘણા માર્ગનું એકીકરણ કરે છે. જીંદગીમાં રહી કર્મ કરી અનેક માર્ગે ઉન્નતિ બતાવે છે. રાજયોગ માત્ર એક જ માર્ગ બતાવે છે. અને તે પણ ઉત્તમ દશાએ પહોંચવા જરૂર છે એવો માર્ગ નથી ગીતા તેના જેવો ક્રમ નક્કી કરતી નથી, પણ દરેક પ્રકારનો મનુષ્ય તેના સ્વભાવ પ્રમાણે કેવી રીતે ઉત્તમ પદને પામે તેવા માર્ગ બતાવે છે. આત્મજ્ઞાનથી પાયો મજબુત કરી કર્મમાં સ્વતંત્ર કરે છે. જીવનો સ્વભાવ સર્વ પ્રકારે દૂરી જાય, પ્રભુ સ્વભાવ જેવો થઇ સાધર્મ્ય મુક્તિ પણ પામે તેવો માર્ગ બતાવે છે. તેથી સમાધિનો અર્થ ગીતામાં જુદા પ્રકારનો છે. પતંજલી કર્મની જરૂર "ક્રિયા યોગ" ના માટે માને છે ને ચિત્ત શુદ્ધિ થાય ત્યાં સુધી જ કર્મની જરૂર માને છે

જ્યારે ગીતા કર્મ ઉપર જ બંધારણ કરી કર્મનુ સ્વરૂપ સમજાવી જેમ પુરૂષોત્તમ–પ્રભુ કર્મ કરે છે તેમ કરવા સમજાવે છે પતંજલીને કર્મ ટુકા વખત માટે ઉપયોગી છે, ગીતામા તેની કાયમ જરૂરીઆત જણાવી છે રાજયોગમા કર્મનો હેતુ પુરો થયે કર્મ છોડી દેવા પડે છે કારણ કે સાધન તરીકે તે લાંબો કાળ રહી શકે નહીં, ગીતામા તે પુરૂષોત્તમ પદ પ્રાપ્તિનું સાધન છે અને તે પ્રાપ્ત થયા પછી પણ રહી શકે છે

ગીતામાં આપેલ સાખ્ય અને યોગ શબ્દના અર્થ બરાબર સમજવા તે માટે આ ખુલાસો કરવો પડ્યો છે વળી કપીલના સાખ્ય અને પતંજલીના યોગશાસ્ત્રથી પણ જેટલું ઉપયોગી છે તેટલુ ગીતાએ લીધેલ છે ગીતાનુ સાખ્ય ઉપનીષદ અને પુરાણોમા સમજાવેલ વેદાન્તી અર્થવાળુ છે, એકપુરૂષનુ સ્વરૂપ સમજાવે છે ગીતાનો યોગ આત્મોન્નતિ માટે સ્થીત પ્રજ્ઞ દશા સમજાવે છે, કે જ્યા આત્મજ્ઞાન થાય છે. અને પ્રભુ સ્વરૂપ સાથે જોડાઇ સાયુજ્ય મુક્તિ મળે છે રાજયોગ તે પદ માટે એક માર્ગ છે. ગીતા કહે છે, સાખ્ય અને યોગ તે બે માર્ગ જુદા તત્વ નથી સમજાવતા, પણ બન્ને એક જ સ્થળે લઇ જાય છે. તેના પ્રકાર અને તેની શરૂઆત જુદી છે. સાખ્ય પણ યોગ જ છે માત્ર તે જ્ઞાનથી શરૂ થાય છે બુદ્ધિથી વસ્તુઓનુ પૃથક્કરણ કરી, વસ્તુસ્થિતિ સમજાવી ઉત્તમ ગતિ આપે છે. યોગ કર્મથી શરૂ થાય છે. તે કર્મયોગ છે એમ સમજાવી પણ સમગ્ર ઉપદેશ જોતાં કર્મનો પણ ઘણો વિશાળ અર્થ કરેલ છે. ગીતાનો યોગ એટલે નિસ્વાર્થ ભક્તિથી અંદરની પ્રેરણાઓ અને બહારના કર્મ, જેની સત્તાથી બધી જ્ઞાનેન્દ્રિઓ અને કર્મેન્દ્રિઓ ચાલે છે એવા જગતના પ્રભુને નિયંતાને અર્પણ કરવા જ્ઞાનથી જે સત્ય સમજાય તેનો યોગથી અનુભવ કરવાનો છે. કારણ કે જ્ઞાન કહે છે કે તેજ ઉત્તમ પદ છે

ત્યારે કપીલનુ સાખ્યશાસ્ત્ર શુ કહે છે સાખ્ય એ શબ્દ સખ્યા ઉપરથી નીકળેલ છે એટલે ગણત્રી કરી ભાગ ત્યાગ લક્ષણાથી, પૃથક્કરણથી આપણા ખરા જીવનની પરિક્ષા કરવી કે જે જીવન પહેલા મનના ગોટાળાથી સમજાતુ નથી કપીલના સાખ્યમા એકીકરણ માર્ગ નથી તે બે સ્વતંત્ર તત્વ માને છે પુરૂષ અને પ્રકૃતિથી જગતની ઉત્પત્તિ માને છે પુરૂષ અકર્તા છે, પ્રકૃતિ કર્તા છે પુરૂષ આત્મા છે, અચળ છે, અવિકારી છે સ્વયજ્યોતિ છે. પ્રકૃતિ શક્તિ છે, કર્મ કરે છે પુરૂષ કાંઇ કરતો નથી પણ પ્રકૃતિના કાર્યોને અનુમોદન આપે છે. પ્રકૃતિ જડ છે પણ પુરૂષના અનુમોદનથી પોતાના કાર્યમા ચેતનમય હોય તેવી દેખાય છે તેથી જન્મ, સ્થિતિ, લય, જ્ઞાન, અજ્ઞાન કર્મ, અકર્મ, મન, બુદ્ધિ, સુખ, દુઃખ વગેરેનો અનુભવ થાય છે તે અનુભવમાં પુરૂષ પ્રકૃતિને તાબે થતો હોય તેવો દેખાવ થાય છે. ખરી રીતે પોતે અકર્તા છે અને બધો અનુભવ પ્રકૃતિનો છે.

પ્રકૃતિ ત્રિગુણાત્મીક છે સત્વ ગુણથી બુદ્ધિ ઉત્પન્ન થાય છે. તે ગુણનો સ્વભાવ રક્ષા કરવાનો છે. રજોગુણ ક્રિયાત્મક હોવાથી પ્રકૃતિના કાર્યો કરે છે તમોગુણનો સ્વભાવ જડ હોવાથી; જે રજોગુણથી ઉત્પન્ન થાય છે અને સત્વગુણથી રક્ષણ પામે છે તેનો તમો ગુણ નાશ કરે છે જ્યારે આ ત્રીગુણાત્મક પ્રકૃતિની ગુણ સામ્યતા થાય છે ત્યારે "શાંતિ મળે

છે, ક્રિયા રહેતી નથી, ઉત્પત્તિ હોતી નથી. અવિકારી સ્વયં પ્રકાશ આત્માનુ પ્રતિબિંબ તેમાં પડતું નથી. પણ જ્યારે પ્રકૃતિની ગુણ સામ્યતા વિક્ષેપ પામે છે ત્યારે ત્રણે ગુણ ભિન્ન થઇ એક બીજા ઉપર અમર કરે છે અને પદાર્થની ઉત્પત્તિ સ્થિતિ અને નાશ થયા કરેછે, જગતનો આવિર્ભાવ થાય છે, અને પ્રકૃતિના ગુણો પુરૂષનુ સ્વરૂપ ઢાંકી દે છે. પુરૂષ પણ પ્રકૃતિને તાબે હોય તેવો દેખાવ થઇ જાય છે. પણ જ્યા સુધી પુરૂષ પોતાની સતાથી પ્રકૃતિના કાર્યને અનુમતિ આપે છે ત્યા સુધી જ તેનુ કાર્ય ચાલે છે અને જ્યારે તે નથી આપતો ત્યારે ગુણો શાંત થાય છે અને પુરૂષ પોતાના નિત્ય, અવિકારી અચળ સ્વરૂપમા રહી શકે છે, તે પ્રકૃતિના કાર્યથી છુટે છે. પ્રકૃતિમા પોતાનું પ્રતિબિંબ પડવા દેવુ, તેના કાર્યને આજ્ઞા આપવી, ન આપવી તેજ માત્ર પુરૂષની શક્તિ હોય તેમ કપીલનું સાખ્ય માને છે. તે પ્રકૃતિના કાર્યમાં પોતાનું પ્રતિબિંબ પડવા દે છે તેથી સાક્ષી કહેવાય છે, આજ્ઞા આપતો હોવાથી અનુમંતા કહેવાય છે પણ તે ઇશ્વર નથી; અનુમતિ આપવી, ન આપવી અને કાર્ય પોતે શાંત રહી કરે છે. બધા કર્મ દ્રષ્ટા ની કોટીના અથવા દૃશ્યની કોટીના હોય—આત્માના ન હોય તેમ જણાય છે તેને ઇચ્છા શક્તિ કે જ્ઞાન શક્તિ હોય તેમ જણાતું નથી. તેથી પુરૂષ એકલો જગતને ઉત્પન્ન કરી શકે નહીં અને બીજા તત્વની જરૂર રહે છે. પુરૂષ પોતે જ પોતાના જ્ઞાનથી, પોતાની ઇચ્છાથી પોતાના આનંદ માટે જગતનુ કારણ થઇ શકતો નથી, પણ પુરૂષ અને પ્રકૃતિ બંને સાથે મળીનેજ જગત કરી શકે છે પુરૂષના આધ્યાત્મિક જ્ઞાનથી અને પ્રકૃતિના ક્રિયાત્મક સ્વભાવથી જગત ઉત્પન્ન થાય છે. એવી રીતે કપીલનુ સાખ્ય જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો ખુલાસો કરે છે.

પણ ત્યારે આપણામા જ્ઞાનશક્તિ અને ઇચ્છાશક્તિ ક્યાંથી આવ્યા. કે જેનાથી આપણો ઘણો વ્યવહાર ચાલે છે. આપણે કહીએ છીએ કે તે પુરૂષમાં છે પ્રકૃતિમા નથી. કપીલના મત પ્રમાણે તે પ્રકૃતિમા છે પુરૂષમા નથી પ્રકૃતિના સ્વભાવથી ૨૪ તત્વો ઉત્પન્ન થાય છે, તેમા એક બુદ્ધિ છેઅને આ બંને શક્તિ બુદ્ધિની માને છે અવ્યક્ત પ્રકૃતિના ગુણોથી એટલે તેના પદાર્થ અને પદાર્થની શક્તિથી—કારણ કે સાખ્ય મતમાં પદાર્થ અને શક્તિમા કાંઇ ફેર નથી—પંચ મહાભુત—આકાશ વાયુ તેજ પાણી અને પૃથ્વી થાય છે. તે પદાર્થો તેના ખરા સ્વરૂપમાં મળી આવતા નથી કારણ કે તેઓ શક્તિથી વધુ ઘટુ પ્રમાણમાં ભેગા રહે છે. આ પચ મહાભુતથી બધું થયું છે, તેમાથી જ પાચ સુક્ષ્મ તત્વો નીકળે છે તે અનુક્રમે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ કહેવાય છે. તેનાથી મનુષ્યને મહાભુતની ચાજેનું જ્ઞાન થાય છે. આવી રીતે દૃશ્ય પદાર્થથી દૃશ્ય જગતની ઉત્પત્તિ થઇ છે.

બીજા તેર પદાર્થથી પ્રકૃતિનુ દ્રષ્ટા સ્વરૂપ થયેલ છે. તે આ પ્રમાણે છે બુદ્ધિ અથવા મહત, અહંકાર, મન, પાંચ જ્ઞાનેંદ્રિયો અને પાંચ કર્મેન્દ્રિઓ. મન એ મુખ્ય ઇંદ્રીય હોવાથી બધા દૃશ્ય પદાર્થને જુએ છે અને તેઓને ચલાવે છે, કારણ કે તેનામા અનુમાન કરવાની અને કાર્ય કરવાની શક્તિ છે ગીતામાં કહે છે તેમ બાહ્ય પદાર્થને જોઇ—સમજી,

મનન કરી જવાબ આપે છે. તે બાહ્ય સ્પર્શ, શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગંધ વાળી પાંચ ઇંદ્રિઓથી કરે છે અને પાંચ કર્મેન્દ્રિઓથી તેનો જવાબ આપે છે. બુદ્ધિ નિશ્ચય કરે છે. તેમાં જ્ઞાન અને ઇચ્છા રહેલ છે તેનાથી નિશ્ચય થાય છે. અહંકારથી પુરૂષને પ્રકૃતિ અને તેના કાર્ય સાથે અધ્યાસ થાય છે., આ ૧૩ દ્રષ્ટા કોટીના પદાર્થ પણ દ્રસ્ય કોટીના પદાર્થની માફક જડ છે. બુદ્ધિ અને ચિત પણ જડ છે એમ આધુનિક રસાયનશાસ્ત્રથી સિદ્ધ થયુ છે. જળ પદાર્થમાં દેખાતી સતા પણ જડબુદ્ધિની હોય તેમ મનાયું છે. અને પ્રકૃતિના બધા કાર્યોમાં તે જડ બુદ્ધિ કામ કરે છે. આપણે મનુષ્યની બુદ્ધિ કહીએ છીએ તે પણ જડ છે. પ્રકૃતિમાથી થયેલ છે. ચિત પણ જડ બુદ્ધિ પરિણામ છે એમ આધુનિક શોધથી નકી થયેલ છે. કયા કારણથી જડબુદ્ધિ ચેતનમય લાગે છે તે સાયન્સ નથી સમજાવતું પણ કપીલનું સાંખ્ય સમજાવે છે. પ્રકૃતિમાં પુરૂષનું પ્રતિબંધ પડવાથી પ્રકૃતિ ચેતનમય લાગે છે. તેથી આત્માનું તેજ--તેની સત્તા જડ પ્રકૃતિમાં છે એવો આરોપ મુકાય છે અને તેથી જ પુરૂષ પ્રકૃતિને જોઈ તેનો સાક્ષી છતા પોતાને ભુલી, પ્રકૃતિના કાર્યો પોતાના માની બેસે છે, હુ વિચાર કરૂ છુ, ઇચ્છા કરૂ છુ, કામ કરૂં છુ વગેરે માને છે. ખરી રીતે તો તે બધુ પ્રકૃતિના ગુણોથી જ થાય છે પણ પુરૂષ કાંઈ કરતો નથી. પ્રકૃતિ પુરૂષની પ્રતિબિંબિંત સત્તાથી બધુ કરે છે છતાં પુરૂષ તે પોતાનું માની બેસે છે. તે ભ્રમથી છુટવું તે પુરૂષને મોક્ષને માટે પહેલુ પગથીયુ છે.

જગતની રચનામા કેટલીક બાબત એવી છે કે જેનો કપીલનુ સાંખ્ય પણ ખુલાસો કરતું નથી. જો આપણી બુદ્ધિને ગ્રાહ્ય થાય તેટલુ જ જગત છે, એમ સમજી સંતોષ લેવો હોય, પ્રકૃતિથી છુટી એટલે જગતની જંજાળથી છુટી આત્માં જ પુરૂષમાંજ આરામ લેવો હાય--એવો મોક્ષ મેળવવો હોય તો કપીલનુ સાંખ્યશાસ્ત્ર ઘણું ઉપયોગી છે જે બાબત તે મતમાં અમને માન્ય નથી થતી તે એજ કે પોતાના બે તત્વ પુરૂષ અને પ્રકૃતિને છોડી ઘણા પુરૂષ શા માટે માને છે. દ્વૈત છોડી અનેકત્વ શા માટે સ્વીકારે છે. એક પુરૂષ અને એક પ્રકૃતિથી પણ જગતનો ખુલાસો થઇ શકે છે. પણ કપીલ પૃથક્કરણ રીતિથી તત્વ સમજાવતા હોવાથી તેને ઘણા પુરૂષ માન્યા વગર ચાલ્યુ નહિ. આપણા પહેલા અનુભવમા પણ દરેક જીવ જુદા લાગે છે. દરેકને જુદી દ્રષ્ટા કોટી અને જુદી દ્રસ્ય કોટી છે દરેક જગતને જુદી જુદી રીતે જુએ છે. જો એક પુરૂષ હોય તો આવો સ્વતંત્ર અને ભિન્ન અનુભવ થવો જોઇએ નહીં દરેકને જગત એકજ જાતનું લાગવું જોઇએ. દ્રષ્ટા અને દ્રસ્ય એક સ્વભાવવાળા લાગવા જોઇએ. કારણ કે પ્રકૃતિ એક છે. બધા એકજ જગતને જુએ છે. પ્રકૃતિના ગુણો પણ દરેક જગ્યાએ સરખાજ છે. તેથી સર્વ પ્રાણીઓની આંતરીક અને બાહ્ય દ્રષ્ટી એક જ પ્રકારની હોવી જોઇએ. છતાં સૌને ભિન્ન ભિન્ન અનુભવ થાય છે. પ્રકૃતિ તો સૌની સરખી જ છે પણ સૌનું જ્ઞાન સરખું નહીં હોવાથી દ્રષ્ટી બિંદુઓ જુદા હોવાથી ઘણા પુરૂષ માન્યા વગર કપીલ ખુલાસો કરી શકતા નથી અંહકારથી પણ ખુલાસો થતો નથી કારણ કે તે પણ પ્રકૃતિનું કાર્ય છે. તે ફક્ત પુરૂષનો પ્રકૃતિ સાથે અધ્યાસ કરે છે. સૌમાં એકજ પુરૂષ હોય તો સૌનો અહંકાર એક જ પ્રકારનો હોવો જોઇએ. પ્રકૃતિના ગુણોથી પુરૂષમાં ફેરફાર થવો ન જોઇએ. તેથી કપીલ કે જે પૃથક્કરણથી (analysis)

તત્વજ્ઞાન સમજાવે છે તેને ઘણા પુરૂષ માન્યા વગર છુટકો નથી સાંખ્ય મત વેદાન્તને આધારે જ નીકળેલ છે અને એક જીવ અને એક પ્રકૃતિ હોત તો ખુલાસો કરી શકત પણ જગતમાં ઘણા જીવ અને એક પ્રકૃતિ પહેલા અનુભવમા આવતી હોવાથી ઘણા પુરૂષ માન્યા વગર કપીલ ખુલાસો કરી શકતા નથી.

બીજી પણ એક મોટી મુશ્કેલી ઉભી થાય છે. જેમ બીજા માર્ગવાળા મોક્ષને ઉત્તમ પુરૂષાર્થ માને છે તેમ કપીલનુ સાંખ્ય પણ માને છે. આગળ કહ્યુ તેમ પ્રકૃતિ પુરૂષના આનંદ માટે છે. જ્યારે પુરૂષ પ્રકૃતિના કાર્યોનો અધ્યાસ છોડી તેને અનુમતિ આપતો નથી ત્યારે પુરૂષ મુક્ત થાય છે. આ સમજણ ખોટી છે પુરૂષ નિષ્ક્રિય શાંત હોવાથી અનુમતિ આપવી ન આપવી તે પુરૂષમાં થતુ નથી તે પણ પ્રકૃતિનુ કાર્ય હોવું જોઇએ. તે પણ બુદ્ધિ કે જે પ્રકૃતિ છે તેનો વિકાર છે બુદ્ધિ જ, મન અને અહંકાર દ્વારા પ્રકૃતિના કાર્યો સાથે અધ્યાસ કરતી હતી, જ્ઞાન દ્રષ્ટીએ તે અધ્યાસ ખોટો છે એમ માની બુદ્ધિ પાછી વળી અધ્યાસ છોડી દે છે. પુરૂષને જુદો કરે છે અને બુદ્ધિ માને છે કે બધુ પ્રકૃતિના ગુણોની વિષમતાથી છે. જે બુદ્ધિથી ખોટો અધ્યાસ થયો હતો તે બુદ્ધિ છોડી દે છે. અને પુરૂષ પણ પ્રકૃતિના કાર્યોથી છુટયો હોય તેવો દેખાવ થાય છે. પ્રકૃતિ પુરૂષનુ પ્રતિબિંબ લઇ શકશે નહીં, કારણ કે અહંકાર ગળી જશે અને બુદ્ધિ પણ ખરી સમજણ મળ્યા પછી અનુમતી આપશે નહીં તેથી પ્રકૃતિના ગુણોની વિષમતા મટાડી સમાનતા થવી જોઇએ. જગતના કાર્યો બંધ થવા જોઇએ. પુરૂષ પોતાની અવિક્રિય શાન્તિમા પાછો જવો જોઇએ. જો એક જ પુરૂષ હોય તો આવી અનુમતિ બંધ થાય અને અધ્યાસ છુટે કે તરત જગતની સર્વ ક્રિયાઓ બંધ થવી જોઇએ. ખરી રીતે એમ કાંઇ થતુ નથી કરોડો જીવોમા કોઇનેજ મોક્ષ મળે છે બીજાઓ જેમના તેમ રહે છે તેમ જ પ્રકૃતિ પણ તેઓને માટે જેવી ને તેવી જ રહે છે. તેથી ઘણા સ્વતંત્ર પુરૂષ માનવાથી જ આ બાબતનો ખુલાસો થઇ શકે છે અને આવા મોક્ષનો વિચાર કરતા પણ કપીલના સાંખ્યને ટેકો મળે છે

ગીતા પોતાનો યોગ સમજાવવામાં કપીલની આ પૃથક્કરણ વિધાથી પહેલા સમજાવે છે. તેને સ્વીકારે છે પ્રકૃતિ અને તેના ૨૪ તત્વોને માને છે. પ્રકૃતિ બધું કાર્ય કરે છે એમ માને છે. પુરૂષ અકર્તા છે તે પણ માને છે. જગતમા ઘણા જીવો છે તે પણ માને છે. અહંકારથી મુક્ત થવા કહે છે. ઉપર કહેલ બુદ્ધિનો સ્વભાવ માને છે અને પ્રકૃતિના ગુણોથી અતીત થવુ તે પણ માને છે. અર્જુનનો સમજાવેલ યોગ તે પણ બુદ્ધિ યોગ છે. પણ તે છતાં તેની સાથે સાંખ્ય મતની વિરૂદ્ધ એક અગત્યનો ભેદ બતાવે છે. ગીતા કહે છે પુરૂષ એક છે ઘણા નથી. પુરૂષ સ્વતંત્ર છે શાંત છે નિત્ય છે અચળ છે અસંગ છે અવિક્રિય છે વગેરે જે સ્વભાવ વેદાન્ત માને છે તે એક બાબતના અપવાદ સિવાય સાંખ્ય માને છે. જ્યારે ગીતા અપવાદ વગર તે બધા સ્વભાવ સ્વીકારે છે. તે અપવાદ એજ કે ગીતા અને વેદાન્ત માને છે કે પુરૂષ એક છે ઘણા નથી તેથી કપીલના સાંખ્યથી ગીતાનો ખુલાસો થઇ શકશે નહીં. ગીતા એક પુરૂષનો ખુલાસો વેદાન્તી સાંખ્ય અને વેદાન્તી યોગથી કરે છે.

પહેલો મુખ્ય ફરક તો પુરૂષનું સ્વરૂપ સમજાવવામાં પડે છે. પ્રકૃતિ પુરૂષના સુખ માટે કાર્ય કરે છે. પણ તે સુખ કેવી રીતે નકી થાય છે કપીલના સાંખ્યનો પુરૂષ પોતે શાંત રહી ફક્ત અનુમતિ આપે એટલે પ્રકૃતિ તેને સુખ આપવા તત્પર થાય છે. પુરૂષ શાંત રહી—અહંકારને બુદ્ધિને અનુમતી આપે છે અને શાંત રહી અનુમતિ પાછી ખેંચી લે છે. પોતે સાક્ષી છે હા, ના. પાડે છે અને પ્રકૃતિના કાર્યોને સત્તા આપે છે સાક્ષી અનુમતા ભર્તા પણ તેથી વિશેષ કાંઇ નહીં. પણ ગીતાનો પુરૂષ પ્રકૃતિનો સ્વામી છે. તેનો પ્રભુ છે ઇશ્વર છે. સાંખ્ય મત પ્રમાણે બુદ્ધિનું કાર્ય પ્રકૃતિનું છે તે બરાબર છે પણ ઇચ્છાની ઉત્પત્તિ, અનુમતિનું પણ મુળ અને તેની સત્તા પુરૂષની છે. ગીતાનો પુરૂષ પોતાના સ્વભાવનો માલેક છે. જગતની પ્રકૃતિનો પ્રભુ છે. ચિત્તનું કાર્ય પ્રકૃતિથી થાય છે પણ ચિતને સત્તા અને જ્ઞાન પુરૂષથી મળે છે તે માત્ર સાક્ષી નથી પણ સ્વામી છે. જ્ઞાન અને ક્રિયાનો ધણી છે. જ્ઞાતા છે ઇશ્વર છે પ્રકૃતિના બધા કાર્યો તેની સત્તાથી થાય છે કાંઇ કાર્ય ન કરવામાં પણ તેની જ સત્તા છે કપીલના મત પ્રમાણે પુરૂષ અને પ્રકૃતિ બંને હોય તો જ કાર્ય થાય છે. ગીતાના સાંખ્યમાં—ગીતાના યોગમાં પુરૂષ પોતાની પ્રકૃતિથી જગત ઉત્પન્ન કરે છે આ ઉપરથી સમજાશે કે આ અદ્વૈત ભાવ સમજાવવા માટે અમારે પહેલા કપીલના દ્વૈત મત માટે ઘણું કહેવું પડ્યુ છે.

પણ અચળ અવિકારી, નિત્ય સ્વતંત્ર આત્માનું સ્વરૂપ જે ગીતામાં પહેલું જણાવ્યું છે તે કેવું છે. તે દરેક વિકારથી રહીત છે અવિકારી છે અજ છે અવ્યક્ત છે બ્રહ્મ છે છતાં તેનાથી જ બધું ઉત્પન્ન થયું છે તેથી ઐશ્વર્ય પણ તેનાથી જ ઉત્પન્ન થયેલ હોવું જોઇએ. જો તે અવિકારી છે તો દરેક વિકારનું કારણ પણ તે છે. દરેક વિકારનો સ્વામી પણ તે છે. કેવી રીતે ' અને ઘણા જીવોનો શી રીતે ખુલાસો કરવો. જીવોમાં કાંઇ પ્રભુતા દેખાતી નથી તેઓ પ્રકૃતિના ત્રણ ગુણોને આધીન રહે છે અને અહંકારથી ફસાઇ ગયા છે. જો ગીતા કહે છે તેમ બધું એક આત્માનું સ્વરૂપ હોય તો આવું જગત કેમ ઉત્પન્ન થયું. આવી પરતન્ત્રતા, ખોટા દેખાવ કેમ આવ્યા અને કપીલની પેઠે પુરૂષને શાંત માન્યા સીવાય શી રીતે ખુલાસો થઇ શકે વળી એકત્વમા અનેકત્વ ક્યાંથી આવ્યું અને, એક જીવ મોક્ષ પામે છે ત્યારે બીજો કેમ બંધનમા રહે છે. આ મુશ્કેલીઓનો ખુલાસો કર્યા વગર સત્ય સમજાશે નહી.

ગીતા આ બધી મુશ્કેલીઓનો જવાબ આગળ આપે છે. પુરૂષ અને પ્રકૃતિનો સ્વભાવ વેદાન્ત—યોગને આધારે બરાબર સમજાવે છે. ગીતાનો મત સાંખ્ય મતને મળતો નથી. ગીતા પુરૂષનું સ્વરૂપ ત્રણ પ્રકારનું બતાવે છે. મુંડક ઉપનીષદમાં સાંખ્યની રીતીએ સત્ય સમજાવવા માટે બે પુરૂષ અંગીકાર કરેલ છે. એક નિર્ગુણ અજન્મા છે બીજો નિત્ય પ્રકૃતિસ્થ સગુણ છે. બને અજન્મા છે. બને પુરૂષ છે. એક પ્રકૃતિને ભોગવે છે. બીજો તેને છોડી બેઠો છે કારણ કે તેણે ભોગવી લીધી છે. બીજા મંત્રમાં એક ઝાડ ઉપર બે પક્ષીનું રૂપક આપી સમજાવે છે. બંને પુરૂષ સમાન, નિત્ય, સાથી છે. એક પ્રકૃતિમાં રહેલ

પુરૂષની માફક ઝાડના ફળ થાય છે જગતની પ્રકૃતિને ભોગવે છે. બીજો ભોગવતો નથી પણ ફકત જુએ છે તે જ્ઞાન છે, સાક્ષી છે ભોગથી નિવૃત્ત થાય છે. જ્યારે પહેલો બીજાને જુએ છે તેનો મહિમા જાણે છે ત્યારે પોતે પણ ફળ ન ખાઇ, પોતાના દુઃખ મટાડે છે બંને મંત્રનો અર્થ એક જ છે. એક પક્ષી તે નિત્ય શાન્ત, મુક્ત, આત્મા, પુરૂષ છે કે જેનાથી જગત ઉત્પન્ન થયુ છે પણ તેમાં ભાગ લેતો નથી. બીજો પુરૂષ પ્રકૃતિમાં રહી ગુણોને ભોગવે છે. પહેલા મંત્રમા કહે છે કે બને એક છે કારણ કે બીજો પુરૂષ પણ પ્રકૃતિને ભોગવી ઉંચી અવસ્થાએ ચડેલ છે બીજા મંત્રમાં તેનો ખુલાસો થાય છે. પુરૂષની ઉંચી દશામાં બંને એકજ સ્વતત્ર છે, શાંત છે, અવિકારી છે તે જ પ્રકૃતિના અનેક જીવોમાં આવે છે અને કોઇક જીવમાથી પાછો વળી પોતાના મુળ પુરૂષ સ્વરૂપને પામે છે. આવા બે પ્રકારના પુરૂષથી કાંઇક ખુલાસો થાય છે પણ એક પુરૂષથી અનેક કેમ થયા તેનો ખુલાસો થતો નથી.

ગીતા આ તત્વની સાથે ત્રીજુ તત્વ ઉમેરી ખુલાસો કરે છે તે પુરૂષ ઉત્તમોત્તમ પુરૂષોત્તમ કહે છે. આ જગત તેનો મહિમા છે. તેથી પુરૂષ ત્રણ છે એક ક્ષર, બીજો અક્ષર અને ત્રીજો ઉત્તમ. ક્ષર પુરૂષ વિકારી છે, પ્રકૃતિસ્થ છે, સ્વભાવ છે તે આત્મા અનેક રૂપ ધારણ કરે છે. તે પુરૂષ એક પ્રભુનું અનેકત્વ બતાવે છે. તે પ્રકૃતિથી જુદો રહીને નહીં પણ પ્રકૃતિમાં રહીને ગુણાધીન રહી અનેક રૂપ લે છે. અક્ષર પુરૂષ અવિકારી છે અચળ છે શાંત છે, અકર્તા છે તે, પ્રભુનું એકત્વ ધારણ કરે છે, પ્રકૃતિનો સાક્ષી છે. પ્રકૃતિમાં રહેતો નથી. પ્રકૃતિના ગુણોથી અતીત થઇ રહે છે. ઉત્તમ પુરૂષ સાક્ષાત્ પ્રભુ પોતે જ છે સ્વામી છે, પરબ્રહ્મ છે, પરમાત્મા છે. તે અવિકારી એકત્વ અને વિકારી અનેકત્વ અક્ષર અને ક્ષર બંનેને એક વખતે ધારણ કરે છે. તે પોતાના સ્વભાવથી પોતાની ક્રિયા શક્તિથી, પોતાની ઇચ્છા શક્તિથી પોતાના સ્વરૂપનો જગતમાં આવિર્ભાવ કરી પોતે અવ્યક્ત થઇ રહે છે છતાં તે પુરૂષોત્તમ જગતના ક્ષર પુરૂષોથી તેમજ જગતથી અસંગ રહેલ અક્ષર પુરૂષથી પણ ઉપર છે. આ પુરૂષોતમ સ્વરૂપનો વિચાર ઉપનીષદમાં કોઇ કોઇ જગ્યાએ આવેલ છે પણ ગીતામા તે ઉત્તમ રીતે સમજાવેલ છે અને હિન્દુ ધર્મમાં તે બહુ માન્ય થયેલ છે. કેવળ અદ્વૈત વેદાન્તીઓની દલીલો વાળા જ્ઞાનથી ભક્તિયોગ ઉત્તમ કહેવાય તેનું કારણ આ પુરૂષોત્તમ સ્વરૂપ છે. ભક્તિ પ્રધાન પુરાણો પણ આ પુરૂષોતમનું સ્વરૂપ ગાઈ આનંદ આપે છે.

કપીલે પ્રકૃતિનો સ્વભાવ જે નકી કરેલ છે તેથી ગીતાને સંતોષ થતો નથી. કારણ કે તેથી માત્ર અહંકાર સમજાય છે. પણ અનંત જીવોનો ખુલાસો થતો નથી. જીવ સ્વરૂપ પ્રકૃતિનું નથી પણ તેથી જુદુ છે ગીતા કહે છે કે પ્રભુએ પોતાની શક્તિથી જીવભાવ ધારણ કરે છે જો પ્રકૃતિના ૨૪ તત્વ હોય અને તેથી વધારે કાંઇ ન હોય તો આ કેમ બને. ભાગવત કહે છે કે સામાન્ય પ્રકૃતિ અને તેના ગુણોની સમજણ માટે તે બરાબર છે, અને કપીલના સાંખ્યે સમજાવેલ પુરૂષ અને પ્રકૃતિનો સ્વભાવ પણ તત્વ સમજવામાં

ઘણો ઉપયોગી છે પણ તે અપરા પ્રકૃતિ છે જડ છે તેથી ઉપર બીજી પરા પ્રકૃતિ છે જે ઉત્તમ છે ચેતન છે તે પ્રભુની પ્રકૃતિ છે અને તેનાથી જીવ તત્વ ઉત્પન્ન થયેલ છે આ જીવ મારો જ અંશ છે મમૈવાંશો અને તેનામા મારી બધી શક્તિ છે તે સાક્ષી છે. અનુમતા છે ભર્તા છે જ્ઞાતા છે પ્રભુ છે. તે અપરા પ્રકૃતિમા ઉતરી કર્મથી બધાઇ ગુણાધીન થાય છે તે પાછો વળી કર્મથી છુટી પોતાને સ્વતત્ર પુરૂપ તરીકે જોઇ શકે છે ગુણાતીત થઇ શકે છે અને કર્મથી છુટયા છતા પણ જેમ હું કર્મ કરૂ છુ, તેમ કર્મ કરી શકે છે. પુરૂષોત્તમની સેવાથી તેના સ્વરૂપમા લીન થઇ તેની પરાપ્રકૃતિનો તેના સ્વભાવનો આનદ લઇ શકે છે

આ પ્રથક્કરણ શાસ્ત્ર માત્ર જગતને સમજાવતું નથી પણ જગતની ઉપર પ્રકૃતિની ઉપર રહેલ ઘણું ઉત્તમ રહસ્ય સમજાવે છે કે જેને આધારે વેદાન્ત સાખ્ય અને યોગ ત્રણેનો ગીતા સમુચ્ચય કહે છે જ્ઞાન કર્મ અને ભક્તિને એક માર્ગમા લાવે છે માત્ર કપિલના સાખ્યથી કર્મ અને મોક્ષ બનેનો સાથે આનદ લઈ શકાતો નથી કેવળ વેદાન્તથી પણ જ્ઞાન અને મોક્ષ મળ્યા પછી કર્મ અને ભક્તિ થતી નથી ગીતાના સાખ્ય માર્ગથી આ બધી મુશ્કલીનો રસ્તો જડે છે અને ગીતાના યોગથી તે જીતી શકાય છે

મોતીલાલ જેઠાલાલ મેહેતા

---



## હિંદમાં ઔદ્યોગિક ઉત્કર્ષનાં સાધનો.

(અનુસન્ધાન પૃષ્ઠ ૫૪૪ થી)

### ૫.

### માલ લાવજાવ કરવાના સાધનો.

કાચા પદાર્થો લાવ્યા, યત્રો લાવ્યા, યત્રો માટે શક્તિ મેળવી, મુડી ભેગી કરી, મજુર વર્ગ કેળવાયલો અને કુશળ બની કામ કરવા લાગ્યો દેખરેખ રાખનાર મેનેજરો તૈયાર થયા કાર્ય પદ્ધતિ વૈજ્ઞાનિક થઈ એટલે માલ તો તૈયાર થયો પરતુ તૈયાર થયલો માલ મ્હોટા વેપારીઓ કારખાનામા જઈ લઈ આવી વેચતા નથી વેપારીને પોતાના શહેરમા માલ મોકલી આપવો પડે છે અને અન્ય દેશના વેપારીઓને માટે, કારખાનામાથી બન્દર ઉપર, બન્દરથી વ્હાણ મારફત માલ મગાવનાર વેપારીના દેશના બદરે, તે બદરથી વેપા

---

* શ્રીયુત અરવિન્દ ઘોષના અંગ્રેજી "આર્ય" માસીક ઉપરથી

રીના ગામમાં, માલ મોકલવો પડે છે. તેમ કરવામાં ન આવી શકે તો તૈયાર માલ કારખાનામાં જ રહે, ખપે નહીં એટલે કારખાનાને ખોટ જાય અને કારખાના બંધ કરવા પડે. તેમજ તૈયાર માલ સસ્તો બની શકે તો વધુ જથ્થામાં ખપે અને નફો સારો મળે; માટે માલ તૈયાર કરવા જોઈતા કાચા પદાર્થો, યંત્રો, કોલસો વિ. જેમ બને તેમ ઓછા ખર્ચેથી કારખાનાઓને મળી શકે તો લાભ થાય અને હુન્નર ઉદ્યોગના વિકાસને પુષ્ટિ મળે. આ ઉપરથી સ્હેજ જણાશે કે ઔદ્યોગિક ઉત્કર્ષ માટે માલ લાવજાવ કરવાના સાધનો ઘણા સારા અને સગવડવાળા હોવા જોઈએ; એ સાધનોના અભાવે દેશ સમૃદ્ધિવાન બની શકે નહીં અને કોઈ પણ જાતનો ઉદ્યોગ ખીલી શકે નહીં. આપણા દેશમાં આ સાધનો કેવા છે, તેમાં શું શું સુધારા વધારા કરવા આવશ્યક છે તે હવે આપણે તપાસીશું.

માલ લાવજાવ કરવાના સાધનોના બે વિભાગ પાડી શકાય; દેશમાં ને દેશમાં જ એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં, અંદરના ભાગથી બંદરે અથવા બંદરેથી અંદરના ભાગમાં માલ લાવજાવ કરવાના સાધનો અને દેશથી માલ પરદેશ લઈ જનારા સાધનો. પ્હેલા વિભાગમાં સડકો, નદીઓ, ન્હેરો, આગગાડીનો સમાવેશ થાય છે અને બીજામાં વ્હાણો, આગબોટો, અને આગગાડીનો સમાવેશ થાય છે. આપણા દેશમાં સડકો ઠેકાણે ઠેકાણે થયલી છે અને લગભગ ૫૫ હજાર માઈલ જેટલી સડકો છે. અલબત્ત આ કાંઈ હીંદનું ક્ષેત્રફળ જોતાં પુરતી કહેવાય નહીં. ઘણા ભાગમાં હજી, સડકો છે તે સારી સ્થિતિમાં રાખવામાં આવતી નથી અને જ્યાં સડકો છે જ નહીં ત્યાં સડકો બનાવવાનું કોઈને સુઝતું નથી. આ બાબત તરફ સરકારનું ધ્યાન ખેંચાય અને યોગ્ય ઉપાયો યોજાય અને લેવામાં આવે તો હુન્નર ઉદ્યોગ, વેપાર વણજને ઘણો સારો લાભ થશે. કુદરતે જમીન ઉપર સડકો બાંધી આપી નથી પણ પાણીની સડકો એટલે નદીઓ હીંદમાં ઘણી છે પરંતુ બધી નદીઓમાં મ્હોટા વ્હાણો ઘણે દૂર જઈ શકતા નથી. નદી પ્હાડી મુલકમાં થઈને જતી હોય તો કોઈક જગાએ જળધોધ નડે, કોઈ જગ્યાએ પ્રવાહ અતિ વેગવાળો હોવાથી નડે, કોઈ જગ્યાએ નદી છીછરી હોય, કોઈ જગ્યાએ ઉનાળામાં નદી સુકાઈ જાય—આવી અનેક અડચણો નડે. હીંદની સપાટીની રચના જોતાં ઉત્તરના પ્રદેશમાં વિશાળ મેદાનો હોવાથી, અને હીમાલયના બરફમાંથી ઉનાળામાં પાણી મળતું હોવાથી, નદીઓ વ્યાપાર માટે ઘણી અનુકુળ હોઈ શકે અને દક્ષિણ હીંદની નદીઓ ડુંગરી મુલકને લીધે, થોડા વરસાદને લીધે, બહુ અનુકુળ હોઈ શકે નહીં. સિંધુ ગંગા, બ્રહ્મપુત્રા, અને તેમની મોટી શાખાઓ માલ લાવ જાવ કરવા માટે ઘણીજ ઉપયોગી છે; બ્રહ્મદેશમાં (બરમા) ઇરાવદી નદી એટલી બહુ વધારે ઉપયોગી છે, પણ નર્મદા અને તાપી એટલે દરજ્જે કામમાં આવતી નથી, તેમના મુખથી થોડે સુધી જ વ્હાણો જઈ શકે છે. વળી નદીઓના મુખની બરાબર સંભાળ લેવામાં ન આવ્યાથી ધીરે ધીરે ભરૂચ અને સુરત જે બ્રિટીશ અમલ પ્હેલા ઘણા મ્હોટા બંદરો હતા તેમની અગત્ય ઓછી થવા માંડી અને મ્હોટા વ્હાણો, આગબોટો ત્યાં સુધી પણ જઈ શકતા બંધ થયા. મહાનદી, ગોદાવરી કૃષ્ણા વિ. પૂર્વ કીનારાની નદીઓ પણ એ જ પ્રમાણે માલ લાવ જાવ કરવા માટે ખાસ ઉપયોગી નથી

ઘણો ઉપયોગી છે પણ તે અપરા પ્રકૃતિ છે જડ છે. તેથી ઉપર બીજી પરા પ્રકૃતિ છે જે ઉત્તમ છે ચેતન છે તે પ્રભુની પ્રકૃતિ છે અને તેનાથી જીવ તત્વ ઉત્પન્ન થયેલ છે આ જીવ મારો જ અંશ છે મમૈવાંશો અને તેનામાં મારી બધી શક્તિ છે તે સાક્ષી .છે. અનુમંતા છે ભર્તા છે જ્ઞાતા છે પ્રભુ છે. તે અપરા પ્રકૃતિમા ઉતરી કર્મથી બંધાઇ ગુણાધીન થાય છે. તે પાછો વળી કર્મથી છુટી પોતાને સ્વતંત્ર પુરૂષ તરીકે જોઇ શકે છે. ગુણાતીત થઇ શકે છે અને કર્મથી છુટયા છતા પણ જેમ હું કર્મ કરૂં છું, તેમ કર્તવ્ય કરી શકે છે. પુરૂષોત્તમની સેવાથી તેના સ્વરૂપમાં લીન થઇ તેની પરાપ્રકૃતિ હોઇને આ બાહ્ય-આનંદ લઇ શકે છે.

. છે. દેશમાં બધી જગ્યાએ

. હોવાથી, ખેતરોને પાણીની સગવડ

આ પ્રથક્કરણ શાસ્ત્ર માત્ર જગતને સમજ — ...ડવું પડયું. સરકારી ઇજનેરોએ વિચાર્યું કે આવી

ઉપર રહેલ ઘણું ઉત્તમ રહસ્ય સમ- ...રાએ તો વેપાર માટે પણ શા માટે ન ચાલે? આવા

ત્રણેનો ગીતા સમુચ્ચય કહે છે ...લ આપ્યુ; પણ દેખીતી રીતે તેમા ફતેહ મેળવી શકયા નહીં.

કપિલના સાંખ્યથી કર્મ ... પાણીની સગવડની જરૂર હોય ત્યાં વેપાર માટે ન્હેરોની જરૂર હોય

પણ જ્ઞાન અને મોક્ષ ... છે. વળી ઉંડી પ્હોળી ન્હેરો કરવામાં ખર્ચ વધુ થઇ જાય; મ્હોટા

આ બધી સુસ— ...વેપારના મથકોમાં થઇને આવી ન્હેરો લઇ જવામાં આવે તો ખેતરોને કામ

. અને ખેતરોને લાભ મળે એવી રીતે ખોદવામાં આવે તો વેપારને અનુકુળતા ન

. તેમ જ ન્હેરો નદીઓને મળી દરીઆ સાથે જોડાણ કરી ન શકે તો પણ વેપાર માટે ઉપયોગમાં ન આવે. આ ઉપરથી જણાશે કે આ પ્રમાણે બન્ને કામ સારી રીતે કરી શકે એવી ન્હેરો બાંધવાનું સંભવનીય નથી. ગોદાવરી અને કૃષ્ણા નદીના મુખ આગળ અનેક ન્હેરો બાંધવામાં આવી છે. એ નદીઓમા પાણી પુષ્કળ છે, ન્હેરો સપાટ અને ખેડતી જમીનમાં થઇને વહે છે, જળધોધો પડતા નથી લોકોને હોડીઓ વાપરવાની ટેવ છે; સડકો નથી; ગોદાવરીનુ મથક દોલાઇશ્વરમ અને કૃષ્ણાનુ બેઝવાડા ન્હેરો વડે જોડાયલા છે. મદ્રાસથી આવતી બકીંગહામ કેનાલ સાથે આ ન્હેરોનુ જોડાણ છે, બેંગોલ નાગપુર રેલ્વે અને મદ્રાસ રેલ્વે પણ પાસે જ આવી રહેલી છે, તેથી આ નહેરો વધુ ઉપયોગમા આવે છે. કમાણી ખર્ચ જેટલી જ લગભગ થાય છે, પણ થયલા ખર્ચ ઉપર સરકારને ખાસ નફો મળતો નથી. બંગાળા, બહાર અને ઓરીસ્સામાં પણ ન્હેરો બાંધવામાં આવી છે. કટકથી ડાયમન્ડ હારબર સુધી એક ન્હેર છે; પરંતુ તે નફો આપતી નથી. સોન નદીની ન્હેરોમાંથી નફો કાંઇક મળે છે ખરો; મીદનાપુર કેનાલ બહુ લાંબી નથી. આસામ પ્રાન્તમાં ન્હેરો છે પણ તે મારફત કલકત્તા સુધી વેપાર ચાલતો નથી. ફક્ત સ્થાનિક વેપારને માટે ઉપયોગમાં આવે છે. પંજાબની ન્હેરો ઘણે ભાગે ખેતરો માટે ઉપયોગી છે અને સિંધની ન્હેરો પણ વેપારી ચીજો વાહન કરવામાં કામ લાગી શકે તેવી નથી. વ્હાણો માટે ખાસ કામ લાગે તેવી એક ૨૬૨ માઇલ લાંબી ન્હેર મદ્રાસથી તે કૃષ્ણા નદીના મુખ સુધી બાંધવામાં આવી છે; તે બકીંગહામ કેનાલ તરીકે જાણીતી છે. આ ન્હેર ઉપયોગી તો છે

પણ સપાટ ન હોવાથી વ્હાણોને ઉંચે ચઢાવવા કે નીચે ઉતારવા માટે લૉક્સ (Locks) વિ. નો ખર્ચ ભારે પડે છે અને તેથી આ ન્હેરથી ખોટ આવે છે. કલકત્તા અને ઇસ્ટર્ન કેનાલ પણ ઘણી ઉપયોગી છે. નફો પણ ઠીક આપે છે અને કલકત્તા, સુંદરવન, આસામ અને પૂર્વ બંગાળના પ્રદેશોને કામ લાગે છે. આ ઉપરથી સ્હેજ જણાશે કે હીંદમાં ન્હેરોની સગવડ જોઇએ તેવી નથી. ન્હેરોમાં માલ લાવ જાવ કરવામાં વખત બહુ લાગે છે; એક ન્હેરમાંથી બીજી ન્હેરમાં વ્હાણ જઇ શકવું મુશ્કેલ છે; રેલ્વેની માફક ન્હેરને ફાંટા હોઇ શકે નહીં; કદાચ આવી ન્હેરો બાંધવાથી ખેતરોને પાણી પુરૂ પાડનાર ન્હેરોમાં પાણી ઓછું થાય; અને જે વ્યાપારી, રાજકીય કે લશ્કરી જરૂરીઆતો રેલ્વેથી પુરી પડી તે ન્હેરોથી પુરી પડી શકત જ નહીં, દુકાળ વખતમા રેલ્વે જેટલી ઉપયોગી નિવડે નહીં. આટલી બાબત ધ્યાનમાં રાખીએ તો પણ વેપારના ઉત્કર્ષ માટે ઉંડી, પ્હોળી, વ્હાણોને કામ લાગે, તેવી ન્હેરોથી અંતે દેશને ઘણો જ લાભ સભવે છે. ખર્ચ ભવિષ્યના લાભ જોતાં દેશે ખમી લેવો જોઇએ. ન્હેરો વડે જગ્યા વધુ રોકે એવો માલ મોકલવો ફાવી શકે છે; કેમકે રેલ્વે કરતાં ન્હેર મારફત માલ મોકલવાનો દર ઓછો હોય છે; અને ન્હેરની હરીફાઇને લીધે રેલ્વેના દર પણ ઓછા થાય. આથી ન્હેરો બાધવામાં આવે તો મુબાઇના રૂના વેપારીને બંગાળા, બહાર ઓઢીઆના કોલસા અને લોખડના વેપારીને તથા પંજાબના ઘઉંના વેપારીને લાભ થાય જ એમાં શક નથી. આ કામ સરકાર પોતે હાથ ધરે નહીં તો મ્હોટી મંડળીઓને ખબર અંતર પુરી પાડવી જોઇએ અને મદદ કરવી જોઇએ; ક્યાં ક્યાં ન્હેરો બાંધી શકાય, લૉક્સની ક્યા ક્યાં જરૂર પડે તેમ છે વિ. પુરતી માહીતી મેળવી સરકાર તરફથી યોજનાઓ બ્હાર પડવી જોઇએ તો કોઇ સાહસિક મંડળી એમાંની કોઇ કોઇ યોજના અમલમાં આણવા તૈયાર થાય.

સડકો, નદીઓ અને ન્હેરો કરતાં પણ અગત્યનું સાધન રેલ્વે છે. ઇસ્ટ ઇંડીઆ કમ્પની પાસેથી બ્રિટીશ સરકારે હીંદમાં સત્તા લીધી ત્યાર પછી દેશમાં રેલ્વેનું કામ ઘણા વેગથી ચાલવા માંડયું. લશ્કરની હીલચાલ ટુંક સમયમાં થઇ શકે, બંડ એકદમ દાબી શકાય, ઇંગ્લન્ડના વેપારીઓ જોઇતા કાચા પદાર્થો સ્હેલાઇથી મેળવી શકે અને ઇંગલન્ડમાં તૈયાર થયેલો માલ સ્હેલાઇથી હીંદમાં સર્વ પ્રદેશોમાં ખપી શકે એવા એવા વિચારોથી રેલ્વે બંધાવવા માંડી. સરકારે પોતાના ખર્ચે કેટલીક જગ્યાએ રેલ્વે બાંધી; કમ્પનીઓને વ્યાજની ગેરંટી આપી બીજી જગ્યાએ રેલ્વે બાંધવા માટે ઉત્તેજન આપ્યું; દેશી રાજ્યોને સમજાવી, 'રીબેટ' પદ્ધતિ દાખલ કરી, રેલ્વે વધારી. આ પ્રમાણે ગયા સૈકાના છેલ્લાં ચાળીશ વર્ષમાં સરકારે રેલ્વે તરફ ખાસ ધ્યાન આપી, હીંદને વેપાર માટે સગવડ કરી આપી. સરકારની રેલ્વે વધારવાની આતુરતા માટે ઘણી વાર ચર્ચા થતી હતી. કેટલાક એમ માનતા હતા કે હીંદમાં વરસાદ વખતસર કે પુરતા પ્રમાણમાં પડતો નથી ત્યારે દુકાળને લીધે લોકોને ઘણી મુશીબત પડે છે, તે દુર કરવા ખેતરોને પાણીની સગવડ ન્હેરો વડે કરી આપવી સરકારની પ્રથમ ફરજ હોવી જોઇએ. જો ન્હેરોનું કામ હાથ લેવામાં આવ્યું હોત તો દુકાળની ચીંતા ઘણી જ ઓછી થઇ જાત. બીજા કેટલાક એમ માનતા હતા કે રેલ્વે દુકાળના સમ-

કરવો આવશ્યક છે અને કારખાનાવાળા એ ઉદ્યોગને પોતાના ઉદ્યોગના એક મહત્વના ભાગ તરીકે ગણે તો વધુ લાભ મળી શકે. હીંદમાં વ્હાણનો ઉદ્યોગ પ્રાચીન કાળમાં ઘણો ખિલ્યો હતો. પ્રોફેસર રાધાકુમુદ મુકરજીએ તે બાબત શોધખોળ કરી તેની ઘણી સાબીતી ભેગી કરી છે. એ જુના ઉદ્યોગનો નાશ થઇ ગયો છે; પરંતુ ફરીથી ખિલવવાનું કામ એટલું મુશ્કેલ થશે નહીં એમ માની શકાય.

વ્હાણો બાંધવા માટે સારૂં બંદર કે નદીનું પ્હોળું ઉંડું મુખ, કોલસો, લાકડું અને લોખંડ આટલી સગવડોની ખાસ જરૂર છે. મુબઇમાં કોલસો નજદીકમાં મળી શકતો નથી. લાકડું હીંદના પશ્ચિમ કીનારાના ભાગના જંગલોમાંથી મળી શકે પણ લોખંડની સગવડ સારી નથી; એટલે આગબોટો બાંધવાના ઉદ્યોગ માટે મુબઇ બંદર ખાસ અનુકુળ પડે એવું જણાતું નથી; લાકડાના વ્હાણોનો ઉદ્યોગ ચાલી શકે ખરો. પણ લાકડાના વ્હાણોના ઉદ્યોગ માટે મુબઇ કરતાં રંગુન બંદર વધારે અનુકુળ છે. બરમાનો સાગ પુરતા જથ્થામાં અને સારી જાતનો અને નદી મારફતે જંગલોમાંથી ઓછા ખર્ચે મળી શકે છે અને રંગુન મ્હોટું બંદર છે એટલે આ ઉદ્યોગ ત્યાં ફાવી શકે એમ જણાય છે. કલકત્તાની નજીકમાં કોલસો, લોખંડ મળી શકતા હોવાથી, એ બંદર લોખંડના વહાણો માટે વધારે સગવડ વાળું છે. વહાણોનો ઉદ્યોગ ક્યાં સ્થાપવો એ બાબતે પુરતી તપાસ કરવી જરૂરની છે, અને જ્યાં અનુકુળતા વિશેષ હોય એવા સ્થળે આ ઉદ્યોગ ખિલવવા માટે સરકારે તથા હીંદના શ્રીમંતોએ પોતાનું બનતું કરવું જોઇએ. વહાણોના ઉદ્યોગના ભવિષ્ય સાથે હીંદી ઉદ્યોગોનું ભવિષ્ય ઘણે અંશે જોડાયલું છે અને જેટલી ત્વરાથી આ કામ હાથમાં લેવામાં આવશે તેટલો હીંદને લાભ વ્હેલો મળશે એમાં શક નથી.

ઉદ્યોગો દેશમાં ખીલી શકે તે માટે ઉપર કહેલા સાધનોનો જેમ બને તેમ વધુ સારો ઉપયોગ થવો જોઇએ; એટલે કારખાનાઓ કઇ જગ્યાએ કહાડવા તે બાબત ઉપર હોંશીઆર વ્યવસ્થાપકોએ પુરતું લક્ષ આપવું જોઇએ. હીંદમાં ઘણી વાર ખોટી જગ્યાએ કારખાનું કહાડવાથી ખોટ ખમવી પડે છે અને ઉદ્યોગને ધોકો પ્હોંચે છે. જગ્યાની પસંદગી કાંઇ ઓછા અગત્યનો સવાલ નથી; એ સવાલના નિરાકરણ માટે પુરતી તપાસ કરવી જોઇએ અને ઘોડા ઘણા ઉપર ટપકે વિચાર કરી ચલાવી લેવું જોઇએ નહીં. આ નક્કી કરવામાં એ બાબત મુખ્યત્વે કરીને ધ્યાનમાં રાખવી જોઇએ; કઇ જગ્યાએ કારખાનું કહાડવાથી માલ સસ્તો બની શકે અને કઇ જગ્યાએ કારખાનું કહાડવાથી માલ સસ્તે, રહેવાથી અને અને મ્હોટા જથ્થામાં વેચી શકાય. જે જગ્યાએ માલ બનાવવાની અને બનાવેલા માલને વેચવાની સગવડ વિશેષ પ્રમાણમાં હોય ત્યાં કારખાનું કહાડવું જોઇએ. આપણે સુતરાઉ કાપડની મીલોનું દૃષ્ટાંત લઇને આ સવાલ તપાસીશું. કાપડ તૈયાર કરવા માટે પ્રથમ, જરૂરની હોય, હીંદમાં રૂનો પાક મધ્ય પ્રાન્તોમાં, વરાડમાં, ગુજરાત કાઠીઆવાડમાં અને મુબઇ દખ્ખણમાં થાય છે. એટલે એ પ્રદેશોના મધ્યસ્થ શહેરોમાં અથવા એ બધા પ્રદેશોના મધ્યસ્થ મથકે રૂ સ્ટેશનથી અને સસ્તે ભાવે મળી શકે અને તેથી ત્યાં મીલો ચાલી શકે.

એ મથકો કયા છે? નાગપુર, અમરાવતી, અમદાવાદ, શોલાપુર, અને મુંબઈ. બીજું સાધન યંત્રો છે. તે દેશમાં બનતા નથી; યુરોપથી મંગાવવા પડે છે; એટલે યુરોપની નજીકમાં નજીક જે હીંદી બંદર હોય તે વધુ અનુકુળ પડે. આવા બંદરો કરાંચી અને મુંબઈ છે. હીંદમાં જ યંત્રો બની શકે તો સાકચી (હવેથી જમશેદપુર) જેવા સ્થળે બનશે; તો યંત્રોની સગવડ મુંબઈ કરતાં કલકત્તાને વિશેષ થશે. યંત્રો ચલાવવા માટે કોલસો કે વિજળીક શક્તિની જરૂર પડે છે. કોલસો કલકત્તા અને બંગાળા પ્રદેશમાં સ્હેલાઈથી સસ્તે ભાવે મળી શકે; પણ અમદાવાદ વિ. દેશની અંદર આવેલા શહેરો કરતાં મુંબઈને બંગાળાથી કે નાતાલથી કોલસો સસ્તો પડે. વળી વિજળીક શક્તિ માટે મુંબઈને અનુકુળતા છે. તેથી શક્તિની બાબત જોતાં કલકત્તા અને મુંબઈ બન્ને સમાન ગણી શકાય. નાણાનું સાધન મ્હોટા શહેરોમાં જ મળી શકે અને તે શહેરમાં વસતા લોકો પોતાના પૈસાથી ચાલતું કારખાનું દેખરેખ રાખી શકે તે રીતે પોતાની પાસે જ રાખવાનું વધુ પસંદ કરે, એટલે ન્હાના ગામ કરતાં મ્હોટા શહેર તરફ કારખાનાઓ ખેંચાય. વળી મજુર વર્ગ પણ મ્હોટા શહેરોમાં મળી શકે અને જો કારખાનું ન્હાના ગામમાં કહાડ્યું હોય તો જેમ જમશેદપુર જોત જોતામાં ૫૦ હજારની વસ્તીવાળું મ્હોટું શહેર બની ગયું છે તેમ તે ગામ પણ બની જાય. એટલે પૈસો અને મજુર વર્ગ એ બાબતો માટે મ્હોટું શહેર જ અનુકુળ પડે છે. માલ લાવ લાવ કરવા માટે આગગાડી વિ. ની સગવડ મ્હોટા શહેરોમાં વિશેષ હોય, અને ખાસ કરીને બંદરો ઉપર સર્વોત્તમ હોય. બંદરો દેશના અંદરના ભાગ સાથે તેમ જ પરદેશ સાથે સ્હેલાઈથી સંબંધ રાખી શકે. આ પ્રમાણે બધી બાબતો તપાસતાં જણાશે કે કાપડની મીલ માટે મુંબઈ, મ્હોટું શહેર, મ્હોટું બંદર, કપાસના પ્રદેશોની મધ્યસ્થ આવેલું મથક, વિજળીક બળ અને કોલસા માટે અનુકુળ પડે તેવું, હોવાથી, ઘણું જ અનુકુળ છે. વળી ત્યાં હવા ભિનાશવાળી હોવાથી સુતર કાંતવા વિ. માં વધારે લાભ થાય છે. કલકત્તા મુંબઈ કરતાં કાચા પદાર્થની બાબતમાં જ ખાસ ઉતરતું છે. બીજા સાધનોમાં લગભગ સમાન જ છે. તેથી હીંદમાં મુંબઈ કાપડની મીલનું મુખ્ય મથક થઈ રહ્યું છે.

પરંતુ આપણી તપાસમાં માલ રસ્તો ક્યાં બની શકે એ બાબત જ વિચારી છે. માલ સસ્તો વેચવા માટે કઈ જગ્યા વધારે અનુકુળ પડે તે બાબત પણ વિચારવી જ જોઈએ. આપણા દેશના ઉદ્યોગો હજી ઉછરતા ઉદ્યોગો છે એટલે પરદેશી માલની હરીફાઈ જ્યાં ઓછી નડે તે જગ્યા આપણા કારખાનાઓમાં બનેલા માલ વેચવા માટે વધારે અનુકુળ પડવી જ જોઈએ. રાજ્ય તરફથી જકાત નીતી ફરે અને પરદેશી માલની આયાત ઉપર ભારે જકાત નાંખવામાં આવે તો રક્ષણ મળે એ ખરૂં. પરંતુ પરદેશી માલ બંદરે ઉતરે અને દેશના અંદરના ભાગોમાં બંદરેથી રેલ્વે મારફત જાય એટલે ત્યાં વધારે મોંઘો પડે છે. માટે દેશના અંદર મ્હોટા શહેરોમાં જો કારખાના કહાડવામાં આવે તો ત્યાં બનેલો માલ આસપાસના શહેરોમાં, ગામોમાં, પરદેશી માલ સાથે હરીફાઈ કરી શકે એમ સંભવ વિશેષ છે. પરદેશી માલ સાથે બાથ ભીડવામાં દેશની અંદરના ભાગને સરકારી રક્ષણ નહીં તો કુદરતી રક્ષણ મળે છે. માટે નાગપુર અમદાવાદ જેવા સ્થળો પણ કાપડની મીલો માટે ઘણા અનુકુળ પડે

પરાઃ કાનપુર જેવાં પણ ફાવી શકે. પરંતુ દુરભાગ્યે કારખાના વાળાઓ માલને વેચવા માટે ઘણી વાર ઉત્તમ વ્યવસ્થા કરતા નથી. મ્હોટા બંદરોમાં વેપાર બ્હોળો ચાલતો હોવાથી, ત્યાં મ્હોટા મ્હોટા વેપારીઓની પેઢી હોય છે; અને તેથી કેટલીક વાર કારખાનું દેશની અંદરના ભાગમાં હોય તો પણ ત્યાં બનેલો માલ મ્હોટા બંદરોની વેપારી પેઢીઓને વેચવો પડે છે અને તેઓ મારફત દેશની અંદરના ભાગના ન્હાના છુટક વેપારીઓને મળે છે. આમ કરવામાં આવે તો કુદરતી રક્ષણ રહે જ નહીં અને ઉલટું નુકશાન થાય છે. માટે કારખાનાની નજીકના મ્હોટા શહેરોમાં સાહસિક વેપારીઓ જથ્થાબંધ માલ લઇ શકે તો જ આ પ્રમાણે દેશની અંદરના ભાગમાં કુદરતી રક્ષણ ગણી શકે.

આવા આવા અનેક જાતના વિચારો કરી, પુરતી તપાસ કરી, કારખાનાઓ કઢાવવામાં આવે તો ખોટ આવવાનો સંભવ રહે નહીં અને ઉદ્યોગ જામતો જાય. ઘણા ઉદ્યોગો બરાબર નફાથી ચાલી ન શકવાનું એક અગત્યનું કારણ જગાની પસંદગીમાં ઉતાવળ અથવા તપાસનો અભાવ છે. ઉદ્યોગ સ્થાપતાં પ્હેલાં, કયા કયા સાધનો જોઇશે, તે ક્યા ક્યાંથી મેળવવા સારૂં પડશે, તેને માટે કુશળ કારીગરો અને સાધારણ મજુર વર્ગ ક્યાંથી મળી શકશે, તૈયાર માલ કયા કયા ખપશે અને તે પ્રમાણે ખપાવવા માટે શા શા પગલાં લેવા પડશે—એ પ્રમાણે બધી બાબતો ધ્યાનમાં લઇ ચોક્કસ તપાસ કરવામાં આવશે તો જ દેશી ઉદ્યોગો જલદી વિકાસ પામતા જશે.

હીરાલાલ લલ્લુભાઈ કાજી.

---

## અંબાલાલ સાકરલાલ દેસાઈ.

( એમના સંબન્ધી કેટલીક જાણવાજોગ હકીકત.† )

( ૧ )

દિ. બ. અંબાલાલ ઈ. સ. ૧૮૭૨ ના નવેમ્બરની પહેલી તારીખથી ઇ. સ. ૧૮૭૫ ના નવેમ્બરની પહેલી તારીખ સુધી અમદાવાદ હાઇસ્કૂલમાં હેડ માસ્તર હતા. સને ૧૮૭૨ આખર બીજા નંબરની બ્રાંચ સ્કૂલમાંથી મને હાઇસ્કૂલના ચોથા ધોરણમાં મોકલવામાં આવ્યો. એ પ્રસંગ મને સારી રીતે સાંભરે છે. મેં તે દિવસે ઊભા થઇ જીકર કરી હતી કે બ્રાંચ સ્કૂલ પણ સરકારી છે, છતાં હાઇસ્કૂલમાં દાખલ કરતાં એડમીશન ફી શા માટે લેવામાં આવે છે? દિ. બ. અંબાલાલભાઇએ મેં ફેરવી જવાબ આપ્યો કે 'કેશવલાલ'

---

† આ લેખ રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર—જે દિ. બ. અંબાલાલભાઇના જીવન ચરિત્ર સંબન્ધી હકીકત એકઠી કરે છે—એમણે વસન્તમાં પ્રસિદ્ધ કરવા માટે અમને મોકલ્યો છે.

તન્ત્રી.

એ કદાપણ નહિ ચાલે.' એ કહેવાની સાથે જ હું મારી જગાએ બેસી ગયો. ઢેખો એમનો ઇન્સાફ હતો. અલબત, એ એડમીશન ફી ગેરવાજબીજ હતી ને પાછળથી કાઢી નાખવામાં પણ આવી છે.

૧, દિ. બ. અંબાલાલભાઈએ પોતે શીખવેલો એવો તો એકજ વિષય યાદ છે; ને તે ફિઝિકલ જ્યૉગ્રફી છે. ઇક્વેટર, ઇક્લિપ્ટિક, ઝોન, મેરિડિયન વગેરેની સમજણ પડવા સારૂ તેઓ દરેક પાસે મોસંબી મંગાવતા ને તે ઉપર દરેકને હાથે 'જ તે તે રેષા દોરાવતા. ઇંગ્લિશ પણ પોતે વખતે લેતા તે દરમિયાન છોકરે ઘેર મહેનત લીધી છે કે નહિ તેજ તેઓ ખાસ કરીને જોતા. મહેનત લીધા છતાં ભૂલ હોય તો ગુસ્સે ન થતા સુધરાવતા. પણ જો તસ્દી જ કંઈ લીધી નથી એમ જણાય તો ઇમ્પોઝિશન આપતા.'

એઓ શારીરિક સજા કરવા કરતાં છોકરાની લાગણી ઉપર અસર કરવાનું વધારે પસંદ કરતા હોય એમ જણાતું. આળસુ તોફાની, જૂઠો એવા શબ્દો અંગ્રેજીમાં લખી કેટલાક પાટીઆં તેમણે તૈયાર કરાવી રાખ્યાં હતાં. વાંકમાં આવનારને પાટીઉં પહેરાવી વર્ગે વર્ગે ફેરવતા અથવા પાટલી ઉપર ઊભો રાખતા.

છોકરાઓના માબાપ સાથે પણ તેઓ સારો સમાગમ રાખતા, જેને લીધે પણ છોકરાઓ મનમાં ડરતા રહેતા

ઈ. સ. ૧૮૭૫ ના ચોમાસામાં જ્યારે સાબરમતિમાં ભારે રેલ આવી હતી, ત્યારે સ્કૂલનાં ત્રણ પગથીઆં બૂડયા ત્યાં સુધી એમણે હિમ્મત રાખી સ્કૂલ બંધ કરી ન હતી. આખરે છેલ્લું પગથીઉં ડૂબવા વારો આવ્યો ત્યારે ચાર વાગ્યાના સુમારમાં જુદા જુદા લત્તાના છોકરાઓની જુદી જુદી ટુકડીઓ પાડી એકેક માસ્તર અગર મોટા છોકરાની દેખરેખ નીચે છોકરાઓને પોતપોતાને ઘેર મોકલી દીધા હતા.

× × ×

( ૩ )

બાળલગ્ન નિષેધક મંડળીના ખરેખરા આગેવાન દિ. બ. અંબાલાલભાઈ જ હતા. બાળલગ્ન નિષેધક પત્રિકા પણ તેઓ જ ચલાવતા હતા મારા જાણવા મુજબ 'સબ દેશમાં દાઝે' એ મથાળાનો જે લેખ છે તે દિ. બ. ની કલમનો છે.

( ૪ )

ગુજરાત કેળવણી મંડળની યોજના ઘડી કાઢવાનું માન દિ. બ. ને જ ઘટે છે. એને અસ્તિત્વમાં લાવનાર અને એમાં ચેતન પ્રેરનાર પણ એઓજ હતા.

( ૫ )

ડિક્શનરીમાં મારી મદદ કહેવા માત્ર જ હતી દિ. બ. અંબાલાલભાઈએ કેટલાક ઇંગ્લિશ શબ્દોની ટીપ છપાવી વહેંચી હતી અને એ શબ્દો માટે સાદા રૂઢ ગુજરાતી બોલ માગ્યા હતા. એ ટીપ મેં ભરીને મોકલી હતી. ઉપરાંત મેં કાંઈ કર્યું નથી.

× × × × ×

અમદાવાદ,
તા. ૧૮-૨-૧૯૧૫.

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

# ટીડો જોષી.

એક બ્રાહ્મણને એક ને એક પુત્ર હતો. બેરૂપનું જણ્યું એટલે નામ ટીડો પાડ્યું હતું; જમણું નસકોરું વિંધાવ્યું હતું; હાથે ચળિયાં અને પગે તોડા-કડલી તથા તે ઉપર બેડી નેઉર સોનાનાં પેરાવતાં. કાલ પ્રાતઃકાળે શું થાય એનો વિશ્વાસ નહિ એવું વિચારીને પિતાયે ટીડો બાળક હતો ત્યાંજ એને માગે ઘેર પરણાવીને લાવો લઈલીધો; અને બન્યું પણ એમજ કે કુલવધૂનાં કુંકુમ પગલાં ઘરમાં નહોતાં થયા ત્યાં તો વૃદ્ધ બ્રાહ્મણે દેહત્યાગ કર્યો. પિતાની વર્ષી વાળ્યા પચ્છી માતાયે ટીડાને, વહુનું આણું વાળવા સાસરે જવા આજ્ઞા કરી. ટીડો સાબદો થયો, અને દિશાશૂળ, વારશૂળ યોગિની ઇ. ઇ. વિઘ્ન કરે એવી તિથિયે ખાંધે ખડિયો નાંખીને પ્રયાણ કર્યું. માતાએ પુત્રને લલાટે ચાંદલો કર્યો, દુઃખડાં લીધાં, સાવધાન રેવાનો બોધ કર્યો અને હાથમા કોરી આપીને કહ્યું કે, 'ભૂખ્યો થા એટલે આ કોરી ભાંગીને ખાજે.' શકુન સારાં થયાં; કુમારિકા અને ગાયમાતા સામાં મળ્યાં, અને ટીડાની સફળ યાત્રા વિષયે માતાના મનમાં જરાતરા સંદેહ હતો તે ભાંગ્યો. ટીડાને હાલતાં હાલતાં મધ્યાહ્ન થયો અને વીસામો ખાવાનું મન થયું. ત્યાં એક મોટી વાવ્ય આવી વાવ્ય પાસે પ્રચંડ વડ હતો, તેના થડને ફરતો ઓટલો બાંધેલ હતો; વિશાળ છાયા નીચે વણજારાની પોઠ્ય પોરો ખાતી હતી તેઓયે ટીડાને નોતર્યો. ટીડો ત્યાં રોકાણો, અને જઠરવાસી અગ્નિદેવતાને સંતોખવા ધારે છે ત્યાં માતાના છેલ્લા શબ્દ સ્મરણમાં આવ્યા. ગૂંજામાંથી કોરી કાઢી, કાળમીંઢ પાણકો ગોત્યો ને શિલા ઉપર કોરી ભાંગવા બેઠો વણજારા વિસ્મય પામતા પૂછે છે કે 'આ તે તેં શું આદર્યું ?' ટીડો કહે, 'મારી માયે કહ્યું છે કે ક્ષુધા લાગે એટલે કોરી ભાંગીને ખાજે.' વણજારાયે ઉત્તર દીધું, 'તારી માયે તો ઠીક કહ્યું પણ તું સમજ્યો નહિ કોરી ભાંગીને ખાવી એટલે કોરીની કાંઈ વસ્ત લઈને ખાવી. કોરી તારા પાસે ભલે રહી, અમે તને ફરી આપિયે તે ખાઈ લે.' આમ કહીને પોઠ્યમાંથી કરી કાઢીને દીધા તે ટીડો ઊભો ઊભો અને ગોટલાંછોતરાં સહિત સ્વાહા કરી ગયો. ટાઢો હળ્યો એટલે વણજારાને પ્રણામ કરીને પાછું ચાલવા માંડ્યું તે દિવસ આથમ્યે સાસરાને ગામ પહોંચ્યો.

રાત્રિ વેળાયે છતા થાવાનું યોગ્ય ન લાગ્યું એટલે છાનો મુનો ઓસરીમાં ઘરીને કોઠી વાંસે સપાઈ રહ્યો. અર્ધી રાત્યે જજો થમ્યાં તે પચ્છી ઘરચરી જોવા નીસર્યો. સસરો ઓસરીમાં સૂતો હતો તેનો ખાટલા નીચે ખાંડણિયો હતો; ત્યાં પેલું ધ્યાન ગયું. ખાંડણિયામાં તેજ દિવસે સાસૂયે ફરતા નાગનો તલવટ ખાંડ્યો હતો, અને તલ તથા ગોળની કણી ચારે પાસ ચોંટી હતી. ખાંડણિયાનું મોં પગતુ હતું તેમાં માથું નાંખીને ટીડો ઉભના સપાટા મારી રસાળ પત્થરને ચાટવા મંડ્યો. સસરો જાગી ઊઠ્યો ને સાસુને જગાડીને દીવો કરવા કહ્યું. ટીડો ભાગવા સારુ ખાંડણિયામાંથી માથું કાઢવા જાય છે ત્યાં તો અધવચ રહ્યું ને ક્રમે કરીને નીકળ્યું નહિ. ભગીરથ જેટલો શ્રમ કર્યો.

પરમેશ્વરે લાજ રાખી. માથું નીકળ્યું ને માસૂ દીવો પ્રકટે, તે પેલાં ફળિયામાં વળી ગયો ને લાગ આવ્યો એટલે ડેલી ઉઘાડીને બહાર પલાયન કર્યું. રાત્ય ગામ બહાર પીપળા ઉપર ગાળી ને સવારે સાસરે ગયો. સમરો ગામમાં, લોટ ભીખવા નીકળેલ ને સાસૂ રોટલા ઘડતી રાંધણિયામાં બેઠેલ. રસોડાની જાળી ઉપર ચડીને ટીડા બિરાજમાન થયો, અને ત્યાં બેઠા બેઠાં રોટલાના ટપાકા ગણ્યા. પચ્છી ઘરમાં ગયો. સાસૂએ જમાઈને આવકાર દીધો. ખાટલી ઢાળી તે ઉપર ચાકળો પાથરી દીધો, પાણી પાયું અને કુશળ સમાચાર પૂછ્યા. વાતવાતમાં સાસુએ પૂછ્યું, 'કેટલું ભણ્યા છો ?' ટીડા કહે, 'ચાર વેદ ભણ્યો છુ.' સાસુ ચકિત થઈને કહે, 'ઠીક તમેં કહો જોઈએ કે આજ મેં રોટલા કેટલા ઘડયા ?' ટીડા જોષીયે સમયનો સદુપયોગ કરેલ એટલે આ પરીક્ષા એને ભારે ન પડી. ભુંગળીમાંથી ટીપણું કાઢી ઊકેલી માથું ખંજોળી તે બોલ્યો, 'પાટી, વતરણું અને ઝીકી લઇ આવો એટલે હું ગણિત કરીને કહુ'. સાસૂએ પાટી આણી તે ઉપર વીશ લીટા કર્યા ને કહ્યું કે 'તમે આટલા રોટલા ઘડયા'. માસનું સાનંદાશ્ચર્ય માયું નહિ, જમાઇના બધે બેમોઢડે ગુણગાન કર્યા. ટીડા જોષીની કીર્તિ સર્વત્ર પ્રસરી ગઈ.

એવામાં પડખે કોઇ કણબીનો ઢાંઢો ખોવાણો હતો એની પટલાણી ટીડા પાસે જોષ જોવડાવવા આવી. ટીડો મુઝાણો પણ વિહ્વલતા બીજાને કળાવા ન દીધી, સ્વસ્થતાનો આડંબર રાખ્યો ને વેઢા ઉપર સિંહ કન્યાને રમાડી કરીને બોલ્યો 'હવણા ચોઘડિયુ બરાબર છે નહિ, ને મુહૂર્તનો અવયોગ છે, એટલે કાલ્ય સવારે આવજો ને પ્રશ્નનુ ઉત્તર લઈ જાજો.' લપાટ મારીને ગોદડું રાતું તો રાખ્યું પણ આખી રાત્ય નિદ્રા ન આવી. વેલો ઊઠીને નદીયે નાવા ગયો. વિચારમાં ને વિચારમાં ગામ પાસે આરો હતો તે મેલીને બીજે આરે જઈ ચડયો અને શૂન્ય ચિત્તે આમતેમ દૃષ્ટિ ફેરવી ત્યાં તો કીચડ અને કીચડમાં ખુતી ગયેલ બળદ જોયો. ગ્લાનિ તત્કાળ દૂર થઈ અને નિત્યકર્મ કરી પ્રફુલ્લવદને ગામમાં આવ્યો. પટલાણી તો સામરે માર્ગપ્રતીક્ષા કરતી જ બેઠી હતી તેને કહ્યું કે 'તમારો ઢાંઢો ઉપરવાસ્ય આરા પાસે કાદવમાં ખુતી ગયો છે તે જઈને લઈ આવો'. જોષીને પ્રતાપે બળદ પાછો આવ્યો એમજી પટલાણી રાજી થઈ ને ટીડાની વહુને કાપડુ તથા આંટીવીંટી આપી ગઈ.

ટીડા જોષી ભાગ્યને બળે બે વારે વિપત્તિ તરી ગયો હતો પણ મન તો આકુળ વ્યાકુળ જ હતુ. રખે ને વળી કોઇ પ્રશ્ન કરે તો ભુંડા ભોગ થાય એ વાત ચિત્તમા રમતી હતી. નિત્ય ઊઠીને જાવાનું કરે અને માસરિયાં આગ્રહ કરીને રોકે. એવામાં એક દિવસ રાજકુમારીનો હાર ગયો અને ટીડા જોષીને રાજ્યમાંથી તેડું આવ્યું. ટીડાનો તો શ્વાસ જ ઊડી ગયો, અને રાજાના કિંકર એને યમદૂત જેવા લાગ્યા, પણ હવે કાંઇ ઉપાય નહોતો. કિંકર સંધાતે રાજા પાસે ગયો અને યથાપૂર્વ આવતી કાલ્યનું પગથિયું મૂકીને ઘેર પાછો આવવાનુ કરે છે ત્યાં તો રાજાયે એને પોતા માથે જમવા અને ત્યાં જ સુઈ રેવાનું નિમંત્રણ કર્યું. બત્રીશ જાતનાં ભોજન અને તેત્રીશ જાતનાં શાક-વિધવિધના પક્-

# ટીડો જોષી.

એક બ્રાહ્મણને એક ને એક પુત્ર હતો. ખોડ્યનું જણ્યું એટલે નામ ટીડો પાડ્યું હતું; જમણું નસકોરું વિંધાવ્યું હતું; હાથે વળિયાં અને પગે તોડા-કડલી તથા તે ઉપર બેડી. નક્કોર સોનાનાં પેરાવતાં. કાલ પ્રાતઃકાળે શું થાય એનો વિશ્વાસ નહિ એવું વિચારીને પિતાએ ટીડો બાળક હતો ત્યાંજ એને આઠ ઘેર પરણાવીને લ્હાવો લઈલીધો: અને બન્યું પણ એમજ કે કુલવધૂનાં કુંકુમ પગલાં ઘરમાં નહોતા થયા ત્યાં તો વૃદ્ધ બ્રાહ્મણે દેહત્યાગ કર્યો. પિતાની વર્ષી વાળ્યા પછી માતાએ ટીડાને, વહુનું આણું વાળવા સાસરે જવા આજ્ઞા કરી ટીડો સાબદો થયો, અને દિશાશૂળ, વારશૂળ યોગિની ઇ. ઇ. વિઘ્ન કરે એવી તિથિએ ખાંધે ખડિયો નાંખીને પ્રયાણ કર્યું. માતાએ પુત્રને લલાટે ચાંદલો કર્યો, દુઃખડાં લીધાં, સાવધાન રેવાનો બોધ કર્યો અને હાથમાં કોરી આપીને કહ્યું કે, 'ભૂખ્યો થા એટલે આ કોરી ભાંગીને ખાજે.' શકુન સારાં થયાં; કુમારિકા અને ગાયમાતા સામાં મળ્યાં, અને ટીડાની સફળ યાત્રા વિષયે માતાના મનમાં જરાતરા સંદેહ હતો તે ભાંગ્યો. ટીડાને હાલતાં હાલતાં મધ્યાહ્ન થયો અને વીસામો ખાવાનું મન થયું. ત્યાં એક મોટી વાવ્ય આવી વાવ્ય પાસે પ્રચંડ વડ હતો, તેના થડને ફરતો ઓટલો બાંધેલ હતો. વિશાળ છાયા નીચે વણજારાની પોઠ્ય પોરો ખાતી હતી તેઓએ ટીડાને નોતર્યો. ટીડો ત્યાં રોકાણો, અને જઠરવાસી અગ્નિદેવતાને સંતોખવા ધારે છે ત્યાં માતાના છેલા શબ્દ સ્મરણમાં આવ્યા. ગૂંજામાંથી કોરી કાઢી, કાળમીંઢ પાણકો ગોત્યો ને શિલા ઉપર કોરી ભાંગવા બેઠો વણજારા વિસ્મય પામતા પૂછે છે કે 'આ તે તેં શું આદર્યું?' ટીડો કહે, 'મારી માએ કહ્યું છે કે ક્ષુધા લાગે એટલે કોરી ભાંગીને ખાજે.' વણજારાએ ઉત્તર દીધું, 'તારી માએ તો ઠીક કહ્યું પણ તું સમજ્યો નહિ કોરી ભાંગીને ખાવી એટલે કોરીની કાંઈ વસ્તુ લઈને ખાવી. કોરી તારા પાસે ભલે રહી, અમે તને કશી આપિયે તે ખાઈ લે.' આમ કહીને પોઠ્યમાંથી કશી કાઢીને દીધી તે ટીડો જમ્યો જમ્યો અને ગોટલાંછોતરાં સહિત સ્વાહા કરી ગયો. ટાઢો થયો એટલે વણજારાને પ્રણામ કરીને પાછું ચાલવા માંડ્યું તે દિવસ આથમ્યે સાસરાને ગામ પહોંચ્યો.

રાત્રિ વેળાએ છતા થાવાનું યોગ્ય ન લાગ્યું એટલે છાનો મુનો ઓસરીમાં ઘરીને કોઠી વાંસે લપાઈ રહ્યો. અર્ધી રાત્યે જણે ઉંઘ્યાં તે પછી ઘરચર્યા જોવા નીસર્યો. સસરો ઓસરીમાં સૂતો હતો તેના ખાટલા નીચે ખાંડણિયો હતો; ત્યાં પેલું ધ્યાન ગયું. ખાંડણિયામાં તેજ દિવસે સાસૂએ હરતાં નાગનો તલવટ ખાંડ્યો હતો, અને તલ તથા ગોળની કણી ચારે કોર ચોંટી હતી. ખાંડણિયાનું મોં પગનું હતું તેમાં માથું નાખીને ટીડો જીભના સપાટા મારી રસાળ પત્થરને ચાટવા મંડ્યો. સસરો જાગી ઉઠ્યો ને સાસૂને જગાડીને દીવો કરવા કહ્યું. ટીડો ભાગવા સારુ ખાંડણીયામાંથી 'માથું' કાઢવા જાય છે ત્યાં તો ભરવાઈ રહ્યું ને કેમે કરીને નીકળ્યું નહિ. ભગીરથ જેટલો શ્રમ કર્યો.

# રિપ્ વાન્ વિન્કલ.*

જેણે હડસન નદીના મૂળ તરફ મુસાફરી કરી હોય તે હારબંધ આવેલા કાર્યાર્ટ્સ્કિલ્ પર્વત ભૂલી જાય એ બનવું જ ન જોઇએ. આ પર્વત મહાન આપ્પાલાશન (અલીધાની) પર્વતોની છુટી પડી ગએલી શાખા છે. નદીની પશ્ચિમ દિશાએ દૂર તેમની તળેટીથી શરૂ કરી દૃષ્ટિ ફેંકતાં તેઓ વધતા વધતા ઘણે ઉંચે ચઢી આસપાસના પ્રદેશ ઉપર અધિપતિપણું ભોગવતા હોય એમ લાગે છે. દરેક ઋતુના ફેરફારથી, દરેક હવાના ફેરફારથી, દિવસના દરેક કલાકે આ પર્વતના જાદુઈ રંગ અને આકારમાં ફેરફાર થાય છે. આથી પાસે તથા દૂર રહેતી સ્ત્રીઓ તેમને ખરા વાત્માપક (બેરોમિટર) તરીકે ઓળખે છે. જ્યારે હવા સ્થિર અને ખુશનુમા હોય છે ત્યારે તેમના ઉપર ભુરો જાંબુડી રંગ પથરાએલો માલમ પડે છે અને સાંજની વખતના આકાશમાં તેમની હદ છપાએલી નજરે પડે છે. પણ સૂર્ય આથમતી વખતે કોઇ દિવસ આજુબાજુ આકાશ સ્વચ્છ હોય છે ત્યારે આ પર્વતોનાં શિખરોની આસપાસ કાળાશ પડતી વરાળો દેખાય છે અને તેમની ઉપર કિરણો પડતાં હોવાથી જાણે તેઓ કીર્તિ જ્વલંત મુગટ ધારણ કરતાં હોય એમ લાગે છે.

આ જાદુઈ પર્વતોની તળેટી આગળ પાસેના ગામડામાંથી ઉંચે ચડતી ધુમ્રની શેડ ત્યાં થઇને જનારની નજરે પડ્યા વગર રહેતી નથી જ્યાં ઉચ્ચ પ્રદેશનો નીલો રંગ પાસેના ઝાડપાલાના લીલા રંગમા મળી જાય છે ત્યા આ ગામનાં છાપરા ઝાડની વચમાં વચમા ઝળકી ઉઠે છે. ભલા પીટર સ્ટિવેસંટની કારકીર્દીની શરૂઆતમા (પ્રાતની હડસન નદીની આસપાસનો પ્રદેશ) રચના કરવામાં આવી તે વખતે કેટલાક વલંદાઓએ આ જુના વખતનું નાનુ ગામ વસાવ્યું હતું તેમા હોલાંડથી લાવેલી નાની પીળી ઇંટોથી થોડા વરસ ઉપર બાંધેલા અસલ નિવાસીઓના કેટલાક ઘર હતાં બારીઓને જાળી હતી ને છાપરાનો આગલો ભાગ ત્રિકોણાકાર હતો. તેના ઉપર લાકડી હતી અને લાકડી ઉપર પવન કઈ બાજુ વાય છે તે જણાવે એવી કુકડાની આકૃતિ હતી. ઘણા વરસ ઉપર દેશ ઇગ્લાંડના કબજામાં હતો તે વખતે આ ગામના એક જીર્ણ થઈ ગયેલા ઘરમાં રિપ્વાન્ વિન્કલ નામનો સાદો સારા સ્વભાવનો ભલો માણસ રહેતો હતો. સ્ટિવેસંટના ઉજવળ દિવસોમાં મોટો પરાક્રમ કરનાર ને ફોર્ટ ક્રિસ્ટિનાના ઘેરામાં તેની સાથે રહી લડનાર વાન્ વિન્કલના કુટુંબમાંથી જ તે ઉતરી આવ્યો હતો, પણ પોતાના બાપદાદાના લડાયક સ્વભાવનો તેનામાં છાંટોએ નહોતો. પહેલાં કહ્યું તેમ તે સારા સ્વભાવનો ભલો માણસ હતો. વળી તે પરગજુ હતો. રિપ્ બાયડી કહે તેમ કરતો–ટુંકાણમાં તે તદ્દન સ્ત્રી વશ હતો. અને ખરેખર આટલા બધા લોકોની પ્રીતિ સંપાદન કરાવનાર નરમાશનો ગુણ તેનામા આ કારણને લઇને આવ્યો હશે. કારણ કે જેમને ઘેર કર્કશાના દાબમાં રહેવું પડે છે, તેઓ બહાર હાજી હા કહેવા ને હરકોઇ બાબતમાં નમતું આપવા વધારે તૈયાર હોય છે. તેમનો સ્વભાવ જંજા-

---

* અંગ્રેજી ઉપરથી અનુવાદ.

ળની જ્વલંત ભઠ્ઠીમા પીગળી બરોબર નરમ બને છે. અને ધિરજ અને સહન શક્તિ શિક્ષણ આપવા મમે પુસ્તકોનાં બધાં વાક્યો એકાંતમાં સ્ત્રીએ મારેલા ચાબખા આગ રદ છે. આથી કર્કશા સ્ત્રી કેટલેક અંશે સુખરૂપ ગણાય. અને તેમ હોય તો રિપ્‌વાન્ વિન્કલ્ ત્રણગણો સુખી હતો.

ગામની સ્ત્રીઓ રિપ્ ઉપર બહુજ મમતા રાખતી. તેઓ સ્ત્રી સ્વભાવા પ્રમાણે તેના દરેક ઘર કજીઆમાં ભાગ લેતી. અને સાંજે રિપ્‌નો વિષય નિકળતો ત્યારે તેઓ બધો વાંક તેની સ્ત્રીનો કહાડતી. તેને દેખીને છોકરાં આનંદના પોકાર કરતાં. રિપ્ તેમને રમતોમ મદદ કરતો, રમકડાં બનાવી આપતો, પતંગ ઉરાડતાં તથા લખોટીએ રમતાં શિખવતો અને ભૂત ડાકણ ને દેશના અસલ વતનીઓ વિષે લાંબી વાતો કહેતો. જ્યારે જ્યારે તે ગામની બહાર ફરવા જાય ત્યારે ત્યારે તેની આસપાસ છોકરાંનું ટોળુ હોય જ. કોઇ તેની પિછોડી ઝાલે, કોઇ તેની પીઠ ઉપર ચઢે એમ છોકરાં તેની સાથે હજાર જાતની છુટ લેતા. આસપાસ તેની તરફ કુતરૂં સરખુએ ભસતું નહિ.

પોતાને ફાયદો થાય એવા કામ તરફ અણગમો એ રિપ્‌ના સ્વભાવની મોટામા મોટી ખોડ હતી. તેનામા ખંત પુષ્કળ હતી, કારણ કે તુર્કી ભાલાના જેવી લાંબી ને વજનદાર લાકડીવતી કંઇ પણ બડબડાટ વગર તે ઠંડાગાર પથરા ઉપર બેસી માછલા પકડવાનુ કામ કર્યા કરતો–ફિકર નહિ એક પણ માછલુ ન પકડાયતો. વળી તે ખભા ઉપર બંદૂક લઇ ખિસકોલીઓ કે રાની કબુતરોનો શિકાર કરવા જંગલોમાં ભેજવાળી જગાએ ચાલ્યા કરતો અને ટેકરીઓ પણ ચઢતો ઉતરતો. ગમે તેવી સખત મજુરી હોય પણ પોતાના પાડોશીને મદદ કરવાની તે ના પાડતો નહિ. અનાજની કોતરો જુદાં પાડવાની અથવા પથ્થરની વાડ બનાવવાની ગામડાની બધી રમતોમા તે આગળ પડતો ભાગ લેતો. સ્ત્રીઓ સંદેશા મોકલવાનું તથા પોતાના ધણી ન કરે તેવું બધુ પરચુરણ કામ તેની પાસે કરાવતી ટુંકાણમાં રિપ્ પોતાના શિવાય બધાનું કામ કરતો પણ ઘરનું કામ કરવાનું કે ખેતરની વ્યવસ્થા કરવાનું તેને તદન અશક્ય લાગતું.

ખરેખર તે કહેતો કે ખેતરમાં કામ કરવાથી કંઇ ફાયદો નથી. બધાં ખેતરો કરતાં તેની જમીન ધણી જ ખરાબ છે. ગમે તેટલી મહેનત કરવા છતા તેની સ્થિતિ સુધરતી નથી ને સુધરશે નહિ. વાડો ધીમે ધીમે પડી જતી હતી. રિપ્‌ની ગાય ગમે ત્યા ફરતી ને કોઇ વખતે ખેતરોમાં ભરાઇ જતી. તેના ખેતરમા ગાડં ઝાખરાં પુષ્કળ ઉગતા તેને કંઇ બહારનું કામ કરવાનું હોય ત્યારે જ વરસાદ શરૂ થતો. આથી રિપ્ વાન્ વિન્કલ્‌ની દેખરેખ નિચે તેના બાપ દાદાની જમીન ઓછી થતી ગઇ અને છેવટે માત્ર અનાજ ને બટાટાનુ એક ખેતર રહ્યું. તેની સ્થિતિ પણ ખરાબમા ખરાબ હતી. વિન્કલના છોકરાં પણ કોઈ સંભાળ લેનાર ન હોવાથી હરાયા ઢોરની માફક રઝળતા હતા. તેનો મોટો છોકરો રિપ્ તેની આબેહુબ મૂર્તિ હતો. તેના બાપની બધી ટેવો તેનામાં ઉતરી હતી. ગાય પાછળ વાછરડું એ પ્રમાણે તેની માની પાછળ પાછળ ચાલતો તે ઘણી વાર આસમ પડતો. તે પોતાના બાપની સુરવાળ પહેરતો અને વરસાદમાં ફેશન ફઇસ્ત્રી સ્ત્રીને પાણીથી નિચેની

ઝુલ/ઉચકતાં જેટલી મુશ્કેલી પડે છે તેટલીજ મુશ્કેલી પોતાની સુરવાળ ઉંચી રાખતા નાના રિપને નડતી.

રિપ વાન્ વિન્કલ મુર્ખ અને આમ પણ વળે અને તેમ પણ વળે એવી પ્રકૃતિના સુખી માણસોમાંનો એક હતો. આવા માણસો કાંઈ વાતની ચિંતા ધરતા નથી, વખતે જે થોડામાં થોડી મહેનતે મળે તે ઉપર સંતોષ માને છે અને પાઈ મળે ને ભુખે મરવું પડે તો તે હા, પણ પૈસો મેળવવા મહેનત કરવાની ના. પોતાના હાથમાં હોત તો રિપ પોતાનું જીવન પૂર્ણ સંતોષથી આનંદમાં ગુજારી નાખત, પણ ડેમ વાન્ વિન્કલ્ (તેની સ્ત્રી) તેના આળસ, બેદરકારી ને કુટુંબને તેને લીધે થતા મોટા નુકશાન વિષે વારંવાર તેની આગળ ટકટક કર્યા કરતી. સાંજ સવાર ને બપોર તેની જીભ ચાલ્યા જ કરતી. અને રિપ્ કંઈ પણ કરતો અથવા કહેતો તેના ઉપર ઘરમાં તરત જ વાગ્ધારા ચાલતી. વિન્કલ્ આ બધાનો એકજ જવાબ આપતો અને વારંવાર તેમ કરવાથી તેને ટેવ પડી ગઈ હતી. તે પોતાના ખભા ઉંચા કરતો, માથું હલાવતો, ઉંચુ જોતો પણ કંઈ બોલતો નહિ. પણ આથી તેની પત્નીના મુખારવિંદમાંથી ફરીને વાગ્પ્રવાહ શરૂ થતો. થાકીને તે પોતાનામાં હોય તેટલી હિંમત ધરીને બહાર જતો રહેતો. સ્ત્રીના દાબમાં રહેતો પુરૂષ આવા સંજોગોમાં એમ જ વર્તી શકે.

ઘરમાં વુલ્ફ નામે કુતરો રિપનો એકનો એક સોબતી હતો. આ કુતરો પણ તેના શેઠના જેટલોજ ડેમ્ વિન્કલ્ના દાબમાં હતો. તે સ્ત્રી આ બંનેને આળસુ મિત્રો ગણતી ને રિપના આળસનું કારણ વુલ્ફ હોય તેમ તે કુતરા તરફ કરડી નજરે જોતી. વુલ્ફમાં નિમકહલાલ કુતરાને લાયક બધા ગુણો હતા. તેનામાં જંગલમાં શિકાર પકડવા વપરાતા કોઈ પણ કુતરા જેટલી બહાદુરી હતી. પણ હમેશ ચાલ્યા કરતાં ને કોઈને પણ બાકી ન રાખે એવા સ્ત્રીના વાગ્બાણ સામે કોની હિંમત ટકી શકે? વુલ્ફ ઘરમાં પેસતો કે તેનું મોં પડી જતું, તેની પુછડી બે પગ વચ્ચે ભરાઈ જતી; તે બીકમાં ને બીકમાં આમ તેમ જોતો ને ડેમ્ વિન્કલ્ તરફ ત્રાસી નજર ફેંકતો ને લગાર પણ લાકડી કે ધોકાનો અવાજ થાય કે ઝપાટાબંધ ભમતો ભસતો બારણા તરફ દોડી જતો.

જેમ જેમ વરસ વીતતા ગયા તેમ તેમ રિપનો વખત વધારે ને વધારે દુઃખમાં પસાર થતો ગયો. ખાટો સ્વભાવ ઉમરથી સુધરતો નથી અને વાગ્બાણ જ એવું બાણ છે કે જે વપરાશથી વધારે તીક્ષ્ણ બને છે ઘરની બહાર જવુ પડે ત્યારે તે ઘણો વખત ગામના ડાહ્યા, તત્ત્વજ્ઞાનની વાતો કરનારા ને એવા આળસુ માણસોની મંડળીમાં જઈ પોતાનું દુઃખ ભૂલી જતો. આ મંડળી મહારાજા ત્રીજા જ્યોર્જની લાલ છબીથી ઓળખાતી નાની વીશીની આગળ એક પાટલી ઉપર મળતી. અહિં તેઓ ઉનાળાના લાંબા આળસુ દિવસોમાં છાંયડે બેસતા, ગામ ગપાટા ચલાવતા, અથવા વારા ફરતી લાંબી લાંબી વાર્તાઓ કહેતા. ત્યાં થઈને જતા કોઈ મુસાફર પાસેથી જુનું ન્યુસ પેપર મળી આવે, તો તેઓ કેટલા રસથી ચર્ચા ચલાવતા તે સાંભળવા કોઈ નામની રમત રમનો પૈસા ખરચે તો તે કુરબાન છે! કોષમાં ગમે તેટલો મોટો શબ્દ હોય તો પણ હતી, કોઈએ ભારીટ પહેરી લાક, વિદ્વાન, ડીંગણો નિશાળનો શિક્ષક વાન્ બુમેલ જે

ધ્યાનથી સાંભળતા ને જાહેર બનાવ બની રહ્યા. પછી કેટલે મહિને તેમના ઉપર તેઓ કેટલી આતુરતાથી વિચાર ચલાવતા ! આ વીશીનો માલિક નિકોલસ વેડર આ મંડળના વિચારો ઉપર અધિપતિ પણું ભોગવતો. તે સવારથી સાંજ સુધી પોતાના બારણા આગળ બેસતો અને તડકો ન નડે ને પાસેના ઝાડની છાયામાં રહી શકાય તેટલો પુરતું જ ખસતો. આથી તેના પાડોશીઓ તેની ગતિથી (તેના ખસવાથી) છાયા યંત્રની માફક ખરો વખત કહી શકતા. તે ભાગ્યેજ બોલતો પણ પોતાની ચલમ તો ફુંક્યા જ કરતો. તેના મળતિઆઓ (દરેક મોટા માણસને મળતિઆઓ હોય છે) તેનું મન બરોબર સમજતા અને તેના અભિપ્રાય કેમ જાણી લેવા તે તેમને આવડતું. કોઈ બાબતથી તે નાખુશ થયો હોય તો તે જોરથી દમ લેતો ને ઝટ ઝટ ધુમાડો કહાડતો. કોઈ વાત પસંદ પડી હોય તો તે શાંતિથી ચલમ પીતો ને ધીમેથી ગોટા કહાડતો અથવા કોઈ વખત ચલમ મોંમાંથી બહાર કાઢીને ધુમાડીના ગુચળા નાક ઉપર ઉંચે ફેંકી વાત પોતાને બરોબર પસંદ છે તેની નિશાની તરીકે તે પોતાનું માથું ધીમેથી હલાવતો.

આ ઠીકાણાંથી પણ કમનશીબ રિપને તેની ટકેશાએ જતા રહેવાની ફરજ પાડી. બધા શાંત બેઠા હોય તે વખતે ડેમ વિન્કલ્ ત્યાં આવતી, કોઈને ગણ્યા વગર ફાવે તેમ બોલતી અને માનનીય વેડર પણ તેના કર્કશ વાક્પ્રહારથી મુક્ત રહી શકતો નહિ. તે જોરેથી કહેતી કે રિપના આળસનું કારણ તે મંડળ જ હતું.

બીચારો રિપ્ તદ્દન નિરાશ થયો. ખેતરની મહેનત ને સ્ત્રીના કકળાટમાંથી છુટવાને બંદુક લઈ જંગલમાં ફરવું એજ ઉપાય રહ્યો. અહિં તે ઝાડ નીચે બેસતો અને તે અને ઉલ્ફ ઝોળીમાંનું ખાવાનું ખાતા. ડેમ વિન્કલના જુલમથી થતા દુઃખમાં ભાગ લેનાર ઉલ્ફ ઉપર રિપ્ દયા ગણતો ને કહેતો, 'ગરીબ વુલ્ફ, તારી શેઠાણી તારા ઉપર કેર વરસાવે છે પણ કંઈ નહિ, હું છું ત્યાં સુધી તને મદદ કરનારની ખોટ રહેશે નહિ.' વુલ્ફ પોતાની પુંછડી હલાવતો ને રિપ તરફ તાકીને જોતો અને કુતરામાં દયા ટકી શકે તો હું ખરે ખર માનું છું કે તેનામાં તેના શેઠની લાગણીઓ જેવીજ લાગણીઓ ઉત્પન્ન થતી.

પાનખર ઋતુના એક દિવસે આમ ફરતાં ફરતા અજાણ્યથી તે કાટ્સ્કિલ પર્વતના ઉંચા શિખર ઉપર ચઢી ગયો. તે ખિસકોલીઓનો શિકાર કરતો હતો અને શાંત ખીણોમાંથી તેની બંદુકના અવાજના પડઘા ઉપર પડઘા પડતા. બપોર પછી થાકીને તે લીલાં ઝાડવાંથી છવાયલી ટેકરી ઉપર આડો પડ્યો. આસપાસના ઝાડો વચ્ચે ખુલ્લી જગા હતી તેમાંથી તે ઘણા માઈલ સુધી જંગલની ફળદ્રુપ જમીન જોઈ શકતો. દૂર નીચે શાંતિથી વહેતી હડ્સન નદીનો પ્રવાહ પણ તેની નજરે પડ્યો. આ પ્રવાહમાં જાંબુડી રંગના વાદળનું અથવા તેના કાચ જેવા પાણી ઉપર ધીમે ચાલતી અને છેવટે ભૂરી ટેકરીઓમાં અદૃશ્ય થઈ જતી હોડીના સઢવાનું પ્રતિબિંબ પડતું હતું. બીજી બાજુએ તેણે જંગલી દેખાવ [illegible] જોયું. તેનું તળીઉં ઉપરથી ગરતા રેતકાંકરાથી ઢંકાઈ ગયું હતું [illegible] એ પ્રમાણે તેની [illegible] પણ તેમાં ભાગ્યે જ અજવાળું થતું. રિપે આ દેખાવ પોતાના બાપની સુરવાળ પહેરેલી. સાંજ પડવાની થોડી વાર રહી હતી પર્વતના [illegible]

પડછાયા ખીણે ઉપર પડતા હતા રિપ્ને લાગ્યુ કે ગામમા પહોચ્યા પહેલાં તો અંધારુ થઇ જશે પોતાની સ્ત્રી આગળ જવુ પડશે એવી બીકથી તેણે મોટો નિશ્વાસ મુકયો નીચે ઉતર । જતા તેને કોઈ બોલાવતુ હોય તેમ 'રિપ્ વાન્ વિન્કલ્, રિપ્ વાન્ વિન્કલ્' એવો અવાજ સભળાયો તેણે આસપાસ નજર કરી પણ એક ઉડતા કાગડા સિવાય કઇ દેખાયું નહિ આ કઇ ખોટો ભણકારો હશે એમ ધારી તેણે ફરી ઉતરવા માડયું. પણ પાછો તેણે રિપ્ વાન્ વિન્કલ્, રિપ વાન્ વિન્કલ્ એજ અવાજ હવામા ઉડતો સાભળ્યો તેજ વખતે વુ ફ તેની પાછળ ઝડપથી ભરતો ભરતો આવી પહોચ્યો, ને ચુપકીથી તેની બાજુએ ભરાઇ ગયો તેણે ખીણમા ભયથી નજર નાખી રિપને પણ બી- લાગવા માડી અવાજની દિશામાં તેણે ચિંતાતુર ચહેરે દૃષ્ટિ ફેંકી તો પી૦ ઉપરના વજનથી નમી જતી કોઇ વિચિત્ર આકૃતિ ખડકો ઉપર મહા મહેનતે ચઢતી દેખાઇ આવી એ ત પગલા વિન નાની જગાએ મનુષ્ય પ્રાણી જોઇ તેને અચમ્બો થયો પણ કોઇ પાડોશીને મદદની જરૂર હશે, એમ ધારી તેને મ.. કરવા તે સામે ગયો

પાસે જતા તે અજાણ્યા મનુષ્યના વિચિત્ર દેખાવથી તેને વધારે અચબો થયો તે ટુકો ધીગો ને ઘરડો માણસ હતો, તેના વાળ ગુચળાવાળા હતા અને દાઢી ડાભરચિત્રી હતી તેનો પોશાક અસલના વનલા લોકોના જેવો હતો તેણે પહોળો પાયજામો અને જાકીટ પહેર્યાં હતા પાયજામાને ઘુટણે બટન હતા તેના ખભા ઉપર મજબુત નાનુ દારનું પીપ હતુ તેણે રિપ્ને પાસે આવી પીપ ઉચકાવવામા મ.. કરવાની નિશાની કરી રીપ્ વાન્ વિન્કલને બીક લાગી હતી તેને આ માણસ ઉપર વિશ્વાસ બેસતો નહોતો તેમ છતા તેણે હમેશની માફક મદદ કરવાની ખુશી દેખાડી વારા ફરતી પીપ ઉચકતા બન્ને જણાઓ પર્વતના ઝરણના સુકા તળીઆ આગળથી સાકડા રસ્તે ઉપર ચઢયા તેમનો રસ્તો ઉંચા ખડકો વચ્ચેના ઉડા કોતર કે નેળીઆમા થઇને જતો હતો તેઓ ચઢતા હતા તેવામા વારે વારે દૂર થતી ગર્જના જેવા ગડગડાટના અવાજ રિપના કાને પડતા હતા પણ વાર તે અટકતો પણ પર્વતની ટોચ ઉપર ગર્જના સહિત કોઇકવાર ઝાપટા પડે છે તેનો આ અવાજ હશે એમ વિચારી તે આગળ વધ્યો કોતરમાથી આગળ જતા તેઓ નાની નાટકશાળા જેવી ભેખડો વાળી ગોળાકાર ગુફામાં આવ્યા તેની આસપાસ ઉભી ટેકરીઓ હતી ટેકરીઓની ટોચ ઉપર મોટા ઝાડો ઉગેલા હતા તેમની શાખાઓ ગુફાને ઢાકી દેતી હતી તેથી ભુરા આકાશ કે સજના ચળકતા વાદળની ઝાખી આ જ ગાએથી ભાગ્યે જ થતી બધો વખત રિપ અને તેના સહચરે ચુપકીથી કામ કર્યા કર્યું પર્વત ઉપર દારૂના પીપનું શુ કામ હશે તે જાણવાની રિપ્ને ઘણીજ ઇચ્છા થઇ પણ તે અજાણ્યા માણસનો દેખાવ એવો વિચિત્ર અને સમજી ન શકાય એવો હતો કે રિપ્ને તેનો ડર લાગ્યો અને તેનાથી બોલવાની છુટ લઈ શકાઇ નહિ

ઉપર કહેલી ગુફામા આવતા અચબો પમાડે એવા નવા દેખાવ રીપ્ની નજરે પડયા. સપાટ જમીન ઉપર ચ્ચોનચ વિચિત્ર માણસો નાઇન-પીન નામની રમત રમતા હતા તેમણે તદ્દન તરેહવાર પોશાક પહેર્યા હતા કોઇએ ટી પહેરો હતો કોઇએ જાકીટ પહેરી

કમરપટામાં છરીઓ ખોસી હતી. ઘણા ખરાએ પોતાના ઉપરીની માફક મોટા મોટા પાયજામા પહેર્યા હતા. તેમના ચહેરા પણ વિચિત્ર હતા. એકની દાઢી લાંબી હતી, મોં પહોળું હતું ને આંખો ડુક્કર જેવી હતી. બીજાનો ચહેરો તેના મોટા નાકથી જ ઢંકાયલો હતો. તેણે ખાસના શંકુ જેવી ધોળી હેટ પહેરી હતી. બધાની દાઢી જુદા જુદા રંગની હતી. તેમનો ઉપરી બળવાન વૃદ્ધ માણસ હતો. તેણે કીનારી વાળો અંગરખો, પહોળો પાયજામો, ઉભી પીછાં વાળી હેટ, લાલ મોજાં અને ઉંચી એડીવાળા ગુલાબના ફુલ મુકેલા બુટ પહેર્યા હતાં. આ મંડળ જોઈ રિપને ગામના પાદરી ડોમીની વાન શેકના ઓરડામાંના એક ચિત્રની અંદરની આકૃતિઓ યાદ આવી. પાદરી હોલાંડથી આવતાં પોતાની સાથે આ ચિત્ર લાવ્યો હતો.

રિપને વધારે વિચિત્ર એ લાગ્યું કે આ લોકો મજા કરતા દેખાતા હતા તેમ છતાં તેમના ચહેરા ઘણાજ ગંભીર હતા અને તેમના મોમાંથી એક પણ શબ્દ નિકળતો નહોતો. આનંદ કરતાં શોકાતુર દેખાવ ધારણ કરનાર આના જેવી મંડળી કોઈ ભાગ્યે જ હશે. દડીઓ ગબડતી હતી તેના અવાજ શિવાય કશાથી આ શાંતિનો ભંગ થતો નહોતો. આ અવાજનો પર્વતમાંથી ગર્જનાના ગડગડાટ જેવો પડઘો પડતો હતો.

રિપને તેનો સહચર તેમની પાસે આવ્યા કે તરતજ તેમણે પોતાની રમત બંધ કરી. તેમણે તેના તરફ એવું તાકીને જોયું અને તેમના ચહેરા એવા વિચિત્ર શ્યામ દેખાયા કે રિપનું કાળજું ધડકી ગયું અને તેના પગ એક બીજા સાથે અથડાવા લાગ્યા. પેલા માણસે પીપ મોટા વાસણમાં ખાલી કર્યું ને રિપને ગોઠવેલું દરેકને આપવા તથા બીજું કામ કરવા ઉભા રહેવાની નિશાની કરી. તે બીકથી ધ્રુજતો ધ્રુજતો ઉભો રહ્યો. પેલા માણસોએ બોલ્યા વગર પોતાનું પીણું પુરૂં કર્યું અને પછી પોતાની રમત શરૂ કરી.

ધીમે ધીમે રિપનો ડર અને બીક ઓછા થયાં. કોઈ જોતું ન હોય તે વખતે તેણે આ પીણું ચાખવાની હિંમત કરી. તેને માલમ પડ્યું કે તે પીણામાં હોલાંડના એક દારૂની સુગંધ હતી. તેને શોખ ઘણો હતો એટલે તેણે આ દારૂ ફરી ચાખ્યો. પછી તો તેણે વારંવાર વાસણ પાસે જઈ થોડો થોડો દારૂ પીવા માંડ્યો. છેવટે તેની ઇંદ્રિયો થાકી ગઈ ને આંખો મીંચાવા માંડી. તે સુઈ ગયો અને તેને ઘસઘસાટ ઉંઘ આવી.

(અપૂર્ણ.)

ચંદુલાલ કેશવલાલ અમીન.

---

† આ રમતમાં લાકડાના ઘરમાં નવ લાકડીઓ મુકવામાં આવે છે. પછી લાકડાની અમુક કદની દડી અમુક અંતરથી ફેંકવામાં આવે છે. જે માણસ ઓછામાં ઓછી વખત દડી ફેંકી બધી લાકડીઓ પાડી નાખે તે જીત્યો ગણાય છે. કોઈવાર એકાદી ફેંકી વખતે કેટલીક લાકડીઓ પાડી શકે છે

* માથેથી સાંકડી ટોપી. ઉંચી અણીઆળી ટોપી માટે જુઓ ઓડા ઉપર ચીતરેલો ચોકીયાતની ટોપી

# નિયમો.

૧ તન્ત્રીની સહીના—ખાસ પોતે લખેલા અગર બીજા પાસે ખાસ લખાવેલા, તેમજ વસન્ત-ઑફિસમાં તૈયાર કરાવેલા અને વસન્ત-ઑફિસની સહીથી પ્રકટ થતા સર્વ લેખો માટે તન્ત્રી જવાબદાર છે. અને તેથી એના ઉપર છાપવા છપાવવાનો હક તન્ત્રીનો રહે છે.

૨ અન્ય સર્વ લેખો માટે તે તે લેખના કર્તા જવાબદાર છે

૩ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું. તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૪ કોઇ પણ લેખકનું અસલ લખાણ—એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો ઠર્યો હોય કે ન હોય—પણ પાછું લેખકને મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇપણ લેખ પૂર્વે પ્રસિદ્ધ થયો છે કે કેમ, તથા અન્ય કોઇ પત્રમાં પ્રસિદ્ધ કરવા મોકલ્યો છે કે કેમ એ અમોને લખી જણાવવું. કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિ તે તન્ત્રીની મુનસફી ઉપર છે

વ્યવસ્થાપક.

---

Reg. No. 45?



# वसन्त

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु । यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्

વર્ષ ૧૭, અંક ૧૨. [ માસિક ] પોષ, સંવત્ ૧૯૭૫.

## હૃદય હો ! લાગણીઓ કાં લડાવે ?*

લાગણીઓ મા લડાવે ?
હૃદય હો ! લાગણીઓ કાં લડાવે ?
આખર એ હા ! રડાવે !
હૃદય હો ! લાગણીઓ કાં લડાવે ?

ભાવભૂખ્યું આ હયું દૈયું પ્રેમપાશ ગૂંચાય
નન લીન થાતું—નન છૂટાતું—નિ લાચાર મૂંઝાય
હૃદય હો ! લાગણીઓ કાં લડાવે !

---

* સ્ત્રીઓ અને પુરુષો વચ્ચે સ્વાભાવિક જાતીય આકર્ષણ (Sexual attraction) હોય છે આ નૈસર્ગિક ભાવ ભિન્ન ભિન્ન સ્વરૂપોમાં પ્રતીત થાય છે સુધરેલા, સ્વતંત્ર અને સ્ત્રીજાતિને માટે સન્માનયુક્ત પ્રજાઓમાં સંસ્કારી સ્ત્રીપુરુષોની પરસ્પર મૈત્રી નિર્દોષ અને સ્વાભાવિક ગણાય છે હિન્દુઓમા એવો સંબન્ધ વસ્તુત અશક્ય છે સ્ત્રી સહવાસની શુદ્ધ તૃષ્ણાથી યુક્ત કોઈ પુરુષ તેવી મૈત્રી રચવા પ્રયાસ કરે છે તો તે શંકાનો, અને નિન્દાનો ભોગ બને છે સ્ત્રીમિત્ર પ્રતિની નિર્મળ મમતાના પ્રવાહમાં તણાતા એક હૃદયને આ સાવ ચેતી છે પ્રસંગની કરુણતા શુદ્ધ સ્નેહની જૂજ તથા રૂઢિનો ત્રાસ એ બેની વચ્ચે ઝોલા ખાતા હૃદયની મર્મવેધક મૂંઝવણ—વાચકનું લક્ષ ખેંચ્યા વિના ભાગ્યે રહેશે

સ્નેહસુધાનું મૂખ્યું મૃગયું અવશ તણાયું જાય;
નિર્મલ માની મમતા કરતાં જનેજે, રણે પસ્તાય.
હૃદય હો! લાગણીઓ કાં લડાવે?

સખ્ત નિયમ છે સંસારીના-સખ્ત વળી પ્રયોગ,
સખ્ત થશે આઘાત હૃદય હો!-અસહ્ય થશે વિયોગ.
હૃદય હો! લાગણીઓ કાં લડાવે?

આઇના બાગ, ગિરગામ,
મુંબાઇ, તા ૯ : ૧ : ૧૯૧૯

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

## સુલતાન મુહમ્મદ તુઘલખના ગુણદોષ.*

સર્વ તવારીખ કર્તાઓ આ વિષયમાં નીચે પ્રમાણે હકીકત આપે છેઃ—

"આ સુલતાન ઘણોજ દેખાવડો તેમજ વિદ્વાન હતો. તેને કસરતના બધા દાવ આવડતા હતા. તેના ફારસી હરફત ઘણાજ સારા હતા. વળી તે ફારસી કવિતા ઉત્તમ રચી શકતો હતો, તથા તેને તે ભાષાના સાહિત્યનું ઉત્તમ જ્ઞાન હતું. તે ગણિત, ઔષધિશાસ્ત્ર, તર્કશાસ્ત્ર તથા ન્યાયશાસ્ત્ર ઘણી સારી રીતે જાણતો હતો, આ ઉપરાંત, તે ઉત્તમ વક્તા હતો, તેની સ્મરણશક્તિ ઘણીજ તીવ્ર હતી, તેની વાર્તાચિત વિવેકથી ભરપૂર હતી, અને તે મશ્કરીની વાત પણ સારી પેઠે સમજી શકતો હતો. તે ઘણો અગમચેતી હતો, તેને કોઈ પણ જાતનું દુર્વ્યસન નહોતું, તથા તે મિતાહારી અને મિતવ્યયી હતો. તે પોતાના સગાંવ્હાલા તરફ પૂર્ણ પ્રેમભાવથી વર્તતો હતો તેમજ પોતાના આશ્રયદાતા પીર કુતુબુદ્દીનના વંશજો તરફ ઘણોજ પૂજ્યભાવ રાખતો હતો. મુસલમાન લોકો ધર્મના કાનુનો સારી રીતે પાળે છે કે નહિ તે માટે તે ઘણુંજ લક્ષ રાખતો હતો-એટલુંજ નહિ પણ તે જાતે ધાર્મિક અને ઇશ્વરપ્રેમી હતો. વળી તે વારંવાર પોતાના રાજ્યના વિદ્વાનોની સભા ભરીને તેમનાં વ્યાખ્યાન એકચિત્તે શ્રવણ કરતો હતો. તે દાનેશ્વરી હતો. તેણે પ્રજાને યોગ્ય કેળવણી આપવાની વ્યવસ્થા કરી હતી. લોકોને પૂરેપુરો ન્યાય આપવા માટે તે સતત પ્રયત્ન કરતો હતો એટલુંજ નહિ પણ તે પોતે પણ ન્યાયધીશો (કાજીઓ) તેના વિરૂદ્ધ જે ચુકાદા આપે તે બરાબર પાળતો હતો. તેને તેની પોતાની પ્રજા માન

* ઇન્દોરની હોલ્કર કૉલેજના સ્વર્ગવાસી પ્રિન્સિપલ ગાર્ડીનર બ્રાઉને "હોલ્કર કૉલેજ મૅગેઝીન"ના ઑક્ટોબર ૧૯૧૬ ના અંકમાં આપેલા લેખનો અનુવાદ.

આપતી હતી એટલુંજ નહિ પણ તેના સમયનાં બીજાં મોટાં રાજ્યો—જેવાં કે મિસર, ઇરાન, તુર્કસ્તાન, ચીન, જાવા વગેરે તરફથી તેના દરબારમાં એલચીઓ આવી તેની સર્વ દુર પ્રશંસા કરતા હતા.

"આ પ્રમાણે જો કે સુલતાન ઘણોજ નિપુણ અને ચાલાક હતો, તો પણ રાજ-કર્તા તરીકે તે તદ્દન નિષ્ફળ નીવડ્યો; કારણ કે તેના સમયમાં "અપાત્રે દાન" ઘણુંજ અપાતું હતું, અને તેણે ઘણી ઘણી અશક્ય યોજનાઓ રચી હતી. આને લીધે તેને "ગાંડા" નું ઉપનામ આપવામાં આવ્યું છે."

ઉપરના ઉલ્લેખમાં પરસ્પર વિરોધ એવો સ્પષ્ટ દેખાય છે કે સાધારણ મનુષ્ય પણ વિસ્મય પામ્યા વગર રહે નહિ. આ વિરોધને સમજાવવા માટે નીચેનાં ત્રણ કારણો આપવામાં આવ્યા છે—

૧. તે અનિયંત્રિત રાજ્યકર્તા હતો, અને તેથી ગમે તે વખતે તેના મગજમાં જે ધૂન આવે તે પ્રમાણે વર્તી શકતો હતો.

૨. તેનું ચિત્ત ભ્રમિત હતું.

૩. તેની પ્રજા તેની ઘણીજ ઉચ્ચ પ્રતિની વિદ્વત્તા અને મગજશક્તિ સમજી શકી નહિ

આ કારણો સબળ જણાતાં નથી; કેમકે તેનામાં પ્રજાને સુખી કરવાની ઇચ્છા હતી, એટલે તે પણ અલાઉદ્દીન સુલતાન અથવા અકબર પાદશાહ પેઠે સફળ થઈ શક્યો હોત. વળી, તેની ગાંડાઇ સંબંધી તત્કાલીન તવારીખકર્તાઓ એક અક્ષર પણ કહેતા નથી. આ ઉપરાંત, જગતના સર્વ મોટા ફેરફાર તેના જેવાજ ઉચ્ચ આશયવાળા મનુષ્યોએ કર્યા છે અને તેમનાં કામો વખોડાવાને બદલે ચિરસ્થાયી અને હિતાવહજ નીવડ્યાં છે.

વસ્તુસ્થિતિ આમ હોવાથી, પ્રશ્ન ઘણો ગહન થઇ જાય છે. તેમજ આવી વિસંગત દલીલ માનવામાં ઇતિહાસના અભ્યાસીઓને ઘણોજ સંશય રહે છે. આમ હોવાથી તત્કાલીન તવારીખકર્તાઓ શું લખે છે તે જોવાની ખાસ જરૂર છે. હવે હિન્દુસ્તાનના મુસલમાની સમયના ઇતિહાસ સંબંધી સાધારણ નિયમ એ છે સર્વ તવારીખ કર્તાઓએ પોતાના સમયના પાદશાહોની સ્તુતિજ કરી છે. પરંતુ આ સુલતાનના સમયનો તવારીખ કર્તા ઝીઆઉદ્દીન બાર્ની તેના તરફ દોષ દષ્ટિથીજ જુએ છે. તેનું કારણ શું છે તે હવે તપાસીએ.

આ સમયમાં તુઘલખ કુટુંબને હિન્દુસ્તાનમાં આવ્યાને ફક્ત ૨૫ વર્ષ જ થયા હતાં. વળી એ કુટુંબ કરોના એટલે મિશ્ર જાતિનું હતું, અને તેથી અમિશ્રિત અફઘાન કુટુંબો તેને હલકી જાતનું સમજતા હતા. આ ઉપરાંત, સુલતાન ઘણોજ ન્યાયી હતો, એટલે

મનો વિચાર કર્યા વગરજ એકદમ લોકોને દિલ્હીથી દૌલતાબાદ જવાનું ફરમાવ્યું એ વાત અસત્ય છે. વળી, લોકોને દૌલતાબાદ ન ફાવ્યું ત્યારે તેમને દિલ્હી જવાની પરવાનગી આપી એટલુંજ નહિ પણ રાજધાની ફરી દિલ્હી કરી એ સુલતાનની નિપુણતા તથા પ્રજાને અનુકુળ થવાની વૃત્તિ બતાવી આપે છે.

બીજી યોજના ત્રાંબા પીત્તળના સિક્કાઓ પાડી તેમને રૂપા નાણાના જેટલીજ કિંમતે ચલાવવાની હતી. રાજધાની બદલવાના પ્રયોગમાં સરકારી ખર્ચ ઘણોજ થયો હોય એમ જણાય છે; પરન્તુ તેને લીધેજ ઇ. સ. ૧૩૨૯ થી ૧૩૩૨ સુધી આ યોજના ચલાવવામાં આવી હોય તેમ જણાઇ આવતું નથી. આનું કારણ એ છે કે તે વખતે પણ રાજ્યની ઉપજ ઘણી સારી હતી, એટલે પૈસાની ભીડ થોડાજ વખતમાં ભાગી ગઇ હોય એમ બની શકયું હોય. વળી આ યોજના તે વખતે પણ તદ્દન નવીન નહોતી. હાલ અત્રે ચાલે છે એવી "ચલણી નોટો" તે સમયમાં ઘણા સૈકાથી ચીન દેશમાં ચાલતી હતી. તેનું અનુકરણ ઇરાનમા પણ કરવામાં આવ્યું હતું; પણ ત્યાં આ પ્રયોગ નિષ્ફળ થયો હતો. સુલતાનની યોજના અત્રે ત્રણ વરસ સુધી અમલમા મુકાઈ હતી એ તેની સફળતાનો સબળ પુરાવો છે. રાજ્યમાં નવા ઉમેરાયેલા દક્ષિણ અને બંગાળા પ્રાંતોનો વેપાર વધારવાની જરૂર હતી, અને તેથી દિલ્હીના જેવું રૂપા નાણું આ પ્રાંતોમાં પાડવાની જરૂર જણાઈ. પણ ત્યાં તો રૂપાની અછત હતી એટલે રૂપાનાણું શી રીતે પાડી શકાય? આ કારણથી ત્રાંબા નાણું પાડવાનો ઉપાય કરવો પડયો હતો. પરંતુ આ સમયમા લુહાર, સોની વગેરે ખાનગી લોકો પણ સિક્કા પાડી શકતા હતા, કારણ કે તે વખતે અર્વાચીન ટંકશાળની સુધરેલી અને ગુચવણ ભરેલી રીતો નહોતી. આમ હોવાથી ત્રાંબાનાણાને રૂપાનાણા જેટલી કિંમતે ચલાવવાની છૂટ મળવાથી તેમજ ત્રાંબું સોધું હોવાથી આ લોકો ઘણી સંખ્યામાં સિક્કા પાડવા લાગ્યા. આ બધા નવા સિક્કાઓ દિલ્હીમાં આવવા લાગ્યા. ત્યાંના વેપારીઓએ સોના રૂપાના સિક્કા વાપરવાનું બંધ કર્યું એટલે તે સિક્કાઓની અને તેની સાથે બીજી ચીજોની કિમ્મત વધી ગઈ, અને આને લીધે નવા સિક્કાઓની કિમત ઘટી ગઈ આ દુઃખમાંથી પ્રજાને મુક્ત કરવાના હેતુથી સુલતાને ત્રાંબાના સિક્કા પાછા ખેંચી લેઈ તેને બદલે રૂપાના સિક્કા આપવા વ્યવસ્થા કરી. આને લીધે તિજોરી ખલાસ થઈ ગઇ, પણ લોકોને કોઈ પણ જાતની મુશીબત નડી નહોતી. આ યોજના વધુ વખત નહિ ચાલવાનું કારણ સિક્કા પાડવાની સુગમતા તથા વેપારીઓનો સંપ હતો. વળી મુહમ્મદ તુઘલખ જેવા નાણાં સંબંધી સર્વ ગહન પ્રશ્નમાં નિપુણ સુલતાને પાકો વિચાર કર્યા વગર આવી યોજના કરી હોય એ સંભવિત નથી; અને આ યોજના વ્યવહારિક હતી; તેમાં જરા પણ "મૂર્ખાઇ" નહોતી તે સ્પષ્ટ જણાઇ આવે છે.

ત્રીજી યોજના ઇરાન જીતવા માટે લશ્કર મોકલવાની હતી. ઇરાનના શાહ અબુ-સૈયદની ખરાબ કારકિર્દિને લીધે ઇ. સ ૧૩૨૨ માં તે રાજ્ય અધમ સ્થિતિએ પહોંચ્યું હ. કેમકે રાજ્યસત્તા નિર્માલ્ય થઈ ગઇ હતી, અને અમીર ચોબાન જેવા સ્વતંત્ર અને

લડાઇપ્રેમી ઉમરાવો સર્વ સત્તા પચાવી પડયા હતા. આવા રાજ્યને જીતવાનું કામ દિલ્હી' ના સુલતાનને જરા પણ અશક્ય નહોતું, કારણ કે તે વખતે હિન્દુસ્તાનનું રાજ્ય પૂર્ણ જાહોજલાલીમાં હતુ. તેમ છતાં સુલતાન મુહમ્મદ તુઘલખે ઈરાનની આસપાસના રાજાઓની મદદ લેવાનું દુરસ્ત ધાર્યું. ઉત્તર તરફથી મોંગલ બાદશાહ **તર્માશીરીનને** આવવાનું હતું, અને **મિસરના** સુલતાનને પશ્ચિમ બાજુએ હુમલો કરવાનુ હતું. સુલતાને આ બન્ને સુલતાનો સાથે આ માટે યોગ્ય વ્યવસ્થા કરી હતી. ત્યારબાદ તેણે **ઇરાનના** સત્તાધારી ઉમરાવોને તથા **ખોરાસાનથી** આવેલા અમીરોને પોતાની તરફ મેળવી લેવા સારૂ જોઇએ તેટલી લાગવગ તથા રૂશ્વત પણ પહોંચાડી હતી. આ ઉપરાંત, સુવ્યવસ્થિત લશ્કર પણ મોકલવાનું નક્કી કરવામાં આવ્યુ હતું. હવે આટલું બધુ કર્યા છતાં, ઇરાન જીતવા જવાનું પડતું કેમ મૂકવુ પડયું, તે તપાસીએ. **ઝીઆઉદ્દીન બાર્ની** એમ કહે છે કે તિજોરીમાં પૈસા નહોતા, તેને લીધેજ આ યોજના મૂકી દેવી પડી હતી. આ હકીકત અક્ષરે અક્ષર ખોટી છે. ખરૂ કારણ તો એ હતુ કે અણીને વખતે **મિસરના** સુલતાને સુલતાન **મુહમ્મદ તુઘલખને** મદદ કરવા ખાતરજ **ઇરાન** જીતવા ના પાડી, અને એટલામાં **તર્માશીરીન** ને તેની પ્રજાએ પદભ્રષ્ટ કર્યો તથા તે ક્યાંય ગુમ થઇ ગયો તે જણાયુ નહિ. આવી રીતે મદદગાર રાજાઓ તરફથી સહકાર્ય થઇ શક્યું નહિ એટલે એકલે હાથે ઇરાન જીતવું વખતે અઘરૂ પડે તેથીજ સુલતાને પોતાની યોજના મૂકી દીધી. આ ઉપરથી, જીતનાં ખરા સાધનોનો વિનાશ થવાથી સુરચિત યોજના પડતી મૂકવામાં સુલતાને બાહોશ રાજનીતિ નિપુણતા બતાવી છે. તેમાં "ગાંડાઇ" જરા પણ નજરે પડતી નથી.

ચોથી યોજના **ચીન** દેશ પર સ્વારી કરવાની હતી. આથી એમ સમજવાનું નથી, કે સુલતાને **હિમાલય** પર્વત ઓળંગી **પેકીન** પર કૂચ કરવાની યોજના કરી હતી. એવી યોજના તદ્દન અશક્યજ ગણાય. પરંતુ સુલતાને તો ફક્ત **હિમાલયની** તળેટી પાસે આવેલા પ્રદેશને જીતવા સારૂ લશ્કર મોકલ્યુ હતુ. આ લશ્કરે ઇ. સ. ૧૩૩૮માં **કાંગરા** દેશની રાજધાની **નગરકોટ** સર કર્યું હતું; પછી તેને પાસે આવેલો **કરાજલ** પ્રદેશ જીતવાનું હતું. આ પ્રદેશ ચીનના પાદશાહના તાબામાં હતો તે ખરું પણ તે પાદશાહનુ સ્વામિત્વ ત્યાં નામનુંજ હતું વળી **કરાજલ** પ્રદેશ દિલ્હીથી મુલ્તાન કરતાં પણ વધારે પાસે છે. સુલતાનના લશ્કરે તે પ્રદેશ જીતી તેને હમેશને માટે ખાલસા કર્યો હતો, એ હકીકત ઇ. સ. ૧૩૪૧ માં આવેલા ચીનના એલચીના લખાણ પરથી સાબીત થાય છે. તો હવે આમાં "મૂર્ખાઇ" શી થઇ તે સમજાતું નથી. લશ્કરની એક ટુકડી પોતાના સેનાપતિના હુકમનું ઉલ્લંઘન કરી ત્યાંથી ઘણે દૂર ચાલી ગઇ, અને તેથી **માનસરોવર** આગળ તેનો વિનાશ થયો તેમાં સુલતાન જરા પણ દોષપાત્ર નથી.

પાંચમી યોજના **ગંગા-જમના** વચ્ચેના પ્રદેશમાં કર વધારવાની હતી. આ સંબંધી ખાત્રી લાયક પુરાવો મળી આવતો નથી. તે સમયમાં જમાબંધી લેવાની પદ્ધતિ સારી રીતે ઘડી કાઢેલી નહોતી; અને તેથી દરેક સુલતાનને કાંતો ઉપજ વધારવા અગર તો ન્યાયપુરઃ

તરં કર લેના પોતાની મરજી અનુરૂપ કરનુ ધોરણ વધુ ઓછું કરેલુ પરંતુ હતું આ સમયે ઉપજ વધારના સારૂ કરનો દર વધારવાની જરૂર પડી હોય એમ સંભવિત છે, પરંતુ તેથી કરીને લોકોને ત્રાસ પડ્યો હોય એમ જણાતું નથી દરનો વધારો ઘણોજ જુજ હતો, પણ કમનસીબે આ સમયે એક વર્ષ અનાવૃષ્ટિ થઇ અને પછી બે ત્રણ વર્ષ લાગલાગટ મોળવારી અને દુકાળ પડ્યો એટલે ખેડુત લોકોને કર આપવાના સાંસા પડયા તેમના દુખનું કારણ વધેલો કર નહિ, પણ મેઘરાજાનો કોપ હતો. પ્રજાના દુખનું બીજું કારણ અમલદારોનો ત્રાસ હતો તેમને વિષે ઝીઆઉદ્દીન બાર્ની પણ કહે છે કે "જો સુલતાન ગુજરાતથી પાછો આવવા પામ્યો હોત તો દોઆબનો એક પણ અમલદાર જીવતો રહ્યો ન હોત" આમ હોવાથી "એકના દોષને માટે અન્યને શિક્ષા" જેવો ન્યાય થાય છે. વળી સુલતાન દુખી ખેડુતોને મદદ કરવા ઘણોજ ઇન્તેજાર હતો; તેણે દુષ્કાળના સમયમાં કર માફ કર્યો એટલુંજ નહિ પણ તે ઉપરાંત તગાવી વગેરે બીજી મદદ પણ આપી. આ પ્રમાણિક અમલદારોએ આ મદદનો પણ ગરીબ લોકોને લાભ લેવા દીધો નહિ; પણ તેમાં સુલતાનની "ગાંડાઇ" કે 'મૂર્ખાઇ" શા આવી ?

આ પ્રમાણે સુલતાનની પાંચ યોજનાઓ પૈકી એક પણ અશક્ય નહોતી. કોઈ કોઈ સંબંધી બીજાં કારણોને લીધે ત્રાસ અને વિટમ્બણા થઈ તે ખરું, પરંતુ "નફ્ફટનો ટોપલો" સુલતાનને માથે મુકવાનો પ્રયત્ન તો **ઝીઆઉદ્દીન બાર્નીએ** પોતાના ખાનગી અદાવતને લીધેજ કર્યો છે આગળ જતા બીજી તત્કાલીન તવારીખોનો વિનાશ થયો એટલે પછીની પેઢીઓને ફક્ત **ઝીઆઉદ્દીન બાર્નીની** આંખોએ જોવાનું રહ્યું છે. આનું પરિણામ એ નીપજ્યું છે કે જે સુલતાનના ન્યાય અને ઉદારતા સંબંધી ઇબ્ન બતુતા પણ ઘણાજ ઉમદા શબ્દોમા કહે છે, અને જેને તે સમયમાં ઘણુ ખરૂ 'ન્યાયી' નું ઉપનામ મળેલું હતું તેને હાલની પ્રજા 'ઘાતકી' અને 'ગાંડો" ગણે છે, આનુ કારણ એ છે કે પછીના પાશ્ચિમાત્ય તવારીખકર્તાઓએ સારાસારનો વિચાર કરવાનું બાજુએ મુકી ઝીઆઉદ્દીન બાર્નીના એક તરફી અને અતિશયોક્તિમય લખાણને વધારે તેજદાર ભાષામા અર્વાચીન રૂપ આપ્યુ છે, એટલુંજ નહિ, પણ રખડી રખડીને ઠઠ્ઠા પાસેના રણમા થયેલા સુલતાનના મોતને પણ ઇશ્વર તરફથી મળેલી શિક્ષા તરીકે ગણાવી દીધુ છે ।

સુલતાન મુહમ્મદ તુઘલખને આ પ્રમાણે સર્વ તવારીખકર્તાઓ તરફથી ભારે અન્યાય મળ્યો છે હિંદ દેશને શોધનારના જેટલીજ ઝુંબેશ છે; તેમજ જે અસત્ય સૈકાના સૈકા સુધી વગર હરકતે ચાલ્યું આવ્યું છે, તેનો વિનાશ કરનારની સાચની ઉજવળ પ્રકાશ પણ કરી શકે તેમ નથી આ બધુ ખરૂ, પણ હાલના સુધરેલા સમયમાં, સંપૂર્ણતાની ટોચે પહોંચેલી વિવેક બુદ્ધિના પ્રખર પ્રતાપે આ, નિરાશ, સુલતાનના અનુપમ ગુણોને યોગ્ય સ્થાન આપવા માટે હિંદી ત્રેમી ઇતિહાસના અભ્યાસીઓ તથા શોધકોએ ખાસ પ્રયત્ન કરવાની જરૂર છે

*આવા આવા અનેક પ્રયત્નો થશે ત્યારેજ હિન્દની પૂર્વ સ્થિતિનો સમય પ્રશ્નોજ ઇત્મમય હતો તેમજ તે પૈકી ઘણોજ થોડો ભાગ જાહોજલાલીનો હતો એમ જે અર્વાચીન તવારીખકર્તાઓ ઉલ્લેખ કરે છે તે સત્યથી ઉલટું છે એમ જણાય આવશે. એટલુંજ નહિ પણ પ્રાચીન આર્યાવર્તની અવનવી સભ્યતાનું ખરૂં સ્વરૂપ સમજાશે. અત્યારે તો પાશ્ચાત્ય કેળવણીના પ્રખર વાવાઝોડાને લીધે, હિન્દની હિન્દુ સમયની જાહોજલાલીની હકીકતમાં શ્રદ્ધા રાખવાથી પણ ઘણાખરા હિન્દવાસીઓ હિંમત ધરતા નથી અને તે વખતે સર્વ અંધકારમય હતું એમ તેમના મગજમાં ઠસી ગયું છે. આમ હોવાથી, જ્યાં સુધી હિંદનો **સમગ્ર** ઇતિહાસ, હિંદપ્રેમી હિંદવાસીઓ તરફથી, હિંદભૂમિ પ્રત્યે પરમ પૂજ્ય ભાવની લાગણીથી, તેમજ અર્વાચીન સાધનો, જ્ઞાન તથા વિચાર શક્તિના બળે, નિષ્પક્ષપાતપણે, સારાસાર બુદ્ધિથી, લખાયો નથી ત્યાં સુધી હિંદની સર્વ સમયની સ્થિતિની ખરી સમજણ પડવી અશક્ય છે; માટે આ પદ્ધતિએ હાલની નવીન જાગૃતિને અંગે હિંદના ઇતિહાસ સંબંધી સ્તુત્ય પ્રયાસો થવાની ખાસ જરૂર છે.

અનુવાદક,

**પુનમચંદ કેશવલાલ શાહ.**

---

# ત્રણ અભિનન્દન.

આ માસ ત્રણ અસાધારણ આનન્દના પ્રસંગોથી ઉજ્જવળ બન્યો છે. સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહ 'અંડર સેક્રેટરિ ઑફ સ્ટેઇટ ફૉર ઇન્ડિયા' યાને હિન્દુસ્થાન ખાતાના ઉપમન્ત્રી નીમાયા, અને અમીરોની સભામાં એમને સ્થાન અપાયું. રા. ચિમનલાલ હરિલાલ સેતલવાડને નાઇટ યાને 'સર'નો ખિતાબ મળ્યો. અને સૌ. બ્હેન વિદ્યા રમણભાઈ નીલકંઠ એમને 'એમ. બી. ઇ'—'મેમ્બર ઑફ ધ બ્રિટિશ એમ્પાયર'—યાને 'બ્રિટિશ સામ્રાજ્યના અંગભૂત સભાસદ'ની પદવી અપાઈ. એક વખતે આવા ત્રણ અભિનન્દનના શુભ પ્રસંગો ભાગ્યે જ આપણને મ્હેલવ્હેલા આવ્યા છે.

કાળ કેવો ચાલ્યો જાય છે! હજી આપણામાંના ઘણાકની સ્મૃતિમાં લૉર્ડ સૅાલ્સબરિએ દાદાભાઈને લગાડેલા 'કાળા આદમી'નો શબ્દ ગઇ કાલના જેવા તાજા છે: આજ બ્રિટિશ પ્રજાનું પ્રધાનમંડળ એક 'કાળા આદમી'ને—અને લાગે છે કે દાદાભાઈ કરતાં પણ વધારે કાળા આદમીને—પોતામાં દાખલ કરે છે. એટલું જ નહિ, પણ એને ઉમરા-

* આ ફકરો (પેરેગ્રાફ) અનુવાદકનો પોતાનો છે.

વોની સભામાં પદ આપે છે, અને અનેક રાજ્યાધિકાર ભોગવી મરા તેમ જ બાહોશ બનેલા એ સભામાં બેસતા બ્રિટિશ રાજ્યકર્તાઓ આ કાળા આદમીને મુખેથી હિન્દુસ્થાન પ્રત્યેની નવી બ્રિટિશ રાજ્યનીતિનું ઉદ્ઘાટન હવે થોડા જ વખતમાં સાંભળશે ! હિન્દુસ્થાનની પ્રજાનો એક મ્હોટો વર્ગ ઇંગ્લંડના હિન્દુસ્થાન પ્રત્યેના 'દૃષ્ટિકોણ' વિષે શંકાશીલ છે. પણ એકંદરે શાન્તિથી વિચાર કરતાં સહુએ આટલું તો સ્વીકારવું જ પડશે કે આપણી ઉન્નતિનો માર્ગ પર્વતની વિષમ ભૂમિમાં ઘૂમ ખાતો ખાતો ઊંચે ચઢતો જાય છે તેનું આપણને ભાન થતું નથી, પણ વસ્તુતઃ આપણાં પગલાં ઘડીક ઊંચે તો ઘડીક નીચે એમ પડતાં પડતાં આખરે આ ડુંગરમાં આપણે એક એક શિલાતટ ઊંચે જ ચઢીએ છીએ. સર સત્યેન્દ્રપ્રસન્ન સિંહ—જે લૉર્ડ સિંહને નામે ઓળખાશે—એમણે ઝીણી અને ઊંચા પ્રકારની બુદ્ધિમત્તાથી હિન્દુસ્થાનને ઘણી સેવા કરી છે. આપણા રાજ્યબંધારણમાં 'મૉર્લિ મિન્ટોના સુધારા'ને અંગે વ્હાઇસરૉયની રાજ્યવહીવટી સભામાં પ્રથમ દેશી સભાસદ તરીકે સરકારે એમની નીમણુક કરી હતી પણ એમની કારકીર્દિનો સમય અનેક કડવાં કર્તવ્યથી છવાએલો હોઇ, એમનું કાર્ય સ્થૂળ પ્રજાદૃષ્ટિએ બહુ તેજસ્વી નીવડ્યું નહિં, તો પણ ઝીણી નજરવાળા આપણા પ્રાંતના પ્રજાના નેતાઓએ એમની કિંમત જાણી, અને ૧૯૧૫ ની મુંબાઇની કૉંગ્રેસમાં એમને પ્રમુખપદ આપ્યું. પ્રમુખ તરીકે એમણે કરેલું ભાષણ એ સંસ્થાના પ્રમુખોની ભાષણમાળામાં જે કેટલાંક ખાસ તેજસ્વી જવાહીરો છે તેમાંનું એક છે. તે વખતે મહાયુદ્ધ તુરત જ શરૂ થયું હતું. અને પ્રસંગનું ખરૂં રહસ્ય સમજીને હિન્દુસ્થાનની પ્રજાને લશ્કરી કેળવણી અને લશ્કરી અધિકારનાં ઊંચાં પદ આપવા માટે એમણે સરકાર પાસે ખાસ આગ્રહથી માગણી કરી હતી. તે પછી યુદ્ધને અંગે બ્રિટિશ સામ્રાજ્યોના અવયવોના પરસ્પર સંબન્ધ વિષે વિચાર કરવા ઇંગ્લંડમાં જે સભા મળી તેમાં એમને હિન્દુસ્થાન સરકાર તરફથી પ્રતિનિધિ તરીકે મોકલવામાં આવ્યા, ત્યાં એમણે બહુ બાહોશીથી અને નિર્ભયતાથી હિન્દુસ્થાનનો પક્ષ રજુ કર્યો, જેને પરિણામે સંસ્થાનો અને હિન્દુસ્થાન સમાન હકથી એક બીજા પ્રત્યે વર્તી શકે એવો ઠરાવ થયો. એ પ્રસંગે એમના માનમાં લંડન વગેરે સ્થળે જાહેર સંસ્થાઓ તરફથી આવકારના મેળાવડા ભરવામાં આવ્યા તેમાં એમણે પ્રકટ કરેલા વિચારો એમની નિર્ભયતા અને રહસ્યગ્રાહી શક્તિનો પૂરાવો આપે છે. વિચારોમાં બે વિચારો કેન્દ્રસ્થાને હતા—એક એ કે હિન્દુસ્થાન તે હવે યુદ્ધ પહેલાનું હિન્દુસ્થાન રહ્યું નથી, એની સ્વાત્મમાનની દૃષ્ટિ ઊઘડી છે, અને એનામાં જે નવું ચૈતન્ય સ્ફુરવા માંડ્યું છે તેનો સ્વીકાર કરીને જ ભવિષ્યની રાજ્યનીતિ ઘડવી પડશે. બીજો એ કે બ્રિટિશ સામ્રાજ્યની આર્થિક સંપત્તિ વધારવાની જે યોજના રચવામાં આવનાર છે એમાં હિન્દુસ્થાનને પોતાનું હિત સાચવવાનો પૂર્ણ અવકાશ રહેવો જોઇએ. વળી હાલમાં, લૉર્ડ સીડનહૅમે મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ રિપોર્ટની ભલામણ સામે પ્રવૃત્તિ માંડી અને અંગ્રેજ આપણી સંઘળી રાજકીય હિલચાલને નવી કેળવણીવાળા 'દુષ્ટ બ્રાહ્મણોની' પોતાના સ્વાર્થની હિલચાલ રૂપે રજુ કરવામાં જે અસત્ય અને દ્વેષબુદ્ધિ પ્રકટ કર્યાં છે તે સામે બહુ ઉગ્રતાથી એમણે પોતાનો અવાજ કાઢ્યો છે, અને એ રીતે પોતાનું કર્તવ્ય કરવા સદા તત્પર રહ્યા છે.

લૉર્ડ સિંહ પોતાને મળેલા માનમાં હિન્દુસ્થાનની પ્રજાના હકનો સ્વીકાર જ ઉદ્દિષ્ટ છે એમ એ જણાવે છે; હિન્દુસ્થાન પણ એમના માનમાં પોતાનું જ ગૌરવ થતું જુવે છે. બેશક, હજી હિન્દુસ્થાનની પ્રજાને બ્રિટનની રાજ્યસભામાં પ્રતિનિધિ મોકલવાનો અધિકાર મળ્યો નથી એટલી એના સ્વરાજ્યમાં ખામી છે, પણ એ જાંખુપ પૂર્ણ થાય તે દહાડે પણ સત્યેન્દ્રપ્રસન્ન સિંહ કરતાં આપણાં પ્રતિનિધિપદને વિશેષ બાહોશીથી દીપાવે એવું કોણ છે?

રા. ચિમનલાલ હરિલાલ સેતલવાડને 'નાઈટનું પદ' યાને 'સર'નો ઇલકાબ મળ્યો એ પણ એક બીજો ખરા આનન્દનો પ્રસંગ છે. સર ચિમનલાલ એમની આખી કારકીર્દીમાં સરકાર આગળ પ્રજાહકની ઘણી લડાઇઓ લઢયા છે, અને આજ પણ સરકારને નિખાલસ સલાહ આપવામાં એ કોઇથી પાછળ પડે એમ નથી. છતાં વિનીત પક્ષના આવા અગ્રેસરોને સરકાર તરફથી કાંઇ પણ માન કે પદવી મળે છે કે તુરત જ કેટલાક જનો તરફથી એ સંબન્ધી ક્ષુદ્ર અને સંકુચિત હૃદયના ઉદ્ગારો કાઢવામાં આવે છે! આ તદ્દન અયોગ્ય છે. વસ્તુતઃ સરકારે હવે પ્રજાપક્ષની કદર કરવા માંડી છે અને 'નવી દૃષ્ટિકોણ'નું જ આ પરિણામ છે એ જ એનો વાસ્તવિક અર્થ છે. ગૂજરાત પ્રેમભર્યા હૃદયથી સર ચિમનલાલને એમના ઇલકાબ માટે મુબારકબાદી આપે છે, અને જે નિખાલસ અને સ્વતન્ત્ર વૃત્તિથી એમણે સરકાર સાથે આજ સુધી કામ લીધું છે અને જે વૃત્તિ એમના સ્વભાવનો એક ભાગ હોઇ એમના વ્યક્તિત્વમાં વણાએલી છે તે ભવિષ્યમાં પણ કાયમ રહેશે, એવો એને પૂરેપૂરો ભરોસો છે.

આપેલાં અભિનન્દનનું ત્રીજું સ્થાન સૌ. વિદ્યા બ્હેન છે. એમને મળેલું માન આપણા પ્રાન્તમાં તદ્દન અપૂર્વ છે. એ માન એમને મહાયુદ્ધને અંગે લશ્કરના સુખ સારૂ કપડાં શીવવાં શીવડાવવાં વગેરે જે કામ કરેલું તેની કદરમાં મળ્યું છે. આ જાતનું કામ કરી શકવામાં હિન્દુ સ્ત્રી અન્ય કોઇ પણ વર્ગની સ્ત્રી કરતાં ઊતરતી નથી, અને એનું હૃદય એના લશ્કરી બંધુઓ માટે પ્રેમ અને દયાથી દ્રવે છે એ એમણે પોતાના દાખલાથી બતાવી આપ્યું. આવા ખરી ભૂતદયાના કાર્યમાં જ—જેમાં દેશ વેષ વર્ણ કે જાતિના ભેદને સ્થાન જ નથી તેમાં જ મનુષ્યહૃદયની વિશાળતાની ખરી કસોટી છે, અને એમાં જ સ્ત્રીત્વનો દૈવી અંશ પૂર્ણ તેજથી પ્રકાશે છે. સૌ. વિદ્યા બ્હેનને મળેલા 'ખિતાબમાં સરકારના માન કરતાં આ દૈવી અંશનું તેજ અમારા નેત્ર આગળ વિશેષ ઝળકે છે.

હિન્દહિતચિન્તક.

# "પ્રભુ પાંખો ક્યહારે આપશે ?"

My love has talked with rocks and trees,
He finds on misty mountain-ground
His own vast shadow glory-crown'd,
He sees himself in all he sees

× ×

Their hearts of old have beat in tune,

*Tennyson*

વાદળ જેવા પર્વતને શિખરે એ વિદ્યુત કોણ હશે ?.....એ તો મ્હારા સંસારની સખી મ્હને ઓળખતી નહિ હોય કે મ્હારા તરફ જોવા છતા તળેટીએ આવવા ત્હેના પગ ઉપડતા નથી ? આ છાતી સમાણા પર્વત ઉપર મ્હારાથી શી રિતે ચઢાય ? પ્રભુ પાંખો ક્યહારે આપશે ?

"વિશ્વની સિતાર સાભળ કે પાંખવ્હોણા આત્માઓ પાંખવાળા થાય".

એ શી રિતે સાભળુ ? કબુતરોના કલવલાટ અને લપ્પ લપ્પાટથી અને ઉન્મત્ત થઈ સમુદ્ર તરફ દોડતી નદીઓ જાણે તો સંસાર સાભરે છે કિલકિલ કરતી કુદરત આત્માને ઉતારે છે, ચઢાવતી નથી

'માનવી ' પુષ્પની પાંખડીઓના સંગીત સાભળ્યાં છે ? પક્ષીઓના આત્મામા ઉતર કે ત્હેમનુ સંગીત અને ત્હારૂં સંગીત એકરાગી થાય"

સ્નેહીજન દેખાય છે છતા હસ્તગત નથી. ઓષ્ઠના થરેથરાટ અને આંખોના ચમકાર ફોકટ છે દેવી દેહ નીચે નહિંજ ઉતરે ઉચુ જોઈ ડોક દુખી જાય છે પ્રભુ પાંખો ક્યહારે આપશે ?

"ઇશ્વિર હશે કે નહિ હોય પણ પ્રકૃતિને ભાળ, પ્રકૃતિ એજ આદર્શ કલા છે. એ આદર્શકલાને વિલોક મહાન ચિત્રકારની ત્હને શી પડી છે ? ત્હેના ચિત્રને તો જો."

ચિત્રમા આત્મા જડતો નથી પણ તુંજ ઉભરાય છે. પર્વતને શિખરે દિપક સમી તું વસી તો પર્વતની બાજુએ વહેતી આ ન્હાની મ્હોટી નદીઓ ગરનામા ઉતરી હશે ? તું ત્હારો ગરખો થાર કર કે નદીઓ ત્હેને ઝીલે વૃક્ષના પાંદડા તાળીઓ પાડવા બેસુમાર મસ્ત

બન્યાં છે. ઉપર હુને જોઉં છુ. પવનના સુસવાટાથી વારેઘડીએ હારું જીર્ણ ઝુલતું પણ શરીર સાથે અફળાય છે—કંઇક ચોંટી જાય છે. તળેટીમાં વૃક્ષ ઉપર પથરાયલી વેલ એજ સૂચન કરે છે વિશ્વના આત્માને ક્યાં શોધુ ? પ્રકૃતિમાં તો તુર્જ દેખાય છે અને હુ ઉપરથી ઉતરતી નથી.

"આકાશના રંગોની અનન્તતા જો—ડુંગરોની ગંભીરતા જો. પ્રકૃતિમાં ક્હોરા મનની પ્રતિકૃતિ ક્યાં જુવે છે ? હારા આત્માની પ્રતિકૃતિ જો."

આ હૃદય આવેશથી ધ્રુડુ ધ્રુડુ થઈ રહ્યુ છે. હેને ક્યાં ભેટતી નથી ? પ્રભુ, પાંખો ક્યારે આપશે ?

"કવિતા જન્માવ હારા હૃદયમાં અને સિંચજે હેમાં બુદ્ધિના નીર પ્રભુ પાંખો ત્યારે આપશે."

બુદ્ધિ અને હૃદયનો વિરોધ ક્યાં શમે છે કે બુદ્ધિનાં નીર હૃદય સરિતાને મળે ? બુદ્ધિ અને હૃદયનો વિરોધ કેમ સંભવતો હશે ?

"જો સાંભળ ગીતા જેવા ધાર્મિક પુસ્તકનું તત્વચિંતન અક્ષરશઃ સત્ય માનવાનો સમય ગયો છે. તર્કશાસ્ત્રથી ઉદ્‌ભવતા સત્યો પણ હૃદયને અગમ્ય જ રહેવાનાં. આથી સામાન્ય મનુષ્યનું મન કવિતાનાં ચિન્તનને કે હૃદયનાં ચિન્તનને ભેટી પડ્યું.

"હુ નથી જો સત્ય, તો
આત્મ મુજ, પરમાત્મને—
મળવું છેજ અસત્ય;—એ
મુજ હૃદયે મતિ કહે, ના બને."

કવિઓની એ હૃદયમતિ જનસમાજની પણ હૃદય મતિ થાય, અને 'કુતર્કશાસ્ત્રી' સુતર્કશાસ્ત્રી હોય તો પણ નિન્દાય એ માનવીના સ્વભાવનું જ પરિણામ છે. મનુષ્યના જીવનમાં પ્રેમનું પ્રધાન સ્થાન હોવાથી, પ્રાકૃત જનને તેમજ બીજાને પણ એ 'હૃદયમતિ' માટે પક્ષપાત થાય. આદર્શ સુખનો, સાધારણતઃ જીવનમાં અભાવ હોય છે, એ આદર્શ જીવન આપણા વસ્તુતઃ જીવનની બ્હાર શોધીએ છીએ; અને હેને કવિ કે નવલકથાકાર પુરું પાડે છે. કાવ્ય કવિતાનો ગૌણ આશય—આદર્શ ભાવનું નિરૂપણ કે ભાવનામય રસ અને વસ્તુતઃ જીવનની સંપૂર્ણ પ્રતિકૃતિ—કવિતાના વિચારને—આત્માને—આપણી મતિમાં ઉતારી દે છે.' આથી સંભવે છે, બુદ્ધિ અને હૃદયમાં કેટલોક વિરોધ"

ત્હારે તો ગાઇએ કે,

"પ્રેમ ને સત્ય એ બને અંશો એકજ ઈશના;
તથાપિ કેમ દેખાતા વિરોધી માર્ગ ત્હેમના".

હૃદય અને બુદ્ધિનો વિરોધ અને તેથી નિપજતો, પ્રેમ અને સત્યનો વિરોધ શું માત્ર જ હશે ? કે વિવર્ત હશે ? હૃદયનાં તત્ત્વો બુદ્ધિ સાંખતી નથી. બુદ્ધિનાં તત્ત્વો હૃદય શોધતાં નથી. તો જ્ઞાન જેવું કંઇક શક્ય હશે કે કેમ ? પ્રભુ પાંખો ક્યારે આપશે ?

"હૃદય અને બુદ્ધિને એક વાક્યમાં ઉતાર."

× × ×

પણે મ્હને કોણ બોલાવે છે ? હા—એ તો મ્હારી સખી નદીમાં ન્હાતી ન્હાતી મ્હને બૂમ મારે સ્નેહી સાથે નદીમાં ન્હાવા મ્હને દોડી જવા દે.

ગુજરાત કોલેજ
અમદાવાદ. } "ચરિત"

# આરાધના—

( રસઝીલ નિહાળી નમું હું નમું: એ રાગ. )

અહ: શક્તિ મહોજ્જવલ દિશદિશ શી
બ્રહ્માંડશું ભદ્ર ભરી તું રહી !
અહ: દીપ્તિ અનન્ય ચરાચર શી
અધિષ્ઠાત્રી અમોલ સુશોભી રહી !

સામ્રાજ્યની લક્ષ્મી સમી વિપસી:
સહુ શક્તિની તૃપ્તિ સમી વિકસી
ચિતિ રૂપ અણુઅણુ વ્યાપક શી
પરમેશ્વરી, પ્રેમલ ભક્તિ જશી:
અહ શક્તિ મહોજ્જવલ.........

મ્હારે આપશે

"ઈશ્વર હશે કે
આદર્શકલાને વિલોક મહા.

ચિત્રમાં આત્મા જડતો નથ
થસી. તો પર્વતની બાજુએ વહેતી
ત્હારો ગરબો શરૂ કર કે નદીઓ

જગ અન્નકૂપજન જે ! ઉભરેઃ
અહઃ હોમહવિ જનનાં જહીં સહે
નવયુગની ચેતનવૃન્ત ધરે !
પ્રતિભાજ કુમા સમ જો ! નીસરેઃ
અહઃ શક્તિ મહોજ્જવલ!........ ૨

સહુ ધર્મનો ધાત્રી સુસત્વમયી
યુગયુગથી યોગવિલીન અયિ !
ઉરપ્રાણુની ઓ અમ સ્મૃતિ ઉડી !
ફરી સ્થાપ તું ભારત આર્ય ઉંચી.
અહઃ શક્તિ મહોજ્જવલ........ ૩

અમ દેહશું સ્વાસ્થ્યપરાગ પૂરી,
અમ ચિત્તશું બુદ્ધિ કુમાશ ભરી,
અમ અંતર ઉજ્જવલ આશ ઝરીઃ
શુચિ શ્રેયસ્ પંથ વરાવ નરીઃ
અહઃ શક્તિ મહોજ્જવલ........ ૪

જહીં કીર્તિ પુનઃ અમ પૂર્વજની,
વરીએ રમશાશ્વત શ્રી જનની
જહીં સત્ય સ્વરાજ્ય સનાતનની
લહીએ પ્રિય લ્હાણુ ભનો ભવનીઃ
અહઃ શક્તિ મહોજ્જવલ........ ૫

મંજુલાલ જમનાદાસ દવે.

# શુદ્ધ પ્રેમ.

(તોટક.)

નહીં ચન્દ્ર સમા મુખ ચારુ વિશે,
નહીં રમ્ય કપોલ ગુલાબી વિશે,
નહીં અમ્બુજ નેત્ર વિશે જનિએ,
શુદ્ધ-પ્રેમ કદિ સ્થિરતા ધરતો.
લવ લેશ દિસે—૧

અધરોષ્ઠ જ રક્ત પ્રવાલ વિશે
નવ સાત્વિક સુન્દરતા જ દિસે,
નવ યૌવન સુસ્થાન નાશ થતે
સઘળી સુન્દરતા સહુ કાય તણી
થતી નાશ ખરે !—૨

પણ જ્યાં પ્રણયી ઝરણાં ફૂટીને
હૃદયે ઉછળી અવિચ્છિન્ન વહે,
જહીં પ્રેમ ગુરૂ ગુણ રજ્જુ થકી
તહીં વૃષ્ટિ થાય જ સ્વર્ગ સમી
રૂડી પ્રેમ તણી—૩

સાન્તાક્રુઝ. } હીરાલાલ મગનલાલ દેસાઈ.

---

# હીંદમાં ઔદ્યોગિક ઉત્કર્ષનાં સાધનો.*

(અનુસન્ધાન પૃષ્ઠ ૬૦૬ થી.)

૬.

## રાજ્યની ઔદ્યોગિક નીતિ

સર્વ પ્રકારની ઉત્તમ વ્યવસ્થા કરી માલ તૈયાર કરીએ, તેને વાપ જાવ કરવા માટે ઉત્તમ સગવડો મેળવીએ, તો આપણને બીજું શું જોઇએ ? તૈયાર કરેલા માલનો જ્યાં ખપ હોય ત્યાં મોકલી નફો મેળવી શકીએ એટલે આપણા ઉદ્યોગો વધારે સારા પાયા ઉપર મુકાતા જાય અને દેશ આબાદ થતો જાય. અલબત્ત આપણા ઉદ્યોગો વડે બીજા દેશોના માલ સાથે હરીફાઇ કરી શકે એટલો સસ્તો અને જાતમાં સારો માલ બની શકે તો આપણને બીજી સગવડની જરૂર બહુ રહે નહીં પરંતુ, ઉછરતા ઉદ્યોગો વડે ઉત્તમ પ્રકારનો અને સસ્તો માલ બનાવવાની આશા રાખવી સકારણ ગણી શકાય નહીં. ન્હાનું બાળક ચાલતા શિખ્યું એટલે તેને ઉમરે પ્હોંચેલા યુવાન પુરૂષ સાથે સરત દોડવાની આશા રાખવી જેમ વ્યર્થ છે તેમજ આપણા દેશના મુશ્કેલીથી પગ ઉપર ઉભા રહી શકતા ઉદ્યોગોને ઘણા આગળ વધેલા દેશોના ઉદ્યોગો સામે હરીફાઇમાં ઉતારવાની આશા હાલ વ્યર્થ છે. શરૂઆતમાં, કારખાનાંમાં બનતો માલ સ્વદેશમાં જ ખપી શકે અને તે પણ ક્યારે કે પરદેશી માલ સ્વદેશી માલ કરતાં મોંઘો પડે ત્યારે. સાધારણ રીતે પરદેશથી આવતો માલ સારો અને સસ્તો હોવાનો સંભવ રહે. માટે સરકારની જકાત પદ્ધતિ વડેજ પરદેશી માલને વધારે મોંઘો કરી શકાય; અને આવી રીતે સરકાર તરફથી આપણા ઉછરતા ઉદ્યોગોને રાજ્યરક્ષણ મળે તો જ હીંદના ઔદ્યોગિક વિકાસનો વેગ વધે.

૧ ઇંગ્લન્ડમાં ગત સૈકામાં અપ્રતિબન્ધ વ્યાપાર પદ્ધતિ દાખલ કરવામાં આવી હતી. જેમ વ્યક્તિમાં કામની વ્હેંચણી કરવાથી કાર્યકુશળતા વધી, ઉદ્યોગને લાભ થાય છે તેમ દેશ દેશમાં પણ કરવામાં આવે તો સર્વને લાભ થાય; જે ચીજ જે દેશમાં બનાવવાની શ્રેષ્ઠ સગવડ હોય ત્યાંજ બનાવવા દેવી જોઇએ અને બીજા દેશોએ તે દેશમાંથી તેની આયાત કરી સંતોષ માનવો જોઇએ; જે ચીજ બનાવવાની સગવડ સારી ન હોય તે ચીજ તે દેશમાં બનાવવાની કોશિષ કરવી ન જોઇએ; માટે આ પ્રમાણે વ્યાપાર ઉપર અંકુશ મુકવો તે ગેરવ્યાજબી અને દેશને હાનિકારક ગણાય. આવી જાતની દલીલો બહુ વજનદાર જણાતી નથી. આખું જગત એકજ મંડળ ગણાતું હોય અને દેશ દેશમાં ભિન્નભાવ ન હોય તો આવી દલીલો સમજી શકાય; પરંતુ, દરેક દેશમાં પ્રજાકીય લાગણી જેમ જ-

---

* આ ૭ લેખોનો સંગ્રહ જુદા પુસ્તક રૂપમાં—નીચે દર્શાવેલાં ઠેકાણેથી મળી શકશેઃ— પ્રીન્સીપાલ એન્ટી અથવા પ્રો. હીરાલાલ લલ્લુભાઇ કાજી. એમ. એ. બી., એસ. સી. સિડનહામ કોલેજ ઓફ કોમર્સ એન્ડ ઇકોનોમિક્સ. મુંબઇ.

ગૂત થતી ગઈ તેમ સામાન્ય અર્થશાસ્ત્રના સિદ્ધાંતોમાં ફેરફારની આવશ્યકતા જણાઈ; પ્રજાકીય અર્થશાસ્ત્રના સિદ્ધાંતો મનાવા લાગ્યા. એક દેશને માટે સારૂં તે બીજા દેશને સારૂં હોય કે ન પણ હોય, રાજ્યે વ્યાપાર ઉદ્યોગની વ્યવસ્થા કરવી જ જોઇએ અને 'થતું હોય તે થવા દો' (Laissez Faire)ની પદ્ધતિ અકારી લાગવા માંડી. આવા નવા વિચારો મહાન જર્મન અર્થશાસ્ત્રી લીસ્ટે પ્રસિદ્ધિમાં આણ્યા. હાલ ઇગ્લન્ડ સિવાય બીજા કોઈ દેશમા અપ્રતિબંધ વ્યાપાર દાખલ થયો નથી; અને આ સૈકાની શરૂઆતથી ઇગ્લન્ડમાં પણ વૃત્તિ બદલાય છે. બ્રિટિશ ઉદ્યોગોને અમેરીકાની અને જર્મનીની હરીફાઇ સખત જણાવા લાગી. બ્રિટિશ ઉદ્યોગો હરીફાઇમાં ટકી શકે, હરીફો પાછા હઠે, બ્રિટિશ સંસ્થાનો ગાઢ સંબંધથી માતૃદેશ સાથે જોડાય, આવા વિચારોથી જોસફ ચેમ્બરલેને જકાતપદ્ધતિ ફેરવવા માટે ચળવળ શરૂ કરી, અને હમણાજ અટકેલા મહાન વિગ્રહથી વ્યાપાર ઉદ્યોગ પ્રત્યે રાજ્યની બેપરવાઇથી થતી ગંભીર ભુલ સાબીત થઇ છે

હજુ પણ આ બાબતમાં તકરાર અને મતફેર વિશેષ છે. અપ્રતિબંધ વ્યાપારના અનુયાયીઓ કહે છે કે દેશ દેશમા કામની વહેંચણી અને સાત પાંચમાં ડોહળવાને બદલે એકાદ બે ઉદ્યોગોમા ખાસ શ્રેષ્ઠતાથી જગતને લાભ થાયજ; હરીફાઇ સુધારાને ઉત્તેજન આપે, આયાત અટકાવવાથી નિકાશને પણ નુકસાન થાય; સંરક્ષક પદ્ધતિથી હુન્નર ઉદ્યોગમાં જોડાયલા શેઠ શાહુકારોને લાભ મળે પણ સામાન્ય પ્રજાને વસ્તુઓ મોંઘી પડે અને ઉદ્યોગને આમ ટેકો આપવાથી ઉલટું નુકસાન થાય, દેશની સમૃદ્ધિને હાની થાય, દેશ દેશમા દુશ્મનાવટ થાય, લડાઈ થાય વિ. અનેક રીતે દેશને વિઘ્નો નડે. સંરક્ષક જકાત પદ્ધતિના અનુયાયીઓ આખા જગત તરફ દૃષ્ટી ન કરતાં સ્વદેશ તરફ નજર રાખે છે. તેઓ કહે છે કે હરીફાઇથી લાભ મળવા માટે હરીફોમાં સ્થિતિની સમાનતા જોઇએ; હરીફોમાં બહુ ફેર હોય અને નબળાને 'હૅન્ડીકૅપ' ન મળે તો તેને જુસ્સો રહે નહી; બીજા દેશો અનેક પ્રકારના ઉપાયો યોજી ઉદ્યોગો સ્થાપવા ભગીરથ પ્રયત્ન કરી રહ્યા હોય ત્યારે આપણે બેસી રહેવું એ કેવળ મૂર્ખાઈ છે; અલબત જે ઉદ્યોગ માટે આપણા દેશમાં સાધનો ન હોય તે ઉદ્યોગ જકાત રક્ષણ મેળવી સ્થાપવા મથવું જોઇએ નહીં, પણ જેને માટે સાધનો ઉત્તમ હોય તેને જકાતરક્ષણ આપવાથી કોઇ જાતનું નુકસાન થાયજ નહીં; દેશના હિત ખાતર કદાચ થોડા મનુષ્યોને શરૂઆતમાં વધારે ખર્ચ ખમવો પડે ખરો. આ પ્રમાણે બન્ને પક્ષ વાળાઓ એકેક સામે દલીલો રજુ કર્યા કરે છે અને પોતાની જ દલીલોમાં સત્ય છે એમ માને છે.

હવે, આપણે હીંદમાં કઈ પદ્ધતિ ચાલે છે તે તરફ જોઇશું. ઇસ્ટ ઇંડીઆ કમ્પનીના અમલની શરૂઆતમાં હીંદ પોતાનો તૈયાર માલ ઇગ્લન્ડ મોકલી આપતું હતું. ઇગ્લન્ડમાં અઢારમા સૈકાની આખરે મ્હોટો ઔદ્યોગિક ફેરફાર થયો અને ઇગ્રેજી કારખાનાંઓ મ્હોટા જથ્થામાં માલ બનાવવા લાગ્યાં; તે માલ ખપાવવામાં અનુકુળતા મેળવવા માટે હીંદી માલ ઉપર ભારે જકાત નાંખવામાં આવી હતી. અનેક કારણોથી હીંદી ઉદ્યોગો પડી ભાંગ્યા

ત્યારે ઈંગલન્ડમાં અપ્રતિબંધ વ્યાપાર પદ્ધતિ દાખલ થઇ એટલે હીંદથી તૈયાર માલ બ્હાર તો ક્યાંથી જાય પણ ઈંગલન્ડ વિ. દેશોથી મારો અને સસ્તો માલ જથ્થાબંધ હીંદમાં આવવા લાગ્યો અને હીંદના પડી ભાગેલા ઉદ્યોગો એની સામે ટકી શક્યા નહીં. હીંદની જકાતપદ્ધતિ હાલ અપ્રતિબંધ વ્યાપારની છે. એ પદ્ધતિ આપણા દેશને અનુકૂળ છે કે કેમ તે નક્કી કરવામાં હીંદીઓનો, હીંદી વ્યાપારીઓનો અભિપ્રાય લેવામાં આવતો નથી, હીંદની સરકારને તે બાબત નક્કી કરવાની સત્તા નથી; સત્તા બ્રિટિશ સરકારના હાથમાં છે. આમ હોવાથી, ઘણી વાર, સરકારની ઔદ્યોગિક નીતિ ઈંગલન્ડના કારખાનાવાળાઓ નક્કી કરે છે એમ હીંદીઓને શંકા રહી જાય છે. રાજ્યની ઉપજ માટે આયાત ઉપર ૫ ટકા લેવામાં આવતા હતા; પણ સુતરાઉ કાપડ ઉપર ૩½ ટકા લેવામાં આવતા હતા; એટલુંજ નહીં પણ હીંદની મીલોમાં બનતા સુતરાઉ કાપડ ઉપર પણ ૩½ ટકા લેવામાં આવતા હતા. હીંદમાં સુતરાઉ કાપડ ઇંગલન્ડથીજ ઘણે ભાગે આયાત કરવામાં આવે છે, તેથી આવી જકાતપદ્ધતિ બ્રિટિશ કારખાનાવાળાના હિતાર્થેજ અને તેમના દબાણથીજ દાખલ થઈ હશે એમ શંકામાં વૃદ્ધિ થાય છે. આ મહાન વિગ્રહ દરમિઆન સુતરાઉ કાપડની આયાત ઉપર જકાત વધારી ૭½ ટકા કરી છે અને હીંદી માલ ઉપર ૩½ ટકા કાયમ રહ્યા છે એ કાંઈક બદલાતી વૃત્તિ સૂચવે છે. હીંદી વેપારીઓ, હીંદી અર્થશાસ્ત્રીઓ, હીંદી આગેવાનોનો જકાતપદ્ધતિ બાબતમા લગભગ એક મત થયેલો છે સંરક્ષક જકાતપદ્ધતિ તરફ કોઇ પણ હીંદી નહીં હોય એમ જણાતુ નથી. પરતુ એ હીંદી એક મતની છાપ પાડવા માટે અને તે પ્રમાણે કાર્ય થવા માટે હીંદી સરકારને જકાત બાબતની સ્વતંત્રતા ( Fiscal autonomy ) મળવી જોઇએ બ્રિટિશ સંસ્થાનો પોત પોતાને અનુકૂળ પડતી જકાત પદ્ધતિ દાખલ કરી શકે છે, ખુદ ઈંગલન્ડના માલ સામે પણ જકાતની દીવાલ બાંધી શકે છે, હીંદ એમાંનું કાંઇ કરી શકતુ નથી હાલ સામ્રાજ્ય પસંદગી ( Imperial preference )નો પ્રવાહ ચાલી રહ્યો છે એટલે સામ્રાજ્યમાં બનતા માલ અને કાચા પદાર્થો ઉપર ઓછી જકાત નાંખવામાં આવશે આવી પદ્ધતિનો હેતુ સામ્રાજ્યમાં ઐક્ય વધારવાનો, સામ્રાજ્ય પોતાની બધી જરૂરીઆતો પોતે પુરી પાડી શકે એમ કરવાનો જણાય છે. એવી પદ્ધતિથી હીંદને ખાસ લાભ થશે કે કેમ તે શકમદ છે. આયાતનો પોણો ભાગ લગભગ બ્રિટીશ સામ્રાજ્યમાંથી આવે છે અને નિકાશના ૪૦ ટકા જેટલા પદાર્થો સામ્રાજ્યના દેશોમાં જાય છે: ઇંગલન્ડમાં માલ ન બનતો હોય તેજ પરદેશથી આવે છે અને ઇંગલન્ડને ન જોઇતા હોય એવાજ પદાર્થો પરદેશ જાય છે, એટલે સામ્રાજ્ય પસંદગીથી આપણા પદાર્થોની કીંમત ઓછી ઉપજે, અને પરદેશી માલ મોંઘો પડે. પરતુ જકાતપદ્ધતિનો સવાલ સામ્રાજ્ય દૃષ્ટિથી તપાસવામાં આવશે એટલે એકલા હીંદનો લાભ કે ગેરલાભ ખાસ ધ્યાનમાં લેવામાં આવશે નહીં એવી કાંઇક બ્હીક રહે છે.

હીંદીઓ સંરક્ષક જકાતની બાબતમાં એકમત છે એ મોન્ટેગ્યુ—ચેમ્સફર્ડ રીપાર્ટમાં સ્વીકારવામાં આવ્યું છે. હીંદીઓ હુન્નર ઉદ્યોગના વિકાસ માટે સરકારની સહાય માગે છે, પરદેશી માલની આયાત ઉપર ભારે જકાત ઇચ્છે છે અને હીંદ તૈયાર માલ બનાવી શકે

# રિપ્ વાન્ વિન્કલ્.

જાગતાની સાથે જે લીલી ટેકરી ઉપર ખીણમાંથી ઉપર ચઢતા માણસને જોયા હતો ત્યાં જ પોતે પડેલો છે એમ રિપને માલમ પડ્યું. તેણે આંખો ચોળી – દહાડો થયો ચ-ઢ્યો હતો. પક્ષિઓ કુદતાં અને ઝાડમાં ચીંચીં અવાજ કરતાં હતા. ગરૂડ પર્વતની ચોકાની હવા ખાતું ચકર ચકર ઉડતું હતું, રિપુને લાગ્યું કે હું અહિં આખી રાત ઉંઘ્યો. પછી ઉંઘતા પહેલાના બનાવ તે યાદ લાવી ગયો. અભે પીપવાળો વિચિત્ર માણસ–પર્વતનું કોતર –ખડકોમાં જંગલી ગોળાકાર ગુફાન્નાઈન્ પીન્ રમતી શોકાચ્છાદિત મંડળી–દારૂનું વાસણ, અરે તે દારૂનું વાસણ, અરે તે દારૂનું વાસણ, દુષ્ટ પાપી વાસણ, હવે હું ડેમ્ વિન્કલ્‌ને શો જવાબ દઇશ.

તેણે પોતાની બંદુક ખોળી પણ ચકચકિત તેલ પુરેલા હથિયારને બદલે તેની આ-ગળ ખવાઇ ગએલુ લોઢું પડેલુ હતું. લોઢામાં કાટ કાટ થઇ ગયો હતો ને ઉપરથી પોપડા ખરી પડતા હતા. હાથો ઉધઇના કીડા ખાઇ ગયા હતા. રિપુને લાગ્યું કે નકી પેલી ગુફાના માણસો લુચ્ચાઇ રમી, દારૂ પાઇ બંદુક લઇ ગયા કુતરૂં પણ નહોતો. પણ તે તો ખીસ-કોલી કે તિત્તર પક્ષી પછવાડે દોડતો હોઇ શકે. તેને બોલાવવા તેણે સીટી મારી અને મોટેથી તેના નામનો ઉચ્ચાર કર્યો પણ બધું ફોકટ ! તેની સીટી અને અવાજના માત્ર પડધાજ સંભળાયા પણ કુતરો દેખાયો નહિ.

પછી ગઇ રાતે રમત રમાઇ હતી ત્યાં જઇ મંડળીમાંથી કોઇ મળે તો તેની પાસે પોતાની બંદુક અને કુતરો માગવાં એવો રિપે નિશ્ચય કર્યો. ઉઠવા જતાં તેને પોતાનાં અંગ અકડાઇ ગયેલાં લાગ્યાં અને શરીરમાં પહેલાં જેટલી ચંચળાઇ માલમ ન પડી "આ પર્વ-તની હવા મને માફક નથી આવતી ને જો સાધા રહી ગયા તો ડેમ્ વિન્કલ્ સાથે વખત ગાળતાં ઠીક મજા પડશે !" કેટલીક મુશ્કેલીએ તે ખીણમાં ઉતર્યો. ગઈ કાલે પોતાના સહ-ચર સાથે જે રસ્તે ઉપર ગયો હતો તે રસ્તો તેને દેખાયો. પણ ત્યા તો ફીણવાળો ઝરો એક પર્વત ઉપરથી બીજા ઉપર જોરથી વહેતો હતો. તેનો અવાજ આખી ખીણમાં સંભ-ળાતો હતો. રિપુને અચંબો લાગ્યો. તેણે પછી બાજુએથી ચઢવાનો પ્રયત્ન કર્યો. પણ ત્યાં તેને જુદા જુદા પ્રકારનાં ઝાડ અને ઝાડીઓ નડયાં. તેમાં થઇ રસ્તો કાપી આગળ જતાં લાગલાગ આવેલાં ઝાડ ને વચ્ચે વચ્ચે વેલા તથા ઝાડઝાંખરાંએ પાથરેલી જાળ તેના માર્ગમાં આવ્યાં.

છેવટે જ્યાં ટેકરીઓમાં થઇ કોતરમાંથી ગોળાકાર બેઠકવાળી ગુફામાં જવાનું હતું ત્યાં તે આવી પહોંચ્યો. આ ગુફામાં જવાનો કંઇ માર્ગ ન જડયો. ખડકો ઉચી અભેદ્ય દિવાલ રૂપે દેખાયા. તેમના ઉપર થઇને ધોળા ફીણવાળો ઝરો પહોળી ઉંડી ખીણમાં પ-ડતો હતો. આસપાસના જંગલનું પ્રતિબિંબ તેમા પડતું હોવાથી તેનો રંગ કાળાશ પકડતો

હતો અહિં બિચારા રિપ્‌ને અટકવું પડ્યું ફરીને તેણે પોતાના કુતરાને હાક મારી સીસોટી વગાડી. ઉંચી ઉભી ટેકરી ઉપર ઉગેલાં ઝાડની આસપાસ હવામાં આનંદ કરતા ટોળાબંધ કાગડાઓએ માત્ર કાકા કરીને તેનો જવાબ વાળ્યો. તેઓ ઉંચે હતા એટલે તેમને કંઇ ભય નહોતો તેથી આ ગરીબ માણસની મુશ્કેલીઓ જોઇ તેઓ તેની મશ્કરી કરતા હોય એમ લાગ્યું. હવે શું કરવું? સવારનો વખત ચાલ્યો જતો હતો. નાસ્તો નહિ કરેલો હોવાથી તે ભુખ્યો ડાંસ થઇ ગયો. કુતરો અને બંદુક જવાથી તેને ઘણું દુઃખ થયું. પોતાની સ્ત્રી પાસે જવાની તેને ઘણી બીક લાગી. પણ પર્વતમાં રહી ભુખે શી રીતે મરાય? તેણે માથું હલાવ્યું, ખભા ઉપર કાટ ખાધેલી બંદુક લીધી અને ઘણા જ ચિંતાતુર અને દુઃખી હૃદયે પોતાના ઘર તરફ પગલાં ભર્યાં.

ગામની આસપાસ દરેક મનુષ્યને હું ઓળખુ છું એમ રિપ્ માનતો હતો તેમ છતાં તે ગામ પાસે આવ્યો ત્યારે તેને ઘણાં માણસ મળ્યા પણ કોઇ તેનું ઓળખીતું ન નિકળ્યું. પહેલાં લોકો જે પોશાક પહેરતા હતા તેથી આ લોકોનો પોશાક પણ જુદો હતો. આ લોકો પણ તેને જોઈ આશ્ચર્ય પામતા દેખાતા હતા ને તેઓ ખાસ કરીને પોતાની હડપચી ઉપર હાથ મુકતા. આ વારેવારે બનવાથી રિપે પણ તેમ કર્યું તો તેને માલમ પડ્યું કે તેની દાઢી અડધો ગજ લાંબી વધી હતી.

તે ગામની ભાગોળે આવી પહોંચ્યો. કેટલાં અજાણ્યાં છોકરાંએ તેની તરફ દોડી હુરે બોલાવી અને તેની ધોળી દાઢી તરફ વારવાર આંગળી કરી. કુતરાં—તેમાંના એકને પણ તે ઓળખી ન શક્યો—તે આગળ ચાલ્યો તેમ તેની પાછળ ભસવા મંડયાં. આખુ ગામ ફરી ગયુ હતું. તે મોટું થયુ હતુ ને તેની વસ્તિ વધી હતી. જ્યાં કંઇ નહોતું ત્યાં ઘરો બાંધી રહેલાં હતાં. જ્યાં તે પહેલાં વારવાર જતો હતો તે જગ્યાઓ અદ્દશ્ય થઈ ગઈ હતી. બારણા ઉપરનાં નામ વિચિત્ર હતાં, બારીએ ઉભેલાં માણસોના ચહેરા વિચિત્ર હતા —તે બધુંજ વિચિત્ર હતુ. તે મુંઝાયો. "મારા ઉપર ને આસપાસની દુનિઆ ઉપર કોઇએ જાદુ તો નથી કર્યું," તેને એમ શક પડ્યો. "હુ રહેતો હતો તે ગામ આજ. ગઇ કાલે હુ અહિંજ હતો. કાટસ્કિલ પર્વત પેલા રહ્યા. રૂપેરી હડસનપણ વહે. દરેક ટેકરી ને ખીણ પહેલાં હતી ત્યાંજ દેખાય છે". આમ રીપે વિચાર કર્યો. તેની મુઝવણ વધી. ગઇ કાલના દારૂએ મારૂ મગજ ફેરવી નાંખ્યું છે એમ તેણે ધાર્યું.

કેટલીક મહેનતે તેને પોતાના ઘરનો રસ્તો જડ્યો. ડેમ વિન્કલ્‌નો તીક્ષ્ણ અવાજ પળે પળે સાંભળવાની બીકને લીધે ચુપકીથી તે ઘર નજીક આવ્યો. પણ ઘર તદ્દન જુનું થઇ ગયું હતું—છાપરૂં પડી ગયું હતું, બારીઓ તુટી ગઈ હતી અને ચણિઆરાં ઉતરી ગયાં હતાં. વુલ્ફના જેવો ભુખ્યો કુતરો ત્યાં ફરતો હતો રિપે તેને બોલાવ્યો પણ તે કુતરો ભસ્યો, તેણે રિપ્ તરફ દાંતીઆ કર્યાં અને તે ચાલી ગયો આથી રિપના હૃદયમાં ચિરો પડ્યો. તે નિશ્વાસ નાંખી બોલ્યો, "અરે મારો પોતાનો કુતરો પણ મને ભૂલી ગયો છે."

આવા ઘરમાં તે દાખલ થયો. કહેવું જોઇએ કે ડેમ વિન્કલ હમેશાં ઘર સ્વચ્છ રાખતી. તે ખાલી, તૂટેલું દેવાયલું અને ઉજ્જડ હતું આથી તેને સ્ત્રીની બીક જતી રહી–તેણે સ્ત્રી તથા છોકરાને જોરથી હાંક મારી પણ ઓરડામાં તેના અવાજનો રણકાર જ સંભળાયો અને પછી બધું શાંત થઈ ગયું.

ત્યાંથી તે ચાલી નીકળ્યો અને પોતાના જુના આશ્રયસ્થાન–વિશી તરફ ગયો. તેને બદલે મોટું પડી જાય એવું લાકડાનું મકાન આવેલું હતું તેની બારીઓ મોટી હતી કેટલીક ભાંગી ગઇ હતી ને કેટલીક ઉપર જુની ટોપીઓ ને લુગડા લટકાવેલાં હતાં બારણા ઉપર, 'જોનાથન ડુલીટ્લની યુનીયન હોટલ' એમ ચીતર્યું હતું. જુના વખતની નાની શાંત વીશીને છાયા આપતા મોટા ઝાડને બદલે ઊંચો મોટો થાંભલો હતો. તેની ટોચ ઉપર કંઇક લાલ ટોપી જેવું મુકેલું હતું તેમાથી એક વાવટો ઉડતો હતો. તે વાવટા ઉપર કેટલાક તારા અને પટ્ટા આવેલા હતા, તે વીશીની એંધાણી જ્યોર્જ મહારાજાની છબી જેની નીચે તેણે શાંતિથી ચલમ પીધી હતી–તેની તરફ તેણે નજર કરી. આમાં પણ વિચિત્ર ફેરફાર થઇ ગયો હતો. લાલ રંગને બદલે વાદળી ને બફ રંગનો કોટ હતો દંડને બદલે હાથમાં તરવાર હતી, માથા ઉપર ઉંચી અણી વાળી હેટ હતી. તે નીચે મોટા અક્ષરે, 'જ્યોર્જ વૉશીંગ્ટન' એમ ચિતરેલું હતું.

હમેશની માફક બારણા આગળ લોકોનું ટોળું હતું પણ તેમા કોઇને રિપ્ ઓળખતો નહોતો. લોકોનો સ્વભાવજ બદલાઇ ગયેલો લાગ્યો હમેશની સુસ્તિ અને શાંતિને બદલે તેમનામાં જોસભેર વાદવિવાદ ચાલતો હતો મોમાથી નમ્રતા શબ્દને બદલે ચલમની ધુમાડીના ગોટ કાઢતા પહોળા ચહેરા અને બેવડી હડપચી વાળા નિકોલસ વેડરને અથવા જુનું ન્યુસ પેપર વાચી સંભળાવતા મહેતાજી વાન્ બુમેલને ખોળવા તેણે ઘણાંજ ફાંફાં માર્યાં. તેમને બદલે એક પાતળો પીળચટ્ટો માણસ ગજવામાં કેટલીક જાહેર ખબરના કાગળીઆ લઇને જોરથી શહેરીઓનો હક, ચુંટણી, કોંગ્રેસના સભાસદો, સ્વતંત્રતા, બંકરહીલનું યુદ્ધ, ૧૭૭૬ ની લડાઇના વીર પુરૂષો વગેરે વિષે ભાષણ કરતો હતો. આ બધુ રિપ્ વાન્ વિન્કલ્ને બેસ આગળ ભાગવત હતું. તે ઘણોજ ગભરાયો.

રિપનો દેખાવ–તેની લાંબી કાબરચિત્રી દાઢી, કટાઇ ગયેલી બંદુક, જુના જમાનાનો પોશાક અને પાછળ છોકરા ને બાયડીઓનું ટોળું એ બધાથી આ વિતાદકોનું ધ્યાન ખેંચાયું તેઓ તેની આસપાસ વિંટળાઇ વળ્યા ને ઘણી જિજ્ઞાસાથી તેને પગથી માથા સુધી નિહાળ્યો. પેલો વક્તા એકદમ તેની પાસે આવ્યો અને બીજાનો આઘા કાઢી પુછવા લાગ્યો, "તમે કઇ બાજુ વોટ આપ્યો છે". રિપ્ તો તેની તરફ બ્હોતની માફક જોવા લાગ્યો. બીજા એક ઠીંગણા માણસે તેનો હાથ ખેંચી તેને પુછ્યું, 'તમે સંયુક્ત રાજ્યવાદી છો કે પ્રજાસત્ત્ય વાદી". આ સવાલ સમજતા પણ રિપ્ને તેટલી જ મુઝવણ પડી એવામાં એક જાસુવાળો સ્વમાની ( ) વૃદ્ધ માણસ જુણીવત બધાને આઘા ખસેડી ટોળામાથી બહાર આવ્યો તેણે રિપ્ સામા ઉભા રહી, એક હાથ લાંબો

ફરી બીજે લાકડી ઉપર રાખી, પોતાની આંખો ને ટેપી બરાબર રિપ્‌ની સામે જાણે તેના હૃદયમાં ઉતરી પડતો હોય એમ ગખી પુછ્યું, "ખભે બંદુક નાંખી લોકોનું ટોળું સાથે લઇ ચુટણીમાં તમે કેમ આવ્યા છો ? તમારી કંઇ ગામમાં બળવો ઉઠાવવાની મરજી છે શું ? રિપ્ કંઇક અચંબો પામી બોલ્યો, "અરેરે અહરથો, હું તો ગરીબ શાંત માણસ છું, અહિંનો રહીશ છું અને રાજાની વફાદાર પ્રજા છુ–ઇશ્વર તેને સુખી રાખે".

આની સાથે પાસે ઉભેલામા બુમરાણ થઇ ઉઠી, "આતો રાજપક્ષવાદી ( ), જાસુસ, છુપો માણસ, એને ધક્કો મારી કાઢી મુકો. ઘણી મુસ્કેલીએ પેલા માણસે લોકોને શાંત પાડ્યા અને ચહેરો દસગણો ગંભીર કરી અજાણ્યા ગુનેહગારને ફરી પુછ્યું, "તમે કેમ આવ્યા છો ને કોને શોધો છો ?"

"હું કોઇને ઇજા કરવા માંગતો નથી. પણ આ વીશીની આસપાસ ભેગા થતા મારા પાડોશીઓને ખોળું છું." રીપે ખાતરી આપી

"વારૂ તે કોણ છે ? તેમના નામ દો".

રિપે પળવાર વિચાર કરી પુછ્યું, "નિકોલસ વેડર ક્યાં છે".

થોડીક વખત બધુ શાંત રહ્યું. પછી એક ઘરડા માણસે ધીમેથી કહ્યુ "નિકોલસ વેડર–તે તો અઢાર વરસ થયા ગુજરી ગયો છે. દેવળમાં તેની કબર ઉપરના લાકડાના કકડા ઉપર તેને વિષે કંઇક લખેલું હતું પણ તે કટકો હવે ખવાઇ ગયો છે".

"બ્રોમ ડચર ક્યા છે ?"

"તે પણ લડાઇની શરૂઆતમા લશ્કરમાં જોડાયો હતો. કોઇ કહે છે કે સ્ટોની પોઇન્ટની જગા હાથ કરતા તે મરણ પામ્યો. બીજા કહે છે કે તે કોઇ ઝગમાં ડુબી મુઓ.પણ તે પાછો આવ્યો નથી."

"મહેતાજી વાન્ બુમેલ્ ક્યાં છે ?"

"તે પણ લડાઇમા ગયો ને મોટો સરદાર બન્યો. હાલ તે કોન્ગ્રેસમાં છે."

પોતાના ઘર ને મિત્રોમાં આટલા બધા દીલગીરી ઉપજાવે એવા ફેરફાર થયા તથા પોતે હવે એકલો છે તે જાણી રિપ્‌ને ઘણો સંતાપ થયો. આટલો બધો વખત વહી ગયો તે વિષેનો તથા લડાઇ, કોન્ગ્રેસ, સ્ટોની પોઇંટ વગેરે તે સમજી ન શકે એવી બાબતો વિષેનો દરેક સવાલ તેને ગભરાવતો હતો. હવે વધારે મિત્રો વિષે પુછવાની તેની હિંમત ન ચાલી. તે નિરાશ થઇ બોલ્યો, "અહિં કોઇ રિપ્ વાન્ વિન્કલ્‌ને ઓળખે છે ?"

બે ત્રણ જણા બોલી ઉઠ્યા, "રિપ્ વાન્ વિન્કલ્ અરે તે તો પેલો ઝાડની પાસે ઉભો રહેલો".

તેને કહે એમ નહોતું. ફરીને તેણે વીશીના બારણા આગળની પાટલી ઉપર પોતાની બેઠક લીધી. લડાઈ પહેલાંની હકીકત જાણનાર ગામના વૃદ્ધ પુરૂષ તરીકે તેને માન મળ્યું. સામાન્ય વાતમાં ભાગ લેતાં તથા તેની ઉંઘમાં બનેલી બીના સમજતાં તેને કેટલોક વખત લાગ્યો. કેવી રીતે રાજ્ય બંધારણમાં ફેરફાર કરાવનાર વિગ્રહ શરૂ થયો, કેવી રીતે ઇગ્લોંડની ધુંસરી નિકળી ગઇ ને મહારાજ ત્રીજા જ્યોર્જની પ્રજાને બદલે તે હવે યુનૈટેડ્ સ્ટેટ્સનો સ્વતંત્ર શહેરી હતો તે બધું તેને ધીમે ધીમે સમજાયું. રિપ્ને રાજનીતિમાં રસ નહોતો પડતો. રાજ્ય અને સામ્રાજ્યના ફેરફારથી તેના ઉપર કંઇ અસર થઇ નહી. પણ એક રાજ્યનો જુલમ તેનાથી વેઠાયો નહોતો. તે ત્રિયા રાજ્ય હતું. સારે ભાગ્યે તે પુરૂં થયું હતું. લગ્નની ધુંસરી છુટી ગઈ હતી તેથી તે હવે ડેમ્ વાન્ વિન્કલ્ના જુલમની બીક વગર પોતાની મરજીમાં આવે ત્યાં જા આવ કરી શકતો. ડેમ્ વિન્કલ્નું નામ કોઇ દેતું તો તરત તે પોતાનું માથું હલાવતો, ખભા ઉંચા કરતો ને આકાશ તરફ જોતો. આનો અર્થ એમ થાય કે તેને પોતાના ભાગ્યથી સંતોષ હતો અથવા દુઃખમાંથી છુટવાથી તેને આનંદ થયો હતો.

મીસ્ટર ડુલીટલની વીશીમાં જે કોઇ આવતું તેને રિપ્ પોતાની વાત કહેતો. તેને જાગ્યે થોડોજ વખત થયો હતો તેથી કોઇ કોઇ બાબતમાં તેનાથી ફેરફાર થઇ જતો. પણ છેવટે વાર્તાએ ઉપર જે રૂપમાં કહેવામાં આવી છે તે રૂપ પકડ્યું. અને ગામમાં અને આસપાસ છોકરાં સુદ્ધાં દરેકે દરેકને આ વાત મોંઢે આવડતી હતી.

કેટલાક માણસો આ વાત ખરી છે એ વિષે અમને શક છે એવું હમેશ બોલતા; તેઓ કહેતા કે રિપ્નું મગજ ખસ્યું હતું ને આ વાર્તાની બાબતમાં તો તેનું મગજ મરણ પર્યંત ખસેલું રહ્યું. ત્યાં રહેતા ઘરડા વલંદા લોકોને તો આ વાત ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી. અત્યારે પણ ઉનાળામાં બપોરના કાઆટ્સ્કિલ પર્વતની આસપાસ ગર્જના ને ગડગડાટ સંભળાય તો તેઓ એમજ કહે છે કે હેન્રીક હડ્સન ને તેના ખલાસીઓ નાઇન્ પીન્સ્ની રમત રમે છે. અને પડોશમાં સ્ત્રીના તાબામાં રહેતા દરેક પુરૂષની દહાડા દુઃખમાં જતા હોય ત્યારે સામાન્ય ઇચ્છા એવી હોય છે કે તેમને પણ રીપ્ વાન્ વિન્કલ્ને ઉઘાડી દેનાર અને તેથી શાંતિ આપનાર દારૂના વાસણમાંથી એક ઘુંટડો મળે.

ચંદુલાલ કેશવલાલ અમીન.

# વર્ડ્ઝવર્થ.

પ્રાસ્તાવિક

નિસર્ગ સૃષ્ટિના નૃપેન્દ્ર તરીકે વર્ડ્ઝવર્થની કીર્તિ આંગ્લ કાવ્યસૃષ્ટિમાં અમર છે. આંગ્લ કાવ્યસૃષ્ટિમાં અનેક તેજસ્વી સૂર્ય સમાન કવિવરો છે, પણ પ્રત્યેક પોતાની નિરાળી સૃષ્ટિમાં જ વિહાર કરતા. જેમકે 'નાટ્યગુરુ શેક્ષ-પીયર' જન સ્વભાવનું અદ્‌ભુત દિગ્દર્શન કરવામાં એક્કો હતો. ટેનીસન તો એક આધુનિક મહાત્મા અને યોગી તરીકે ઓળખાય છે. શેલી, નિરાશામાં લય થતા અકલિત કરુણોત્પાદક ગંભીર ગાવામાં પક્કો ઉસ્તાદ હતો. પરંતુ વર્ડ્ઝવર્થ, તો નિસર્ગ-સૃષ્ટિનો નૃપેન્દ્ર અને પ્રતિભાસૃષ્ટિનો રાજેન્દ્ર છે. જો આંગ્લ સાહિત્યના કોઈ પણ કવિવરે પૌરસ્ત્ય કવિના આધ્યાત્મિક વિચારોથી પરિપૂર્ણ કાવ્યો લખ્યા હોય, તો તો માત્ર વર્ડ્ઝવર્થ અને ટેનીસન ઉભયનું યુગ્મજ આપણી દૃષ્ટિએ પડે છે. તે સિવાય અન્ય કવિઓ બહુધા જગતની કીર્તિ પુઠે દોડનારા હતા તેમ જ ઐહિક સુખ પ્રાપ્ત કરવા મથતા હતા. શેલી તો નાસ્તિક હતો પરમેશ્વરના અસ્તિત્વ વિશે જ તે શંકા કરતો. પરિણામે શકાવાદી થયો. બાયરન પણ નિરાશાવાદી હતો

ઇંગ્લંડના અદ્વિતીય રાજનીતિ નિષ્ણાત, મહાત્મા ગ્લેડસ્ટન, વર્ડ્ઝવર્થના કાવ્યો રોજ વાંચતો, કારણ કે વર્ડ્ઝવર્થના કાવ્યો વાંચવાથી ઈશ્વર ભાવના તેનાં હૃદયમાં જાગતી હોઈ. મોરલી જેવા તત્ત્વચિંતક પણ વર્ડ્ઝવર્થના કાવ્યો સપ્રેમ વાંચે છે. આપણી પાંચમી ગુજ-રાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ શ્રીમાન્ નરસિંહરાવ પણ વર્ડ્ઝવર્થના જ ચેલા છે. સર નારાયણ ચંદાવર્કર પણ વર્ડ્ઝવર્થના કાવ્યનું સતત્ મનન કરે છે. એ મુજબ તપાસતાં આપણને સત્વર જણાય છે કે વર્ડ્ઝવર્થના કાવ્યમાં પૂર્વના આધ્યાત્મિક વિચારોનું મિશ્રણ છે, તેથી જ તે અન્ય કવિ કરતા વિશેષ વંચાય છે. પશ્ચિમની ભૂમિએ વર્ડ્ઝવર્થ અને ટેનીસન જેવા અધ્યાત્મ શોધમાં પ્રવૃત્ત થયેલા થોડા જ કવિ ઉત્પન્ન કર્યા છે. પણ પૂર્વની ભૂમિએ અનેક ઉત્પન્ન કર્યાં છે. તુકારામ, નરસિંહ મ્હેતો, ડૉ. રવિન્દ્રનાથ ટાગોર ઈત્યાદિ અનેક છે. વળી ફારસી કાવ્યના સુફી કવિઓ પણ આવી જ ભક્તિમાર્ગના છે. પશ્ચિમના લોકો આધિભૌતિક શોધમાં શા માટે પ્રવૃત્ત થયા અને પૂર્વના લોકો અધ્યાત્મ શોધમાં કેમ પ્રવૃત્ત થયાં એ પ્રશ્ન ઘણો ચર્ચાયો છે, અને હજી પણ ચર્ચાય છે સ્વ. પ્રો. મણિલાલના ક્હેવા મુજબ પશ્ચિમની ભૂમિ કષ્ટ સાધ્ય છે, તેથી ત્યાંના લોકો આધિભૌતિક શોધમાં પ્રવૃત્ત થયા, પણ આર્યાવર્તની ભૂમિ સ્હજ શ્રમ સાધ્ય છે, તેથી મનુષ્યની આધ્યાત્મિક ઉન્નતિ કર-વાના કાર્યમાં આપણા લોકો વિશેષ મંથન કરતા પૂર્વના આવા થોકની કક્ષામાં વર્ડ્ઝવર્થ અને ટેનીસના નામ અચકાયા વિના મૂકી શકાય તો પશ્ચિમના આ કવિનું કાંઈ જીવન ચરિત્ર અને તેના કાવ્યનું દિગ્દર્શન કદાચ વાંચકવર્ગને પ્રિય થઈ પડે તે આશાથી આ લેખ મેં લખ્યો છે.

જન્મ

સ્ત્રી-શીક્ષણ

વર્ડ્ઝવર્થનો જન્મ ઈ. સ. ૧૭૭૦ ના એપ્રીલની ૭ મી તારીખે કૉકરમથમાં થયો હતો. વર્ડ્ઝવર્થ ઉચ્ચ કુળમાં જન્મેલો હતો, અને એનું કુળ રાજદ્વારી બાબતમાં ભાગ લેતું એમ જણાય છે. કવિનો પિતા ધારાશાસ્ત્રી હતો, અને અર્લ ઑફ લોન્સડેલને ત્યાં લૉ-એજન્ટ તરીકે કામ કરતો. કવિની માતુશ્રી સ્વભાવે સુશીલ, સદ્‌ગુણી, અને નીતિવાન સ્ત્રી હતી. કવિની માતા કવિને આઠ વર્ષની વયે મુકી વિદેહી થઈ હતી. વર્ડ્ઝવર્થે આથી માતાના હૃદયમાંથી ઉભરાતા માતૃ પ્રેમના મધુર સંગીત બહુ સાંભળ્યા નહોતા પરંતુ માતાના સદ્‌ગુણ અને સુકોમળ વિચાર એ સર્વ અદ્દભૂત રીતે વર્ડ્ઝવર્થમાં ઉતરી આવ્યા હતા માતાનું શીક્ષણ બાળક પર કેવી અસર કરે છે. તે સ્ત્રીકેળવણી અને તે પણ નૈતિક કેળવણીની કેટલી આવશ્યકતા છે તે કાંઈક આ પરથી સમજાશે. કવિ બાયરનની માતાનો સ્વભાવ તદ્દન વિચિત્ર અને તુંદી હતો, પરિણામે બાયરન પણ કેટલેક અંશે વિકૃત બન્યો હતો. પરંતુ માતાનું શીક્ષણ જો સદ્‌વર્તન પ્રેરનારૂં, ઉચ્ચાશયોના અભિવૃદ્ધિ કરનારૂ, વગરે હોય તો બાળક યૌવન કાળમાં પોતાની શક્તિ કેટલે અંશે વિકસાવી શકે છે, તે વર્ડ્ઝવર્થના જીવન ચરિત્ર પરથી સમજાય છે. નેપોલીયને સ્ત્રીશીક્ષણ પર ભાર મુકયો છે તે કાંઈ વ્યર્થ નથી. નેપોલીયન કહેતો કે જગત્ જો મહાન્ વ્યક્તિ ઉત્પન્ન કરે તો તે ઉત્પન્ન કરવાનું સર્વ માન તેની માતાને જ ઘટે છે.

વર્ડ્ઝવર્થને ત્રણ બન્ધુ અને એક ભગિની—હતાં! ભગિનીનું નામ ડોરોથી વર્ડ્ઝવર્થ હતું. કવિને આ બ્હેન પર અતિશય સ્નેહ અને વ્હાલ હતો ડોરોથી પણ માતા જેવી સુશિલ અને વિદ્વાન હતી. વળી ડોરોથીમાં કવિત્વ શક્તિ પણ હતી. કવિની માતા કવિને સારૂ શીક્ષણ આપવા ખસુસ કાળજી લેતી. અને તે નિરંતર કહેતી કે વર્ડ્ઝવર્થને યોગ્ય શીક્ષણ આપવામાં આવશે તો ભવિષ્યમાં તે પ્રતિભાશાળી પુરુષ નિવડશે, નહીં તો ખરાબ રસ્તે ઉતરી જશે વર્ડ્ઝવર્થની બાલ્યાવસ્થામાં તેને પેનરીથની એક ન્હાની શાળામાં મુકવામાં આવ્યો હતો. થોડા વર્ષ અહીં શીખ્યા બાદ તેનો, એક સુકુમાર, સુન્દર અને સદ્‌ગુણી છોકરી સાથે સ્નેહ બંધાયો. અને ભવિષ્યમા આ બોલ સ્નેહીઓ લગ્નની સાંકળ ગ્રન્થીથી જોડાયાં હતાં. ઈ. સ ૧૭૭૮ પછી વર્ડ્ઝવર્થે હોકશેડની ગ્રામર-સ્કુલ (પ્રાથમીક કેળવણીની શાળા) માં જોડાયો હતો. તે છેક ૧૪ વર્ષની વય સુધી અભ્યાસ કર્યો.

શૈશવાવસ્થાનો અભ્યાસ.

આ સમયે કાવ્ય કરવાનો થોડોક શોખ વર્ડ્ઝવર્થને થયો ૧૪ વર્ષ જેટલી ન્હાની વયે તે કાવ્ય કરતો હતો. આ વયે વર્ડ્ઝવર્થે પ્રચૂર્ણ સાહિત્યનો અભ્યાસ કર્યો હતો. "ડોન કવીક્ઝોટ" "ગુલીવર્સ ટ્રાવેલ", "ટેલ ઑફ એ ટબ"—ઇત્યાદિ અનેક ગ્રંથ વાંચ્યા હતા. ઈ. સ. ૧૭૮૩ ની સાલમાં વર્ડ્ઝવર્થના પિતાનો દેહપતન થયો. પિતાના મૃત્યુ સમયે મત્ર પૂનો પાસે દ્રવ્ય બીલકુલ હતું નહીં પણ અર્લ ઑફ લોન્સડેલ પાસે મ્હોટી રકમ તેનો પિતા માંગતો હતો દુભાગ્યે અર્લે તે બ્હાના કાઢી આપવા ના પાડી. માતા અને પિતાના મૃત્યુ પછી,

વર્ડ્ઝવર્થ અને તેના બન્ધુ અને ભગિનીની કાળજી તેમનો કાકો લેતો હતો. ઈ. સ. ૧૭૮૭ માં વર્ડ્ઝવર્થ કેમ્બ્રીજ યુનિવર્સિટીની સેંટ જોન કૉલેજમાં જોડાયો. અને ચાર વર્ષના અભ્યાસ બાદ બી. એ. ની ડીગ્રી મળી ચાર વર્ષના અભ્યાસ દરમ્યાન વર્ડ્ઝવર્થ ને કૉલેજ જીવન બહુ પ્રિય હતું નહીં આ રહસ્ય વિચિત્ર જેવુ છે. કૉલેજની રેસીડેન્સીમાં રહી નિર્દોષ રમત ગમત અને હાસ્યવિનોદમય જીવન ગાળવું એ તો બહુધા સર્વને પ્રિય હોય છે. મિત્ર સમૂહમાં સ્વચ્છંદ નિર્દોષ વર્તન, કરવા માટે રેસીડેન્સીના છોકરા વિશેષ જાણીતા હોય છે. હાસ્ય અને વિનોદ પૂર્ણ ટોકા, અને મીઠી મશ્કરી કરવામાં તો રેસીડેન્સી જીવનથી યાત વિદ્યાર્થી સ્વાભાવિક રીતે પાછો હઠતો જ નથી છતાં વર્ડ્ઝવર્થને ચાર વર્ષની મુદતમાં જોઇએ તેટલો આનન્દ ન મળ્યો હતો. આનુ પ્રયોજન જુદુ હતું. વર્ડ્ઝવર્થ બાલ્યાવસ્થાથી જ નિસર્ગ પ્રેમી હતો.

નિસર્ગ-પ્રેમ

કુદરતની વિવિધ રચનાનું સંદર્શન કરવું, સૃષ્ટિસૌન્દર્યનું નિરિક્ષણ કરવું. અને પ્રતિભા-સૃષ્ટિમા નિરંકુશ વિહાર કરવો, એ વર્ડ્ઝવર્થને પ્રિય હતાં, તેથી વર્ડ્ઝવર્થને મોટી પુસ્તકશાળા, ભવ્ય પણ કૃત્રિમ મકાનો; અને વિદ્યાલયની અન્ય સર્વ કૃત્રિમ વસ્તુ પ્રતિમૂળથી જ પ્રેમ નહતો. એકવેળા અમેરિકાનો એક વિદ્વાન લેખક વર્ડ્ઝવર્થને મળવા આવ્યો હતો વર્ડ્ઝવર્થ તે સમયે બ્હાર ગયો હતો. અને ઘરમાં વર્ડ્ઝવર્થના પુત્રી હતી તે વિદ્વાને વર્ડ્ઝવર્થની પુસ્તકશાળા જોવાની ઇચ્છા દર્શાવી વર્ડ્ઝવર્થ પુત્રીએ તેની ઇચ્છા મુજબ વર્ડ્ઝવર્થની ખાનગી લાયબ્રેરી બતાવી, પણ પાછળથી ટકોર કર્યો કે વર્ડ્ઝવર્થની ખરી લાયબ્રેરી તો જુદી જ છે. આ તો માત્ર એક પુસ્તકોનો સંગ્રહ છે. પણ જે પુસ્તકોમાંથી વર્ડ્ઝવર્થ જ્ઞાન પ્રાપ્ત કરે છે જુદાં જ છે. તે વિદ્વાને પ્રશ્ન કર્યો કે આનો અર્થ શો છે? વર્ડ્ઝવર્થની પુત્રીએ પુનઃ સ્પષ્ટીકરણ કરી કહ્યુ કે વર્ડ્ઝવર્થને જ્ઞાન પ્રાપ્ત કરવાનું મૂળ તો નિસર્ગ-કુદરત છે નિસર્ગ એ જ ખરી પુસ્તકશાળા વર્ડ્ઝવર્થને મન છે નિસર્ગ સૃષ્ટિની વિવિધ દિવ્ય રચના તે જ ગ્રન્થના પૃષ્ઠ સમાન વર્ડ્ઝવર્થને છે. તેમાથી જ અનન્ત જ્ઞાન કવિ પ્રાપ્ત કરે છે પુસ્તકના સતત વાંચન અને મનનથી પ્રાપ્ત કરેલું કવિનું જ્ઞાન નથી, પણ નિસર્ગ પ્રેરીત જ્ઞાન છે અને તે જ્ઞાન મેળવવા ખાતર જ હાલમાં કવિ બ્હાર ગયા છે. આ મુજબ આપણે સત્વર જોઈ શકીએ છીએ કે બાલ્યાવસ્થાથી જ વર્ડ્ઝવર્થ કુદરતનો ચેલો હતો. આસમીયર, વીનડરમીયર, રાઈડલ માઉંટ વિગરે અન્ય સ્થળો વર્ડ્ઝવર્થને પ્રિય હતાં. ત્યાં બેસી જ વર્ડ્ઝવર્થ સૃષ્ટિસૌન્દર્ય-વારિનું પાન કરતો હતો.

"ઈવનીંગ વૉક" નામક કાવ્ય કૉલેજ જીવન દરમ્યાન વર્ડ્ઝવર્થે લખ્યું હતું. ૧૭૯૦ ની સાલમાં વર્ડ્ઝવર્થ ફ્રાન્સ, સ્વીટઝરલેન્ડ અને ઉત્તર તરફના ઇટાલીમાં પ્રવાસ કરવા ગયો. સ્વીટઝરલેન્ડની મોહક સીનરી જોઈ વર્ડ્ઝવર્થને જે અત્યાનંદ થયો હતો તે કપાપીનો કાશ્મીરનો પ્રવાસ જે, વર્ડ્ઝવર્થનો સ્વીટઝરલેન્ડનો પ્રવાસ એક સરખાં છે. આ સમયે ફ્રાન્સમાં ફ્રેન્ચ રેવોલ્યુશનની ચળવળ થતી હતી. પ્રથમ તો વર્ડ્ઝવર્થ ફ્રેન્ચ રેવોલ્યુશનનો પૂજારી હતો.

અને આ, રેવોલ્યુશન, વ્યક્તિ સ્વાતંત્ર્ય તેમ જ પ્રજાસત્તાના ઉદયનું સુચિન્હ છે એમ સમજતો. પણ ક્રમાક્રમે વર્ડ્ઝવર્થના વિચાર ફેરવાયા હતા: અને અન્તમાં વર્ડ્ઝવર્થ રાજાની સર્વોપરિ સત્તાને માન આપતો. ઈ. સ. ૧૭૯૧ માં વર્ડ્ઝવર્થ પુનઃ ફ્રાન્સ ગયો અને તે રાજ્યની અવ્યવસ્થિત સ્થિતિ જોઈ પેરીસથી વર્ડ્ઝવર્થ ઓર્લીઆ તરફ ગયો, અને ત્યાંથી બ્લોઇ ગયો. આખા ફ્રાન્સમાં તે સમયે, સ્વાતંત્ર્ય, બન્ધુત્વ અને સમાનતાનો ભીષણ પડઘો પડતો હતો. વર્ડ્ઝવર્થ આ પરિસ્થિતિનો ચીતાર આપતાં લખે છે કે—

"To hear a voice that cried
To the whole city, sleep no more'!"

સમસ્ત દેશમાં " જાગૃત રહો "નો નાદ સંભળાતો હતો. આ મુજબ ફ્રાન્સમાં એક અણીનો સમય હતો. ધીમે ધીમે ફ્રાન્સમાં ' રેઇન-ઑફ-ટેરર ' યાને ' ભયયુક્ત રાજ્ય ' વ્યાપ્યું

ઇ. સ. ૧૭૯૩ મા " ઈવનીંગ વૉક " અને " ડીસક્રીપટીવ સ્કેચીસ " વાચક કાવ્યો પ્રસિદ્ધ કર્યાં. જનસમાજમા તે આદરપાત્ર ન થયાં. કાવ્યના શોખીન અને સાહિત્ય વિલાસી પુરુષોએ આ કાવ્યો પ્રતિ બે દરકારી બતાવી. પરંતુ કોલરીજ નામક વર્ડ્ઝવર્થના સમકાલિન કવિને પ્રત્યેક કાવ્ય ઘણા ગમ્યા. અને કોલરીજે તુર્ત પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો કે આ કાવ્યોમાં ઓરીજીનાલીટી વિશેષ છે

વર્ડ્ઝવર્થે ત્યાર બાદ કોઇ પણ પત્રમાં લેખ લખવા માટે નોકરી માટે તેની તલાશ કરવા માંડી. આ સમયે કવિની આર્થિક સ્થિતિ સારી નહતી. સુભાગ્યે

આર્થીક સ્થિતિમા સુધારો

રેસીકેલવર્ટ નામના એક ગૃહસ્થે પોંડ ૯૦૦ વર્ડ્ઝવર્થને બક્ષ્યા. આથી કેટલીક સામાજિક અડચણો દૂર થઈ આ મુજબ બાર વર્ષ પર્યંત આ રકમમાથી વર્ડ્ઝવર્થ અને તેની બ્હેન ડોરોથીએ જીવન કાઢ્યુ. ત્યાર બાદ અર્લ-ઑફ-લોન્સડેલ, મરી ગયો. આ અર્લ પાસે વર્ડ્ઝવર્થનો પિતા અમુક રકમ માગતો હતો જે આ સમયે વ્યાજ સાથે વધીને પોંડ ૮૫૦૦ થઈ હતી. સુભાગ્યે આ બધી રકમ અર્લના સગાએ ચુકવી દીધી. આ રકમમાંથી પોંડ ૧૮૦૦ વર્ડ્ઝવર્થ અને ડોરોથીના ભાગના હતા. તે બન્નેને મળતાં સર્વ સામાજિક ચિંતા વિમુક્ત તેઓ થઈ ગયા.

ઈ. સ. ૧૭૯૫ માં વર્ડ્ઝવર્થે એક નાટક લખ્યું. તે નાટકનું નામ "ધી બોરડરર્સ" છે. રસ. કલાપીને આ નાટક બહુ પ્રિય હતું. ઇ. સ. ૧૭૯૭ માં વર્ડ્ઝવર્થ અને ડોરોથી સમરસેટ શાયરમાં આવેલા એક એલ્ફોક્સડન નામક ગામડામાં જઇ વસ્યાં. આ ગામડાનો દેખાવ બહુ નયન પ્રિય હતો, અને કલ્પનાશક્તિ તે મનોજ્ઞ બનાવે એવો હતો આ સ્થલે વર્ડ્ઝવર્થ અને કોલેરીજ જીગર મિત્ર અને સમકાલિન કવિએ મળીને " લીરીકલ બેલડસ " નામક પુસ્તક બહાર પાડ્યુ. આ પુસ્તકમાના કાવ્ય " ઓગસ્ટન પીરીઅડ " ના કવિની

કૃતિયા નીરાળી શૈલીના હતા પોપ, ડ્રાઇડન-ઇત્યાદિ કવિની શૈલી એકદમ કૃત્રિમ હતી," અને પથ્થરને ઘસી ઘસી ચળકાટવાળા બનાવવામા આવે છે, તેમ પોપ, ડ્રાઇડનના કાવ્યો પર કૃત્રિમ ચળકાટ હતો આ પ્રકારનો લેશ પણ ચળકાટ વર્ડ્ઝવર્થ અને કૉલરીજે મુક્યો નહતો પરન્તુ "લીરીકલ બેલડસ" માના કાવ્યો તો કાચનવત્ વિશુદ્ધ હતા, અને તે પર નૈસર્ગિકી પ્રભા ચળકતી હતી. છતા પણ તે સમયના સાહિત્ય વિલાસી પુરુષો પોપ-ડ્રાઇડન ની ધુનીમા મસ્ત હતા, તેથી આ કાવ્યો આદરપાત્ર ન થયા વર્ડ્ઝવર્થ અતિ ધૈર્યવાન પુરુષ હતો અને એની પ્રબળ સપૂર્ણ આશા હતી કે ભલે આ કાવ્યો હાલ પ્રસિદ્ધિ ન પામે—છતા પણ ભવિષ્યમા એવો સમય આવશે કે આ કાવ્યો આદરપાત્ર થશે સમય વિતતા લોકો કૃત્રિમ બધન વિમુક્ત થયા ત્યારે જ વર્ડ્ઝવર્થના કાવ્યો વખણાવવા માડયા આથી પ્રારભમાં તો વર્ડ્ઝવર્થ લેશ પણ પંકાયો નહીં, છતા પણ તે નિરાશ ન બન્યો, અને દૃઢ શ્રદ્ધા રાખી પોતાનુ કાર્ય કર્યે જતો

ઈ સ. ૧૭૯૮ મા વર્ડ્ઝવર્થ, કૉલરીજ અને ડોરોથી, ત્રણે સાથે મળીને જર્મનીના પ્રવાસે ગયા હેમ્બર્ગ શહેર આગળ કૉલેરીજ છૂટો પડી, અન્ય દિશામા ગયો. વર્ડ્ઝવર્થ અને ડોરોથી ગોસ્લર તરફ ગયા આ સમયે વર્ડ્ઝવર્થ કેટલાક સુન્દર કાવ્યો લખ્યા હતા જેવા કે "રૂથ" "લુસી ગ્રે" "નટીંગ"—ઇત્યાદિ વળી "ધી પ્રે લુડ" નામક સ્વાત્મચરિત્ર દર્શક લાબુ કાવ્ય લખવાનો પ્રારભ કર્યો. આ લાબા કાવ્યમા વર્ડ્ઝવર્થ પોતાની મુસાફરીનુ વર્ણન, પોતાની અનેરી આશા, નિરાશા, દુખ, સુખ અને અનેક પરિવર્તનોનુ દિગ્દર્શન કરાવવા ઇચ્છતો હતો.

જર્મનીનો પ્રવાસ

ઈ સ ૧૭૯૯ મા પુન તેઓ ઇગ્લાડમા આવ્યા અને ત્યાર બાદ એક સુન્દર સ્થળે તેઓએ મુકામ કર્યો ગ્રાસમીયર લેકના રમણીય કિનારે આવેલા એક ન્હાનકડા ઝૂપડા સમાન ઘરમા તેઓએ મુકામ કર્યો.

ગ્રાસમીયર લેક અને વર્ડ્ઝવર્થના કૉટેજનો દેખાવ તદ્દન સાદો તથાપી પણ મોહક અને રમણીય છે. વર્ડ્ઝવર્થના કૉટેજનુ નામ "ડવકૉટેજ" છે

ઈ સ ૧૮૦૦ મા "લીરીકલ બેલડસ" નો અદ્વિતિય વિભાગ વર્ડ્ઝવર્થે પ્રકટ કર્યો આ પુસ્તક માટે વર્ડ્ઝવર્થને લોગમેન કંપનીએ ૧૦૦ પૌંડ આપ્યા હતા. આ પુસ્તક પણ નિયમ મુજબ આદરપાત્ર ન થયુ. છતા પણ વર્ડ્ઝવર્થ દૃઢ મનનો હતો એટલે એકદમ નુપકી પકડી.

ઈ સ. ૧૮૦૨ મા વર્ડ્ઝવર્થના લગ્ન મેરી હચીનસન સાથે ઉજવાયા જે બાળકી સાથે નાની વયથી વર્ડ્ઝવર્થે સ્નેહ સબંધ બાધ્યો હતો, તે જ બાળકીને આજે વર્ડ્ઝવર્થે પોતાની સહચારિણી અને સહદેવી તરીકે સ્વીકારી વર્ડ્ઝવર્થે જે કાવ્ય ગદ્યરીતે ઓપ્યુ છે તે અવશ્ય બહુ જ

લગ્ન

આ મુજબ આપણે કુદરતના મહાન્ શીરસ્તા વર્ડ્ઝવર્થના જીવનની આછી ઝાંખી કરી. હવે બીજી બાજુએ વર્ડ્ઝવર્થે શા શા કાવ્યો લખ્યા છે, કાવ્યોની શૈલી કેવી છે, કુદરત તે કવિને મન શું છે, ઇત્યાદિ વસ્તુનું ટુંક દિગ્દર્શન કરિયે.

કુદરતના કાવ્યો-લક્ષણ

વર્ડ્ઝવર્થ કુદરતનો શીરસ્તો શા માટે કહેવાય છે? જડ પૃથ્વી પરની પ્રત્યેક વસ્તુમાં ચૈતન્ય અર્પવાની શક્તિ કવિમાં અગાધ હતી. કેટલાક કુદરતના કવિને બાહ્યસૃષ્ટિ, અને તેમાં ફરતાગ્રહ ઉપગ્રહ ઇ. અનેક વસ્તુમાં જો મનોહર મળે છે. અને તેનું સુશ્લિષ્ટ વર્ણન આપી અટકી જાય છે. ત્યારે વર્ડ્ઝવર્થ જેવા સમર્થ કવિ વર્ણન આપ્યા બાદ કાવ્યદ્વારા પોતાના ઉદ્ગાર કાઢી જનસમાજને અલૌકિક બોધ આપે છે પુરુષ અને પ્રકૃતિનું યુગ્મ અનાદિ અને અનન્ત છે. તેનાં અદ્ભૂત સહજીવનથી સૃષ્ટિક્રમ ચાલે તે, તેમ જ કુદરત અને મનુષ્યનું યુગ્મ પણ અખંડ અને અનન્ત છે જો એક જડ છે તો દ્વિતીય ચૈતન્યમય છે. અને ઉભયના સંયોગથી વિશ્વ-વ્યવહાર ટકે છે. સ્થૂલ દેહ અને સૂક્ષ્મ આત્માનું પણ તે જ પ્રમાણ છે. સ્ત્રી અને પુરુષ ઉભય મળીને જ સૃષ્ટિક્રમ ચલાવે છે. સ્ત્રી વિના પુરુષ પાંગળો છે, તેમ જ પુરુષ વિના સ્ત્રી પાંગળી છે. પુરુષ અને પ્રકૃતિનું પણ તેમ જ. કુદરત અને મનુષ્ય ઉભય સ્ત્રી-પુરુષ સમાન છે. ઉભયમાં તફાવત છે, પરન્તુ તે તફાવત જ ઉભયને સહાય રૂપ થઇ પડે છે. બાઇબલના જીનેસીસના પ્રથમ પરિચ્છેદમાં લખાયલું છે કે પ્રારંભમાં પરમેશ્વરે પુરુષ અને સ્ત્રીને એક જ જીવ-વ્યક્તિ, તરીકે બનાવ્યાં હતાં. પાછળથી પરમેશ્વરે છૂટા પાડી નાંખ્યા. પરંતુ ઉભયના લક્ષણ સમાન હતા. જે પ્રકારની પ્રેમ, શોક, આનન્દ, દુ:ખ, લોભ, મોહ, ઇ. ની લાગણી મનુષ્યને ઉદ્ભવે તેવી જ સ્ત્રીને પણ ઉદ્ભવે. તફાવત માત્ર શરીરાકૃતિનો હતો. અને ન્યૂનતા બીજાથી પૂરાતી. આ મુજબ જ વર્ડ્ઝવર્થને મન કુદરતનો ખ્યાલ હતો. વર્ડ્ઝવર્થના જ શબ્દોમાં કહીએ તો "કુદરત એક દિવ્યશક્તિ છે, વા એક પ્રકારનો સૂક્ષ્માત્મા છે, જેની સહાયવડે જગન્નિયંતા, સર્વ વ્યાપક સર્જનહારની કૃતિઓથી જ્ઞાત થઇ શકીએ છીએ. બાહ્ય-સૃષ્ટિમાં જે ચમત્કાર છે, તેવુ નિયમીત ઉદય અને અસ્ત પામવું એ વસ્તુસ્થિતિ સત્ય ભાવ તે જ કુદરતનું જ્ઞાન છે. કુદરત તે પ્રભુનો શ્વાસ છે. વર્ડ્ઝવર્થને મન કુદરત—તે:—

"A power
That is the visible quality and shape
And image of right reason"

એના બાહ્યસૃષ્ટિના ચમત્કાર દ્વારા આંતરસૃષ્ટિ અને ત્હેના યોજનારનું યોગ્ય ભાન તે કુદરતનુ જ્ઞાન છે. અનંત અવિકૃત પરમાત્મની કૃતિમાં લીન થવું—અથવા એકતારમય થઇ જવું તે કુદરત ભાવ પ્રેરીત કાવ્યનું લક્ષણ હોવું જોઇએ. જ્યાં સુધી કવિએ આવી સ્થિતિ અનુભવ્યા વિના જ ઉપરચોટીયું અનુકરણ કરીને લખ્યું હોય તે બહુધા બાહ્ય વિચાર જન્ય જ હોય છે. વર્ડ્ઝવર્થનો આવી સમાધિ અવસ્થાનો ઘણો અનુભવ હતો. આવો જ દાખલો

વર્ડ્ઝવર્થ અને ઈશ્વર શ્રદ્ધા

રવિન્દ્રનાથના જીવનમાં છે. જ્યારે રવિન્દ્રનાથ સરિતાતટે બેઠા હતા, ત્યારે કુદરતનું નિરીક્ષણ કરતા કરતાં કુદરતમય બની ગયાં હતાં. જાણે આધ્યાત્મિક તપઅર્ચા કેમ ન આદરી હોય ? ધી પ્રેલ્યુડમાં વર્ડ્ઝવર્થ લખે છે.—

Wisdom and spirit of the Universe!
Thou soul that art the Eternity of thought,
And giv'st to forms and images a breath
And everlasting motion.

વર્ડ્ઝવર્થના કાવ્ય પયગામયુક્ત છે. વર્ડ્ઝવર્થ શેલીના જેવો નાસ્તિક નહોતો. પરંતુ વિશ્વનો કોઈ અસિમ ચાતુર્યથી પૂર્ણ સુકાની છે, જેને વડે જ વિશ્વ વ્યવહાર ચાલે છે, એમ માનતો, શેલી તો છાતી ઠોકી કહેતો પરમેશ્વર જેવું કાંઈ છે જ નહીં. માત્ર ચાર તત્વ ભેળાતાં સૃષ્ટિવ્યવહાર ચાલવા માંડ્યો, એમાં વળી ઈશ્વર શું ? ઈશ્વરનું અસ્તિત્વ કોઈએ પુરવાર કર્યું નથી અને કરી શકશે નહીં એવો અભિપ્રાય શેલીનો હતો. નિરીશ્વર સાંખ્યમાં પણ ઈશ્વર વિશે કોઈ પણ પ્રકારનો ઈશારો જ નથી. આવા મતને શેલી મળતો હતો. સાંખ્યમાં પણ કપિલ મુનિએ પુરુષ અને પ્રકૃતિનો યોગ માની, કર્તારૂપ ઈશ્વરને ઉડાડી મૂક્યો છે, અને તેથી જ સાંખ્ય નિરિશ્વર મનાય છે. જોન સ્ટુઅર્ટ મીલની સ્કુલના ફીલસુફો પણ સૃષ્ટિ ને જડ અને ચૈતન્ય રહિત, ઘડિયાળવત્ યંત્ર તરીકે માનતા આ યંત્રમાં, પાણી અને કોલસા પુરે ઍનજીન ખ્વતઃજ ચાલે છે તેમ અહિરુપી યંત્ર પણ એ જ પદ્ધતિ અનુસાર ચાલે છે. કાર્લાઈલ સૃષ્ટિ વિશેના આવા તરંગી સિદ્ધાંતો વાંચી ખીજવાતો, અને જોન સ્ટુઅર્ટ મીલ અને બેન્થામ પર ચરભડી ઉઠે છે, કારણ કે કાર્લાઈલ પણ ખરૂં જોતાં પશ્ચિમ કરતાં પૂર્વના વિચારોને વધુ માન આપતો. વર્ડ્ઝવર્થ તો આગળ દર્શાવ્યા મુજબ સૃષ્ટિના સુકાની પ્રતિ પ્રેમ દ્રષ્ટિથી વિલોકતો. વર્ડ્ઝવર્થ વળી પુરુષાર્થવાદ કરતાં દૈવને વિશેષ માન આપતો. અલબત્ત પુરુષાર્થ પ્રથમ, પછી દૈવ તો છે જ. પણ દૈવ જેવું નથી, અને મનુષ્ય ધારે તે જ કરી શકે એવું મનાવનારા પાશ્ચાત્ય નાસ્તિકોના જેવી વર્ડ્ઝવર્થની વૃત્તિ ન હોતી. જેમકે:—

શેલી અને નિરિશ્વરવાદ.

દૈવવાદી વર્ડ્ઝવર્થ.

"The darts of anguish fix not where the seat
Of suffering hath been throughly fortified
By acquiescence in the will Supreme—"

બુદ્ધિની પરાકાષ્ઠાએ ચડવા વર્ડ્ઝવર્થનો યત્ન સ્તુત્ય છે. પરંતુ તે માનતો કે પોતે હજી પણ અપૂર્ણ છે પોતાની અપૂર્ણતા પુરવા માટે પોતાથી વ્યતિરિક્ત કોઈક બીજું છે, આવા અનેક ભવ્ય ફીલસુફીના વિચારો કાવ્યદ્વારા વર્ડ્ઝવર્થ દર્શાવતો. "ધી એક્સકરશન" નામક કાવ્યના

ધી એક્સ્કરશન.

નવ ખડ છે. આ કાવ્યમાં વાર્તારૂપી વસ્તુ તો અલ્પ છે. પરંતુ પોતાની રીવસુરીના વિચાર અતિ ઉત્તમ રીતે દર્શાવ્યા છે સ્વ કલાપીએ આ કાવ્યના અનુકરણ

**કલાપી કૃત 'વૃદ્ધ ટેલીયો,'**

રૂપ 'વૃદ્ધ ટેલીયો એ નામક કાવ્ય લખ્યુ છે. પરંતુ ધી એક્ષમ્રઝન અને "વૃદ્ધ ટેલીયો" મા આસમાન પાતાળ જેટલો તફાવત છે ક્યાં એક કલાપી જેવો ઉછરતો, ચચળ, બાલકવિ' અને ક્યા નિસર્ગ સૃષ્ટિના નૃપેન્દ્ર સમાન વર્ડ્ઝવર્થ' સ્વ. કલાપી જાતે જ લખે છે કે વર્ડ્ઝવર્થ તો કુદરતનો મહાન ઋષિ છે માટે 'ધી એક્ષમ્રઝન" અને "વૃદ્ધ ટેલીયો" ની સરખામણી અને તુલના કરવી અયોગ્ય જ છે. આથી એમ નથી સમજવાનું, કે "વૃદ્ધ ટેલીયો" નામક કાવ્ય સ્વ કલાપીએ સારી રીતે નથી લખ્યું, પરંતુ કહેવાનો ભાવાર્થ એ જ કે તુલના કરતા "વૃદ્ધ ટેલીયો" એકદમ પૃષ્ઠ ભાગમાં પડે છે નહીં તો, તો "વૃદ્ધ ટેલીયો", પણ સાદી અને સરળ ભાષામા લખાયલુ મા પ છે એક્ષમ્રઝનમાનો વોડરગ તે વર્ડ્ઝવર્થ પોતે જ છે આખુ કાવ્ય 'બ્લેન્ક-વર્સ" મા લખાયલુ છે વર્ડ્ઝવર્થ પોતે એક્ષમ્રઝને અને પોતાના ન્હાના ન્હાના કાવ્ય સરખાવતા લખે છે કે મ્હારા ન્હાના કાવ્યો ન્હાની દહેરીના સુવર્ણ કળશ સમાન છે, જ્યારે એક્ષમ્રઝન ભવ્ય મન્દિરના વિશાળ ચકચકિત સુવર્ણ કળશ સમાન છે. એક ટીકાકાર આ પરથી લખે છે કે વર્ડ્ઝવર્થની સરખામણી ખોટી છે ખરૂ જોતા તો જે અસિમ ચાતુર્યનનું દર્શન વર્ડ્ઝવર્થે ન્હાના કાવ્યમાં કરાવ્યુ છે તે તેના મ્હોટા કાવ્યોમાં નથી જ, તેથી તે ટીકાકાર કહે છે કે એક્ષમ્રઝને એક વિશાળ પર્વત છે, અને ન્હાના કાવ્યો તે પર્વતમાથી ખણી કાઢેલા, કીમતી જવાહીર સમાન છે અલબત્ત વર્ડ્ઝવર્થની કીર્તિ ન્હાના કાવ્યથી જ અમર રહી છે

**વર્ડ્ઝવર્થ અને પૌરસત્યાના આધ્યાત્મિક વિચાર**

વર્ડ્ઝવર્થના વિચાર પૂર્વ તરફના આધ્યાત્મિક વલણના છે અને નમણોપાસ તે એવુ લ છે કે જગે આ નિર્તનો જ મદિ જેન ન હોચા એક દ્રષ્ટાન્ત ઉપરથી આ સત્ય જણાશે વર્ડ્ઝવર્થ મેરી ટેચીનસનને સમ્બોધી લખેલા સગીતના અત ભાગમા વખે છે —

The reason firm, the temperate will,  
Endurance foresight, strength and skill;  
A perfect woman nobly planned  
To warn, to comfort and command;

પોતાની ગૃહદેવી મેરીને સમ્બોધી લખેલુ આ સગીત અતિશય મધુર છે પદ લાલિત્ય તેમ જ અર્થનો અદ્દભૂત યોગ વર્ડ્ઝવર્થ સાધ્યો છે આ ઉપર્યુક્ત લીટીઓ —

कार्येषु मन्त्री करणेषु दासी ।  
भोज्येषु माता शयनेषु रम्भा ॥  
मनोनकूला क्षमया धरित्री ।  
गुणैश्च भार्या कुलमुद्ध रन्ती ॥

આ સંસ્કૃત શ્લોકમાં દર્શાવેલા વિચાર જેવી જ છે. વર્ડ્ઝવર્થની ગુરુદેવી પણ તેવી જ હતી. આ બન્ને શ્લોક સરખાવતાં સહજ આપણને માલમ પડે છે કે વર્ડ્ઝવર્થ કાંઇક પૂર્વના કવિ સમાન હતો. આવા અનેક દ્રષ્ટાંતો વર્ડ્ઝવર્થના કાવ્ય પરથી મળી શકે છે જે પરથી 'સાબીત' કરી શકાય કે વર્ડ્ઝવર્થ તે પૂર્વની અધ્યાત્મ શોધમાં પ્રવૃત થતી પ્રજાને લાયક હતો.

કેટલેક અંશે એમ પણ માનવા પ્રયોજન મળે છે કે વર્ડ્ઝવર્થ પૂર્વના લોકની માફક પૂનર્જન્મના સિદ્ધાન્તો પણ માનતો વર્ડ્ઝવર્થની અતિ સુવિખ્યાત ઓડ ઓન ઇનટી મેશન્સ ઑફ ઇમમોરટે લીટી પરથી આ પુરવાર થાય છે. કેટલીક પંક્તિમાં વર્ડ્ઝવર્થ અજાણ્યે પણ સત્ય કથન કહે છે કે—

"our birth is but a sleep and a forgetting"

આજ ઓડમાં વર્ડ્ઝવર્થે પોતાના આધ્યાત્મિક વિચારો વ્યક્ત કર્યા છે. આ ઓડમાં પ્લેટોની સ્મૃતિ વિભાગ વિશેના સિદ્ધાન્તોનું પણ સુક્ષ્મ નિરૂપણ કર્યું છે પરિણામે સર્વ ઓડમાં અગ્રસ્થાને આવતી- કિંવા આખા ઇંગ્રેજી સાહિત્યમાંની સર્વ ઓડમાં આ ઓડ વિશેષવખાય છે. એક લેખક તો આ ઓડને (High-water-level), પરિવર્તનશક્તિના સંપૂર્ણ વિરામ રૂપ ગણે છે.

વર્ડ્ઝવર્થ અને રા. નરસિંહરાવ

વર્ડ્ઝવર્થે જે શૈલિના કાવ્યો ઇંગ્રેજી સાહિત્યમાં લખ્યા છે, તે શૈલિના કાવ્યોની ગુજરાતી સાહિત્યમાં બહુધા ન્યુનતા છે પરંતુ ઇંગ્રેજી સાહિત્યના અભ્યાસના પરિણામે આધુનિક સાક્ષર કવિઓના કાવ્યમાં એ કાવ્યોની છાયા દૃષ્ય થાય છે. રા. શ્રી નરસિંહરાવને વર્ડ્ઝવર્થની કક્ષાના કવિ ગણવામાં કોઇ પણ પ્રકારની અતિશયોક્તિ નથી અગર જો જેટલો કાવ્યનો ભણ્ડાર નિસર્ગના આ મહાન્ ઋષિએ ઇંગ્રેજી સાહિત્યના વાચક વૃન્દ સમક્ષ રજુ કર્યો છે, તેટલો રા. શ્રી નરસિંહરાવે નથી કર્યો પરંતુ આપણે ઇચ્છીએ છીએ કે વર્ડ્ઝવર્થ જેટલા વયોવૃદ્ધ થઇ રા. નરસિંહરાવ પણ તેટલો જ સમુહ આપણી સમક્ષ રજુ કરે. જો કોઇ આ સરખામણીને અતિશયોક્તિયુક્ત ગણશે તો તેને સદ્ગત રા. ગોવર્દ્ધનરામના શબ્દોમાં પ્રત્યુત્તર આપીશ કે —"ન્હાના મ્હોટા વધુ મ્હોટામાં તો ન્હાના પણ મ્હોટા." જેટલે અંશે વર્ડ્ઝવર્થ તે સમયની પ્રચલિત આડમ્બરી અને કૃત્રિમ ભાષા શૈલીથી વિમુક્ત હતો તેટલે જ અંશે આધુનિક સંસ્કૃતિક અને કાઠિન્યમય શૈલિથી રા. નરસિંહરાવ વિમુક્ત જ છે. સાદી સરળ ભાષાદ્વારા ભવ્ય વિચાર વ્યક્ત કરવા એમાં વર્ડ્ઝવર્થની ખુબી હતી, અને તે રા. નરસિંહરાવ કૃત "સ્મરણ-સંહિતા" નામક કરુણ રસાત્મિક કાવ્ય વાંચતા સ્પષ્ટ થાય છે. અપૂર્વતા કાંઇ નવીન સ્વરૂપ યોજવામાં નથી, પરંતુ જૂનાં સુત્રોને જ નવીન સ્વરૂપ આપવામાં છે. તે જ મુજબ સુન્દર અને લલિત ભાષાદ્વારા વ્યક્ત થયેલું કુદરતનું સૂક્ષ્મ અવલોકન આલેખવામાં રા. નરસિંહરાવ અવશ્ય વર્ડ્ઝવર્થના ચેલા છે.

રા. નરસિંહરાવને કવિ વર્ડ્ઝવર્થ સાથે સરખાવી, ઉભયની તુલના, અને ગુણદોષની પરીક્ષા કરવા બેસીએ તો એક જુદો જ લેખ લખવો પડે. પરંતુ, અત્ર માત્ર કાંઇક સમાનતા છે તેનો જ ઇશારો કરવા પ્રયત્ન કરેલો છે.

કુદરતના મહાન ઋષિની આટલી સમાલોચન, અને રૂપરેખા આપી વિરમીશું.

હીરાલાલ મગનલાલ દેસાઈ બી. એ.

નાંન્તાકૂઝ.

# કવિ પ્રેમાનન્દના વખતનાં ખતપત્રો.

મહા કવિ પ્રેમાનન્દભાઇએ રચેલાં નાટકોની અસલ પ્રતો હજુ સુધી હાથમાં આવી નહિ, તેમજ તે પ્રતો ઉપરથી ઉતારીને જે નકલો છાપખાનામાં છાપવા મોકલેલી, તે પણ હજુ સુધી જડી નહિ. તેમ તે વાતને ઘણી લાંબી મુદત થયાથી હવે તે જડશે કે નહિ, તે પણ હવે શક પડતું લાગે છે.

એટલે નાટકોની કૃતિ વિષે કાંઇ પણ ચોક્કસ નિર્ણય હાલ તો થઇ શકે એમ જણાતું નથી. તેથી પ્રેમાનન્દના વખતમાં આપણી ભાષાનું ગદ્ય કેવું હતું, તે નક્કી થાય તો તેના આધારે નાટકોના કર્તા માટે કંઇક પણ અનુમાન કરવામાં આવે, તે હેતુથી તે કવિના વખતના ખતપત્રો શોધી કાઢી આ નીચે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

જો કે, તે ઉપરથી ખરો નિર્ણય તો થઇ શકે તેમ નથી, તેમ છતાં હાલના અનુમાનોમાં કંઇક વિશેષ વધારો કરવાને બની આવશે. તે સિવાય બીજો કોઇ પણ ઉદ્દેશ આ લેખનો નથી.

કવિના વખતની ગદ્યમાં લખાયેલી વાર્તાઓ કોઇ કોઇ સ્થળેથી મળે છે, પણ તે વિશેષ વાંચનમાં આવવાથી તેમાં લહીઆઓના હાથે ફારફેર થવાનો વધારે સમ્ભવ રહે છે, તેવું આ ખતપત્રોમાં હોવાનો સમ્ભવ નથી. કારણ કે તે જેને લાગતાં વળગતાં છે, તેના વિના બીજા કોઇને તે ઉપયોગી નથી. એટલે પછી તેમાં વધઘટ થવાનું કારણ નથી.

કવિનો જન્મ સંવત ૧૬૮૨ માં અને અવસાન (?) સંવત ૧૭૮૨ નો સમજી મુખ્યત્વે તેના જ વખતના દસ્તાવેજો લેવામાં આવ્યા છે. આરમ્ભના ત્રણ ખત, જન્મ સાલથી પહેલાંના છે, પણ તે એટલા નજીકના છે કે તેટલી ટુંકી મુદતમાં ભાષા, જોડણી, ને વાક્ય રચનામાં બહુ રૂપાન્તર થઇ શકે તેવું નથી.

આ નકલો જે અસલ દસ્તાવેજો ઉપરથી ઉતારેલી, તે દસ્તાવેજ આ લેખકના વખતના નડિઆદ તાલુકે ચુણેલના ભાઇ શ્રી નર્મદાશંકર પ્રભાશંકર પાસેથી મેળવી હતી, તેથી તે આપવા માટે તેમનો ઉપકાર માનવો જોઇએ.

અસલ દસ્તાવેજોમાંથી ઘણાક મુટેના કપડા ઉપર છે. શાહી ને કાગળની બનાવટ એવી ઉત્તમ છે કે તે લખાયે ઘણી મુદત થઇ ગયાં છતાં જાણે તે હમણાં લખાયાં હોય એમ જણાય છે. કોઇ કોઇ લેખમાં લાગતા વળગતાઓએ મતુ કરનારનું નામ, તેમ રૂપીઆનો આંકડો છેકી નાખ્યો છે.

આ અસલ દસ્તાવેજો જેમને જોવાની ઇચ્છા હોય, તેમણે નર્મદાશંકર પ્રભાશંકર (જે હાલ ઉમરેઠના [illegible]માં મહેતાજી છે) ને મળવું અથવા લખીને પૂછવાથી પણ ખાતરી થશે.

વડોદરા મુકામે ભરાયેલી ચોથી સાહિત્ય પરિષદ્‌મા આ કવિનું એક નાટક ભજવાયું હતું, પણ તે વખતે કવિની મૂળ કૃતિમાં કેટલેક ફેરફાર કરેલો હોવાથી, કેટલાક શ્રોતાઓના, મનને ઠીક લાગ્યું નહતું. (તેમને એમ આશા હતી, કે કવિની મૂળ કૃતિ પ્રમાણેજ આ નાટક ભજવાશે) આ વિષે કેટલીક ચર્ચા ત્યાં ઉઠી હતી, તે વખતે કેટલાકનું કહેવું એવું પણ થયેલું, કે મૂળ પ્રમાણે જ જો આ નાટક ભજવાય તો તેથી શ્રોતાઓને તેમાં રસ પડે નહિ, તે જ કારણથી (શ્રોતાઓનાં મન રંજન કરવાના હેતુથી) મૂળ કૃતિમાં જે ફેરફાર કરવામાં આવ્યો છે તે યોગ્યજ છે

આજ પ્રમાણે દસ્તાવેજોની ભાષા, જોડણી, અને વાક્ય રચનાનો મુકાબલો નાટકોની સાથે કરતાં ઘણો તફાવત માલમ પડે છે (વિશેષે કરી જોડણીમાં) તેથી એમ અનુમાન થાય છે, કે વાંચનારાઓનાં મન રંજન કરવા સારૂ નકલો ઉતારનાર ગૃહસ્થે (ભલે તે નાથાશંકર હોય, કે અન્ય ગૃહસ્થ હોય) વખતે અસલ નાટકોના લખાણમાં સહજ ફેરફાર કર્યો હોય.

આ પ્રમાણે થયેલું ન હોત (જો થયું હોય તો) ને અસલ પ્રમાણે જ નાટકો છપાયાં હોત તો તેની કૃતિ માટે ઉઠતી શંકાઓનો અર્ધો અર્ધ ભાગ, આપો આપજ નાશ પામત.

કૃતિ વિષે અનેક ખરી ખોટી કલ્પનાઓ ઉઠાવી એક બીજાનું ખંડન મંડન કરનારા ગૃહસ્થો, હજુ પણ નર્મદા કાંઠે આવેલાં ચોવીશા બ્રાહ્મણના ગામોમાં તપાસ કરાવશે, તો કંઇક પુરાવા લાયક નાટકોની પુસ્તકો, કે તેના ખંડ ભાગો, મળી આવશે. કેમકે તે કવિના વખતમાં વડોદરાના ચોવીશા, તેમના એકડામાં હતા. (હાલ જુદા પડી ગયા છે)

પ્રસિદ્ધ કરેલા દસ્તાવેજોના અસલ લખાણમાં, આ લેખકે કોઇ પણ જાતનો ફેરફાર કર્યો નથી. મૂળ લખાણ, તેના ખરા રૂપમાં જ લખવામાં આવ્યું છે.

## પ્રાચીન લેખમાળા.

### લેખ. ૧. લો. ઘરેણાઉ ખત.

સંવત ૧૬૮૧ વર્ષે ફાગુણ સુદ ૧૫ ગરેઉ અદેહ ખંભાત વાસ્ત પ્રેમાવીમની પોલ શ્રી નારણજી ગોવદ પારખાનુ દવે વાસદેવ આણંદ હસ્તાખીરાણ દતાય રૂપઇ ૨૫ અંકે પચવીસ દેવા પુરા અમદાવાદી અનમોરા દેવા માસ સદ્ધ. ૧॥ દેવા એણા ઉપરે દેવા એણ ઘર ૧ દવે માહાદેવના પાસરૂ તે ઉપરે દેવા મરચનૂ બ્યાજ નહી ધરનૂ ભાગૂ નહી અવધ વરસ ૫ ની પરહી ઝ યારે માગે તરઈ આપીએ સહી.

---

* ૧ ભાડું ૨ જ્યારે ૩ ત્યારે.

| અત્ર મતા | અત્ર સાખ |
|---|---|
| ૧ વાસદેવ આણુદ મત | ૧ દવે માહદેવ સાખ |
| રૂપઇ ૨૫ સીકહી માગ તર આપે | ૧ દવે અદરજી શીદેવ સાખ |
| | ૧ દવે વસીઆ સાખ |
| | ૧ દવે કેસવજી બધા સાખ |
| | ૧ દવે નરોતમ લહુજી સાખ |
| | ૧ દવે માધવજી નેગજી સાખ |
| | ૧ દવે માહાવજી જેદેવે સાખ |
| | ૧ દવે હરીદેવ સ્વામીદાસ સાખ |
| | ૧ દવે ક્ષેસપત્ય આણુદ સાખ |

આ લેખ નીચે બીજો એક અધુરો લેખ છે તેની નકલ

સવત ૧૬૮૭ વરખે માગસર સુદ ૧૦ સોમે રુપઇનુ ૧ અકે એક સકાનો દેવો નારાયણ ગોવદ પારસાત લખીત વાસદેવ આણુદ હસ્તાક્ષરા હતાયત રુપઇઆનૂ બ્યાજ નહી ને ઘરનૂ ભાડૂ નહી

## ગરેણે મૂકેલુ ઘર છોડાવ્યાનો લેખ.

૨

શ્રી ગણેસ

સવત ૧૬૮૩ વરખે કારતગ શુદ ૨ ગરઉ અ૦૬ એક ગાગ વારતવ્ય દવે હરીહર તથા ભાણજી તથા ગગારામ પારસ્યાત દવે વાસુદેવ આણદ તથા તથા ક્ષેસપત આણુદ તથા સહદેવ સીપા તથા બાઇ સાવત્રી તથા મથૂરી તા ગોમતી હસ્તાખરાણ્યા હતાજત રૂપૈઆ ૧૨૫ અકે એકસો પચવીસ પૂરા શકાઇ એન મોહોરા આસાં ૧૧॥ નાં પૂરા આપ્યા બાબત ઘર ૧ ખેડાવાલની મોહોલ્યાતનૂ મધેનૂ દવે વસીઆ તથા માહાદેવના વચનૂ દવે વાઘાના ઘર સામૂ દ્વાર છે તે ઘર અશલ દવે ભમરક્ષ તથા દવે આણુદનૂ છે જે ગરેણે હતૂ તે દવે વાસુદેવ તથા બાઇ સાવત્રીને રૂપઆ આપીનિ મુકાવ્યૂ તેહની વગત રૂપઆ ૬૨॥ અકે સાઢી બાસઠ દવે વાસુદેવને આપા તથા રૂપઆ ૬૨॥ અકે સાઢી બાસઠ બાઇ સાવત્રીનિ આપા. જમસે રૂપઆ ૧૨૫ આપીનિ મૂગાવ્યૂ તે દવે એ ઘર સાથે દવે વાસુદેવને તથા બાઇ સાવત્રીનિ સર સમધ નહીં દવે હરીહર ગગારામનિ આપૂ તા. ભાણજીને આપૂ સહી શ્રી.

| અત્ર મતૂ | અત્ર સાખ. |
|---|---|
| ૧ દવે વાસદેવ આણુદ મતુ | ૧ દવે માહદેવ પનમ સાખ |

}ભાગ

૧ દવે પ્રેસપત સીપા મત
૧ બા. સાવ્યત્રી મથૂરી ગોમતી મતુ



૧ દવે વાઘા હરનાથ સાખ
૧ દવે દમવાકર સાખ
૧ દવે કૃષ્ણજી નાગજી સાખ
૧ દવે સુખદેવ સાખ
૧ દવે નરસહી સાખ

†૧ દવે આત્મારામ સાખ ૧ દવે નરોતમ સુત લહુજી લખા પ્રમાણુ સાખ ૧ દવે ત્રીલોચન સૂકા સાખ ૧ દવે વીસેસ્વર શ્રીપત સાખ ૧ દવે શ્રીરામ સાખ લખ પરમાણુ ૧ દવે માહાવજી જેદેવ સાખ ૧ દવે માહાવજી સાખ ૧ દવે લખમણુ ગોપાલ સખ ૧ દવે રામકૃષ્ણુ ભેવત સખ ૧ દવે દેવરાખ નાગજી સાખ ૧ દવે વસીઆ સખ ૧ દવે ગોકુસારથ્થ સાખ ૧ દવે મહંદ પાઅડ ૧ દવે ગોપાલ સાખ ૧ દવે ગોવદ જીસદાસ સાખ ૧ દવે હરીકૃષ્ણુ સાખ ૧ દવે માહવકૃષણુ સખ ૧ દવે હરદેવ ગ્વામીદાસ સાખ ૧ ધરણી-ધર સાખ ૧ દવે મગા ધનજી સાખ ૧ દવે કેસવજી બધા સખ ૧ બારોટ બટ્ ભગન સખ ૧ વજેકરણુ વછડ સખ ૧ ત્રવાડી માધવ સાખ ૧ દવે ધનજી સાખનું પરમાણુ

## લેખ ૩ ( પહોચ )

સંવત ૧૬ ૩ વરખે કાર્તગ સુદ ૨ ભોમે અદેહ એક ગામ વાસ્તવ્ય દવે ઇંદ્રજી શ્રીદેવ પારસ્યાત બા. સાવ્યત્રી તથા મથૂરી ગોમતી હસ્તાક્ષરાણુ દતજત રૂપૈઆ ૬૨ાા અંકે સાદી બાસઠ પૂરા એહેન મોહોરા દી ઇંદ્રજી શ્રીદેવે આપા દવે માહાદેવ તથા દવે વસીઆના મધ્યનૂ તે દવે વાઘાના સામૂ દાર તે ઉપેરે આપા બા સાવ્યત્રીના રૂપૈઆ ૬૨ાા હુતા તે આપા. એ ઘર ગથાતે બા સાવ્યત્રી મથૂરી ગોમતીનો અર અલાખો નહી કરી વાતનો સહી. રૂપૈઆ ૬૨ાા સકાના બા સાવ્યત્રીએ લીધા.

અત્ર મતૂ

અત્ર સાખ

૧ મા. સાવ્યત્રી મથૂરી ગોમતી મતુ



## લેખ ૪ ધર્મપત્રિકા.

"સંવત ૧૭૨૦ વર્ષે માઘ વદિ ૩૦ રવૌ અધેહ વાણુારસી વાસ્તવ્ય લિખિતં દવે મા-હાવજી જેદેવ મત ઘર ૧ પ્રેડાવાલની પોલ મધ્યેનુ અમાહાર વસવાનું તે ઘર અમે

† આ લેખ લખાતી વખતે આપણા ગુજરાતી બ્રાહ્મણોની કુવાં કેવાં નામ હતાં તે જાણવા માટે આ ખતમાં સાક્ષી કરનારાના પૂરેપૂરાં નામ આપ્યા છે

મહોદયને દિવસે દવે ધારેશ્વર સર્વેશ્વરને બ્રહ્મપુરીકે§ કરીને આપ્યું આચંદ્રાર્ક આપ્યુ એ ઘરના ખુટની બ્યન્તિ ઉત્તરદ્વાર ખડકી પૂર્વના પાસાની ભિંતિ‡ દવે મહાદેવની રસોડીમાહા પડે છે તે પોતાની છે દક્ષિણ પાસા વાટ છે પશ્ચિમ પાસાની ભિતિ દવે વાઘાના ઘરને સાધેલી† છે ઉત્તરના પાસા ભિત્તિ પોતાની છે દવે નરોતમના ઘરમાહાની એવં ભિતિ ત્રણ્ય પોતાની છે ભિત્તિ ૧ વાઘા સાથે સાધેની છે એણી બ્યકતે ઘર ચતુ સીમા છે એ ઘરમાહે કોહોનો સર સંબધ નહી મે દવે વીરેશ્વર સર્વેશ્વરને આપ્યુ કૃષ્ણાર્પણ એ માહારા વચન થકે ફરે તે પિતા થકે ઉત્પન નહી ઇદ લિખિત વિધિના પાલનીય ॥

( અહિંથી અક્ષર બદલાયા છે )

લખીત દવે માવજી જેદેવ જત દાનપત્ર પાસે બેસી લખાવ્યૂ છે તે ઘર માર આપૂ રીમે મણીકર્ણકા* મધે દવે વીરેશ્વર સર્વેશ્વરને આપૂ એ દસખત મારા હાથનૂ છે મોહોદે પર્વ શ્રીકૃષ્ણારપણ કરી આપૂ દક્ષણા રૂ ૦ા પાવ આપી છે મહી મારી માનજો ભાઈ જે થાએ તે તે દીવસ પાળૂ તે દવે વીરેશ્વરનૂ

| | |
|---|---|
| ૧ અત્ર સાક્ષી વિશ્વેશ્વર વીરેશ્વર | અત્ર સાખ શ્રી વીરેશ્વર |
| | ૧ દવે મ્મલાકર નાગજી સાખ |
| | ૨ દવે રત્નેશ્વર સાક્ષિ |

## ઘરનું વેચાણ ખા૰ ૫.

સ્વસ્ત શ્રી મદનૃપ વિક્રમાર્કાભિપતિ પાતશાહ શ્રી ૭ ઓરંગજેબ દિવાન શ્રી ૫ જાફરખાન એવ પાયમ ૩ા સંવત ૧૭૨૦ વીશ વરષે ફાલગણ સુદ ૨ ભોમિ× અદેહ વારા બુસિ વાજતવ દવે વિરેશ્વર દસુઆ ભેન+ નાગજી તથા દવે સરવિસ્વર તથા દવે વિસ્વેસ્વર જોગ્ય લખિત દવે માહવજિ જેદેવ બનધેરા– જત શ્રી ખભાનત મધિ હવિલી વડાગોઆરે[1]ડાખલ ( અર્થ બેસતો નથી ) મોહોલત્ત્મ ખેડાવાલનિ મધિ ઘર ૧ અમારૂ ચોઅતાને વશાબાપાનૂ છે યે દવે વાઘાના–પાપાસોજૂ તેપ ઘરાના ખૂટનિ વગત્ત ઘર ઃ બારણૂ બૂહી[2] સામૂ છે આગલિ પાણિઆહારૂ ઠોહો બહર છે ચોટાક બેમે ઝાસોઓનૂ[3] છે એ તથા અટઆલિ[4] એક છે તે એનિ પારો ખાલ ૧ છે આગને ખડ રસોઠૂ છે એ ઘર

---

§ રાચ રચીલુ તથા દાણા દુણી ભરીને આપવુ ‡ ભીત † સહીઆરી–અર્ધોઅર્ધ * કાશીમા મસાણના એક ઘાટનું નામ × મગળવાર + અવટક જણાય છે – અવટક જણાય છે ૧ ખેગવાલની ખાડીઓનો આ એક પેટા ભાગ જણાય છે, ને તે બે હોવાથી આ સ્થળે 'વડાગોઆરા' જણાવ્યુ છે બીજો ગોઆરા પણ આજ ખેડાવાળાની પોળમા છે તેને માટે ખત ૭ મુ જોવુ ૨ ભેયરૂ અર્થ હશે ? ૩ અર્થ સમજાતો નથી. ૪ ટાકટી, પાણીઆરા પાસે આરડે બાર દશ ભેડા પાણી માય તેવી છો બધ જગા, ઘણો વાર તેની પાસે જો ટાંકુ હોય છે તો તેમાથી પાણી કાઢીને તેમા ભરી રાખે છે

મધે ખંડ ૨ આ છે આગલે ખંડ છાપરૂ છે બીજેપે ખડ પીટણી* છે તે ચુપુરસ લિખ્યુ છે એ. ઉપરથે છાપરૂ એએ દાખિયુ છે આગલા પડાલનાં નેવ ખપરી ઉપર પડે છે પાછલા પડાલાના નેવ દવે માહાદેવનિ છાપરા ઉપર પડે છે પુરવ પાશાનિ ભીત્ય દવે માહાદેવનિ ઓરડીમાહાં પડે છે તે એ પોતાનિ છે પસ્ચમ પાશાનિ ભીત્ય દવે વાઘાની સાંધીલી છે. ઉત્તર પાસાની ભીત પોતાનિ છે. દખણ પાસાનિ ભીત પોતાનિ છે તે એ વાડામાંહા પડે છે તે એ ભિત્યે જાલીઆ ૪ છે બારી ૧ છે દવે દેવાંશ આ ઘર સાંખિ છે એ વગત્યરૂ ઘર દવે વીરેસ્વર કસઆતે વેચેથાપૂ આપૂ રૂ ૧૯૧ અંકે એકસોએકાણૂ માટે આપૂ આ ચંદ્રારક આપૂ એ ઘર સાથે કોહોનો દરદાવો નહી એ લખૂ બાપના બોલ। સાથે પાંચીએ એ રૂ ૧૯૧ આપતાં આણી માલવાહોતી‡ છોએ સો। અમિ એ ખણિની ખડસી।

અત્તર મતૂ.
૧ દવે માહાવજી જેઓદેવ મતુ ઉપગ્રે લખૂ તે શદિ

અત્ર માખ
૧ દવે કમલાકર નાંમજી સાખ.
૧ દવે રતનેશ્વર સાખી
૧ વા. શ્રીદેવ પરમાંનંદ સાખી ઉપર લિખત સહી
૧ વિ. મુકુંદજી ઠણુઆ સાખી
૧ ત્રિ. રણછોડ દવારકાદાસે સાખી
૧ વિ. આડઆ ભવાન માખ ધણી હજુર
૧ વ્રંસ માહેશ્વર સાખ
૧ શુકલ વિસ્વર વીરેસ્વર સાખી
૧ અરજીત ક ગોપીનાથ સાખી.

## કુરમતી. લેખ ૬.

સંવત ૧૭૧૪ વરખે કારતગ વદ ૮ દને અદેહ ખંભાત વાસ્તવ્ય બાઇ સાવીત્રીની દીકરી બાઇ ગોમતી પારશાત ડોસા વોરા બાઈ મથુરાની દીકરી બાઇ ઠકરાંણી ગોમતીની માંહિજ ઉત્તરાખરાંણુ દેવાજત અમારા દીકરા વોરા બાલકૃષ્ણને ઘર આંબપોર આપી હુતી બાઇ સાવીત્રીએ આપી હતી તે બાઇ ગોમતીએ દવે મેઠજીજને આપી તે ઘર સંધાતે અમારે દરદાવો નેહી રૂપઇઆ ૨૦ અંકે વીસ બાઈ ગોમતીએ આપ્યા એમે ધરનો દાવો મેલો અમારે ઘર સાથે દરેદાવો નહી એબેરામ નરાવા સેઠી બાઇ ઠકરાંણી તથા વોરા બાલકૃષ્ણ તા. ઓધવજી તા રઘૂ તથા રામકૃષ્ણ તા. હરીકૃષ્ણ જેતે અમારે ઘર સાથે દરદાવો નહી એ લખુ બાપના બોલ સાથે.

અત્ર મતે
૧ બાઇ ઠકરાંણી મત

અત્ર સાક્ષ.
૧ વો. હરીરામ સીવરામ સાખ.

* અર્થ એકો નથી. § ઉત્તર. ‡ શબ્દ સમજાયો નથી. † આપુ.

| | |
|---|---|
| ૧ વોરા બાલકૃષ્ણ ભટ્ટ | ૧ દવે શંભુ સાક્ષ. |
| ૧ વોરા આધવ ભટ્ટ | ૧ દવે ગણેશ વાઘજી |
| ૧ વો. રઘુ ભટ્ટ | ૧ શા. કુઅારજી દેવચંદ સાખ |

૧ મહતા ધનજી વીઠલ સાખ ૧ વાં. ગોવદ સાખ, ૧ અ. હરખેશ્વર સાખ. ૧ વોરા સુખદેવ સાખ.

## ગીરેણાઉ ખત. લેખ ૭.

સ્વસ્તિ શ્રી સંવત ૧૭૧૮ વર્ષે માઘ શુદિ ૧૫ શુક્રે અશ્વેહ અશ્વપતિ ગજપતિ નરપતિ છત્રપતિ એહવા પાદશાહ શ્રી ૭ શાહા ઓરંગજેબ સર્વ મુદ્રાં રાજ્યં કરી ફેરા આરિશાત ગુજરાત મધ્યે સોએ સાહેબ નવાબ શ્રી ૫ મેહેમદ અમુખાંન દીવાની શીપમી ન લતીફ અમદાવાદ મધ્યે હવે ॥ ખંભાત મધ્યે હાકીમ શ્રી ૫ મી ના લતીઅફજાપ કર્તા કાજી શ્રી ૫ જોહાંન મેહેમદ વાકા નિવેશ શ્રી ૫ મી ના બવાબી વેગ એવં પચકુલ પ્રતીપત્તા ખમાત વાસ્તવ્યં ખેડાવાલ જાતી દવે (નામ છેકી નાખ્યાથી બરોબર વચાતું નથી) વિધમાન (નામ છેકયુ છે પણુ વંચાય છે) શ્રી કૃષ્ણુ પારસ્પાત યોગ્ય લખીત એક જાતી દવે (નામ છેક્યું છે) હસ્તાક્ષરાણુ દત્તાયત રૂપૈઆ ૧૨૫ે અંકે રૂપૈઆ એકસો પંચવીશ. (રકમ છેકી નાંખી છે) પુરા રોકડા એહેન મોહારા માસા ૧૧॥ ના શીકાર અમદાવાદી ટકસાલના યારે જેવા ચાલે ત્યારે તેવા દેવાં ગ્રહેણા ઉપરે દેવા તેનૂ ગ્રહેણુ ઘર ૧ હવેલી ગોઆ રાનિ મધ્યે મોહોલત ખેડાવાલની પોલમા ઘર છે તેના ખૂટની વગત્ય ઘરનું દ્વાર દક્ષણ સાંમૂ છે તે મધ્યે ઓરડાનુ બાર પશ્ચિમ સામૂ છે પેર ખંડ બે છે તથા ઘરમાં પેસતાં સાંમૂ રસોડૂ ઇટર છે તેનું બાર દક્ષણ સાંમૂ છે બીજૂ બાર ઓરડામાં પડે છે રસોડા ઉપરે મેડો વસલીનો‡ છે તે ઉપરે છાપર એક હાથ છે કહરો ૧ દક્ષણ ગમાનો ઇટર ખાસો પોતાનો છે તેણે રોશદાનાંડુ§ છે કહરો બીજો ઉતર ગમાનો રહીઆ શાંમજીના અડતીજોડ ભીત્ય છે પછીત પૂર્વ ગમાંનિ ખાથી છે તે દવે માહાદેવની ઓરડીમાં છે તથા ઘરમાં પેસતાં ડાબે પાસે પાણીહારે ટાંકુ તથા ગદ્દુઆની છાબંદ છે તે ઉપલી ભીત્ય દવે નાપી શ્રી દેવના સાથે સાદાસી છે બારણુ ઓટલી છાપંધ છે તથા ખાલકોઈ,ડતટ છે, ઓરડા.ઉપરે પાટણી છે તે ઉપર કોઠલો† છે તે ઘર પૂરું આપ્યો છે બાકી ઉપર સર્વ અમારે હવાલે છે. ત્યાંહાં ઉપર ચઢવાનો દાદર છે તે દાદર બારી.દેમ મૂકીએ અને કહરે બારી છે ત્યાંહાં થૈને ઉપર વાવરીએ એ ઘરની વગત્ય એ ઘરના સ્વાંગ હેઠલ દલ ઉપરે દેવા. હેઠલનૂ ભાડૂ નહી ગુરુથનુ બ્યાજ નહી ઘર મધ્યે વસો વસાવો વરત બરો બરાવો ભાડે આપો

---

‡ વાંસનો જડેલો. § અર્થ બેઠો નથી. † જુના વખતમાં મેડા ઉપર, કે ઓરડામાં ભીતેર પાસે પાટીયાં જડીની લેઇ દાણા નાખવાનો કોઠાર કરતા. દેટા ચૂનાથી પણુ આવા કોઠલા થતા, ને હજી પણુ કોઇ કોઇ જગોએ થાય છે, પણુ તેને કેટલાક ભાગમાં ડાંઠાર પણુ કહે છે.

તથા આડ ઞ્રહેણે મુકો પડુ આખડુ અમ્યે સમરાવી આપૂ અમે હાજર નાહૂ તો બે માણસ હજૂર ખરચો તે મુજરા આપુ. રાજક દૈવક ગુરથ સોએ ઉપરે દેવો એ ધરતી મર્જૂદ ચાલ ચોક આંગણુ વાવર વારો છ્છારો* યમ હોએ તે ત્યમ વાવરો વલત ભાડ વરસ ૧ ના દોકડા પંનર છુટા કરા છે તેનાં નલીઆં ખોરો તથા મંચરામણી દવે ભાંજ-દત ખરચે ખાડી યે એમે તે અમારે માથે અવશ્ય બંધી કલકાવલ રહીત રુપૈઆ એકસો પચવીસ પૂરા રોકડા એકી મૂઠે આપૂ ત્યારે એ ઘરનુ હેઠલદલ સ્વાંગ ગ્રહેણુથી છુટે સહી પ્રીમ ગમાંની બીતે બારી છે તે દેઈ મૂકી છે

અત્ર મતુ

(મંતાવાળાનું નામ છેકી નાંખ્યુ છે)

ઉપર લખ્ય પરમાણે રૂ ૧૨૫ અંકે એકસો પચવીસ.

અત્ર સાક્ષિ

૧ ગડી. ભગવતીદાસ રામદાસ સાખ

૧ દવે વસ્તા પ્રજારામ સાખ

૧ ભટ ગણેશ પરષોતમ શાખ
ઉપર લખ્યા પરમાણે ધણી બે હજુર કરી છે.

૧ કલાણ જીવરાંમ સાખ ધણી બે હજુર રૂ ૧૨૫ અંકે એકસો પચવીસ.

૧ કઉ સુરદાસ પાતલ સહી સાખ રૂ ૧૨૫ ની ધની બે હજુર

૧ વો. આદમજી સાખ ધની બે હજુર.

૧ દવે વીરદાસ વી. ડાભાઇ સાખ ધણી હજુર કરી છે

૧ પટલ ગાંગજી નરસીંગ સાખ ધણી હજુર.

## ફારગતી લેખ ૮.

સ્વસ્તિ શ્રી સંવત ૧૭૦૮ વરખે શ્રાવણ શુદિ ૧૦ વાર ગરેઉ અદ્યેહ પાદસાહ શ્રી શ્રી ઘાં (ગ્રાં, કે,ઢાં, તે બરાબર સમજાતું નથી) ગરાજં કરોતી તસ્યાદેશાત ગુજરાત મધ્યે જાફરખાંન ન્યાય કરતા છે દીવાંન શ્રી શરીઅતખાંત અમદાવાદ મધ્યે સર્વશુહવે ખાહસે ખભાત મધ્યે ન્યાય કરતા શ્રી અનાહુવા કાજી શ્રી મૈઅદ અબદાક રહેમાન વાકાનીવેશ શ્રીનીવતી મેતા દયારામ છે દીવાંન શ્રી શેખ નજીમ કોટવાલ શ્રી હબીમખાં એવં પંચ-કુલ પ્રતીપતો ખંભાત વાસ્તવ્ય ખેડાવાલ ગનાત ભીતરા દવે રતનજી વાચા બનમેન કેસ-વજી તથા સુત પરશોતમ તા. બાઈ રાજુ તથા અરમાંન માતા બાઈ વીર મેતા સહીઆ ધનજીની દીકરી તે દવે રતનજી બાચાની ધણીઆણી જોગ લખીતં દવે રોમજી તા. બાઈ રઘુનાથજી એ બે ભાઈ દવે રતનજી બાચાના દીકરા જત દવે રતનજી બાચાની હાત હઈ આલીએ સાવધાનપણે ખુશ રજાએ પોતે પોતાના સમજી પ્રીછીને પોતાને ઉપર મ દુનીઆં

* અર્થ જોડો નથી.

એવ છોં તાર કે પૂઢે વધગે નહી માટે પોતાના ફરજનને રજાવંત કરીને સમજાવ્યાં તેની વીગત અમારા હીસાનુ સમજાય છરી ધુરે તથા પરવાખ તથા ત્રાબડાંઈ સુમડા તથા ગજે ભદ્રાએ તથા ત્રાજુએ તોલાએ તા. કાટે કરી જોખાએ તા. જે વસ્ત્ર નાંમ ધરાએ તા પટ વાખરો તા. ગરેણગાહૂ તથા રોકડ તા. લેહેણુ દેવુ તથા ચીઠીપત્રી જે કાંઈ અમારી કુલ મલકત મતેહ અમારા હીના ઉદયા ખડીને રૂપૈઆ ૧૦૦૧ અકે એક હજાર ને એક તમે અમને આપા તે અમે કબુલ કરા હવે અમારે તમારી કુલ મતા સાથે તથા ઘર સાથે લેવું દેવુ નહી સરસમધ નહી અમે અમારું મમજી ગ્રીછી લીધુ છે હવે દવે રતનજી વાગ્યાને રાજક દૈવકે પરશોતમ તથા રાઘુ બે ભાઈ તા ધણીઆણી નાતરીત કરે તેમા અમારે લેહેણુ દેવુ નહી અમારી માનું પણ અમારૂ અમ પાસે છે કુલ અબાખ અગ્રરાંમ ન દાવા.

અત્ર મતુ

૧ દવે રામજી રતનજી મતુ

૧ દવે રઘનાથ રતનજી મતુ

ઉપર લખા પરમાને સહી

અત્ર સાખ

૧ મ. રેવાદાસ ગરધરદાસ સાખ

૧ વીજેરામ રામજી સાખ

૧ દવે કાસીનાથ કાનજી સાખ ધની બે હજુર કરી છે

૧ દવે વશનજી કાનાઈ સાખ ધણી બે હજુર

૧ દવે ભીવજી શ્રી કૃષ્ણ સાખ ૧ દવે નરસહદાસ શીવશંકર ૧ દવે ત્રબકજી બાવા સાખ ધણી બે હજુર કરી છે,

આ વિના બીજી છવીશ સહીઓ છે તે સ્થળ સંકોચને લીધે ઉતારી નથી

## દુકાનનું ગરેણાઉ ખત લેખ ૯ મો

સ્વસ્તિ શ્રી સવત ૧૭૫૪ વરખે ફાગણ શુદિ ૫ વાર શનેઉ અધેહ × × [1]ઓરંગ ઝેબ ગાજી આલમગિરિ પાદશાહ સર્વ × રાજ્ય કરોતી × તે મધ્યે સોભે સાહેબ નવાબ શ્રી ૫ સુજાતખાન દીવાન શ્રી ૫ મી મોહોરામકજાપ કરતા કાજી શ્રી ૫ શેખ આલમ વાકેવાકા નિવેશ શ્રી ૫ કાજી મીર અબદલ રહીમ અમાન શ્રી ૫ ( ખાલી ભાગ છે ) અદાલતના દારોગા શ્રી ૫ હબીબલા દીવાન શ્રી ૫ દા. વજભુખણદાસ × × ખુદીરેમ તથા હવાલદાર શ્રી ૫ શીદી જેવેર તથા શેઠ શ્રી ૫ રેવાદાસ. × [2]× ખભાતના શકરપોર વાસ્તવ્ય સલાટ ગનાત લઘુ શાખા સાકરી × તથા બાઈ વેઠી સા. ગોપાલજી મદનજીની બેટી તે સા. કસમજીની ધણીઆણી સા ગોપાળજી મદન બન માધવ હસ્તાક્ષરાણુ હતાજત રૂપૈઆ ૪૧ અંકે એકતાલીશ જારે જેવા થાશે તારે તેવા આસા ૧૨૫ ના અમદાવાદી તથા શ્રી ખભાતની ટંકસાલના પરેખા ઉપર દેવા તેનુ ઘરેણુ હાટ ૧ શકરપોરનાં ચઉટા મધ્યે ઉગમણી × × × મનુ કુમારે માહે છે તે હાટનુ બાર પશ્ચમ સામુ છે હાટ અક ૧ એક છે

[1] અર્થ એમનો નથી. શબ્દો અશુદ્ધ જણાય છે. [3] તાંબા પિતળના વાસણ

[2] ખતના છેડા ખવાઇ ગયાથી અક્ષરો ગયેલા છે

તે × × કરો ૧ દખણુ પાસને ઘટર-સાખિલો છે ૧૧૦ થવામે મજનાર. × × પાસાને ઘટર સાખિલો છે. તે ભગવાંન ગોપીના હાટ મધે છે પછીત × × × છે તે છીંડા મધે પડે છે નેવ છે આગલ ચુરા ઘટર છે તે આગલ વેદી છે તે ઉપર છાપરુ છે તે। છે પાદશાહી શ્રીઆમ છે એ હાટ ઉપર દેવા હાટનુ ભાડૂ નહી સુરથનુ વાજ નહી વસો વસાવો ભાડે આપો તથા ગ્રાંડ ઘરેણે મુકો વસ્ત ભરો ભરાવો પડૂ આખડૂ અમો સમરાવી આપૂ તો નાણુ બે હજુર ખરચ્યે તે મુજરા આપૂ રાજક દૈવક સુરથ સોથ × ઉપરે છે × × રૂ- પૈઆ એકતાલીસ આપૂ તારે એ હાટ ઘરેણેથી છટે હાટની હદ × × × મ છે તે મામે પાવરો વલત ભાડૂ વરસ ૧ ના ટકા ૪ કરા છે તેનાં નવીઆ × × સે તે ખરચે બાકી જે બેસે તે સર્વને ધણીને માથે એ લખુ બાપના બોલ સાથે પાલીએ.

અત્ર મતુ

૧ (અક્ષર છેકી નાખ્યાથી બીલકુલ વંચાતા નથી)

અત્ર સાખ

૧ (સાક્ષીઓનાં નામોમાંથી અર્ધાં નામ ફાટી ગયાં છે.

૧ સા કીકા × ×

૧ સા વીઠલ × × ×

૧ કાહારી × ×

૧ પા. ભોવાન × ×

## રૂપીઆ ધીર્યાનું ખત લેખ ૧૦.

શ્રી ગણેશાયનમઃ સંવત ૧૭૮૫, વરખે આખડ સુદ ૧૦ ભગુ દીને પંડા લાલજી રઘનાથ પારસાત ઠાકર હરીજી તથા જોશી નારણજી તા. પડા દેવ તા. પંડા લલજી ભાગ ચાર રૂ ૩૦ અંકે ત્રીસ પુરા લીધે તેનુ વાજ માસ ૧ રૂ ૧ રોકડ ૦।। ચઢ સહી મજમલ રોકડા પનર ૧૫ ચઢ સહી ભાગ ચારે લીધા એહમા કોઇ દગ કર તને નાથજી ધાર વાજ મેદ આપીશ ભાગ ચારે આપીશ પરમેસર કર તે પરમાણુ.

અત્ર મતુ

પડો દેવ

જોશી નારણજી મતુ

અંતર સાખ

પંડા દયારામ

### ખત. લેખ ૧૧.

સંવત ૧૭૮૯ વરખે ચૈતર શુ ૧૪ દીને પડા દેવ સુરજી પારસાત નનોલા કદુઆ સુત ઝીણા હસાનખરાંણુ દેવાજીત ભાંગ ઉધાર રૂ. ૨ અંકે બ પુરા દેવ તેનુ વાજ માસ ૧ રૂ ૧ રોકડ ૨ અજમાળ રોકડ ૪ ચઢ સહી બપન બાલ સત આપ્યા ધણી માગ તાર આપીશ કલકાવલ રહીત બાપ દૈસ પરદેસ આપ.

અંતર મતુ

૧ નનામ કદુઆ

૧ સુત ઝીણા

અતર સાખ

પરમેસર સાખ

કુબાવાડ—રેવાકાંઠા.

સં. છગનલાલ વિદ્યારામ રાવળ.

# ભાઈ ચંપક ને બહેન કેતકી.

એક રાજા હતો. એને બે રાણી હતી, એક માનિતી ને બીજી અણમાનિતી. માનિતીને પેલા ખોળાનો પુત્રપ્રસવ થયો; પરંતુ અણમાનિતીની શીખવણી પ્રમાણે સુયાણીએ રાણીને આંખ્યે પાટા બાંધી દીધા, રાણીને કાંઈ આવ્યું નહિ સાંભરણી ને સુથિયાં આવ્યાં એવી રાજાને વાત કરી અને કનૈયાકુંવર જેવા કાન્તિમાન છોકરાને વાડીમાં દાટી દીધો. બીજે અવસરે અપ્સરા જેવી પુત્રી અવતરી, એને પણ એના ભાઈને પડખે દાટી. ભાઈ ઉપર ચંપાનો ને બહેન ઉપર કેતકીનો છોડ ઊગ્યો. વસન્ત ઋતુ આવતાં ફૂલ બેઠાં અને વાડીમાં કાંઇક અલૌકિક સુવાસ બહેંકી રહ્યો. રાજાનો ગોવાળ પાસેથી નીકળ્યો ને ફૂલ તોડવા મંડયો. 'ભાઇ ચંપક ?', 'હ, બહેન કેતકી', 'જો, આ બાપુનો ગોવાળ ફૂલ તોડે' આવા વાતચીતના મધુર શબ્દ પૃથ્વી માતાના ઉદરમાંથી ગોવાળિયાને શ્રવણે પડયા. આંહીં કાંઇક ચરિતર થાતું લાગે છે એવો પ્રાકૃત તર્ક કરીને ગોવાળ રાજા પાસે ગયો ને વૃત્તાન્તનું નિવેદન કર્યું. રાજાએ પ્રધાન કારભારીને ભાળ્ય કાઢવા મોકલ્યો. પ્રધાન એ સ્થાનકે આવી પોગ્યો એટલે વળી પાછો અદ્દભુત સંવાદ ચાલ્યો. 'ભાઇ ચંપક !' 'હં', બહેન કેતકી' 'જો, આ બાપુના પ્રધાન સુંદર કામદાર આપણને જોવા આવ્યા.' કામદાર વિસ્મય પામ્યો ને જઈને રાજાને તેડી આવ્યો. રાજા આવીને ઊભો એટલે ફરીને દશ દિશાયે જાણે અમૃત વર્ષતી પ્રશ્નોત્તરી ચાલી. 'ભાઇ ચંપક ?' 'હં બહેન કેતકી'. 'જો, આ બાપુ પધાર્યા.' રાજાએ માણસો પાસે એટલામાં ખોદાવ્યું. ગાતાં નૃત્ય કરતાં ભાઇબહેન બહાર આવ્યાં. શૂન્ય રાજભુવનમાં આનંદમંગળ વર્તી રહ્યાં

---

## ચર્ચા પત્ર.

મ્હેરબાન "વસન્ત" ના તંત્રી સાહેબ,

"સાહિત્ય" ના ફેબ્રુઆરી ૧૯૧૯ ના અંકમા "ચોપાનીઆં શું કહે છે !" એ મથાળા નીચેની "વસન્ત" ઉપરની ટીકા વાંચી આ ચર્ચાપત્ર લખવાને પ્રેરાયો છું.

ટીકાકાર એમ માને છે કે હેમણે રા !!! નું વ્યક્તિત્વ હેમની "નવી-જુની" શૈલી ઉપરથી શોધી કાઢયું છે. નવી-જુની શૈલી શું અને કોની તે તો ટીકાકાર જાણે. પણ જો એ એમ માનતા હોય કે એ "તિરસ્કાર કરવા લાયક લેખ લખનાર" રા. નરસિંહરાવ રા. આણન્દશંકર, રા. બ. રમણભાઈ, રા. કેશવલાલ અથવા કોઈ પણ પ્રખ્યાત, બંધાયલી શૈલી વાળા સાક્ષર છે, તો હેમનો આધુનિક સાક્ષરોની શૈલીનો પરિચય, અભ્યાસ અથવા શૈલીની પરીક્ષણ શક્તિ કેટલાં છે તે જણાઇ જાય છે. કારણ રા. !!! એ સાહિત્યના ક્ષેત્રમાં એક તદન અપ્રસિદ્ધ વ્યક્તિ છે. અને તે કોણ છે તે જો "સાહિત્ય"ના તંત્રીને જાણવાની ઇચ્છા હોય તો "વસન્ત" ની મારફત મ્હને પત્ર લખશે તો હેમને ખાનગીમાં જણાવવાને મ્હારે વાંધો નથી.

લિ. એજ !!!

---

# પુસ્તકોની પહોંચ.

**શ્રી સયાજી સાહિત્ય માળાઃ—**

| | | | |
|---|---|---|---|
| ૧ | ,, | મનુષ્ય વિદ્યાનાં તત્ત્વો. | ભાષાન્તર કર્તા રા. રા. મધુકુમાર શિવપ્રસાદ દેસાઈ |
| ૨ | ,, | પેલેસ્ટાઈનની સંસ્કૃતિ. | રા. રા. સુરેન્દ્રનાથ રંગનાથ પારેખાન બી. એ. |
| ૩ | ,, | આલોચાન પદ્ધતિનું ગૃહ શિક્ષણ. | અનુલેખક રા. રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા |
| ૪ | ,, | મીરાંબાઈ | લેખક રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા |

**વિદ્યાર્થી વાંચનમાળાઃ—**

| | | | |
|---|---|---|---|
| ૫ | ,, | ફુલડાં ભા. ૧ | રા. રા. અંબાલાલ મોતીલાલ ઠાકોર |
| ૬ | ,, | ધ્રુવ | ,, ,, |
| ૭ | ,, | ચાર જાતના માણસો. | ,, ,, |
| ૮ | ,, | વિદ્યાર્થીને લાયક ધર્મ | ,, ,, |
| ૯ | ,, | હિંદ માતાનો સંદેશ | |

**રસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય—**

| | | | |
|---|---|---|---|
| ૧૦ | ,, | યુવક રત્ન | સ્વામી અખંડાનંદ બીજુ |
| ૧૧ | ,, | સ્વામી રામતીર્થ એમના સદુપદેશ ગ્રન્થ ૨ જો. | ,, |

**ગુજરાત કેળવણી મંડળ—**

| | | | |
|---|---|---|---|
| ૧૨ | ,, | શ્રી કેળવણીની ખાનગી સંસ્થાઓના સુધારા વિષે નીમાએલી કમીટીનો અહેવાલ | રા. રા. ચંદુલાલ કનૈયાલાલ માસ્ટર બી. એ. |
| ૧૩ | ,, | સન ૧૯૧૭-૧૮ નો વાર્ષિક રીપોર્ટ | |

# વસન્ત.



## વર્ષ ૧૭ મું.



## સંવત્ ૧૯૭૪-૧૯૭૫.



## અનુક્રમણિકા.